# ૧૪મું વર્ષ

'શ્રી જૈન સત્ય પ્રકાશ' આ અંકે ચૌદમા વર્ષમાં પ્રવેશ કરે છે તે પ્રસંગે ગત વર્ષમાં સમિતિને આર્થિક સહાયતા કરનાર તે તે સદ્‌ગૃહસ્થો, સંસ્થાઓ કે સંઘોનો અને સહાયતા માટે ઉપદેશ તથા પ્રેરણા આપનાર પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોનો અને માસિક માટે લેખ મોકલનાર પૂજ્ય મુનિવરો તેમજ બીજા વિદ્વાનોનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને આ નવા વર્ષમાં પણ એવો જ સહકાર ચાલુ રાખવા વિનંતી કરીએ છીએ.

કાગળ, છપાઈ વગેરેના અતિ ઊંચી સપાટીએ પહોંચેલા ભાવોના કારણે, માસિકના પાનાં ઓછા કરવા છતાં, ગત વર્ષમાં જરૂરી ખર્ચને પહોંચી વળવામાં અમને મુશ્કેલી જણાઇ છે. અમે તો ઇચ્છીએ છીએ કે અમે વધુ વાચન-સામગ્રી આપી શકીએ. પણ એ તો ત્યારે જ બની શકે જ્યારે અત્યારે જે મદદ મળે છે તેના કરતાં વધુ મદદ અમે મેળવી શકીએ.

સમિતિની આ પરિસ્થિતિ તરફ અમે જૈન સંઘનું ધ્યાન દોરીએ છીએ અને સમિતિને વધુ મદદ મોકલવાની જૈન સંઘો, સંસ્થાઓ અને આગેવાનોને વિનંતી કરીએ છીએ.

—તંત્રી.

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૪ : વીરનિ. સં. ૨૪૭૪ : ઈ. સ. ૧૯૪૮ | क्रमांक |
| --- | --- | --- |
| अंक १ | આસો સુદિ ૧૩ : શુક્રવાર : ૧૫મી ઑક્ટોબર | १५७ |


મહોપાધ્યાય શ્રી યશોવિજયજીવિરચિત

## એક અપ્રસિદ્ધ સ્તવન

સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી. શિવાનંદવિજયજી

પૂજા વિધિ માંહિ ભાવિએજી, અંતરંગ જે ભાવ;
તે સવિ તુજ આગે કહુંજી, સાહિબ સરલ સ્વભાવ;
સુહંકર અવધારો પ્રભુ પાસ. આંકણી— ૧

દાતણ કરતાં ભાવિએજી, પ્રભુ ગુણ જલ મુખ શુદ્ધિ;
કલિ ઉતારી પ્રમત્તતાજી, દો મુજ નિર્મલ બુદ્ધિ. સુ૦ ૨

યતનાયે સ્નાને કરીજી, કાઢું મેલ મિથ્યાત;
અંગુઠે અઘ શોષવીજી, જાણું હુઓ અવદાત. સુ૦ ૩

ક્ષીરોદકનાં ધોતીયાંજી, ચિંતવું ચિત્ત સંતોસ;
અષ્ટ કર્મ્મ સંવર ભલોજી, આઠપડો મુહકોસ. સુ૦ ૪

ઓરસીઓ એકાગ્રતાજી, કેસર ભગતિ કલ્લોલ;
શ્રદ્ધા ચંદન ચિંતવુંજી, ધ્યાન ઘોલ રંગરોલ. સુ૦ ૫

તાલિ વહુ આણા ભલીજી, તિલક તણો તેહ ભાવ;
જે નિરમાલ ઉતારીયેજી, તેયો તાર્યા વિભાવ. સુ૦ ૬

જે આભરણ ઉતારીયેજી, તે તો ચિત્ત ઉપાધિ;
પખાલ કરતાં ચિંતવુંજી, નિર્મલ ચિત્ત સમાધિ. સુ૦ ૭

અંગલુહણાં બે ધર્મનાજી, આત્મસ્વભાવ તે અંગ;
જે આભરણ પહેરાવીએજી, તે સ્વભાવ નિજ ચંગ. સુ૦ ૮

જે નવ વાડિ વિશુદ્ધતાજી, તે પૂજા નવ અંગ;
પંચાચાર વિશુદ્ધતાજી, તેહ ફૂલ પંચ રંગ. સુ૦ ૯

દીવો કરતાં ચિંતવુજી, જ્ઞાન દીપ સુપ્રકાશ;
નય ચિંતા ઘૃત પૂરિયુંજી, તત્ત્વ પાત્ર સુવિલાસ. સુ૦ ૧૦

ધૂપ રૂપ ઇતિ કાર્યતાજી, કાલાગુરૂ તનુયોગ;
શુદ્ધ વાસના મહમહિજી, તે તો અનુભવયોગ. સુ૦ ૧૧

મદ થાનક અડ છાંડવાજી, તેહ અષ્ટ મંગલિક;
જે નૈવેદ્ય નિવેદીયેજી, તે મન નિશ્ચલ ટેક. સુ૦ ૧૨

લવણ ઉતારી ભાવિયેજી, કૃત્રિમ ધર્મનો ત્યાગ;
મંગલ દીવો અતિ ભલોજી, શુદ્ધ ધર્મ્મ પરભાગ. સુ૦ ૧૩

ગીત નૃત્ય વાજિંત્રનોજી, નાદ અનાહત સાર;
શમ રતિ રમણી જે કરીજી, તે સાચા થેઇકાર. સુ૦ ૧૪

ભાવ પૂજા ઇમ સાચવીજી, સત્ય વજાવું રે ઘંટ;
ત્રિભુવન માંહિ વિસ્તરેજી, ટાલિ કરમનો કાંટ. સુ૦ ૧૫

ઇણિપરે ભાવના ભાવતાંજી, સાહિબ જસ સુપ્રસન્ન;
જન્મ સફલ જગિ તેહનોજી, તેહ પુરૂષ ધન્ય ધન્ય. સુ૦ ૧૬

પરમ પુરૂષ પ્રભુ શામલાજી, માનો એ મુજ સેવ;
દૂર કરો ભવ આમલાજી, વાચક જસ કહે દેવ. સુ૦ ૧૭

—: ઇતિ :—

પૂજ્ય આચાર્યપ્રવર શ્રી. ઉદયપ્રભસૂરિવિરચિત

# આરંભસિદ્ધિ

[ મુહૂર્ત જ્યોતિષ વિષયક એક વિશિષ્ટ ગ્રન્થનો પરિચય ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

આરંભસિદ્ધિ એ જ્યોતિષ વિષયનો ગ્રન્થ છે. જ્યોતિષ શાસ્ત્ર સર્વ શાસ્ત્રો કરતાં વિલક્ષણ શાસ્ત્ર છે. તે શાસ્ત્ર પ્રત્યે સહુ કોઈ બહુમાન ધરાવે છે. ભલે બહારથી કેટલાએક કહેતા હોય કે—'અમને જ્યોતિષમાં જરી પણ શ્રદ્ધા નથી' તોપણ તેમના હૃદયનાં ઊંડાણ તપાસવામાં આવે તો ત્યાં છુપાયેલી જ્યોતિષ પ્રત્યેની રુચિનાં દર્શન થયા વગર ન રહે. જ્યોતિષનું વર્ચસ્વ સર્વત્ર ફેલાયેલું છે. આર્ય-પ્રજાની જેવો જ અનાર્ય પ્રજાને પણ તે

પ્રાયે રસ છે. પાશ્ચિમાત્યોને તેમાં રસ છે એટલું જ નહિ પણ આધુનિક સાધન–સામગ્રીના ઉપયોગથી તેમણે તેમાં વિકાસ પણ સાધ્યો છે. પ્રાચીન પદ્ધતિ પ્રમાણેના એકધારા ગોખણીયા ઉપયોગથી પ્રાચીન જ્યોતિષની પ્રતીતિ અને પ્રગતિ અટકી પડી છે, તેમાં દોષ જ્યોતિષનો નથી, તેના ઉપયોગ કરનારાઓનો છે. જેમ આર્યાવર્તનું વૈદક ઘણું જ વિશિષ્ટ અને સુલભ છે છતાં ઉચિત જાણકાર અને તેને વ્યવસ્થિત રીતે ઉપયોગમાં લેનાર વ્યક્તિઓને અભાવે દબાઈ ગયું છે તે જ પ્રમાણે જ્યોતિષનું બન્યું છે. જે આર્યાવર્તે ગાયું છે કે:— **ज्योतिषं नयनं स्मृतम्** જ્યોતિષ એ આંખ છે; જેમ આંખથી પદાર્થોનું દર્શન થાય છે, તે જ આર્યાવર્તમાં આજે જ્યોતિષ મશ્કરીનો વિષય–હાસ્યનું વાહન થયું છે. હાલતા ચાલતા લેભાગુ માણસો પણ પેટનું પૂરું કરવા જ્યોતિષને સાધન બનાવી ચરી ખાય છે. બબ્બે પૈસામાં જ્યોતિષ જોવાય છે. જ્યોતિષને નામે લોકો છેતરાય છે. પોતાનું ભવિષ્ય જાણવા માટે આતુર જનતા ઠગ જ્યોતિષીઓ પાસે જાય છે, તેમના વચનની મીઠાશથી રાજી થાય છે, ધન આપે છે ને સંતોષ અનુભવે છે. શ્રમ વગરના ધન મેળવવાના ઉપાયો–ધંધામાં રાચતા લોકોને જ્યોતિષ પ્રત્યે સારું આકર્ષણ હોય છે. જ્યોતિષ જાણે તેમને ધન એકદમ અપાવી દેશે એમ તેઓ માને છે ને તે માટે ખૂબ ફાંફાં મારે છે.

આમ જ્યોતિષનો ઉપયોગ ઘણો જ અતિ થઈ રહ્યો છે. અને એ રીતના ઉપયોગથી અમુક શિષ્ટવર્ગ જ્યોતિષ તરફ ઘૃણા–સૂગ પણ ધરાવે છે. પણ જેમ જ્યોતિષનો દુરુપયોગ અનિચ્છનીય છે તેમ તે તરફ સૂગ રાખવી–અરુચિ કરવી તે પણ ઇચ્છનીય નથી. જ્યોતિષ એ દિવ્ય છે. જ્યોતિષના લાભો પણ મહાન્ છે. જ્યોતિષ એ ખરેખર જ્યોતિઃ–પ્રકાશ છે. એ પ્રકાશને ઝીલવાનું સામર્થ્ય આવે તો અનેક અપૂર્વ વાતો અને પદાર્થોનું ભાન થાય એ નિઃસંદેહ છે.

: ૨ :

જ્યોતિષના મુખ્યત્વે બે વિભાગ છે: એક ગણિત વિભાગ અને બીજો ફલિત વિભાગ. ગણિત વિભાગમાં ફલાદેશ કરતાં ગણત્રીનો વિશેષ ઉપયોગ હોય છે. ગણિત વિભાગના જ્યોતિષને પણ બે ભાગમાં વહેંચી શકાય—એક જન્મકુંડલી વિષયક જ્યોતિષ અને બીજું મુહૂર્ત વિષયક જ્યોતિષ. તેમાં જન્મકુંડલી વિષયક જ્યોતિષ–જ્યારે કોઈનો પણ જન્મ થાય ત્યારે ગ્રહચાર કેવા પ્રકારનો હતો, કયા કયા ગ્રહો કયે કયે સ્થાને હતા, કયું લગ્ન ચાલતું હતું, ગ્રહો ઉપર અને ભાવો ઉપર કોની કોની કેટલા પ્રમાણમાં દૃષ્ટિ પડે છે, કઈ દશામાં જન્મ થયો છે, તે દશા કેટલા કાળ સુધી ચાલશે, તેમાં અન્તર્દશાઓ કેટલી આવશે, નવમાંશ, હોરા, દશાંશ, ષોડશાંશ, સપ્તાંશ ઇત્યાદિ ષડ્વર્ગ–દશવર્ગ–કાઢવામાં ઉપયોગી થાય છે.

મુહૂર્ત વિષયક જ્યોતિષનો ઉપયોગ મુખ્યત્વે જુદાં જુદાં કાર્યો કરવાનાં હોય ત્યારે તિથિ–વાર–નક્ષત્ર–યોગ–કરણ–વગેરે જોવામાં થાય છે.

આ બન્ને પ્રકારના ગણિત જ્યોતિષમાં મુખ્યતયા ઉપયોગી પંચાંગ અને પંચાંગને સ્પષ્ટ કરનારા ગણિત પ્રકારો થાય છે. એ ગણિત સૂક્ષ્મ અને કષ્ટસાધ્ય છે. પણ પંચાંગ તૈયાર પ્રાપ્ત થતાં હોવાથી બહુધા એ શ્રમ કરવાનો રહેતો નથી.

ફલિત જ્યોતિષ એ ગણિત જ્યોતિષની ઉત્તર ભૂમિકા છે. ગણિત જ્યોતિષથી તૈયાર થયેલી ગણત્રી જેટલી સૂક્ષ્મ અને સ્પષ્ટ તેટલું જ સૂક્ષ્મ અને સ્પષ્ટ ફલિત જ્યોતિષ ફલ સમજાવે છે.

ગણિત જ્યોતિષની જેમ ફલિત જ્યોતિષ પણ જન્મજ્યોતિષનું ફલ અને મુહૂર્ત જ્યોતિષનું ફલ–એમ બન્ને ફલને સમજાવતું હોવાથી બે પ્રકારનું છે. આ બન્ને પ્રકારના જ્યોતિષ વિષયક હજારો ગ્રન્થો છે.

: ૩ :

આરંભસિદ્ધિ એ મુહૂર્ત જ્યોતિષનો ગ્રન્થ છે. જ્યોતિષ વિષયક ગ્રન્થોમાં પણ જૈનાચાર્યોનો ફાળો નાનો સૂનો નથી. ગણિત અને ફલિત એમ બન્ને પ્રકારના ગ્રન્થો જૈનાચાર્યોએ રચ્યા છે.

આગમ સાહિત્યમાં પણ જ્યોતિષનો વિચાર સારા પ્રમાણમાં આવે છે. સૂર્યપ્રજ્ઞપ્તિ, ગણિવિજ્જા, જ્યોતિષકરંડક વગેરે આગમ કાળના જ્યોતિષ ગ્રન્થો છે. તે તે ગ્રન્થો આગમ કાળના હોવાને કારણે ગહન પણ છે. પૂ. મલયગિરિજી મહારાજ જેવા સમર્થ ટીકાકારે જ્યોતિષકરંડક વગેરેને સ્પષ્ટ કરી સમજમાં આવી શકે તેમ કર્યું છે. એ ગ્રન્થો અને એવાં સુન્દર વિવરણોને આધારે આજ સુધી અસ્પષ્ટ અને અણઉકેલ રહેલો 'વેદાંગ જ્યોતિષ' નામનો પ્રાચીન ગ્રન્થ પણ સ્પષ્ટ થયો છે. મૈસુરથી તે પ્રસિદ્ધિ પામ્યો છે. ને તેના સંપાદક, ડૉ. શામશાસ્ત્રીએ તે તે જૈન જ્યોતિષ ગ્રન્થોનું ઋણ પણ સ્વીકાર્યું છે. આગમ કાળ પછીથી પણ જ્યોતિષના વિવિધ ગ્રન્થો સારા પ્રમાણમાં રચાયા છે. તેમાંના મુખ્યત્વે જૈન ગ્રન્થો આ પ્રમાણે છેઃ—

૧ લગ્નશુદ્ધિ ( આ. શ્રી. હરિભદ્રસૂરિજી ), ૨ ભુવનદીપક ( પદ્મપ્રભસૂરિજી ), ૩ જન્મસમુદ્ર ( ખ. શ્રી. જિનેશ્વરસૂરિજી ), ૪ દિનશુદ્ધિ ( રત્નશેખરસૂરિજી ), ૫, જ્યોતિઃ સાર–નારચંદ્ર જ્યોતિષ ( નરચંદ્રસૂરિજી ), ૬ તાજિકસાર–ટીકા ( હરિભદ્ર ), ૭ કર્ણ-કુતૂહલ–ટીકા–ગણક કુમુદ કૌમુદી ( હરિભદ્ર ), ૮ હીરકલશ–જ્યોતિષહીર ( હીરકલશ ), ૯ જન્મપત્રીપદ્ધતિ ( લબ્ધિચંદ્રગણિ ), ૧૦ જ્યોતિષરત્નાકર ( મહિમોદય ), ૧૧ વર્ષ-પ્રબોધ ( મેઘવિજયજી ગણી ), ૧૨ આરંભસિદ્ધિ ( ઉદયપ્રભસૂરિજી ) ઇત્યાદિ ગ્રન્થો છે.

આ ગ્રન્થોમાં લગ્નશુદ્ધિ, દિનશુદ્ધિ, આરંભસિદ્ધિ, જ્યોતિઃસાર, હીરકલશ–જ્યોતિષ, રત્નાકર એ ગ્રન્થો મુખ્યત્વે મુહૂર્ત જ્યોતિષના છે.જ્યારે બાકીના જન્મકુંડલી સંબંધી અને તેના ફળને જણાવનારા છે.

આ સર્વ ગ્રન્થોમાં મુહૂર્તના વિષયને સાંગોપાંગ સ્પષ્ટ કરતો કોઇ ગ્રન્થ હોય તો તે આરંભસિદ્ધ છે.

હાલમાં વિશેષે પ્રચલિત થયેલા મુહૂર્તજ્યોતિષના લગ્નશુદ્ધિ–દિનશુદ્ધિ–નારચંદ્રજ્યોતિષ વગેરે ગ્રન્થો કરતાં પણ આરંભસિદ્ધિ અધિક વિચારોને સ્પષ્ટ કરતો અને વધારે પ્રચારમાં આવેલો ગ્રન્થ છે. આરંભસિદ્ધિનું કથન પ્રમાણભૂત મનાય છે. તેને અનુસાર જોવાયેલ મુહૂર્ત એ અફર અને આદરપાત્ર છે. એ મુહૂર્તને અનુસાર કરવામાં આવતાં અનુષ્ઠાનો પણ સફલ થાય છે.

આ આરંભસિદ્ધ ગ્રન્થના કર્તા પૂ. આચાર્ય શ્રી ઉદ પ્રભસૂરિજી મહારાજ છે. તેઓશ્રીનો સત્તાકાળ ૧૩મી શતાબ્દિ છે. તેમની પટ્ટપરંપરા આ પ્રમાણે છે:–




મહામંત્રી વસ્તુપાલ અને તેજપાલ આચાર્યશ્રી પ્રત્યે ખૂબ ભક્તિ અને બહુમાન ધરાવતા હતા. તેમના આચાર્યપદમાં વસ્તુપાલ-તેજપાલે સારો ભાગ લીધો હતો. સારી રીતે મહોત્સવ કરી મંત્રીશ્વરે તેઓશ્રીને આચાર્ય પદવી અપાવી હતી. આચાર્યશ્રીએ મંત્રીશ્વરની અભ્યર્થનાથી ધર્માભ્યુદય, સંઘપતિચરિત્ર નામના કાવ્યગ્રન્થની રચનાકરી હતી.

આરંભસિદ્ધિ અને ધર્માભ્યુદય મહાકાવ્ય સિવાયના બીજા પણ અનેક ગ્રન્થોનું ગુંથન આચાર્યશ્રીએ કર્યું છે. સુકૃતકલ્લોલિની, નેમિનાથચરિત્ર, ષડશીતિ ને કર્મસ્તવ ટિપ્પણ, ઉપદેશમાલાકર્ણિકા વગેરે તેઓશ્રીની કૃતિઓ છે.

તેઓશ્રીએ કેવળ ગ્રન્થરચના કરી છે એટલું જ નહિ પણ સારા સારા વિદ્વાન શિષ્યો પણ તૈયાર કર્યા છે.

સ્યાદ્વાદમંજરી જેવા વ્યાપક ગ્રન્થના કર્તા આ. શ્રી મલ્લિષેણસૂરિજી તે ઉદયપ્રભસૂરિજીના શિષ્ય હતા. મલ્લિષેણસૂરિજીને તેઓશ્રીના ગુરુ પ્રત્યે અત્યંત બહુમાન હતું. સ્યાદ્વાદમંજરીના મંગલાચરણમાં તે બહુમાનને વ્યક્ત કરતાં તેઓશ્રી લખે છે કે—

"હે સરસ્વતી માતા ! તમે મારા હૃદયની સાનિધ્યમાં રહેજો કે જેથી આ. અન્યયોગવ્યવચ્છેદિકા નામની આપ્તસ્તુતિની ટીકા કરવાની શરૂઆત શીઘ્ર સમાપ્ત થાય. અથવા ભૂલ થઈ–( સરસ્વતી પાસે મારે શા માટે યાચના કરવી જોઈએ !) 'શ્રી ઉદયપ્રભ ' એવો ચિરંતન સારસ્વતમંત્ર હંમેશ મારા હોઠ ઉપર જ રમે છે.'

તે શ્લોક આ પ્રમાણે છે–

मातर्भारति सन्निधेहि हृदि मे येनेयमाप्तस्तुते-
र्निर्मातुं विवृतिं प्रसिद्ध्यति जवादारंभसंभावना ॥
यद्वा विस्मृतमोष्ठयोः स्फुरति यत् सारस्वतः शाश्वतो,
मन्त्रः श्रीउदयप्रभेति रचनारम्यो ममाहर्निशम् ॥ ४ ॥

તે સમયના પ્રસિદ્ધ વિદ્વાન નરચંદ્રસૂરિજી સાથે પણ ઉદયપ્રભસૂરિજીને ગાઢ સંબંધ અને પરિચય હતો. ઉદયપ્રભસૂરિજીના ધર્માભ્યુદય કાવ્યનું સંશોધન નરચંદ્રસૂરિજીએ કર્યું છે. કાવ્યમાં તે હકીકતનો ગ્રન્થકારે સ્પષ્ટ ઉલ્લેખ પણ કર્યો છે. એ ઉપરથી એમ સંભાવના કરી શકાય કે આરંભસિદ્ધિની રચનામાં પણ તેઓશ્રીની પ્રેરણા હોય, કારણ કે નરચંદ્રસૂરિજી પણ જ્યોતિષના સારા જાણકાર હતા. જ્યોતિષસાર-નારચંદ્ર જ્યોતિષ એ ગ્રન્થ તેઓશ્રીના જ્યોતિષ સંબંધી વિશાળ અનુભવનો પરિચય કરાવે છે.

: ૫ :

આરંભસિદ્ધિનાં ૧૧ પ્રકરણો છે. અહીં તે તે પ્રકરણોને 'દ્વાર' એવું નામ આપ્યું છે. તેમાં પ્રથમ દ્વારમાં તિથિનું સ્વરૂપ છે. કઇ તિથિ સારી, કઈ તિથિ ત્યાજ્ય, તિથિનો ક્ષય કોને કહેવાય, વૃદ્ધિ કોને કહેવાય, ઇત્યાદિ તિથિનું સ્વરૂપ ૧૪ શ્લોકોમાં છે. તેમાં કરણ વિચાર તિથિસંબદ્ધ હોવાથી તે પણ આ દ્વારમાં જ દર્શાવ્યો છે. ભદ્રા-વિષ્ટિનું સ્વરૂપ ખાસ ધ્યાનમાં રાખવા જેવું અહીં મળે છે.

બીજું વાર દ્વાર છે તેમાં વારની શરૂઆત ક્યારથી થાય, વારનિયત શું શું છે? શુભ વાર અને અશુભ વાર, શુભવારમાં પણ અશુભ વારનો ભોગ ત્યાગ કરવો, વારમાં આવતી સિદ્ધચ્છાયા વગેરે વિચારો છે. વારદ્વાર આઠ શ્લોકપ્રમાણ છે.

ત્રીજું નક્ષત્ર દ્વાર છે. તેમાં નક્ષત્રોનાં નામ, તેના સ્વામી, કાર્ય પરત્વે નક્ષત્રની ગ્રાહ્યાગ્રાહ્યતા, નામકરણમાં નક્ષત્રપાદની આવશ્યકતા, તેના નિયત અક્ષરો, નક્ષત્રના કેટલા કેટલા તારા છે, કેવી કેવી આકૃતિ છે, કઈ દિશામાં તે ઊગે છે ને વિચરે છે ઇત્યાદિ સ્વરૂપ છે. ૧૬ શ્લોકપ્રમાણ આ ત્રીજું દ્વાર છે.

ચોથું યોગ નામનું દ્વાર ૪૫ શ્લોકપ્રમાણ છે. તેમાં અમૃતસિદ્ધિયોગ, કુમાર-યોગ, રવિયોગ, વગેરે યોગનું વિસ્તારથી સ્વરૂપ છે. મુહૂર્તમાં યોગદ્વારની અગત્ય વિશેષે રહે છે.

તિથિ-વાર-નક્ષત્રને યોગ એ ચાર દ્વારમાં પ્રથમ વિમર્શ સમાપ્ત થાય છે; પ્રથમ વિમર્શમાં સર્વ મળી ૮૩ શ્લોકો છે.

દ્વિતીય વિમર્શમાં ૭૩ શ્લોકો અને બે દ્વાર છે. પ્રથમ રાશિદ્વાર ૪૩ શ્લોકપ્રમાણ ને બીજું ગોચરદ્વાર ૩૦ શ્લોકપ્રમાણ છે.

રાશિદ્વારમાં બાર રાશિના વર્ણ, સ્વામી, પુરુષાદિ ચરસ્થિર કાળબલ વગેરે વિસ્તારથી વર્ણવ્યા છે. પ્રાસંગિક હોવાથી સૂર્યાદિ ગ્રહોનું સ્વરૂપ ઉચ્ચ-નીચ-વ્યવસ્થા, દ્વાદશભાવ, ષડ્વર્ગબલ, ગ્રહમૈત્રી વગેરે લગ્ન કુંડલીમાં ઉપયોગી હકીકતો પણ વર્ણવી છે.

ગોચર દ્વારમાં સૂર્ય વગેરે ગ્રહોનો સંચાર કેવો હોય તો સારો, સૂર્યાદિ કઈ રાશિના કયા સ્થાનના હોય ત્યારે કેવું ફલ આપે-બળવાન્ કેવી રીતે થાય, ચંદ્રબલ તારાબલ ચંદ્રાવસ્થા, વગેરે ગોચર સંબંધી સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે.

ત્રીજા વિમર્શમાં ૮૨ શ્લોકો છે, ને એક જ કાર્યદ્વાર છે. કાર્યદ્વારમાં જુદા જુદા કાર્ય પરત્વે જુદાં જુદાં મુહૂર્તો દર્શાવ્યાં છે. કાર્યદ્વારમાં જ્યોતિષ વિષયક અનેક વાતો પ્રાસંગિક જણાવી છે. જ્યોતિષના મર્મ વિચારો સમજવા માટે કાર્યદ્વાર અતિશય ઉપયોગી છે.

ચોથો :વિમર્શ ૮૮ શ્લોકપ્રમાણ છે. તેમાં ગમદ્વાર અને વાસ્તુદ્વાર છે. એક ૧૪ શ્લોકનું છે ને બીજું ૨૪ શ્લોકનું છે. ગમ એટલે યાત્રા. મુસાફરી, ગામ જવું, યુદ્ધ માટે યાત્રા. તીર્થયાત્રા, વિહાર વગેરે સર્વ ગમ દ્વારમાં આવી જાય છે. લોકમાં યાત્રા નો પ્રસંગ સર્વેને વારંવાર આવે છે. તે માટે મુહૂર્તની જરૂર પણ વારંવાર પડે છે.

પોતાની યાત્રા સફલ થાય એ સહુકોઈ ઇચ્છે છે. તે માટે શકુન જોવા વગેરે પ્રચલિત છે, તે પ્રમાણે સારું મુહૂર્ત પણ આવશ્યક છે.

મુહૂર્તચિંતામણિ નામના પ્રસિદ્ધ જ્યોતિષ ગ્રન્થનું યાત્રા પ્રકરણ ખૂબ વખણાય છે તે પ્રમાણે અહીંનું ગમ દ્વાર પણ પ્રસંસનીય છે. અહીં પણ ઘણા વિષયોનું સ્પષ્ટીકરણ મળે છે.

વાસ્તુ-નવીન ઘરમાં પ્રવેશ, રહેવા માટે શરૂઆત-તેમાં ઘણા વિષયો જોવાના રહે છે. વિસ્તારથી વાસ્તુ વિષયક મુહૂર્તની ચર્ચા કરી છે.

પાંચમા વિમર્શમાં ૮૬ શ્લોકો છે, ને બે દ્વાર છે. ૪ શ્લોકનું વિલગ્નદ્વાર અને ૮૨ શ્લોકનું મિશ્ર દ્વાર.

વિલગ્નદ્વારના ચાર શ્લોકમાં પણ ગ્રન્થકારે જ્યોતિઃશાસ્ત્રની કેટલીક અતિશય ઉપયોગી વાતો કહી દીધી છે. ક્યાં ક્યાં કાર્યોમાં લગ્ન લેવું જ જોઇએ, લગ્નપયોગી માસ, સિંહસ્થ ગુરુ, ધનાર્ક મીનાર્ક, ચાતુર્માસ, અધિકમાસ, વગેરેની ત્યાજ્યતા, શુક્રાસ્ત અને ગુર્વસ્ત કેવી રીતે ત્યજવા વગેરે વાતો આ દ્વારમાં આવે છે. મિશ્રદ્વારમાં જ્યોતિષની બાકી રહેલી ઉપયુક્ત સર્વ વાતો આપી છે. પ્રતિષ્ઠામુહૂર્ત-દીક્ષામુહૂર્ત કેટલાયે વિશેષ વિચારો આ દ્વારમાં છે. આ દ્વારમાં કેટલીએક ગુરુગમથી જાણવા જેવી વાતો પણ આવે છે.

એ પ્રમાણે પાંચ વિમર્શ, ૧૧ દ્વાર અને ૪૧૨ શ્લોકપ્રમાણ આરંભસિદ્ધિ ગ્રન્થ છે. ૪૧૨ શ્લોકો અનુષ્ટુપ્ જ નથી પણ જુદા જુદા આસાદિક અનેક છન્દોમાં ગુંથાયેલા શ્લોકો છે. વસંતતિલકા, મન્દાક્રાન્તા, શિખરિણી, શાર્દૂલ, સ્રગ્ધરા, વગેરે મોટા મોટા વૃત્તો પણ તેમાં આવે છે.

જ્યોતિષના મુહૂર્ત વિષયક ગ્રન્થોમાં છન્દઃશાસ્ત્રનું પ્રભુત્વ સારા પ્રમાણમાં જોવાય છે. તેમાં એક રીતે લાભ છે. લાભ એ છે કે-કંઠસ્થ કરવા માટે છન્દથી અનુકૂળતા સારી રહે છે. બીજી બાજુ એક ક્લિષ્ટતા પણ રહે છે તે એ કે છન્દને પરાધીન શબ્દરચના કરવા માટે ક્લિષ્ટ શબ્દોનો ઉપયોગ વિશેષ કરવો પડે છે. બુદ્ધિની ખીલવણી એ રીતે જરૂર થાય પણ મૃદુમતિવાળા માટે દુઃશક્ય પ્રવેશ પણ બને છે.

જેમકે-આ જ ગ્રન્થમાં વિદ્યારંભના મુહૂર્તમાં વાર અને નક્ષત્રો જણાવતા કહ્યું છે—

विद्यां सुराध्यापकराजपुत्र-सितार्कवारेषु समारभेत ॥
पूर्वाश्विनीमूलकरत्रयेषु, श्रुतित्रये वा मृगपञ्चके वा ॥२५॥ विमर्श ३

અર્થ—ગુરુ, બુધ, શુક્ર ને રવિવારમાં વિદ્યાનો આરંભ કરવો. પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, અશ્વિની, મૂલ, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતતારા, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય ને અશ્લેષા એટલા નક્ષત્રોમાં વિદ્યાનો આરંભ કરવો.

જ્યોતિષ શાસ્ત્રની પરિભાષાઓ સારી રીતે પરિચિત ન હોય તે સહેલાઈથી-सुराध्यापक-ગુરુ, राजपुत्र—બુધ, सित-શુક્ર, कर-હસ્ત, श्रुति-શ્રવણ, એ ન સમજી શકે.

આમ છતાં શીખવામાં ને યાદ રાખવામાં આ શ્લોકપદ્ધતિ સારી રીતે ઉપયોગી થતી હોવાથી સ્વીકારાઈ છે, તે ને યોગ્ય છે.

: ૬ :

આરંભસિદ્ધિ મૂલગ્રન્થ ઉપર હેમહંસગણિએ રચેલી વિદ્વત્તાપૂર્ણ 'સુધીશૃંગાર' નામની ટીકા છે. ટીકાકારે જ્યોતિષની ઘણીયે રહસ્યપૂર્ણ વાતો ટીકામાં જણાવી છે. હૈમવ્યાકરણમાં આવતા ન્યાયોને સંગૃહીત કરી, 'ન્યાયાર્થમંજૂષા' નામના વ્યાકરણના વિશિષ્ટ અંગને વ્યવસ્થિત કરી વિદ્વત્સમાજમાં વિખ્યાત થયેલા હેમહંસગણિ એ જ આ ટીકાના કર્તા છે. તેમની પરંપરા આ પ્રમાણે છે.

દેવસુન્દરસૂરિ
|
સોમસુન્દરસૂરિ
|
મુનિસુન્દરસૂરિ
|
હેમહંસગણિ

હેમહંસગણિએ આ ટીકાની રચના સં ૧૫૧૪માં કરી છે. આ રચના રત્નશેખરસૂરિજી મહારાજના રાજ્યમાં થઈ છે. ટીકાકારે બીજાપણ અનેક ગ્રન્થોની ગુંથણી કરી છે.

આ ટીકાની શરૂઆતમાં અને અન્તે એક બે ખાસ ધ્યાનમાં રાખવા લાયક હકીકતો નોંધેલી છે. એક તો-જૈન રીતરિવાજોથી સંસ્કારિત હોય તેને સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે સર્વ સાવદ્ય પ્રવૃત્તિના ત્યાગી મુનિ મહારાજ આવા મુહૂર્તશાસ્ત્રને કેમ બનાવે? મુહૂર્ત શાસ્ત્રને સાંગોપાંગ રચવા માટે કેટલાયે સાવદ્ય મુહૂર્તો દર્શાવવા અનિવાર્ય છે-નહિં તો ગ્રન્થની ન્યૂનતા ગણાય. આરંભસિદ્ધિમાં પણ એવા અનેક મુહૂર્તો જણાવ્યા છે. તેનો ખુલાસો આપતાં ટીકાકાર કહે છેઃ—

હેય વસ્તુ પણ જાણવી જોઈએ. સાવદ્ય કર્મ અને તેને માટે જોવાતાં મુહૂર્તો એ હેય છે માટે તેનું જ્ઞાન પણ હેય છે એમ નથી. જ્ઞેય સર્વ છે. જો કે તેમાં અધિકારીની યોગ્યતા જરૂર જોવી જોઈએ. સર્વને સર્વ બાબતો જાણવી અને જણાવવી એ ઉચિત નથી. બીજું કેટલાએક પ્રસંગોમાં સાવદ્ય કર્મથી પણ નિરવદ્ય મહાન્ લાભ ગંભીર જ્ઞાની મહાપુરુષોને સમજાતો હોય તો તે સાવદ્ય કર્મ પણ લાભના ટકાની અપેક્ષાએ અપવાદ માર્ગે અનુજ્ઞાત છે. ત્યાં આ મુહૂર્તજ્ઞાન ઉપયોગી થાય છે-માટે ટીકાકાર ગ્રન્થના ઉપયોગ માટે જણાય છે—

ये सुविहिताः पदस्थाः प्रौढाः सावद्यवचनतो विरताः ।
तेषामेव ग्रन्थः सदाऽयमुपयोगितां लभताम् ॥

જેઓ સુવિહિત, પદસ્થ, પ્રૌઢ અને પાપવચનના ત્યાગવાળા છે તેમને જ આ ગ્રન્થ હંમેશાં ઉપયોગી બનો!

આ ઉલ્લેખથી ટીકાકાર ખૂબ ભવભીરુ અને પાપડથી ડરનારા છે એ સ્પષ્ટ થાય છે.

છેલ્લે પણ તેઓશ્રીએ જણાવ્યું છે કે-આ ગ્રન્થની રચનામાં પોતાને સમજાયેલી જ્યોતિષની કેટલીએક ગુપ્ત વાતો સંગ્રહીત કરવાનો જ પ્રધાન આશય છે. મુહૂર્ત વિષ-યક દુર્ભાવરણાથી દુભાતા જ્યોતિર્વિદોને સત્ય માર્ગદર્શન કરાવવાનું એ તો ગૌણ છે.

ટીકાકારે છેલ્લા ૧૩ શ્લોકોમાં આ શાસ્ત્રનો કોઈ દુરુપયોગ ન કરે તે માટે ખૂબ જ ભાર પૂર્વક જણાવ્યું છે.

આ રહસ્યપૂર્ણ ગ્રન્થ યોગ્ય આત્માને ગુપ્ત રીતે આપવા સૂચવ્યું છે. નહિ તો મૂર્ખ માણસને આપેલું શસ્ત્ર રક્ષણ ન કરતાં સ્વપર-વિનાશક થાય છે.

આ ગ્રન્થનો ઉપયોગ કરવા ઇચ્છનારે ટીકાકારે અન્તિમ ૧૩ શ્લોકમાં જણાવેલ વિચારો હૃદયમાં સારી રીતે ઉતારવા જોઈએ, તે તેને વફાદાર રહીને જ આ ગ્રન્થનું અધ્યયન અને પ્રવર્તન કરવું જોઈએ. આ ગ્રન્થ પ્રથમ ભાવનગરથી પુરુષોત્તમ ગીગાભાઈએ છપાવીને પ્રકટ કર્યો હતો. ભીમસી માણેક તરફથી ભાષાન્તર સાથે આની પ્રસિદ્ધિ થઈ છે. આ. શ્રી. ક્ષમાભદ્રસૂરિજીએ આરંભસિદ્ધિ મૂળ માત્ર ટિપ્પણ સાથે સંપાદિત કરી પ્રકાશિત કરેલ છે. છેલ્લે છાણી શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાળાએ પણ એ પ્રકાશિત કરેલ છે.

વ્યવહાર ચર્યા-એ આ ગ્રન્થનું બીજું નામ છે. ચાર ચાર વખત પ્રગટ થયેલા આ ગ્રન્થનું હજુ પણ વિશિષ્ટ સંપાદન અને પ્રકાશન અત્યાવશ્યક છે. થયેલા પ્રકાશનો સંતોષપ્રદ ન હોવા છતાં સારા પ્રકાશનના અભાવમાં જરૂર ઉપયોગી છે.

રહસ્યભરી વાતો જાણવી જેટલી સહેલી છે તેટલી જ પચાવવી મુશ્કેલ છે. માટે પચાવવાની શક્તિવાળા સજ્જનો આ ગ્રન્થને યથેચ્છ ઉપયોગમાં લ્યો ને તેના દ્વારા સારા લાભો જનતાને આપો!

પાંજળાપોળ : અમદાવાદ
સં. ૨૦૦૪, શ્રાવણ વદિ ૧૦, રવિવાર

# દીયાણા, લોટાણા, નાંદીયા વગેરે તીર્થોની યાત્રા

## લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

### "નાણા દિયાણાને નાંદિયા જીવિતસ્વામી વાંદિયા"

આ કાવ્યમાંના એક સ્થાન દિયાણાના જીવિત સ્વામીની યાત્રા અમારે બાકી હતી. ઘણા સમયથી વિચાર થતો હતો કે, આ પ્રાચીન સ્થાનની યાત્રા થાય તો સારું એમાં આ વર્ષે એનો સુયોગ પ્રાપ્ત થયો. રોહીડાથી પોસીના તીર્થની યાત્રાનો સંઘ પુનઃ રોહીડા આવ્યો અને અમારા વિહારનું નક્કી થતાં જ દીયાણાજી તીર્થની યાત્રાનું નક્કી થયું. સુશ્રાવક ભાઈ સહસમલજીએ પણ યાત્રાનો લાભ લેવાનો વિચાર કર્યો, અને રસ્તાની તપાસને જરૂરી તૈયારી કરી લીધી. અમારો નાનકડો સંઘ સ્વરૂપગંજ આવ્યો. અને એક દિવસ સ્થિરતા કરી દીયાણાજીની યાત્રા માટે પ્રયાણ કર્યું.

૧. સ્વરૂપગંજ—આ ગામ હમણાં જ નવું વસેલું છે. જૈનોની દસેક દુકાનો છે. મહાવીર જૈન ગુરુકુલ કે જે બામણવાડાજીમાં હતું તે હમણાં અહીં શેઠ છગનલાલજીની ધર્મશાળામાં છે. ધર્મશાળામાં નાનું ઘર મંદિર છે. બે ધાતુની પંચતીર્થી છે. રોહીડાથી ૪।। માઇલ લગભગ છે. અહીંથી નીતોડા ચાર માઈલ છે.

૨ નીતોડા—અહીં શ્રાવકોનાં લગભગ ૪૦ ઘર છે. સુંદર ભવ્ય જિનાલય છે. કહેવાય છે બાવનજિનાલય, પરંતુ દેરીઓ બાવન નથી; કુલ ૪૧ દેરીઓ છે. મંદિરમાં અત્યારે મૂલનાયકજી શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથની મૂર્તિ પ્રાચીન ભવ્ય અને મનોહર છે. મૂલનાયકજીની ગાદીની નીચે જૂનું પરિકર હોય તેની ગાદી ઉપરના લેખમાંથી—

॥ संवत १२० X प्राग्वाट वंशे X X प्रभृतिकुटुम्बयुतेन

श्रीमहावीर X X X सूरिभिः

આટલું વંચાય છે. અહીં ધર્મચક્ર ઉપર દેવી સ્થાપિત કરી છે. જમણી બાજુ બ્રહ્મશાંતિ યક્ષ છે. ડાબી બાજુ અંબિકા દેવી છે. પરિકર શ્રીમહાવીરપ્રભુની મૂર્તિનું છે. આ પરિકર બીજેથી લાવ્યા હોય અથવા તો અહીં પહેલાં શ્રી વીર પ્રભુજી મૂલનાયક હોય એમ સંભવે છે. સંવત ૧૨૦ × છે એટલે બારસો ને નવની અંદરનો કોઇ આંક હશે. અર્થાત્ તેરમી સદીની શરૂઆતમાં પોરવાડ જ્ઞાતિના શ્રમણોપાસકે આ મૂર્તિ ભરાવી છે. પ્રતિષ્ઠાપક આચાર્યવર્યનું નામ નથી વંચાતું. લેખ કંઈક ઘસાઈ ગયો છે, અને કંઈક સીમેન્ટથી દબાઈ ગયેલ છે.

અહીં મૂલ ગભારામાં મૂલ ગાદી ઉપર ત્રણ મૂર્તિઓ બિરાજમાન છે. મૂલ ગભારાની બહારની પ્રથમ ચોકીમાં ચાર મૂર્તિઓ છે. બે ઉપર જમણા અને ડાબા ગોખલામાં છે અને એવી જ રીતે ગોખલાની નીચેના ભાગમાં (કોરીમાં) જમણી અને ડાબી બાજુ બે મૂર્તિઓ છે, આ બન્ને મૂર્તિઓ પ્રાચીન અને ભવ્ય છે.

જમણી બાજુ શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ છે. માથે ફણા છે અને બાજુ પાંદડાં ઉતાર્યાં છે. એની પાસે ખાંચલી છે. ફણા અને પાંદડાંની રચના સુંદર છે. ડાબી બાજુના ભગવાનને કાંઇ લંછન નથી દેખાતું, પરંતુ મૂર્તિ બહુ પ્રાચીન છે. નીચે લેખ પણ છે. પરન્તુ બહુ ઘસાયેલો અને જીર્ણ હોવાથી તેમજ અંધારું પણ ઘણું હોવાથી વાંચી શકાયો નહીં. આ સિવાય દેરીઓમાં નીચે પ્રમાણે લેખો મળ્યા છે—

દેરી નમ્બર ત્રીજામાં બ્રહ્મશાન્તિ યક્ષની લગભગ અઢી ફૂટ ઊંચી પ્રાચીન મૂર્તિ છે, જેની નીચે આ પ્રમાણે લેખ છે—

(१) "संवत् १४९१ वर्षे वैशाख सुदि २ गुरुदिने

(२) जक्ष ब्रह्ममूर्ति स्थापिता शुभं भवतु ॥

બ્રહ્મશાંતિયક્ષની મૂર્તિને માથે મુગટ છે અને એના ઉપર શ્રીવીરપ્રભુની મૂર્તિ છે. યક્ષની મૂર્તિના જમણા હાથમાં ઉપર ત્રિશલ છે; નીચે અભય મુદ્રા છે. ડાબા હાથમાં ઉપર પાશ અને નીચે નાળચાવાળો કલશ છે. જમણા પગમાં નીચે ચાખડી છે

અને ડાબા પગની ચાખડી નીચે ઉતારી છે. અહીંની જનતા આ યક્ષની બહુ જ માનતા માને છે; બાબાજી-બાવાજી કહીને બહુમાન કરે છે.

દેરી નંબર સાતમાં શ્રી મહાવીર પ્રભુની મૂર્તિના પરિકરમાં નીચે પ્રમાણે લેખ છે. આરસનું આ પરિકર સુંદર અને પ્રાચીન તેમજ જીર્ણ છે.

(१) संवत् १२९२ वैशाख शुदि ८ शुक्रे उ X X

(२) जडुः सुत चि ( वि ) × X × × पडझेसल X X

( ત્રીજી પંક્તિ વંચાતી નથી )

દેરી નંબર ૧૭ માં શ્રી વીરપ્રભૂતી મૂર્તિની પછવાડે નીચે પ્રમાણે લેખ છે.

संवत् १४९२ वैशाख X X X

દેરી નંબર ૨૩માં ભગવાનની ગાદીમાં નીચે પ્રમાણે લેખ છે.

(१) संवत् × १७१३ × वर्षे वैशाख शुदि ७ शुक्रे श्रीसिरोही वा०

(२) प्रा० वा० सा० । रतनसी भार्या लाली सुत जसवीर अमरसी सुत

(३) X X × नाथबिंब का. प्र. भ. विजयराजसूरि × ×

ચાલીસમી દેરીમાં અંબાજીનું ત્રિશૂલ છે.

કુલ દેરીઓ ૪૧ છે તેમાંથી અત્યારે ૧૯ દેરીમાં મૂર્તિઓ બિરાજમાન છે. બાકીની દેરીઓ ખાલી છે. પરંતુ બધી દેરીઓની બારશાખો ઉપર પ્રભુમૂર્તિ સ્થાપિત છે. આ સિવાય ધાતુમૂર્તિ, જે ચોવીસી છે તેના ઉપર સં ૧૫૨૩ નો લેખ છે. પ્રતિષ્ઠાપક તપાગચ્છીય શ્રીરત્નશેખરસૂરિશિષ્ય લક્ષ્મીસાગરસૂરિજી છે.

નીતોડાના આ મંદિરનો સરસ જીર્ણોદ્ધાર થયો છે. ધનારીના પ્રસિદ્ધ શ્રીપૂજ્ય શ્રી મહેંદ્રસૂરિજીના ઉપદેશથી સં. ૧૯૮૧માં આ જીર્ણોદ્ધાર થયેલ છે. અને તેનો મોટો લેખ પણ છે. મંદિરની બહાર એક દેરીમાં અધૂરી બનેલી મોટી વિશાલકાય મૂર્તિ છે. અહીંના ભોળા લોકો આને 'ધૂમ બાપજી' તરીકે માને છે. પાસે જ બીજી દેરીમાં અંબિકાજીની મૂર્તિ છે, જે શ્રીપૂજ્ય મહેંદ્રસૂરિજી પ્રતિષ્ઠિત છે.

અહીં સુંદર ઉપાશ્રય અને વિશાલ ધર્મશાલા-બગીચો વગેરે છે.

નીતોડાથી ૭ માઇલ દૂર દીયાણાજી છે. રસ્તામાં માંડવાડા ગામ આવે છે. માંડવાડા નીતોડાથી ત્રણ માઇલ દૂર છે.

**માંડવાડા**—અહીં શ્રીચંદ્રપ્રભુજીનું મંદિર છે. મુલનાયકજી શ્રી ચંદ્રપ્રભુજી છે. અને બન્ને બાજુ ધાતુના એકલમલ પ્રતિમાજી છે. અહીં ૧૯૭૩માં શ્રીપૂજ્ય મહેંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે, મુલનાયકજીની ગાદી નીચે ૧૯૭૩ની આ પ્રતિષ્ઠાનો લેખ પણ છે, આ સિવાય એક ધાતુની પંચતીર્થ છે, અને રંગમંડપમાં શાસનદેવ અને શાસનદેવીની મૂર્તિ છે.

આ મંદિર નાનું અને પ્રાચીન છે. અહીં એક પણ શ્રાવકનું ઘર અત્યારે નથી. રબારી અને રજપૂતોનાં ઘર છે. અહીંથી દીયાણા ત્રણ માઈલ દૂર છે, વચ્ચે ૧॥ માઇલ

દૂર ફેર ગામ આવે છે. અહીં સુધી મોટર આવી શકે છે. સિરોહી સ્ટેટની એક મોટર સર્વીસ સ્વરૂપ ગંજથી ઊપડી, નીતોડા થઇ, માંડવાડા થઈ કાલંદ્રી જાય છે.

ફેરથી એક માઇલ દૂર શ્રીશાંતિનાથજીના મંદિરનું પ્રાચીન ખંડિયેર ઊભું છે. પહાડ નીચે જંગલમાં મંગલમય આ મંદિર છે. એક થાંભલા ઉપર સં. ૧૧૪૪નો લેખ છે. મૂળ ગભારાના દ્વાર ઉપર પાંચ મૂર્તિઓ છે. એક મૂર્તિ પછી ઇંદ્ર પછી એક મૂર્તિ આવું બીજી બાજુ છે. અને બારશાખ ઉપર પણ મૂર્તિ છે. અને રંગમંડપના દ્વાર ઉપર ચાર ચાર મૂર્તિ બન્ને બાજુ છે અને બારશાખ ઉપર એક મૂર્તિ છે. સં ૧૧૪૪નો થાંભલા ઉપરનો લેખ એમ સૂચવે છે કે બારમી સદીમાં આ ભવ્ય મંદિર સુંદર રૂપે વિદ્યમાન હશે જ. કહે છે કે આ મંદિર દીયાણાજી શહેરના મધ્ય ભાગમાં હતું. ફેર પણ દીયાણા પુરીનો જ એક ભાગ છે. ઉપર્યુક્ત શ્રીશાંતિનાથજીનું મંદિર દીયાણા જતાં જમણી બાજુ ટેકરી પર દેખાય છે. અહીંથી ાા માઇલ દૂર દીયાણાજી તીર્થ છે.

દિયાણાજી તીર્થ—સુંદર ટેકરીઓની વચમાં આ ભવ્ય પ્રાચીન તીર્થસ્થાન આવ્યું છે. અત્યારે તો ચારે બાજુ પહાડી અને જંગલ છે. સ્વરૂપગંજથી જ આબુ ગિરિરાજ જાણે આપણું સ્વાગત કરવા આવતો હોય તેમ આપણી નજીક આવતો જાય છે. નીતોડાના ભીલો વગેરે આબુગિરિરાજમાંથી લાકડાં વગેરે લાવે છે. અહીંથી આબુગિરિ માત્ર એક માઇલ દૂર હશે. દીયાણાજી જતાં એ અર્બુદગિરિરાજ પાછા જતા હોય તેમ દૂર સુદૂર જતાં દેખાય છે. ઠેઠ આબુની પાછળ આગળ વધતાં એ જ અર્બુદગિરિની પુત્રીઓ જેવી નાની નાની ગિરિમાલા શરુ થાય છે આ ગિરિમાલાના પ્રદેશમાં થઇને યાત્રુ આગળ વધે છે. એ જ ગિરિમાલાની વચ્ચે જંગલમાં મંગલમયું આ પ્રાચીન તીર્થ શોભી રહ્યું છે.

શાંતિનાથજીના મંદિરથી થોડું આવ્યા પછી આ મંદિર દેખાય છે. સુંદર કિલ્લામાં ધર્મશાળા અને સામે જ મંદિર છે.

બાવન જિનાલયનું આ મંદિર ખૂબ જ પ્રાચીન અને ભવ્ય છે. મૂલનાયક શ્રી મહાવીર પ્રભુની ભવ્ય અને પ્રાચીન મૂર્તિ છે. એવી અદ્ભુત વૈરાગ્યરસમય છે કે દર્શકને ત્યાંથી ઊઠવાનું મન જ ન થાય.

**"અમીયભરી મૂર્તિ રચી રે ઉપમાન ઘટે કોય"**
**શાંત સુધારસ ઝીલતી રે નીરખત તૃપ્તિ ન હોય. ॥૧॥**

કાવ્ય અહીં પૂર્ણ રૂપે ચિરિતાર્થ થયું છે. જૈન સત્ય પ્રકાશના શ્રીમહાવીર અંકમાં આવેલ પ્રભુ મહાવીરના ચિત્રનું જાણે પ્રેરણાસ્થાન હોય એવી અદ્ભુત વૈરાગ્ય રસથી ભરપૂર આ મૂર્તિ છે. જીવિત સ્વામીની મૂર્તિની ઉપમા બરાબર ઘટી શકે છે. નીચે સુંદર પરિકરમાંનું ધર્મચક્ર પણ અદ્ભુત છે. બન્ને બાજુ સિંહ અને ધર્મચક્રની બાજુનાં બે હરણીયાં જાણે વીતરાગ પ્રભુના અતિશયને જ સૂચવતા હોય એમ લાગે છે. સિંહ અને હરણ શાંતિ પૂર્વક એક સાથે કેવા મેલ કરી રહ્યાં છે એનું અદ્ભુત દશ્ય બતાવે છે. મૂળ ગભારામાં વિશાલ પરિકરવાળી શ્રી વીરપ્રભુની મૂર્તિ બિરાજ માન છે. ત્યાં કોઈ લેખ વગેરે નથી. રંગમંડપમાં બે બાજુ બે ગોખલામાં બે મૂર્તિઓ છે. પછી બે બાજુ બે પ્રાચીન પાર્શ્વનાથજીના કાઉસ્સગીયા છે.

જમણી બાજુના કાઉસ્સગ્ગીયામાં નીચે પ્રમાણે લેખ છે.

(१) संवत् १४११ (१६११) वर्षे प्राग्वाट ज्ञातीय श्रे॰ कुयरा भार्या सहजु (२) पुत्र श्रे. तिहूण भार्या जयत् पुत्र (३) रुदा भार्या वसतलदेवी (४) समन्वितेन श्रीजिन-युगलं कारितं

સંવત ૧૪૧૧ અથવા (૧૬૧૧) વંચાય છે. એ વર્ષમાં પોરવાડ જ્ઞાતીય શેઠ કુયરા, તેમનાં પત્ની સહજુ, તેમનાં પુત્ર તિહુણ (ત્રિભોવન), તેમનાં પત્ની જયત, તેમનાં પુત્ર રુદા, તેમનાં ધર્મપત્ની વસતલદેવી વગેરે કુટુમ્બે આ કાઉસ્સગીયા બે બનાવ્યા છે.

સામાન્ય વાંચક અહીં એક ભૂલ ખાઈ જાય તેમ છે. ડાબી બાજુ બીજા કાઉસ-ગીયા છે તે આમાંના હશે એમ કોઈ માની લ્યે ખરું અને એ જ ભ્રમથી બીજા કાઉસ-ગીયાનો લેખ રહી જાય તેમ પણ બને છે. જ્યારે વાસ્તવિક રીતે તે એમ નથી. ડાબી બાજુના કાઉસ્સગીયાનો લેખ નીચે પ્રમાણે છે—

(१) संवत् १०११ (१४११) वर्षे आषाढ शुदि ३ शनौ श्रे. भंमड भार्या नयणदेवी पुत्र गला (२) आपा भार्या कदु द्वि. वयजलदेवी पुत्र लाखासहितेन श्रीपार्श्वनाथ प्र (३) तिमाकारिता प्र. बृहद्गच्छीय श्रीपरमाणंदसूरिशिष्यैः श्री × × द सूरिभिः

સં. ૧૦૧૧ (અથવા ૧૪૧૧ વંચાય છે.) અષાઢ શુદિ ૩ ને શનિવારે શેઠ ભમંડ તેમનાં પત્ની નયણાદેવી, તેમના પુત્ર આપા, તેમનાં પત્ની કદુ અને બીજી સ્ત્રીનું નામ વય-જલદેવી તેમના પુત્ર લાખા સહિત કુટુમ્બે આ પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ બનાવી છે. અને પ્રતિષ્ઠાપક છે બૃહદ્ગચ્છના શ્રી પરમાણંદસૂરિજીના શિષ્યો છે. द વંચાય છે એટલે કદાચ આણંદસૂરિજી પણ હોઈ શકે.

જમણી બાજુના કાઉસ્સગીયા પાસે શ્રાવક શ્રાવિકાની મૂર્તિઓ છે. ડાબી બાજુના કાઉસ્સગીયા પાસે ભગવાન છે. અહીં અત્યારે ૧૮-(૨૦) પ્રભુમૂર્તિઓ છે. અને કાઉસ્સ-ગીયા સહિત બાવીસ મૂર્તિ છે. દેરીઓમાં ઘણી ખાલી છે.

ગૂઢ મંડપની બહાર ડાબી બાજુ ચોવીસમાતૃકપટ્ટકની નીચે લેખ છે તે આ પ્રમાણે છે—

१॥ संवत् १२६८ आसाढ वदि २ शुक्र दिने । श्री नाणकीयगच्छे । फूनुइस-चैत्ये । श्रे. सुमदेव जाखकुमार । जावकुमार जालण नरदेव सहदेव गुणमती रतनी राण, आसमती प्रतिष्ठितं सिहसेन ॥

સંવત ૧૨૬૮માં અષાઢ વદિ બીજને શુક્રવારે ૦ ૦ ૦ શેઠ સુમદેવ, જાખકુમાર, જાવકુમાર, જાલણ, નરદેવ, સહદેવ, ગુણમતી, રતની, રાણ અને આસમતી એ વગેરે આ મૂર્તિ બનાવી છે, તેઓ નાણકીયગચ્છના છે. પ્રતિષ્ઠા સિંહસેને કરાવી છે.

આ સિંહસેન કોણ હશે તે જાણવું બાકી રહે છે. મંદિરની બહાર મોટો ચોક છે અને સામે જ ધર્મશાળા છે. એક ધર્મશાળા શેઠ હેમાભાઈ હઠીસિંહની પણ છે. બીજી એક ધર્મશાળા નવી પણ બને છે. અહીં ધર્મશાળા તો છે પણ બીજાં સાધનો નથી. યાત્રિકે દરેક સામાન

લાવવો પડે છે. તેમજ લૂંટારાનો ડર હોવાથી તાંબા પિત્તળનાં વાસણ પણ નથી રખાતાં. માટીનાં વાસણોનો છૂટથી ઉપયોગ થાય છે. યદ્યપિ અત્યારે પહેલાં જેવો ડર નથી છતાં એકલા યાત્રિકથી આવવું મુશ્કેલ છે. ભોમિયો અને ચોકીયાત જરૂર જોઈએ, અહીં કા.શુ. ૧૫ અને કા. વ.૮નો મેળો ભરાય છે

પ્રદક્ષિણામાં એક પરિકરની ગાદીમાં નીચે પ્રમાણે લેખ છે.

९ निवृत्तिककुले गोष्ठया । × × × माक्रम्य कारितं । सुत्तपं मुक्तये विंबं × × × महीपतौ १॥ अषाढ शुद्धषढ्यां समासहस्रैहीनैः समस्य वीक्षे.

લેખ જૂની-ખરોષ્ટ્રી લિપિમાં છે. પૂ. શ્રીજ્ઞાનવિજયજી મહારાજશ્રીએ અને બધાંએ ઘણી મહેનત કરી, પરંતુ લેખ વાંચી ન શકાયો તેમજ સાધનના અભાવે એની પ્રતિકૃતિ ન લઈ શકાઈ. માત્ર ઉપરનું થોડું મહામુશ્કેલીથી વંચાયું. ૯૯૯ નો લેખ છે, નિવૃત્તિ કુલના ગોષ્ઠીએ ૯૯૯માં આ, આગળ રાજાનું નામ છે. બિંબ કરાવ્યું. આ પરિકર મેં આગળ જણાવેલ શ્રી શાંતિનાથજીના મંદિરમાંથી લાવી અહીં પધરાવ્યું છે. એમ પૂજારીએ જણાવ્યું હતું.

એક દેરીમાં ચાર પાદુકાઓ છે, જેમાં સંવત્ ૧૬૬૮, બીજીમાં સંવત્ ૧૭૧૦ માગશર સુદિ ૯ ગણી શ્રી કલ્યાણસાગર, ત્રીજીમાં ૧૭૧૦ વંચાયું અને ચોથી પાદુકામાં સંવત્ ૧૮૦૬ વર્ષે કાર્તિક વદ × × તપા ગચ્છે × × × એટલું વંચાયું

તીર્થસ્થાન ખૂબ જ પ્રાચીન છે. શાંતિનું ધામ છે. ભારતીય પ્રાચીન જૈન શિલ્પકલાના નમૂના રૂપ શ્રીમહાવીરપ્રભુની ભવ્ય મૂર્તિ છે. યાત્રાનો લાભ જરૂર લેવા જેવો છે.

## લોટાણાજી તીર્થ

અમારો નાનકડો સંઘ દીયાણાજી તીર્થની યાત્રા કરી લોટાણાજી તીર્થ માટે ઊપડ્યો. સાથે એક ભોમિયો ને ચોકીયાત હતો. દીયાણાજીથી લોટાણાજી પહાડી રસ્તે ચાર માઈલ દૂર છે. ગાડા રસ્તે છ માઈલ દૂર થતું હશે. અમે તો બધા પહાડી રસ્તે જ ચાલ્યા. ચારે બાજુ પહાડો જ પહાડો છે. જ્યાં એક પહાડ ચઢી ઊતર્યા ત્યાં મોટો બીજો પહાડ દેખાયો. પથ્થરો સાથે અથડાતા કુટાતા, ભટકાતા મોટા પહાડ ઉપર પણ ચઢ્યા ત્યાં તો જાણે સીમલાની ટેકરીઓ યાદ આવી, સિદ્ધગિરિરાજના હડા યાદ આવ્યા અને હીંગળાજનો હડો પણ યાદ આવ્યો. ઊંચા પહાડ ઉપર ચઢી સિંહાવલોકન કર્યું તો અમને બધાને એમ લાગ્યું કે આપણે કેટલાં પહાડો અને કેટલા જંગલો વટાવીને આવ્યા છીએ. પગ લપસે તો જાય નીચે એવા પથ્થરો હતા. થોડુંક ચાલીને જ્યાં ઊતરવાનું શરૂ થાય છે ત્યાંથી નીચે નજર નાખી તો લીલાછમ ખેતરોમાં ચરતા ગાયો ભેંસો બળદીયા કુરકુરીયાં જેવડાં નાના નાના દેખાતાં હતાં. કુદરત જોતાંજોતાં અને આવાં વિકટ સ્થાનમાં કેવાં કેવા મંદિરો બન્યા છે. તે વિચારતા વિચારતા નીચે આવ્યા. થોડું ચાલ્યા પછી આપણું મંદિર દેખાયું. મંદિરની પાસે ગયા. નીચે ધર્મશાળા છે. ઊંચી ખુરશી ઉપર સુંદર વિશાલ મંદિર છે, પૂજારી લોટાણા ગામમાં રહે છે. મંદિરથી ના માઈલ દૂર ગામ છે. પૂજારીને બોલાવરાવી મંદિરજી ઉઘડાવી બધાંએ દર્શન કર્યાં.

મૂલ ગભારામાં પ્રથમ તીર્થપતિ શ્રી આદિનાથ પ્રભુજીની સુંદર પરિકરસહિત મૂર્તિ છે. મૂલ ગભારામાં આ એક જ મૂર્તિ છે. મૂર્તિ બહુ જ પ્રાચીન ભવ્ય અને સાત્વિક છે. પ્રભુમૂર્તિને નિહાળતાં જ ભક્તિથી મસ્તક નમી પડે છે, અને ભક્તિથી ઉચ્ચારાય છે કે

આંખડી અંબુજ પાંખડી અષ્ટમી શશી સમ ભાલ લાલ રે
વદન તે શારદ ચંદલો વાણી અતિહિ રસાલ લાલ રે
તુમ ગુણગણ ગંગાજળે હું ઝીલીને નિર્મલ થાઉં રે
અવર ન ધંધો આદરૂં નિશદિન તોરા ગુણ ગાઉં રે"

પહાડનો થાક અને જંગલનો કંટાળો બધો અહીં દર્શનથી જ ઉતરી ગયો. આ મનોરમ દર્શનથી ખૂબ જ પ્રમોદ થયો. પરિકરમાં ઇંદ્ર, ઇંદ્રાણી, કિન્નર વગેરેની સુંદર રચના તો છે જ, પરંતુ નીચે સિંહ હાથી અને ધર્મચક્ર પાસે હરિણ યુગ્મ પણ છે. વીતરાગ પ્રભુના અતિશયને ગાતા હોય તેમ આ આપસના વૈર અને વિરોધને, ભય અને ડરને ત્યાગીને ઉભેલાં પશુઓ કેવાં નિર્ભય હતાં. વીતરાગ પ્રભુના ધર્મચક્રની છાયામાં સિંહ અને હાથી મિત્ર બન્યા, સિંહ–ને હરણ મિત્ર બન્યા.

બહાર રંગમંડપમાં બે પ્રાચીન કાઉસ્સગીયજી છે. બન્ને કાઉસ્સગ્ગીયાજી શ્રીપાર્શ્વનાથજીના છે. યુગલ એક સરખું જ છે. ખાસ તો લંગોટ પછી કાઉસ્સગ્ગીયાજીમાં જે ધોતીની રેખાઓ ઉતારી છે એનું શિલ્પ સરસ છે. શિલ્પીએ કલમ જેવા બારીક ટાંકણીથી જે રેખાંકન ઉતાર્યું છે તે તો જાણે કમાલ કરી છે. આ રેખાઓ અને શિલ્પનું સાચું મૂલ્યાંકન તો કોઈ કુશલ ચિત્રકાર કે શિલ્પી જ આંકી શકે તેમ છે. તેમજ શ્રાવિકા ઇંદ્ર અને કિન્નર પણ સુંદર બનાવ્યા છે. બન્નેની ઉપર આ પ્રમાણે લેખ છે.

જમણી બાજુના શ્રી પાર્શ્વનાથજીના કાઉસ્સગ્ગીયાજીમાં નીચે પ્રમાણે લેખ છે.

संवत् ११३७ (०) ज्येष्ठ कृष्ण पंचम्यां श्री निवृत्तककुले श्रीमदाम्रदेवाचार्य मुकुर्यकारितं जिनयुग्गमुत्तमं ॥

ડાબી બાજુ શ્રી વીર પ્રભુની મૂર્તિના કાઉસ્સગ્ગીયાજીની નીચે આ પ્રમાણે લેખ છે.

(१) ९ संवत् ११४४ ज्येष्ठ वदि ४ श्री निवृत्तककुले श्री मदाम्रदेवाचार्ययीगच्छे लोटाणक (२) चैत्येप्राग्वाटवंसोय श्रेष्ठि आहिणे श्रेष्ठि डीतं आम्रदेवे–त्तमोवा श्रीवीरवर्द्धमान-स्वामीप्रतिमा कारिता.

બીજા કાઉસ્સગીયાજી તો વીર પ્રભુની મૂર્તિના પરિકરમાં છે અને તે મૂર્તિ સં. ૧૧૪૪માં બનેલ છે. નિવૃત્તક કુલના આમ્રદેવાચાર્યજીના ગચ્છના; લોટાણાના મંદિરમાં પોરવાલ જ્ઞાતિના શેઠ આહીણમહિત અને આમ્રદેવે શ્રી વીરવર્ધમાન પ્રભુની પ્રતિમા કરાવી તેનો આ લેખ છે.

મંદિરનો જીર્ણોધ્ધાર થયેલ છે. ધર્મશાળા પણ સારી છે. યાત્રિકોએ બધાં સાધન સાથે જ લઇને આવવું

એક ચરણપાદુકામાં આ પ્રમાણે લેખ છે.

संवत् १८६९ पोष शुद १२ गुरु श्री ऋषभदेव पादुकाभ्यो नमः श्री विजय-लक्ष्मीसूरिभिः प्रतिष्ठितं लोटीपुरपट्टण ॥ श्रीरस्तु

લોટાણાજીથી નાંદીયા ચાર માઇલ છે. ગાડારસ્તો સારો છે.　　(ચાલુ)

### શ્રી હેમવિમલસૂરિવિરચિત

# પ્રભુ--આજ્ઞા--વિનતિ

## સં૦-પૂજ્ય મુનિમહારાજ શ્રીરમણિકવિજયજી

સામિ! સુણિ વિનતી વિનય કરિ વીનવઉં, આજ જિણરાજ મઇં કાજ કીધઉ નવઉં,
મૂલ મિથ્યાત ઉચ્છેદિ દૂરિહિં કરઉં, નાહ! તુમ્હ દંસણે સુદ્ધ સમકિત ધરઉં. ૧

અભયસુખ સંપદા પામિયઇ સેવતાં, આજ મુઝ મિલ્યઉ બહુયદિણ જોવતાં,
આજ સુવિહાણ મઇં લાછિ લાધી ઘણી, ઓલખી એક જઇ આણ અરિહંતતણી. ૨

વાત વિગતી કહઉં ભાવિ ભેટીઉ ભલઇ, દુખના લાખ તે સહ્યા મઇં એકલઇં;
એક અરિહંત તુમ્હ આણ સૂધી વિણા, ભવ ભવઇં ભોગવી નવ નવી વેદના. ૩

આણ પાખઇ ભવારન્ન માંહિ રડિઓ, આણ પાખઇ ઘણુઉ રંક પરિ રડવડિઉ;
આણવિણ કઠિન ઘણ ઘોર ઘાપે(એ) ઘડિઉ, આણ વિણ સામિ વલિ નરયભીતરિ પડિઉ. ૪

આણવિણ તાત! તહ તેલિ તાતઇ તલિઉ, આણવિણ જમ્મમરણાદિ રોગિં રુલ્યઉ;
આણવિણ વિષમ જરરૂપ ડાઇણિ છલિઉ, આણવિણ સામિ વિગલિંદિમાંહિ ભિલિઉ. ૫

નાહ! જિહ નહી અ મનવચન સૂનઉ ભમિઉ, આણવિણ આઉખઉ ઈમઈ આલિ ગલિઉ;
આણવિણ તિરિય ભવિ પસુ અ પરવસિ ફિરિઉ, આણવિણ સામી હુઉં પિંડ પાપિ ભરિઉ. ૬

આણવિણ એમ બહુ કાલ વાસિ વસ્યઉ, આણવિણ સરણ નહિ કોઇ કરસિઇં ઘસ્યઉ;
પુણ્યભવ સુત્ત સંજોગિ સેવક થયઉ, પામિયઉ દુલહ દસ ભેદ ભવ માનુષઉ. ૭

નાણવિણ આણ અરિહંત નવિ ઓલખઇ, રયણપારિખઉ કિમ લહઇ લોયણ પખઇં;
ઓલખિઓ નાહ! તૂં સુગુરુ સાનિધિ કરી, તાહરી આણ અરિહંત પાલઉં ખરી. ૮

આણ અમૃતનદી આણજિણ સુરગવી, આણ આપઇ સહી અમરપદવી નવી;
આણ સુરવેલિ જિણઆણ ચિંતામણી, આણ આરાધતાં રિદ્ધિ લહિયઇ ઘણી. ૯

આણ આરાધતાં નાણ લાભઇ ખરઉ, આણ આરાધતાં મુગતિ સયંવર વરઉ;
આણ આરાધતાં આસ સઘલી ફલઇં, આણ આરાધતાં અંગિ આરતિ ટલઇ. ૧૦

આણવિણ જે કિયા કષ્ટ કુડઉ કરઇ, આણવિણ તે સહી પુન્ય પોતઉ હરઇ;
આપિ અરિહંત હિવ આણ ઇક આકરી, સાધિસ્યઉં સામિ! સેવા કરઉં તાહરી. ૧૧

દરિસણે દેવ દીઠઉ હીયઉ ઉલ્હસઇ, મુઝ મનુ નાહ! તુમ્હ ચલણિ વાસઉ વસઇ;
આણ અરિહંતની જે ય આરાધિસ્યઇં, હરખિસ્યઇ તે સહી સિદ્ધિસુખ પામિસ્યઇં .૧૨

સિરિ તપગચ્છનાયક વંછિતદાયક, હેમવિમલસૂરિ જયઉ ચિરં;
તસુ પાય પસાઇ આણ આરાહઇ, તે નર પામઇ સયલસુહં. ૧૩

ઇતિ શ્રી આજ્ઞાવિનતિ

# [1]કુમારો વાંદરા બની ગયા !

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા)

જૈન દર્શન પ્રમાણે જ્ઞાનના પાંચ પ્રકાર છે. તેમાંના એકનું નામ 'મતિજ્ઞાન' છે.
એના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એમ બે ભેદ છે. તેમાં અશ્રુતનિશ્રિત મતિજ્ઞાનના
ચાર પ્રકાર છે. આ ચાર પ્રકારનો ઔત્પાતિકી બુદ્ધિ વૈનયિકી બુદ્ધિ કાર્મિકી બુદ્ધિ અને
પારિણામિકી બુદ્ધિ તરીકે નિર્દેશ કરાય છે. આ હકીકત તેમજ ઔત્પાતિકી બુદ્ધિનું લક્ષણ
નંદી (સુ. ૨૬–૨૭)માં છે. આવસ્સયનિજ્જુત્તિ (ગા. ૯૩૮–૯)માં પણ આ બે
બાબતો છે, અને તે પણ એના એ જ પદ્યમાં છે. ઔત્પાતિકી બુદ્ધિનું લક્ષણ આપણે
વિચારીએ તે પૂર્વે નાયાધમ્મકહા (સુય. ૧, અ. ૧)માં ઉપર્યુક્ત ચાર પ્રકારની બુદ્ધિથી
અલંકૃત અભયકુમાર હોવાનો ઉલ્લેખ છે. આમ આ ચાર પ્રકારની બુદ્ધિની હકીકત મહા-
વીરસ્વામીના સમય જેટલી તો પ્રાચીન ગણાય જ.

ઉપર્યુક્ત ગ્રંથોમાં ઔત્પાતિકી બુદ્ધિનું લક્ષણ એ અપાયું છે કે પહેલાં જેનું દર્શન,
શ્રવણ કે જ્ઞાન ન થયું હોય એવા પદાર્થને તત્કાળ યથાર્થ સ્વરૂપમાં ગ્રહણ કરનારી અને
અબાધિત ફળના સંબંધવાળી બુદ્ધિ તે 'ઔત્પાતિકી' છે. [2]રોહકની ઔત્પાતિકી બુદ્ધિના
[3]તેર ઉદાહરણો નંદીમાં (સુ. ૨૭; ગા. ૬૪)માં તેમજ આવસ્સયનિજ્જુત્તિ (ગા. ૯૪૧)માં
અપાયાં બાદ આ બંને કૃતિમાં એક જ શબ્દમાં અન્ય [4]છવ્વીસ ઉદાહરણોનો ઉલ્લેખ છે.
તેમાં પહેલું ઉદાહરણ રોહકની વાતમાં પણ છે. બાકીનાં ઉદાહરણો પૈકી 'ચેડગ-નિહાણ'
નામનું બાવીસમું ઉદાહરણ તે આ લેખનો વિષય છે.

જેમ આ કથાનું નામ 'ચેડગ-નિહાણ' ઉપર્યુક્ત બે કૃતિઓની રચના જેટલું
પ્રાચીન છે તેમ આ સંપૂર્ણ કથા જિનદાસગણિની કૃતિ તરીકે ઓળખાવાતી આવસ્સયચુણ્ણિ
જેટલી તો પ્રાચીન છે, કેમકે એમાં આ પૂર્વભાગ, પત્ર ૫૫૧માં જઘણ મરહઠીમાં મળે
છે. નંદીની હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૬૧)માં હરિભદ્રસૂરિએ આ કથા તેમજ ઔત્પા-
તિકી બુદ્ધિને અંગેની બીજી કથાઓ 'આવશ્યકમાં કરીશું' એમ કહ્યું છે. અને એ આપણ-

છે, અને એ નંદી (સુ. ૨૭; ગાથા
૧ આ કથાનું મૂળ નામ 'ચેડગ-નિહાણ' છે. અને એ નંદી (સુ. ૨૭; ગાથા)માં અપાયેલું છે. ચેડગ એટલે
૬૫)માં તેમજ આવસ્સયની નિજ્જુત્તિ (ગા. ૯૪૨)માં અપાયેલું છે. ચેડગ એટલે
બાળક, અને નિધાન એટલે ખજાનો. આ બે આ વાર્તાનાં મુખ્ય અંગ હોવાથી આ
નામ યોજાયું છે.

૨ આને અંગેની કેટલીક કથા મેં આર્હત દર્શન દીપિકા (પૃ. ૨૧૮–૨૨૨)માં
ગુજરાતીમાં આપી છે.

૩–૪ આ તમામ ઉદાહરણો દ્વારા સૂચિત કથાઓ ચન્દન-જૈનાગમ-ગ્રન્થમાલાના
દ્વિતીય પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલા "શ્રીમન્નન્દીસૂત્રમ્" (પૃ. ૫૫–૭૬)માં હિન્દીમાં
અપાઈ છે.

ને આવસ્સય ઉપર એમણે સંસ્કૃતમાં રચેલી ટીકામાં મુખ્યતયા ઉપર્યુક્ત ચુણ્ણિના શબ્દોમાં મળે છે. આ ટીકાના સંપાદક મહાશયે આની સંસ્કૃતમાં છાયા આપી છે. આવસ્સયના ઉપર મલયગિરિસૂરિએ સંસ્કૃતમાં ટીકા રચી છે. એના ત્રીજા ભાગમાં પત્ર ૫૨૨ અ–૫૨૨ આમાં ચુણ્ણિગત શબ્દોને જાણે પલ્લવિત કરતા હોય તેમ આ 'ચેડગ–નિહાણ' કથા જઇણ મરહટ્ઠીમાં આ સૂરિએ આપી છે, જ્યારે નંદીની વૃત્તિ (પત્ર ૧૫૭ આ–૧૫૮ અ)માં તો એમણે આ કથા સંસ્કૃતમાં આપી છે.

આ ઉપરથી એમ ભાસે છે કે શ્વેતાંબર કૃતિઓમાં જઇણ મરહટ્ઠીમાં કથા આપનાર તરીકે આવસ્સયચુણ્ણિ પ્રથમ છે અને સંસ્કૃતમાં એ રજુ કરનાર કરીકે મલયગિરિસૂરિકૃત નંદીવૃત્તિ પ્રથમ છે.

હિન્દી માટે 'શ્રીમજ્જન્દીસૂત્રમ્' ની આવૃત્તિ પહેલી હશે. "દો હજાર વર્ષ પુરાની કહાનિયાઁ" માં પૃ. ૮૯માં આ કથા હિન્દીમાં ડૉ. જગદીશચંદ્ર જૈને આપી છે. અને એનું 'લડકે બન્દર હો ગયે!' એવું શીર્ષક યોજવાની પહેલ એમણે કરી હોય એમ લાગે છે. હિન્દી પુસ્તકના પ્રાસ્તાવિક (પૃ. ૨૨)માં એમણે કહ્યું છે કે આ કથા કથાસરિત્સાગર (પૃ. ૩૧૫) અને શૂકસપ્તતિ (૩૯)માં તેમજ કંઇક રૂપાન્તરપૂર્વક 'કૂટવાણિજ' જાતકમાં મળે છે. કથાસરિત્સાગરમાંથી અનેક કથાઓનું મૂલ ગુણાઢ્યે રચેલી બિહક્કહા (બૃહત્કથા) છે. એટલે એમાં આ પ્રસ્તુત કથા હશે. જાતક કથા ઇ. સ. પૂર્વે પાંચમી સદીથી ઇ.સ. ની બીજી સદીમાં રચાયાનું મનાય છે. આમ આ કથાની ભારતદેશની અપેક્ષાએ પ્રાચીનતા છે.

આવસ્સયચુણ્ણિમાં આ કથા સંક્ષેપમાં પણ એ સમજવા માટે જરૂરી એવી તમામ બાબતો પૂરક અપાઈ છે. જેમ તાર વાંચતી વેળા પૂર્વાપર સંબંધ જોડવો પડે છે, તે પ્રમાણેનું આ લખાણ છે. એ હું અહીં ગુજરાતીમાં ઉતારું છું:

બે મિત્રો હતા. (એક દહાડો) તેમણે નિધાન જોયું. (એકે કહ્યું:) આવતી કાલે શુભ નક્ષત્રમાં આપણે એ લઇશું. (સરળ સ્વભાવવાળા બીજાએ હા પાડી પણ) પેલાએ તો રાત્રે ખોદીને (એ બહાર કાઢી લીધું અને એ સ્થાનમાં) કોલસા મૂકી દીધા.

બીજે દિવસે બંને (સાથે) ગયા. જુએ છે તો કોલસા હતા. પેલા લુચ્ચાએ કહ્યું: અહો આપણા ભાગ્યની મંદતા! (નિધાનના) કોલસા થઇ ગયા. (એ ધૂર્તે બીજા મિત્રના મુખ સામું ફરી ફરીને જોયા કર્યું. એટલે) એને સમજ પડી (કે આ મિત્રનું આ કારસ્તાન છે.) એણે (પોતાના) મનની વાત કરી નહિ. (જાણે પોતે જાણી ન ગયો હોય તેમ એણે મિત્રને કહ્યું કે ખેદ કરવાથી શું વળે તેમ છે? આખરે બંને પોતપોતાને ઘેર ગયા.)

(આ બાજુ) પેલા મિત્રે પેલા (લુચ્ચા)ની (લેપ્યની) પ્રતિમા કરાવી, અને બે વાંદરા લીધા (પાળ્યા). પ્રતિમાના ઉપર (ખોળામાં, હાથ પર અને માથા ઉપર) એ ખાવાનું મૂકે, અને ભૂખ્યા થયેલા (પેલા) બે વાંદરા પ્રતિમા ઉપર ચઢીને એ ખાય. (આમ ઘણા દિવસ ચાલ્યું.)

એક વેળા ( કોઈ પર્વ આવતાં ) એણે ભોજન તૈયાર કરાવ્યું અને પેલા ( લુચ્ચા મિત્ર )ના જ બે કુમારોને ( જમવા ) બોલાવ્યા. ( ગૌરવપૂર્વક જમાડી ) એણે એમને સંતાડી દીધા.

( કુમારો પાછા ન આવ્યા એટલે પેલો લુચ્ચો ખબર કાઢવા એને ઘેર આવ્યો ). એણે ( કુમારો પાછા ) આવ્યા નહિ. ( વિશેષમાં એણે કહ્યું કે ) એ તો વાંદરા થઈ ગયા !

( બીજા મિત્રને સમજ ન પડી. એને ખાતરી કરાવવા એણે જે મિત્રની પ્રતિમા જ્યાં રહેતી હતી ત્યાંથી એ પ્રતિમા ખસેડાવી ) મિત્રને બેસાડયો અને વાંદરાઓને છૂટા મૂકયા. કિલકિલ અવાજ કરતા વાંદરા એને વળગી પડયા. ( એટલે એણે કહ્યું: હે મિત્ર ! આ તમારા કુમારો છે, કેમકે તમને જોઈને એમને આમ વહાલ છૂટયું છે. ) એ સમજી ગયો ( કે આ મારી બનાવટ છે અને તેમ કરવાનું કારણ મેં સંતાડેલું નિધાન છે, ) એણે નિધાનમાંથી ભાગ આપ્યો. ( એટલે તરત જ એને એના પુત્રો સોંપાયા. )

ગોપીપુરા, સુરત.
તા. ૫-૬-૪૮.

# ગુરુશિખરની પગથી પર

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

ગુરુદેવ ! મને આ રમણીય સ્થાનની નૈસર્ગિક શાંતિ જોઈ, એવો વિચાર આવે છે કે અહીં જ્ઞાન, ધ્યાન કે અભ્યાસને અનુકૂળ આવે તેવી સામગ્રીવાળા કમરાઓ બાંધ્યા હોય, અને એ વિષયમાં રસ લેતા આત્માઓ અહીં આવતા રહેતા હોય તો, સાચે જ આ સ્થળની આજની શીર્ણવિશીર્ણ દશા નાશ પામે અને કોઈ અનોખું વાતાવરણ ફેલાવે.

ભાઈ ! તારો વિચાર સુંદર છે અને એવા જ કોઈ હેતુને ધ્યાનમાં રાખી અહીં આરંભ પણ જતિજીએ કરેલો, પણ જૈન સમાજ ભૂતકાળમાં શાંતિનો ઉપાસક અને જ્ઞાન ધ્યાનનો પિપાસુ જેટલા પ્રમાણમાં હતો એટલા પ્રમાણમાં આજે વર્તમાનમાં નથી જણાતો. મોટા ભાગે આજે આડંબર, ધમાલ અને ઉપરછલ્લી કરણી સિવાય એનામાં કંઈ જ રહ્યું નથી ! જાણે શાંતિ જેવી અદ્દભુત ચીજ, સમતા જેવો ઉમદા ગુણ, અને સંગીત સરખી અનુપમ કળા એ સાવ વીસરી ગયો છે. અને દાદાના દરબારમાં એ અંગે કેવી વિલક્ષણતા વર્તે છે એ સબંધમાં જે કંઈ વિચાર આવ્યા છે તે હું બીજી વેળા જણાવીશ. હાલ તો પુરુષવિશ્વાસે વચનવિશ્વાસ રૂપ વિષયના અનુસંધાનમાં આગળ વધીએ.

ભરતક્ષેત્રના ચોવીશ તીર્થંકરનાં નામ આપણે લોગસ્સ સૂત્રમાં યાદ કરીએ છીએ. એ જ રીતે ગઈ ચોવીશી અને આગામી ચોવીશીના જિનબિંબ તેમજ પદ્મનાભ આદિ નામો ઉપલબ્ધ થાય છે. આ નિયમ અન્ય ચાર ભરત અને પાંચ ઐરવત આશ્રયી સમજી લેવો. બાકી મહાવિદેહમાં સદા ચોથો આરો પ્રવર્તતો હોવાથી એને ત્યાં તીર્થંકરનો વિરહ નથી

જ. અત્યારની પળ આશ્રયી વિચારીએ તો જે વીશ વિહરમાન જિનનું સ્મરણ કરવામાં આવે છે તેમનાં નામ આ પ્રમાણે છે. એ ગણત્રી જઘન્ય કાળની દૃષ્ટિની હોવાથી એક મહાવિદેહમાં ચાર મુજબ પાંચ મહાવિદેહની છે અર્થાત્ હાલના સમયે દરેક મહાવિદેહમાં ચાર જિનો હોય છે. ૧, સીમંધર. ૨, યુગમંધર. ૩, બાહુ. ૪, સુબાહુ. ૫, સુજાત. ૬, સ્વયંપ્રભ. ૭, ઋષભાનન. ૮, અનંતવીર્ય. ૯, સૂરપ્રભ. ૧૦, વિશાળ. ૧૧ વજ્રધર ૧૨ ચંદ્રાનંદ ૧૩, ચંદ્રબાહુ ૧૪, ભુજંગ. ૧૫,ઇશ્વર. ૧૬, નમિપ્રભ. ૧૭, વીરસેન. ૧૮, મહાભદ્ર. ૧૯, દેવયશા. ૨૦, અજિતવીર્ય. વિશેષતા એટલી જ કે એ સર્વેનો વર્ણ કંચનસમો અને એક સરખો છે. દરેકનું આયુષ્ય ૮૪ લક્ષપૂર્વનું, દેહમાન ૫૦૦ ધનુષ્ય અને કેવલી પરિવાર દશ લાખનો:ને મુનિસમૂહ એકસો ક્રોડનો હોય છે. ભરત ઐરવત સહુ એમાં ઓછા વધતાપણું નથી, અને સમકાળે વિચરતા હોવા છતાં પરસ્પર મળવાપણું પણ નથી જ.

ઉપર પ્રમાણે ધર્મના પ્રરૂપક યાને સ્થાપક સબંધી વિચાર કર્યો. તેઓએ સંપૂર્ણ જ્ઞાન દર્શન પામ્યા પછી યાને કેવલી બન્યા પછી જ વસ્તુનિરૂપણ કર્યું હોવાથી એમાં નથી તો વિસંવાદિતા કે નથી તો શંકાકરવાપણું. આવી ઉચ્ચ કક્ષાની વિભૂતિઓના વચનમાં વિશ્વાસ રાખી, એ ઉપર પૂર્ણ શ્રદ્ધા પ્રગટાવી આગળ ધપવામાં જરાય જોખમ નથી. આવી અપૂર્વ અવસ્થાએ પહોંચતા પૂર્વે એ આત્માઓને કર્મરાજની આકરી કસોટીમાંથી પસાર થવું પડ્યું હોય છે. સમભાવે પરિષહોની પરંપરા અને ઉપસર્ગોની હારમાળા સહેવી પડી હોય છે, પોતાના બળ ઉપર જ મુસ્તાક રહી કર્મરાજનો પરાભવ કરવો પડે છે. આત્મિક ગુણોનો ઘાત કરનારા ઘાતીઆ કર્મો, જેવાં કે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયનો સર્વથા નાશ થઈ જાય છે એટલે મોટા ગણાતા અઢાર દૂષણોનો લવ સરખો એ આત્મામાં નથી હોતો એવી દશા પ્રાપ્ત થાય છે. એનું નામ જ તીર્થંકરત્વ. એ વેળા ચાર અતિશય, આઠ પ્રાતિહાર્ય અને પાંત્રીશ ગુણયુક્ત વાણી સમી સંપત્તિ સહજ પ્રાપ્ત થાય છે.

આવા ઉચ્ચ કોટિના સંતમાં વિચાર વાણી અને વર્તનની એકતા હોય એમાં નવાઈ જેવું કંઈ જ નથી. આમ છતાં સૃષ્ટિ પર કેટલાક એવા પણ જીવોનો સમૂહ વર્તે છે જેમને એ મહાત્માઓની સાચી ઓળખ નથી હતી. તેઓ એમના વિરોધમાં જ ઊભવાનું પસંદ કરે છે.

ઉપર્યુક્ત જ્ઞાની મહાત્માઓ એ સામે નથી તો રાતી આંખ કરતા કે નથી તો તેમનું અહિત ચિંતવતા. એમાં પણ કર્મરાજની કરામત નિહાળી જણાવે છે કે તેઓ તો નિમિત્ત માત્ર છે, બાકી એના મૂળ કારણમાં તો પાંચ પ્રકારનું મિથ્યાત્વ છે:—

૧. આભિગ્રહિક મિથ્યાત્વ એવું જામ્યું હોય છે કે એના પાશમાં પડેલ જીવડો વંશપરંપરાથી ચાલ્યા આવતા ધર્મને જરાપણ ઊંડા ઊતર્યા સિવાય ધર્મતરીકે માની આચરણ કર્યો જાય છે. એને સમજશક્તિ વાપરવાની વાત જ ઉદ્ભવતી નથી. સત્ અસત્નો વિચાર જ થતો નથી.

૨ અનાભિગ્રહિક મિથ્યાત્વનું લક્ષણ જ એ છે કે આસપાસના સ્વરૂપ કે કાર્યવાહીનું તોલન કર્યા વગર સર્વ ધર્મને સાચા માનવા એવી કેટલાક જીવોની પ્રકૃતિ હોય છે. ગોળ અને ખોળનો ભેદ એ સમજી શકતો જ નથી!

૩ આભિનિવેશિક વાળાનો સ્વભાવ કદાગ્રહી હોવાથી સત્ય જાણ્યા છતાં પણ પોતે પકડેલ વાતને મૂકી શકતો નથી.

૪ શાંસયિક મિથ્યાત્વીની સમજ શક્તિ કામ તો કરે છે, પણ એને ડગલે ને પગલે શંકા–સંશય પેદા થાય છે.

૫ અનાભોગિક મિથ્યાત્વવાળા જીવોમાં ખરા ખોટાનો વિચાર કરવાનું સામર્થ્ય જ હોતું નથી.

મિથ્યાત્વથી ઘેરાયેલા જીવો તીર્થંકર દેવોની અમૃતમય અને આત્મશ્રેય કરનારી વાણીથી વંચીત રહે છે, જ્યારે તેઓના પાસા સેવનાર શિષ્યોમાં વળી કેટલાક એવા પાકે છે કે જેઓ કંઈ ને કંઇ દૂષણ શોધી એમનાથી જુદો વાડો જમાવે છે. એ વેળા ભગવંત તો બહુલ સંસારીપણું જોતાં હોવાથી તેમને સમજાવવા પ્રયાસ સેવે છે. માને તો ઠીક, નહીં તો ભવિતવ્યતાના ભાવ નીરખી, પોતાના કાર્યમાં જ મશગૂલ રહે છે. અન્ય તીર્થંક દેવો આદિક તેમનો નાશ કરવાનો વિચાર સરખો પણ કરતા નથી.

આ જાતની વલણ પકડનારા જીવો ભગવંત મહાવીરદેવના શાસનમાં નવ ગણાયા છે અને નિહ્નવો તરીકે ઓળખાયા છે.

૧ જમાલિ–શ્રી વીરને કેવલજ્ઞાન પછી ૧૪મે વર્ષે ક્રિયમાન કૃત પદ પર શંકા ધારણ કરી જુદો પડયો, મૃત્યુ પામી લાંતક દેવલોકે કિલ્બીષીદેવ પંદર ભવ કરી મોક્ષ પામશે થયો.

૨ તિષ્યગુપ્ત–ત્યારપછી બે વર્ષે થયો. વસુઆચાર્યનો શિષ્ય. જીવના છેલ્લા પ્રદેશમાં જીવસંજ્ઞા રહેલી છે એવું માનનાર આમલકલ્પાવાસી મિત્રશ્રી શ્રાવકની કાર્યવાહીથી બોધ પામ્યો ને પાછો ગચ્છ ભેગો થયો.

૩ અવ્યક્તવાદી–૨૧૪ વર્ષે. આષાઢસૂરિના શિષ્યો કોણ સંયમી છે અને કોણ દેવ છે? એવી શંકા ધરનાર બળભદ્ર રાજા દ્વારા બોધ પામ્યો.

૪ શૂન્યવાદી–૨૨૦ વર્ષે. અશ્વમિત્ર ક્ષણિકવાદી કોડિન્ન શિષ્ય રાજગૃહીના દાણલેનાર શ્રાવકોની કાર્યવાહીથી ઠેકાણે આવ્યો.

૫ ગંગદત્ત–૨૨૮ વર્ષે એક સમયે બે ઉપયોગ માનનાર ધનગુપ્ત શિષ્ય તેનું આવું માનવું નદી ઊતરતાં થયેલું. મણિનાગયક્ષથી બોધ પામ્યો.

૬ રોહગુપ્ત–૫૪૪ વર્ષે થયો. ગુપ્તાચાર્યનો શિષ્ય. એનું બીજું નામ ષડૂલૂક ત્રિરાશિક મતની સ્થાપના કરી. એ નોજીવ પ્રરૂપક હતો. ૭ માસ સુધી ગુરુએ વાદ કરી એને પરાભવ પમાડયો પણ માન્યો નહીં એટલે સંઘ બહાર કર્યો.

૭ **ગોષ્ઠામાહિલ**–૫૮૪ વર્ષે દુર્બલિકા પુષ્પસૂરિનું વચન ઉલંઘનાર અને જીવ તથા કર્મને તદ્દન ભિન્ન માનનારા એ મંતવ્યમાં જ મુસ્તાક રહેવાથી સંઘ દ્વારા બહીષ્કૃત થયો.

૮ **સર્વવિસંવાદી**–૬૦૯ વર્ષે કૃષ્ણસૂરિ શિષ્ય શિવભૂતિ કપડાં નહીં પહેરવા, સ્ત્રીને મોક્ષ નહીં આદિ મંતવ્ય પ્રરૂપક દિગંબર બોટિક.

૯ **લુંકા યાને લુમ્પક**–લોકાસા નામા વણિકે પ્રતિમાનિષેધક સ્થાપ્યો.

આ સર્વ કહેવાનું પ્રયોજન તો એટલું જ છે કે ધર્મજિજ્ઞાસુ આત્માએ ચળ વિચળ ચિત્તવાળા ન રહેતાં દૃઢ શ્રદ્ધાથી તત્ત્વ અવગાહન કરવું. દેવ,-ગુરુ, ધર્મની પસંદગી કરતાં શાસ્ત્રકારોએ 'બાબાવચનં પ્રમાણમ્' કરવાનું કહ્યું જ નથી. સુવર્ણની પરીક્ષા માફક એ તત્ત્વોને–કષ–છેદ–તાપ આદિ ક્રિયાઓ દ્વારા તપાસી જોવાની છૂટ આપી છે. પણ એ રીતે શુદ્ધ થયેલ તત્ત્વ પર પાકી શ્રદ્ધાથી આગળ વધવું જોઈએ એમ એ કારણસર જણાવ્યું છે કે કેટલીક બાબતો એવી પણ હોય છે કે જે પૂરા ક્ષયોપશમના અભાવે પ્રથમ દર્શને નથી સમજાતી. એ વેળા આત્માએ ન તો મૂંઝાવું કે ન તો લમણે હાથ દઈ શંકાના વમળમાં પડવું. પણ જેમની પંદર વાતો સાચી પુરવાર થઈ છે તેમની સોળમી ભલે આજે ન સમજાય પણ એ સાચી જ હોય એવી દૃઢ શ્રદ્ધાથી આગળ વધવું જરૂરી છે. આટલું લંબાણ પણ એટલા સારું જ કર્યું છે.

ગુરુદેવ, આવું જાણવા–વિચારવાનું મળતું હોય તો અહીં રોજ રહેવાનું મન થાય. નવાણું જ શા સારુ, વધુ ને વધુ યાત્રાઓ કરવાનું મને ગમે, કેવલ ચઢ ઉતર ન ગમે જ્ઞાન ગોચરી જોઈએ.

## સુધારો

જૈન સત્ય પ્રકાશ (વ. ૧૩, અં. ૧૨) માં પૃ. ૨૭૩માં ૩૨ મી લીટીમાં 'કનક સુન્દર મણિની' એમ છપાયું છે તેને બદલે 'કનકકુશલ મણિની' એમ જોઈએ.

હી. ર. કાપડીયા.

## द्रव्य का सदुपयोग करनेका अमूल्य स्थान

# श्रीमरुधरस्थ दीयाणाजी तीर्थ

समस्त जैनधर्मावलम्बि भाइयों को नम्र निवेदन है कि सिरोहीराज्यान्तर्गत श्री दीयाणाजी तीर्थधाम अत्यन्त प्राचीन एवं पवित्र माना जाता है। यह तीर्थ चरम तीर्थङ्कर श्री वीरप्रभु के जीवित काल का है। यहाँ के गगनचुम्बि बावन जिनालयवाले मन्दिरजी को देखते चक्षु तृप्त नहीं होती। इसमें मूलनायकजी श्री महावीर प्रभुजी विराजित हैं। प्रतिमा की मनोहरता दर्शनीय है। इस तीर्थ की प्राचीनता में ऐसी किम्वदन्ती प्रचलित है कि अपने ज्येष्ठ भ्राता श्री नन्दिवर्धनराजा के साथ विहार करते चरम तीर्थङ्कर श्री वीरप्रभु इस भूमि पर विचरण करते काउसग्गावस्था में थे, तब श्री नन्दिवर्धन राजाने जीवित स्वामी की भव्य प्रतिमा बनवाकर साक्षात् श्री वीरप्रभु के करकमलों से मूर्ति की स्थापना करवाई थी। अतएव "नाना, दीयाणा अने नांदीया, जीवित स्वामी वांदीया" यह प्राचीनों की उक्ति भी चारितार्थ होती है। यहाँ पर कार्तिक शुक्ला १५ एवं मार्गशीर्ष कृष्णा ८ को दो बडे मेले लगते हैं, जिन में करीब १५०० से लेकर दो हजार यात्रार्थि दर्शनार्थ आते हैं। दोनों दिन नवकारसी नीतोडावाले एवं नांदियावाले महानुभावों की तरफ से होती है। मन्दिरजी के पश्चिमी तरफ एक सुन्दर बावडी भी है। महाप्रभावशाली मनोहर मूर्ति का दर्शन कर सच्चा आनन्द लोग प्राप्त करते हैं।

यह तीर्थ बी. बी. एन्ड सी. आइ. रेल्वे के सरूपगंज स्टेशन से करीब १० मील दूरी पर है। समीप में इतिहासप्रसिद्ध केर नामक छोटा गांव है। ऐसे ऐतिहासिक एवं पावन तीर्थक्षेत्र के उद्धारार्थ विद्यानुरागी श्रीश्री १००८ श्रीमद्विजयजिनेन्दसूरीश्वरजी महाराज के बहुकालीन सदुपदेश से श्री दीयाणाजी तीर्थोद्धार कमिटी निर्म्माण कर पहेले मेले में आगन्तुक यात्रार्थियों को विश्राम के लिये धर्मशाला बनवाने का कार्य प्रारम्भ कर दिया है, जिसमें करीब २०००० (बीस हजार) के व्यय का अनुमान किया जाता है। अतएव समस्त जैन धर्मानुरागियों को ऐसे सत्कार्य में अपने द्रव्य का सदुयपोग करने का एवं जीर्णोद्धार में नवगुणित पुण्यराशि प्राप्त करने का सुअवसर अपनाकर अवश्यमेव सहायता प्रदान करके अपनी उदारता का परिचय देना चाहिए। शास्त्रों में भी कहा है कि उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम्, अर्थात् उपार्जित द्रव्यों का त्याग ही खास रक्षण है। जैसे तालावों के पानी में से ऊपर के पानी का त्याग होने पर ही भीतरी पानी का रक्षण

होता है। याने स्वच्छ रहता है। जिन महाशयों को ऐसे पुण्यशाली कार्य में सहायता प्रदान करने की शुभेच्छा होवे निम्न लिखित स्थान पर पत्र व्यवहार करें या द्रव्य भेजें।

इति शम्।

पत्र व्यवहार करने एवं द्रव्य भेजने का पता
श्री मुनोमजी शा. झवेरचंद देवचंदजी कोठारी
मु. नीतोडा
पो. स्टे. सरूपगंज (सिरोहीराज्य)

श्री दीयाणाजी तीर्थोद्धार कमीटी
सदस्य
शा. चुनीलाल तिलोकचंदजी
शा. देवचंद ताराचंदजी
शा. दीपचंद चेलाजी

## कनककुशलकी रचनाओंके सम्बन्धमें कतिपय सूचनायें

लेखक : श्रीयुत अगरचन्दजी नाहटा

"जैन सत्य प्रकाश" के गतांक में प्रो. हीरालाल कापडिया का "कनककुशलगणि अने एमनी कृत्तिओ" शीर्षक लेख प्रकाशित हुआ है, उनके सम्बन्धमें कतिपय ज्ञातव्य सूचनायें यहां दी जा रही हैं।

१ हरिश्चंद्र रास वास्तव में कनककुशल का नहीं है पर कनकसुन्दर का है। किसी सूचीकर्ताने अधिक परिचित नाम स्मरण रहनेसे भ्रमवश उसका कर्ता कनककुशल लिख दिया प्रतीत होता है। अतः कनककुशल की रचनाओंका समय सम्बत १६९७ तक न रह कर सं. १६५९ तक ही मानना उचित है।

२ 'देवाः प्रभो' स्तोत्रवृत्ति एवं साधारण जिनस्तववृत्ति एक ही है। हमारे यहा साधारण जिनस्तोत्रवृत्तिकी प्रति है उसमें देवाः प्रभो आद्य पदवाला स्तोत्र ही है। इसी प्रकार "ऋषभ नम्र स्तोत्रवृति" एवं चतुर्विंशति जिनस्तोत्रवृत्ति भी एक ही है। मेरे ख्यालसे जिनस्तुतिवृत्ति भी विशाललोचन या स्नातस्यावाली ही संभव है। इस प्रकार ३ कृतियें कम हो जाती हैं। गौडी पार्श्वनाथ छंद व वरदत्त गुण मंजरीबावनी भी संदिग्ध प्रतीत होती है। ज्ञानपंचमी बालावबोध भी प्रति देख के निर्णय करना आवश्यक है। यदि बालावबोध में कर्त्ता का नामोल्लेख न हो तो वह अन्य कर्तृक संभव है। कनककुशलकी सबसे अधिक प्रसिद्ध रचना ज्ञानपंचमी कथा है।

पंचमी पर्व स्तुति (वृत्ति) मूलको १३२ पद्यकी बतलानेसे वह स्तुतिसंज्ञक शायद ही हो, स्तुति संज्ञा प्रायः ४ गाथावाली स्तुतियों के लिये कही जाती है, इसको प्रति बडोदेके कांतिविजयजी भंडार में (नं १७२८) होनेसे देख के निर्णय करलेना आवश्यक है। बडोदा चातुर्मास स्थित मुनियोंका इसकी और ध्यान आकर्षित किया जाता है।

जैन सत्य प्रकाशके गतांक में प्रकाशित केशरिया तीर्थ लावणी बृहत्स्तवनावली आदि में पूर्व प्रकाशित हो चुकी है।

बारह भावना सम्बन्धी अन्य कई ग्रन्थ भी फिर अवलोकन में आये हैं।

# મદદ

ચાલુ માસમાં નીચે મુજબ મદદ મળી છે, તે માટે અમે તે તે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરો, તે તે સદ્‌ગૃહસ્થો અને સંઘોનો આભાર માનીએ છીએ, અને જેમણે મદદ ન મોકલી હોય તેમને મદદ મોકલવાની વિનંતી કરીએ છીએ. વ્ય૦

૪૫૦) શેઠ જમનાભાઈ ભગુભાઇ, અમદાવાદ (સં ૨૦૦૩-૪ ની બે સાલની મદદ)
૧૯૮) પૂ. મુ. મ શ્રી દર્શનવિજયજીના સદુપદેશથી મ્હેસાણામાંથી છૂટક મદદના જુદા જુદા સદ્‌ગૃહસ્થો તથા બહેનો તરફથી
૧૦૧) પૂ. મુ. મ. શ્રી વલ્લભવિજયજીના સદુપદેશથી જૈન સોસાયટી જૈન સંઘ, અમદાવાદ
૧૦૦) પૂ આ. મ. શ્રી. કીર્તિસાગરસૂરિજીના સદુપદેશથી ગોડીજી જૈન ઉપાશ્રય, મુંબઈ
૫૧) પૂ પં. મ. શ્રી. કીર્તિમુનિજીના સદુપદેશથી જૈન મહાજન, ગોધાવી.
૩૫) પૂ. આ. મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજીના સદુપદેશથી તપગચ્છ અમર જૈનશાળા, ખંભાત.
૨૫) પૂ. મુ. મ. શ્રી. મેરુવિજયજી તથા દેવવિજયજીના સદુપદેશથી લુહારસાવાડા જૈન ઉપાશ્રય, અમદાવાદ,
૨૫) પૂ, મુ. મ. શ્રી. પુણ્યવિજયજીના સદુપદેશથી ઘડિયાળી પોળ જાનીશેરી જૈન ઉપાશ્રય, વડોદરા.
૨૫) પૂ. આ. મ. શ્રી. વિજયનેમિસૂરીશ્વરજીના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, વઢવાણ કેમ્પ.
૧૫) પૂ. આ. મ. શ્રી. વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી શેઠ છોટાલાલ સંપ્રીતચંદ, જૈન સાહિત્ય મંદિર, પાલીતાણા.
૧૫) પૂ. આ. મ. શ્રી. વિજયઅમૃતસૂરિજીના સદુપદેશથી ઓસવાલ જૈન સંઘ, કાશીપુરા, બોરસદ.
૧૫) પૂ. આ. મ. શ્રી. વિજયહર્ષસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, તખતગઢ.
૧૧) પૂ. મુ. મ. શ્રી. બુદ્ધિસાગરજી તથા પ્રબોધસાગરજીના સદુપદેશથી શ્રી છાપરીયા શેરી મોટો ઉપાશ્રય, સુરત
૧૧) પૂ. મુ. મ. શ્રી. મહેન્દ્રવિજયજીના સદુપદેશથી શેઠ આણંદજી મંગળજીની પેઢી, ઈડર
૧૦) પૂ. મુ. મ. શ્રી. હેમેન્દ્રવિજયજીના સદુપદેશથી વિજયઆણસુરગચ્છ જૈન ઉપાશ્રય, સાણંદ.
૧૦) પૂ. પં. મ. શ્રી. ચરણવિજયજીના સદુપદેશથી ખુશાલ ભુવન જૈન ધર્મશાળા. પાલીતાણા.
૧૦) પૂ. મુ. મ. શ્રી. પરમપ્રભવિજયજીના સદુપદેશથી વીસાશ્રીમાળી જૈન પંચ, બોરસદ.
૧૦) પૂ. મુ. મ. શ્રી. જિતેન્દ્રવિજયજીના સદુપદેશથી જૈન શ્વેતાંબર સંઘ, મુરબાડ.
૧૦) પૂ. પં. મ. શ્રી. લલિતવિજયજીના સદુપદેશથી જૈન સંઘસમસ્ત, લોદ્રા.
૧૦) પૂ. મુ. મ. શ્રી સુબોધવિજયજીના સદુપદેશથી જૈન સંઘસમસ્ત, કોલવાડા.
૧૦) પૂ. મુ. મ. શ્રી. સુબુદ્ધિવિજયજીના સદુપદેશથી જૈન સંઘસમસ્ત, આમોદ.
૧૦) પૂ. મુ મ. શ્રી. ચંદનસાગરજીના સદુપદેશથી ઊંઝા જૈન મહાજનની પેઢી, ઊંઝા.
૩) પૂ. આ. મ. શ્રી. ઋદ્ધિસાગરસૂરિજીના સદુપદેશથી જૈન પાઠશાળા, લાંઘણુજ.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૪ : અંક ૨ ] અમદાવાદ : તા. ૧૫-૧૧-૪૮ [ ક્રમાંક : ૧૫૮

## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# શ્રીભાનુમેરુકૃત ચંદનબાલા—ગીત

સંપાદકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રીરમણિકવિજયજી

ધન ધન દિન માહરઇ અજૂનઉ, કાંઇ અંગણિ દેવ દયાલ રે;
આવ્યા અચિંત ચિંતામણી, બોલઇ ચંદનબાલ રે ॥ ૧ ॥
આવ્યું અંગણિ જગગુરુ, મહારા મંદિરમાંહિ પધારુ રે;
લ્યુ બાકલડા સૂઝતા, મહારા જગ તારુ રે ॥ ૨ ॥ આવ્યુ૦ ॥
આરયું રૂડું આજ અપૂરવ, લાધું ત્રિભોવન રાજ રે;
મંદિર વીર પધારીયા તુ, માહરઇ સરીયાં વંછિત કાજ રે ॥ ૩ ॥ આ૦ ॥
ઉપાય કોડિ જુ કીજીઇ તુ, જિનજી કિમહિ ન આવઇ રે;
તે જિન સહિજિ આવીયા તુ, એ રૂડું અતિ ભાવઇ રે ॥ ૪ ॥ આ૦ ॥
ચ્યાર માસ જીરણ સેઠિ, જઈ વનવીઆ નિત રે;
તુહઇ પ્રભુજી તસુ ઘરિ ન ગયા, ગયા અભિનવ ઘરિ જગમિત્ત રે ॥૫॥આ૦॥
તુ મુઝ ભાયગ મોટકું, કાંઈ પુણ્યવંત મુઝ પ્રાણી રે;
જે અણતેડા જિનવર, કાંઇ પુણ્યઇ આણ્યા તાણી રે ॥ ૬ ॥ આ૦ ॥
આજ અંગણિ આભા પાખઇ, માહરઇ અમીઇ વૂઠા મેહ રે;
મુઝ ઘરિ પ્રભુજી સ્વઇ દેહિં, કાંઇ ચાલી આવ્યા જેહ રે ॥ ૭ ॥ આ૦ ॥
ધન તે શ્રાવક શ્રાવિકા, જેમીંવાઇ એક વાન રે;
સાલિ દાલિ ઘૃત ઘોલસ્યું, કાંઈ દઇ વસ્ત્રાદિક દાન રે ॥ ૮ ॥ આ૦ ॥
પરમ પૂજ્ય તુહ્મ સારિખું, કાંઈ પામી પાત્ર અમીન રે;
અડદ બાકુલડા આપું છું તુ, જુ હું ભાયગ હીન રે ॥ ૯ ॥ આ૦ ॥
વાલ્હેસર એવડું કસ્યું, તુહ્મે કહાવ્યું મહાજન્ન રે;
લ્યુ લ્યુ લાભ દીઉ મૂંકિ, માહરૂં ભગતિ મોહ્યું મન્ન રે. ॥ ૧૦ ॥ આ૦ ॥
ઇમ આગ્રહ કરતાં પ્રભુજી તુ, જોઇ અભિગ્રહ આપ રે;
હાથ ન ઉડઇ જિનવર, તવ કુમરી ચિંતઇ મઝ પાપ રે ॥ ૧૧ ॥ આ૦ ॥
અહા અહા ધિગ્ ધિગ્ મુંહનિં, મઇં સીધાં વિકર્મ રે;
મુઝ ઘરથી પાછઉ વલસઇ, એ મૂરતિવંતુ ધર્મ રે. ॥ ૧૨ ॥ આ૦ ॥
ઇમ કહી જલભરી લોઅણાં તવ ઉડઇ પ્રભુજી હાથ રે;
બાકુલડા લઇ કુમરીનઇ, કઇં તૂઠા ત્રિભોવનનાથ રે ॥ ૧૩ ॥ આ૦ ॥
પંચદિવ્ય તવ સુર કરઇ, કાંઈ ભજઇ લોહ જંજીર રે;
વેણીદંડ નવુ કરિ સવિ, ભૂષઇ સકલ સરીર રે ॥ ૧૪ ॥ આ૦ ॥
કુમરી કહઇ મઇં રાંકડીઇ, કાંઇ પામુ આજ રતન્ન રે;
જે મઇ જિન પ્રતિલાભીઆ તુ, મુઝ માનવભવ ધન્ન રે ॥ ૧૫ ॥ આ૦ ॥
ધન ધન તે જગિ માનવી, જેણું પ્રતિલાભ્યા ભગવંત રે;
જનમ સફલ જગિ તેહનો, તેહનઇ પુણ્ય અનંત રે ॥ ૧૬ ॥ આ૦ ॥
ભવિક લોક ઇમ જિન ગુરુનઇ, તુહ્મે પ્રતિલાભઉ ભગવંત રે;
ભાનુમેરુ કહઇ જિમ લહુ સહી, સઠલઇ.......રે. ॥ ૧૭ ॥ આ૦ ॥

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
श्री जैन सत्य प्रकाश
जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | विक्रम सं. २००५ : वीरनि. सं. २४७५ : ई. स. १९४८ | क्रमांक |
| --- | --- | --- |
| अंक २ | कार्तिक शुक्ला १४ : सोमवार : १५मी नवेम्बर | १५८ |

# वैराग्यरङ्गकुलकम्

संपादक—पूज्य मुनिमहाराज श्रीकांतिविजयजी

पणमियसयलजिणिंदे निअगुरुचलणे अ महरिसी सव्वे ।
वेरग्गभावजणयं भावणकुलयं लिहेमि अहं ॥ १ ॥

जीवाण होइ इट्ठं सुक्खं मुक्खं विणा उ तं नत्थि ।
जइ अत्थि किमवि ता पुण निच्चं वेरग्गरसियाणं ॥ २ ॥

तम्हा रागमहायव—तविएण अईव सेविअव्वमिणं ।
तदुवसमकए सीयल—विमलं वेरग्गरंगजलं ॥ ३ ॥

वेरग्गजलनिमग्गा चिट्ठंति जिआ सया वि जे तेसिं ।
वम्महदहणाउ भयं थोवं पि न हुज्ज कइआ वि ॥ ४ ॥

बहुविहविसयपिवासा—नईसंगमवड्ढमाणरागजलं ।
कुविकप्पनक्कचक्काइ दुट्ठजलयरगणाइन्नं ॥ ५ ॥

पज्जलिअमयणवाडव—विभीसणं जइ तुमं महसि तरिउं ।
तारुण्णसायरं ता आरुह वेरग्गवरपोअं ॥ ६ ॥

वेरग्गवरतुरंगं चडिओ पाविसि सिवपुरं झत्ति ।
जइ हुज्ज भावणगई अब्भासो तस्स पुव्वकओ ॥ ७ ॥

वेरग्गभावणाए भाविअचित्ताण होइ जं सुक्खं ।
तं नेव देवलोए देवाणं सइंदगाणं पि ॥ ८ ॥

ता मणवंछिअविअरण—कप्पदुमकामकुंभसारिच्छं ।
मा मुंचसु वेरग्गं खणमवि निजचित्तरंजणयं ॥ ९ ॥

पणिअपरिवज्जणं पसु—इत्थीपंडगविवज्जिआ वसही ।
सज्झायझाणजोगो हवंति वेरग्गबीयाइं ॥ १० ॥

तम्हा परिमिअलहा–हारेणं समयभावियमणेणं ।
होऊण इत्थियाओ दूरेणं वज्जिअव्वाओ ॥ ११ ॥
जम्हा मणेण अण्णं चिंतंति भणंति अन्नमेव पुणो ।
वायाए काएण य ताअ अन्नं अ कुणंति ॥ १२ ॥
कत्थ वि असच्चरोसं दंसेंति कहिंचि अलिअमहतोसं ।
कस्स वि देंति दोसं हेलाइ भणंति पुण मोसं ॥ १३ ॥
कत्थ वि कुणंति हावं कत्थ वि पयडंति नियहिअयभावं ।
अवलोइआ वि पावं पसवंति कुणंति मणतावं ॥ १४ ॥
केण वि कुणंति हासं कस्स वि वयणेहिं सुकयनिन्नासं ।
विरयंति नेहपासं कत्थ वि दंसेंति पुण तासं ॥ १५ ॥
कत्थ वि दिट्ठिनिवेसं कुणंति कत्थवि उब्भडं वेसं ।
कत्थ वि निअकरफासं करेंति ताओ मयणवासं ॥ १६ ॥
इअ तासिं चिट्ठाओ चंचलचित्ताण हुंति णेगविहा ।
इक्काए जीहाए ता कह कहिउं मए सक्का ॥ १७ ॥
अहवा विसमा विसया चवला पाएण इत्थिओ हुंति ।
माइल्लिया य तेण य चिट्ठंति अणेगहा एवं ॥ १८ ॥
ता तासिं को दोसो जइ अप्पा हुज्ज विसयविसविमुहो ।
ता न हु कीरइ ताहिं विवसो कइया वि निअमेणं ॥ १९ ॥
जे थूलभद्दपमुहा साहू अ सुदंसणाइसड्ढवरा ।
थिरचित्ता तेसि कयं किं ताहि अईवधुत्तीहिं ॥ २० ॥
के वि य इह कापुरिसा रुट्ठाए महिलिआइपाएण ।
ताडिज्जंता वि पुणो चलणे लग्गंति कामंधा ॥ २१ ॥
हुंति हु निमित्तमित्तं इत्थीउ धम्मविग्घकरणंमि ।
परमत्थओ अ अप्पा हेऊ विग्घं च धम्मस्स ॥ २२ ॥
अप्पाणं अप्पवसे कुणंति जे तेसि तिजयमवि वसयं ।
जेसि न सवसो अप्पा ते हुंति वसे तिहुयणस्स ॥ २३ ॥
जेण जिओ निअअप्पा दुग्गइदुक्खाइं तेण जिणिआइं ।
जेणऽप्पा नेव जिओ सो उ जिओ दुग्गइदुहेहिं ॥ २४ ॥
ता अप्पा कायव्वो सया वि विसएसु पंचसु विरत्तो ।
जह नेव भमइ भीसण–भवकंतारे दुरुत्तारे ॥ २५ ॥

रमणीगणतणकंचण–महिअमणिलिट्ठमाइएसु सया ।
समया हिअए जेसिं तेसिं मणे मणसु वेरग्गं ॥ २६ ॥
समयाअमिअरसेणं जस्स मणो भाविअं सया हुज्जा ।
तस्स मणअरइजणयं नेव दुहं हुज्ज कइआ वि ॥ २७ ॥
समयावरसुरधेणू खेलइ लीलाइं जस्स मणसयणे ।
सो सयलवंछिआइं पावइ जा सासयं ठाणं ॥ २८ ॥
**वेरग्गरंगकुलयं** एअं जो धरइ सुत्तअत्थजुअं ।
संवेगभाविअप्पा परमसुहं लहइ सो जीवो ॥ २९ ॥
तवगणगयणदिवायर–सूरीसरइंदनंदिसुगुरूणं ।
सीसेण रइयमेयं कुलयं सपरोवएसकए ॥ ३० ॥
**। इति वैराग्यरङ्गकुलकं सम्पूर्णम् ।**

આ કુલક જિનગુણગાયક ભોજક **મોહનલાલ ગીરધરલાલ** પાસેથી મળેલા એક પ્રાચીન પત્ર ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

# શીસોદિયા ઓસવાલ

## [ રાજનગરના નગરશેઠના કુટુંબના ઈતિહાસનું એક પાનું ]

**લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી (ત્રિપુટી), મ્હેસાણા**

શંકરાચાર્યજીના ઉપદેશથી તેના સફલ રાજાએ જૈનો અને બૌદ્ધો પ્રત્યે જે વર્તન ચલાવ્યું છે તે તેના ચરિત્રમાં પ્રશંસા રૂપે વર્ણિત છે. તે ઉપરથી સમજી શકાય છે કે–જૈનોએ એ વિકટ પરિસ્થિતિમાં તીર્થંકરોનાં કલ્યાણકોથી અતિ પવિત્ર એવી પોતાની વહાલી ભૂમિ બંગાલનો ત્યાગ કર્યો છે–હીજરત કરી છે, અને મધ્ય હિંદ તથા પશ્ચિમ હિંદમાં આવી વસવાટ કર્યો છે. અહીં આવ્યા પછી જૈનોએ જુદા જુદા ગચ્છોની વ્યવસ્થા કરી ધર્મવૃદ્ધિ અને ધર્મરક્ષા માટે શુદ્ધિ અને સંગઠનને સતત વેગ આપ્યો છે. તેને પરિણામે ઓસવાલ, શ્રીમાળ, પોરવાળ વગેરે શ્રાવકગોત્રો જે પહેલેથી સ્થાપિત હતાં તેને પણ ખૂબ જ વેગ મળ્યો અને ચારે બાજુ જૈનધર્મનો પ્રચાર વધવા લાગ્યો. શુદ્ધિ અને સંગઠનની આ પ્રવૃત્તિ વિક્રમની પંદરમી સદી સુધી ચાલુ હતી.

"શીસોદિયા ઓસવાલ" એ પણ આવી રીતે શુદ્ધિથી વ્યવસ્થિત થયેલ પ્રસિદ્ધ જૈન વંશ છે. તેઓ જૈન ક્યારે થયા? કોના ઉપદેશથી થયા? તેનું સ્પષ્ટ ઐતિહાસિક પ્રમાણ કંઈ મળતું ન હતું. સાક્ષરવર્ય શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈએ આ વંશના પરિચય માટે માત્ર "સીસોદિયા રજપૂત, ક્ષત્રિયબીજ, કાકેલા શાખા, તથા સામંત સંગ્રામસિંહ અને કુમારપાળ સીસોદિયાનો "વંશ" આટલા પરિચય શબ્દો આપ્યા છે, તેનાથી સંતોષ માનવાનો હતો.

પરંતુ ખુશી થવા જેવું છે કે—કવિબહાદુર શ્રી દીપવિજયજી મહારાજે **સોહમ**-

**કુલરત્ન-પટ્ટાવલી-રાસ**માં "શીસોદિયા ઓસવાળ"ની ઉત્પત્તિ બતાવી છે, જેથી **શીસોદિયા ઓસવાળ**ના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે છે. તે ઢાળ અક્ષરશઃ નીચે પ્રમાણે છે.

**ઢાળ ૧૫**

(મેંદી તે વાવી માળવે રે, ફૂલી ફલી ગુજરાત, મેંદી રંગ લાગ્યો—એ દેશી)

શ્રી ચિત્રકુટ ગિરિરાજ છે રે, બીજું નામ ચિત્તોડ રે. સાજનિયાં;
પહેલાં નૃપ **મોરી** હૂલા રે, પછી રાવલ શિરમોડ રે. સા. ૧
એકલિંગ શિવ પરસન્ન થઈ રે, દિઓ મેવાડનો રાજ રે. સા.
શ્રીમુખ વચનથી હઓ રે, અખંડ રાજ સામ્રાજ રે. સા. ૨
**બાપા રાવલ** નામથી રે, પુન્ય તણો ઘણુ સાજ રે. સા.
સંવત એક એકાણુંમાં રે, બાપા રાવલ રાજ રે. સા. ૩
વંશપરંપરા પાટવી રે, પુણ્ય તણો છે મેડ રે. સા.
અનુક્રમે ભાગ્ય-ભૂજા ખુલી રે, હોતે કેડાકેડ રે. સા. ૪
ત્રેવીશમો રાવલ હુવો રે, **સમરસિ** ગુણસાજ રે. સા.
દીલ્લીપતિ ઘેર પરણીયા રે, નૃપતિ મુગટ પ્રથિરાજ રે. સા. ૫
યથાનામ રાણી તણે રે, ચ્યાર હુઆં સંતાન રે. સા.
(૧) દૂર (ધૂર) કુમરે નેપાલનો રે, રાજ લીઓ ગુણખાણ રે. સા. ૬
(૨) કેડવી તેહના પાટવી રે, **ગોરખીયાં** કહેવાય રે. સા.
સંવત અગ્યારની સીમથી રે, વરતે રાજ સવાય રે. સા. ૭
(૩) રાવલજીની **નંદની** રે, ત્રીજું જે સંતાન રે. સા.
ચિત્તોડ પરણવા આવીયા રે, કુમારપાળ કુલભાણ રે. સા. ૮
(૪) ચોથો પુત્ર તે પાટવી રે, રાવલ કરણસિ નામ રે. સા.
ચોવીશમા રાવલ થઈ રે, બેઠા તખત સુઠામ રે. સા. ૯
તેહને અંગજ તીન છે રે, ૧ માહપજી, ૨ રાહપજી નામ રે. સા.
ત્રીજો પુત્ર છે ૩ ધીરજી રે, કોઢ હુઓ તસ જામ રે. સા. ૧૦
**સાંડેરગચ્છ** શ્રીપૂજ્યજી રે, મેટી કુદ્રત બતાય રે. સા.
વચનથી સુત વોહોરાવીઓ રે, પરિકર સહુ હુલાય રે. સા. ૧૧
"ચિત્રકુટ પતિ પુત્રને રે, શિષ્ય કરે સૂરિરાય રે. સા.
ઘર ઘર કરસ્યે ગોચરી રે, મેહેણુયાં જગત ગવાય રે." સા. ૧૨
તેથી સુત પાછો લેઇ રે, દ્યો કોઈ ગામ ગરાસ રે. સા.
સાંભળી રાવજી તિહાં રે, માગે સુત ગુરૂ પાસ રે. સા. ૧૩
ગુરૂ કહે દીક્ષા નહિ દિઆં રે, કરસ્યાં વણિક વિશાલ રે. સા.
ઓસિયા માતની સહાયથી રે, શ્રાવક કિઓ ઓસવાલ રે. સા. ૧૪
તેહનું ગોત્ર શીસોદિયા રે, તેહના વંશ મઝાર રે. સા.
ગુર્જર દેશના શેઠજી રે, શાંતિદાસ પરિવાર રે સા. ૧૫
"મામું" પતશાહી લહ્યા રે, જેનું બિરદ લખાય રે. સા.
તેહના વંશમેં દીપતા રે, સાંપ્રત સહુ સુખદાય રે. સા. ૧૬

દીપાશાહ ખુશાલશાહ રે, વખતશાહ પુણ્યવંત રે. સા.
ઇન્દુપતિના પાટવી રે, ગોત્ર શીસોદિયા વંશ રે. સા. ૧૭
તેહની વંશપરંપરા રે, સહસ્સ લખધર હોય રે. સા.
મરૂધર દેશ મેવાડમેં રે, ગોત્ર શીસોદિયા જોય રે. સા. ૧૮
શ્રી જિનશાસન દીપતા રે, છે વીશા ઓસવાલ રે. સા.
**દીપવિજય** કવિ એ સહુ રે, જીવદયા પ્રતિપાલ રે. સા. ૧૯

આ ઢાળમાં આ પ્રમાણે ઇતિહાસ મળે છે કે—બાપારાવે સં. ૧૯૧માં મોરી રાજાને મારીને ચિત્તોડમાં પોતાની ગાદી સ્થાપી. તેની પરંપરામાં ત્રેવિશમો રાણો સમરસિંહ રાણો થયો છે. તેનો મોટો પુત્ર નેપાલનો રાજા થયો, જેના વંશજો "ગુરખા" તરીકે પ્રસિદ્ધ છે. ત્રીજું સંતાન પુત્રી ગૂર્જરેશ્વર કુમારપાળને પરણી. અને ચોથો પુત્ર રાજા કરણસિંહ મેવાડનો રાજા થયો, જે ચોવીશમો રાવલ હતો. રાવલ કરણસિંહને ત્રણ સંતાન હતાં—૧ મહીપતિસિંહ, ૨ રાહપતિસિંહ, ૩ ધીરસિંહ. તેમાંના નાના રાજકુમાર ધીરસિંહને કોઢ નીકળ્યો, જેને ખાંડેરાવગચ્છના જૈનાચાર્યે મટાડ્યો. આથી રાવલ કરણસિંહે તે પુત્ર આચાર્ય મહારાજને વહોરાવી દીધો. પરંતુ રાજપરિવારમાં ખળભળાટ મચ્યો કે—આચાર્ય મહારાજની કૃપાથી રાજકુમાર ધીરસિંહજી બચ્યા, એટલે તેઓ ગુરુ મહારાજની સેવામાં રહે એ વ્યાજબી વાત છે, પરંતુ તે દીક્ષા લઈ ગુરુ મહારાજના શિષ્ય બને અને ઘરે ઘરે ભીક્ષા માંગતા ફરે આ વાત ચિત્તોડના રાજવંશને શોભા આપે તેવી નથી. તે માટે ઉચિત માર્ગ એ છે કે—તે રાજકુમારને પાછો લાવવો, અને તેના બદલામાં આચાર્ય મહારાજને ગામ ગરાસ આપવો, વગેરે વગેરે.

રાવલ કરણસિંહે આ વાત આચાર્ય મહારાજને જણાવી, એટલે આચાર્ય મહારાજે ગંભીરતાથી સમાધાન કર્યું કે—"હે રાજન્! હું ધીરસિંહને ભાગવતી દીક્ષા આપવાનો નથી, કિન્તુ પરમાર્હત જૈનધર્મી બનાવવાનો છું." આ સાંભળી રાણો ખુશી થયો અને તેણે તેમ કરવા માટે આચાર્યશ્રીને સંપૂર્ણ સમ્મતિ આપી.

આચાર્યમહારાજે વિ. સં. ૧૨૧૧થી ૧૨૨૯ના ગાળામાં રાજકુમાર ધીરસિંહને શ્રાવક બનાવ્યો. તેના વંશજો **શીસોદિયા ઓસવાળ** તરીકે પ્રસિદ્ધ થયા છે, જે વંશમાં અમદાવાદના નગરશેઠ અને "બાદશાહના મામા" શેઠ શાંતિદાસ વગેરે થયા છે. શેઠ વખતચંદ આજે વિદ્યમાન છે. આ સિવાય મારવાડ-મેવાડમાં સહસમલ અને લખધર વગેરે પણ શીસોદિયા ઓસવાળ છે. જે દરેક વીશા ઓસવાલ છે.

ફક્ત પટ્ટાવલી રાસની ૧૫મી ઢાળમાં ઉપર પ્રમાણે ઇતિહાસ છે. પછી સોળમી ઢાળમાં ચિત્તોડના-ઉદેપુરના ઘણા રાણાઓનો પરિચય આપ્યો છે અને તે તે કાળની ઐતિહાસિક બીનાઓ વર્ણવી છે. પરંતુ પ્રસ્તુત વિષયમાં આપણને ૧૫મી ઢાળ જ વધારે ઉપયોગી છે. આ ઢાળમાં ૨૩મા રાવલ સમરસિંહ, ૨૪મા રાવલ કરણસિંહ, ૨૫મા રાવલ મહીપતસિંહ-રાહપતસિંહ, ખંડેરગચ્છના આચાર્ય, તથા શેઠ શાંતિદાસ વગેરેનો નામ નિર્દેશ છે. આ દરેક ઐતિહાસિક પુરુષો છે. એટલે આપણે તે સંબંધી વિચાર કરીએ.

રાણકપુરના ત્રૈલોક્યદીપક પ્રાસાદમાં શીસોદિયાવંશની રાજાવળી નીચે મુજબ આપી

૧–બાપારાવલ, ૨–ગુહિલ, ૩–ભોજ, ૪–શીલ, ૫–કાલભોજ, ૬–ભતૃભટ, ૭–સિંહ, ૮–સહાયક, ૯–ખોમાણ, ૧૦–અલ્લટ, ૧૧–નરવાહન, ૧૨–શક્તિકુમાર, ૧૩–શુચિવર્મ, ૧૪–કીર્તિવર્મ, ૧૫–યોગરાજ, ૧૬–વૈરાટ, ૧૭–વંશપાલ, ૧૮–વૈરીસિંહ, ૧૯–વીરસિંહ, ૨૦–અરિસિંહ, ૨૧–ચોડસિંહ, ૨૨–વિક્રમસિંહ, ૨૩–રણસિંહ, ૨૪–ક્ષેમસિંહ, ૨૫–સામંતસિંહ, ૨૬–કુમારસિંહ, ૨૭–મથનસિંહ, ૨૮–પદ્મસિંહ, ૨૯–જૈત્રસિંહ, ૩૦–તેજસિંહ, ૩૧–સમરસિંહ, ૩૨–અલ્લાવદીનવિજેતા ભુવનસિંહ, ૩૩–જયસિંહ, ૩૪–લક્ષ્મીસિંહ, ૩૫–અજયસિંહ, ૩૬–ભ્રાતા અરિસિંહ, ૩૭–હમ્મીર, ૩૮–ખેતસિંહ, ૩૯–લક્ષરાજ, ૪૦–મોકલસિંહ ૪૧–રાણો કુંભ. ( સં. ૧૪૯૬ )

જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, લે. ૩૦૭)

અજાતલાવ સાગરના શિલાલેખમાં અને ટોડરાજસ્થાન અ. ૨, પૃ. ૧૭, ૧૮ માં પણ શીસોદિયાની રાજાવળી છે, જેમાં નામો અને અનુક્રમોમાં થોડોઘણો ફેરફાર મળે છે.

( જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક ૭૩–૭૪–૭૫. પૃ. ૧૪૬ )

શીસોદિયાનું સંસ્કૃતરૂપ शिर्षोद्दिताः-शिर्षोद्यः થાય, અને બ્રહ્માજીના મુખમાંથી નિકલ્યા તે બ્રાહ્મણો કહેવાય છે તેની જ પરંપરામાં ઊતરી આવેલ તે શીસોદિયા એવો તેનો અર્થ થાય છે. વલભીવંશનો શિલાદિત્ય બ્રાહ્મણસંતાન છે. તેની જ પરંપરામાં બાપારાવલ થયા છે અને બાપારાવલના વંશજો તે શીસોદિયા છે. એમ જુદા જુદા ઉલ્લેખો ઉપરથી તારવી શકાય છે. એટલે કે–શીસોદિયા તે બ્રાહ્મણ જ્ઞાતિમાંથી ઊતરી આવેલ રાજવંશ છે. અને એ રીતે "શીસોદિયા" તે સાર્થક નામ છે.

ઇતિહાસ કહે છે કે–શીસોદિયા વંશના ઘણા રાજાઓ જૈનધર્મી કે જૈનધર્મપ્રેમી થયા છે. તે આ પ્રમાણે—

૬–ભતૃભટ–તેણે ભટેવરનો કિલ્લો બનાવ્યો. તેમાં જ ગોહિલ–વિહાર બનાવી તેમાં બુધગણીના હાથે ભ. શ્રી આદિનાથની પ્રતિષ્ઠા કરાવી હતી. ભ. આદિનાથની એક પ્રતિમા આ મંદિરની ડાબી બાજુની ગુફામાં વિરાજમાન છે તે પણ ભટેવર ગચ્છના આ. આમ્રદેવસૂરિ પ્રતિષ્ઠિત છે એટલે કે ગોહિલરાણાના વંશજો જૈનધર્મી હતા.

–(ગોસુખકુંડની જૈન ગુફામાંની ભ. આદિનાથની પ્રતિમાના પરિકરનો લેખ)

આજે પણ "મેવાડમાં નવો કિલ્લો બને કે–ત્યાં ભ. આદિનાથનું દેરાસર બને," એવી લોકમાન્યતા છે. કુંભારાણાના એક ફરમાનથી પણ આ વાતને સમર્થન મળે છે. (જૈ. સ. પ્ર.)

૯–ખુમાણ—તેને બ્રાહ્મણો ઉપર અત્યંત તિરસ્કાર હતો. તેણે ઘણા બ્રાહ્મણોને મેવાડમાંથી કાઢી મુકાવ્યા હતા. તેની ગાદીએ ભતૃભટ (?) આવ્યો. સારાંશ કે આ રાજા બ્રાહ્મણપ્રેમી કે શૈવધર્મી ન હતો. ( ટોડ રાજસ્થાન, અ. ૩ )

રાણા ખુમાણના વંશમાં થયેલ સમુદ્રકુમાર પ્રસિદ્ધ જૈનાચાર્ય થયા છે, જેણે નાગદાતીર્થનું દિગમ્બરોના હાથમાં જતું બચાવી રક્ષણ કર્યું હતું. ( ગુર્વાવલી, શ્લોક–૩૯

૧૦–અલ્લટ—આ રાજા વિ. સં. ૧૦૦૦ લગભગમાં થયેલ છે. તે આ. નન્નસૂરિનો ઉપાસક હતો. તેની સભામાં શ્વેતામ્બર દિગમ્બરનો શાસ્ત્રાર્થ થયો હતો, જેમાં શ્વેતામ્બર આ. પ્રદ્યુમ્નસૂરિ અને તર્કપંચાનન આ. અભયદેવસૂરિને વિજય મળ્યો હતો

અને તેના જ પ્રતીક રૂપે સંઘ તરફથી ચિતોડના કિલ્લામાં મોટો જૈન સ્તંભ ઊભો કરવામાં આવ્યો હતો. રાણા મોકલસિંહના આદેશથી સં. ગુણરાજે સં. ૧૪૮૫માં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, જે સ્તંભ આજે પણ ચિત્તોડના કિલ્લામાં જૈનધર્મની કીર્તિ ફેલાવતો અડગપણે ઊભો છે.

અલ્લટરાજની રાણી હર્ષદેવીએ હર્ષપુર (અજમેર પાસેનું હાંસોટ) વસાવ્યું છે. ત્યાંથી હર્ષપુરીય ગચ્છનો પ્રાદુર્ભાવ થયેલ છે. અલ્લટરાજની એક રાણીને રેવતીનો રોગ હતો. આ૦ બલભદ્રસૂરિના વાસક્ષેપથી તે મટી ગયો હતો. આ અલ્લટરાજ જૈનધર્મી રાજા હતો.

( જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક–૭૩–૭૪–૭૫ )

અલ્લટરાજનો બીજો પુત્ર ભુવનપાલ આ. વર્ધમાનસૂરિનો ઉપાસક હતો.

૨૩–**રાણો રણસિંહ**—સંગ્રામસિંહ અને સમરસિંહ એ તેનાં જ બીજાં નામો છે. રાણા રણસિંહના વખતથી શીસોદિયા રાજાઓ "રાણા" તરીકે ઓળખાય છે. તેનો સમય વિ. સં. ૧૨૧૧ છે. તેના જ પૌત્ર **ધીરસિંહથી સીસોદિયા ઓસવાળ** થયેલ છે.

૨૯–**રાણો જૈત્રસિંહ** – આ રાણાનાં જયતલ, જયસલ, જયસિંહ અને જયંતસિંહ એમ અનેક નામો મળે છે. તેનો સમય વિ. સં. ૧૨૭૦થી ૧૩૦૯ મળે છે. તેણે છ લડાઈઓમાં વિજય મેળવ્યો હતો. તેણે વિ. સં. ૧૨૮૫માં હીરલા આચાર્ય **શ્રી જગત-ચંદ્રસૂરિજીને** "તપા"ના બિરુદથી નવાજ્યા હતા. ત્યારથી તપગચ્છ એ નામની શરૂઆત થઈ છે. આ રાણો અને તેની રાણી પરમ જૈન બન્યા હતા. ત્યારપછી તેની ત્રણ પેઢી સુધી રાણીઓએ જૈનધર્મનું પાલન કર્યું છે.

૪૦–**રાણો મોકલસિંહ**—તેણે ચિત્તોડપરના જૈન સ્તૂપનો સંઘપતિ ગુણરાજ પાસે વિ. સં. ૧૪૮૫માં જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આજે પણ ચિત્તોડના કિલ્લામાં ભ. મહા-વીરસ્વામીના મંદિર પાસે તે સ્તૂપ વિદ્યમાન છે.

૪૧-**રાણો કુંભાજી**—તેણે વિ. સં. ૧૪૯૬માં રાણકપુરના ત્રૈલોક્યદીપક પ્રાસાદમાં બે પાષાણસ્તંભો કરાવ્યા છે, જે અસલી રૂપમાં આજે પણ વિદ્યમાન છે. તેના પૌત્ર **રાણા રાયમલ્લજીએ** દેવકુલપાટણને વિકસાવ્યું હતું, જ્યાં આજે ચાર મોટાં જિનાલયો છે.

**રાણો પ્રતાપસિંહ**–જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ અકબર બાદશાહને પ્રતિબોધી ગુજરાત તરફ આવતા હતા ત્યારે વિ. સં. ૧૬૪૩ લગભગમાં પ્રતાપરાણાએ તેમને મેવાડ પધારવા નિમંત્રણ મોકલ્યું હતું. તેમાં રાણાજીએ પોતાના રાજવંશને તપગચ્છના આચાર્યોના ઉપાસક તરીકે ઓળખાવેલ છે. ( રાજપૂતાનાકે જૈન વીર )

આ પ્રમાણે શીસોદિયા વંશના અનેક રાજાઓ જૈનધર્મી કે જૈનધર્મપ્રેમી બન્યા છે.

આ પૈકીના રાણા રણસિંહથી શીસોદિયા રાજાઓ "રાણા" તરીકે ઓળખાય છે. તેનો પુત્ર રાણો કરણસિંહ હતો, જેનું બીજું નામ ક્ષેમસિંહ સંભવે છે. તેનો પુત્ર ધીરસિંહ વિ. સં. ૧૨૧૧થી ૧૨૨૯ના ગાળામાં ઓસવાળ બનેલ છે. અને તેના વંશજો **શીસોદિયા ઓસવાલ** તરીકે પ્રસિદ્ધ થયેલ છે.

રોહિડા વગેરે પ્રદેશમાં એવી લોકમાન્યતા છે કે–રોહિડા પાસે ભૂલા ગામ છે, જે એક વાર ભૂલાવતી નગરી હતી, આજે તે દટન–પટન થઈ ગઈ છે. ત્યાં ઓદદાસ

કરતાં જિનેશ્વર ભગવાનની પ્રતિમાઓ નીકળેલ છે, જે રોહિડાના દેરાસરમાં વિરાજમાન છે. અમદાવાદના નગરશેઠના પૂર્વજો ભૂલાનગરથી અમદાવાદ આવેલ છે, શિરોહીનું રાજ્ય સ્થપાયું તે પહેલાં આ આખો પ્રદેશ મેવાડના રાજ્યમાં હતો. એટલે શીસોદિયા ઓસવાળો ત્યાં રહેતા હોય અને ભૂલાવતી ભાંગી ત્યારે ગુજરાતમાં જઇ વસ્યા હોય એ સંભવિત છે.

ખાસ નોંધવા જેવી એક બીના એ પણ છે કે–આ પ્રદેશમાં "પાંચમનો દિવસ" કાર્યારંભ માટે સારો ગણાતો નથી. અહીંના લોકો "પાંચમના કામમાં પંચાત પડે" એમ કહી પાંચમે સારું કામ કરતા નથી. અમદાવાદના નગરશેઠ કુટુંબમાં પણ કોઈ પણ કામ કરવું હોય તો પાંચમનો દિવસ અશુભ લેખાય છે. તે માટે એવી વાત મળે છે કે–શીસોદિયા વંશની એક જૈન કન્યા પાંચમને દિવસે શુભ કામ માટે જતી હતી. તેને વચમાં ખૂબ જ હેરાનગતી થઇ અને તેનું રસ્તામાં જ મૃત્યુ થયું. ત્યારથી શીસોદિયા ઓસવાળો પાંચમને દિવસે કોઇ પણ શુભ કામ કરતા નથી. પાંચમ અંગેની આ માન્યતા ભૂલાવતી નગરી અને નગરશેઠના કુટુંબનો પ્રાચીન સંબંધ હોવાનું પુરવાર કરે છે.

એટલે કે–અમદાવાદનો શીસોદિયા વંશ ભૂલાવતી તજીને અમદાવાદ ગયેલ છે, જેમાં નગરશેઠ શાંતિદાસ વગેરે સમર્થ પુરુષો થયેલ છે.

રાસની પંદરમી ઢાળમાં સાંડેર ગચ્છનો ઉલ્લેખ છે.

સાંડેર ગચ્છ તે બહુ પ્રાચીન ગચ્છ છે, જેમાં યશોભદ્રસૂરિ, શાલિભદ્રસૂરિ અને શાંતિસૂરિ નામવાળા અનેક આચાર્યો થયા છે. વિ. સં. ૧૨૧૨થી ૧૨૪૫ના ગાળામાં આ. યશોભદ્રસૂરિ અને આ. શાંતિસૂરિ થયેલ છે. શીસોદિયા વંશના આદિ પૂર્વજો તેમના ઉપાસક શ્રાવકો હતા. આ સિવાય એ દોહરો પણ મળે છે કે—

શીસોદિયા સંડેસગા ચઉદસીયા ચૌહાણ;<br>
ચૈત્યવાસીયા ગાવડા કુલગુરુ એ પ્રમાણ. ૧

સ્પષ્ટ છે કે–શીસોદિયા જૈનો સંડેર ગચ્છના ઉપાસક હતા, જે હાલ તપગચ્છના ઉપાસક છે.

પાટણ પાસે રુણુંજ સ્ટેશનથી એક કોષ દૂર "સંડેર" ગામ છે. પંડેરક ગચ્છનું એ ઉદ્‌ગમ સ્થાન હશે એમ મનાય છે.

રાસની ઢાળ ૧૫મીમાં નગરશેઠ શાંતિદાસને શીસોદિયા ઓસવાળ તરીકે ઓળખાવેલ છે. તેની સંતાનપરંપરા આ પ્રમાણે છે.

(૧) શેઠ પદમાશાહ, (૨) શેઠ વત્સાશાહ, (૩) શેઠ સહસ્રકિરણ, (૪) નગરશેઠ શાંતિદાસ, (૫) નગરશેઠ લક્ષ્મીચંદ, (૬) નગરશેઠ ખુશાલચંદ, (૭) નગરશેઠ વખતચંદ, (૮) નગરશેઠ હેમાભાઈ, (૯) નગરશેઠ પ્રેમાભાઈ, (૧૦) શેઠ મયાભાઇ, (૧૧) નગરશેઠ વિમળભાઈ અત્યારે વિદ્યમાન છે.

નગરશેઠ ચમનલાલ લાલભાઇ, નગરશેઠ કસ્તૂરભાઇ મણિભાઇ, શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ, શેઠ કેશવલાલ ઘેલાભાઈ, શેઠ કસ્તૂરભાઇ લાલભાઈ વગેરે મહાનુભાવો નગરશેઠ શાંતિદાસના જ વંશજો છે. એકંદરે અમદાવાદમાં આજે શીસોદિયા વંશના વીશા ઓસવાળ નગરશેઠના કુટુંબમાં લગભગ ૧૫૦ ઘર વિદ્યમાન છે.

# શબ્દાંકોનું દિગ્દર્શન

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

'અંક' એટલે આંકડો. જે શબ્દ દ્વારા અંકનું સૂચન કરાય તેને 'શબ્દાંક' કહે છે. અંગ્રેજીમાં એને 'word-numeral (વર્ડ-ન્યુમરલ) કહેવાયાં આવે છે. The Concise Oxford Dictionaryમાં 'ક્રોનોગ્રામ' (chronogram) શબ્દ છે. ત્યાં એનો અર્થ એ અપાયો છે કે એ શબ્દસમૂહ કે જેના રોમન-અંક અક્ષરોનો સરવાળો તવારીખ સૂચવે છે. જેમકે LorD haVe Mer Cle Vpon Vs = 50 + 500+5+1000 +100+1+5+5=1666 આમ અહીં L= ૫૦, D=૫૦૦, V=૫, M = ૧૦૦૦, C=૧૦૦, I=૧, V = ૫ અને V= ૫ એમ રોમનલિપિના અક્ષરો દ્વારા સંખ્યા સૂચવાઈ છે અને તેમ કરવા માટે શબ્દોના સમુહનો ઉપયોગ કરાયો છે.

જેમ આપણે લાખોની સંખ્યા જોડાજોડ અંક લખીને દર્શાવીએ છીએ અને જમણી તરફથી શરૂ કરી ડાબી તરફ જઈ એને એકમ, દશક, શતક ઇત્યાદિ સ્થાનસૂચક ગણીએ છીએ તેમ તે તે અંક સૂચવવા તે તે જાતના શબ્દોની આવી રચના આપણા આ ભારતવર્ષમાં તો આજે લગભગ બે હજાર વર્ષથી યોજાઈ હોય એમ લાગે છે. વસ્તુ કે વિચારને દર્શાવનાર શબ્દનો અહીં ઉપયોગ કરાયો છે. અને એ કાર્ય કેવળ વૈદિક હિન્દુઓને જ હાથે થયું છે એમ નથી પણ જૈનોએ પણ આ રીત અપનાવી છે. એથી જૈન શાસ્ત્ર પ્રમાણે પણ શબ્દોના અર્થ કરાયેલા જોવાય છે અને મહાવીરાચાર્યે રચેલ ગણિત-સારસંગ્રહ એનું એક ઉદાહરણ છે.

**ઉદ્ભવ અને પ્રચાર**—પ્રાચીન સમયના ભરતના ગણિત અને ખગોળવિદ્યાના ગ્રન્થો સંસ્કૃતમાં પદ્યમાં રચાયા છે. આ ગ્રન્થોમાં મોટી મોટી રકમો સૂચવવા માટે શબ્દાંકની યોજનાનો અમલ કરાયેલો જોવાય છે. કદાચ આ ગણિતજ્ઞો અને ખગોળશાસ્ત્રીઓને હાથે આ યોજના ઉદ્ભવી હશે. વખત જતાં શિલાલેખોમાં, ધાર્મિક કે અન્ય વિષયના ગ્રન્થોમાં એનો રચના-સમય અને કોઈ કોઈ વાર ગ્રન્થાગ્ર દર્શાવવા માટે, કેટલીક વાર લહિયાઓએ હસ્તલિખિત પ્રતિમાં પોતે ક્યારે એ લખી તે સૂચવવા માટે, કેટલીક વાર ગ્રન્થકારે આપેલી ગુરુ-પરંપરા રૂપ પ્રશસ્તિમાં તો કેટલીક વાર લહિયાઓએ જેમના કહેવાથી પ્રતિ લખી હોય તેની પ્રશસ્તિમાં એમ વિવિધ રૂપે શબ્દાંકો પ્રચારમાં આવ્યા છે. આ જાતની યોજનાનો અમલ હજી આજે પણ કેટલાક ગ્રન્થકારાદિને હાથે થતો જોવાય છે. દા. ત. આગમોદ્ધારક જૈનાચાર્ય આનંદસાગરસૂરિજીએ ધર્મસંગ્રહની ગદ્યાત્મક સંસ્કૃત પ્રસ્તાવનામાં 'વેદમુન્યંકેન્દુ' દ્વારા ૧૯૭૪નો નિર્દેશ કર્યો છે.

**સ્થાનાશ્રિત મૂલ્ય વિનાના શબ્દાંક**—શબ્દાંકોમાંના શબ્દ જે સ્થાનમાં રહ્યા હોય તે પ્રમાણે તેની કિંમત ગણાય એટલે કે એકમના સ્થાનમાં 'નિધિ' જેવો શબ્દ હોય તો તેની 'નવ' કિંમત ગણાય અને એ દશકના સ્થાનમાં હોય તો તેની 'નેવુ' કિંમત ગણાય. એમ સ્થાન પ્રમાણે શબ્દાંકોની કિંમત ગણાવા માંડી તે પૂર્વેની સ્થિતિ આથી ભિન્ન જોવાય છે. વેદમાં તો શબ્દ દ્વારા અંક દર્શાવવાને બદલે અંક દ્વારા વસ્તુ દર્શાવવાનાં ઉદાહરણ આપણને મળે છે. જેમકે ઋગ્વેદ (૭,૧૦૩, ૧)માં 'દ્વાદશન્' શબ્દથી 'વર્ષ'નું દ્યોતન કરાયું છે અને અથર્વવેદ (૧, ૧, ૧)માં 'સપ્તન્' શબ્દથી સાત વસ્તુઓનો સમુદાય (દા. ત. સાત સમુદ્ર ઇત્યાદિ)નું સૂચન કરાયું છે.

પૂર્ણાંક તેમજ અપૂર્ણાંક બંને સૂચવનારા શબ્દો છે. 'કલા'થી એક સોળાંશ ($\frac{1}{16}$), 'કુષ્ઠ'થી એક બારાંશ ($\frac{1}{12}$) અને 'શફ'થી એક ચતુર્થાંશ ($\frac{1}{4}$)નાં સૂચનો અપૂર્ણાંકને લગતાં ઉદાહરણો છે. પૂર્ણાંક સૂચવનાર શબ્દનાં સૌથી પ્રાચીન ઉદાહરણ **શતપથ** બ્રાહ્મણ (૧૩, ૩, ૨, ૧) અને **તૈત્તિરીય** બ્રાહ્મણ (૧,૫,૧૧,૧) છે. અહીં 'કૃત' શબ્દથી ચારનો અંક દર્શાવાયો છે. દત્ત અને સિંધે History of Hindu mathematics (પૃ. ૫૮)માં એમ પણ કહ્યું છે કે છાંદોગ્ય ઉપનિષદ્ આવાં અનેક ઉદાહરણો પૂરાં પાડે છે. **વેદાંગજ્યોતિષ** (ઈ. સ. પૂર્વે ૧૨૦૦)માં અનેક સ્થળે અંકો માટે શબ્દો વપરાયા છે. કાત્યાયનના **શ્રૌતસૂત્ર** (પૃ. ૧૦૧૫, વેબરની આવૃત્તિ) અને **લાટચાયનના શ્રૌતસૂત્ર** (૯, ૪, ૩૧)[1]માં 'ગાયત્રી'થી ચોવીસનો અંક અને 'જગતી'થી અડતાલીસનો અંક સૂચવાયેલ છે.

આમ જોકે જૂના જમાનામાં શબ્દ દ્વારા અંકનું સૂચન કરાયું છે ખરું, પણ એ કુતૂહલતાને આભારી છે એમ દત્ત અને સિંઘનું કહેવું છે. વળી આ લેખકો **ઐતરેય** બ્રાહ્મણમાં 'વિરાટ્' શબ્દ એક સ્થળે 'દસ' દર્શાવવા અને અન્યત્ર 'ત્રીસ' દર્શાવવા વપરાયો છે એમ કહી શબ્દાંકની અચોક્કસતાની નોંધ લે છે. ઈ. સ. પૂર્વે ૨૦૦ પહેલાં રચાયેલા **પિંગલ-છન્દઃસૂત્ર**માં સ્થાનાપન્ન મૂલ્ય વિનાના શબ્દાંકો વપરાયા છે.

સ્થાન પ્રમાણેના મૂલ્યવાળા શબ્દાંકો ઈ સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૩૦૦માં વપરાયા છે.

પુરાણોમાં અતિપ્રાચીન ગણાતું અગ્નિપુરાણ સ્થાનાપન્ન મૂલ્યવાળા શબ્દાંકો વાપરે છે. ઈ. સ. ૪૦૦ની આસપાસમાં રચાયેલા **પુલિશસિદ્ધાંત**માંનું એક અવતરણ **બૃહત્સંહિતા**ની વૃત્તિમાં એના વૃત્તિકાર ભટ્ટોપ્પલે આપ્યું છે, તેમાં પણ આ જાતની યોજના જોવાય છે. અહીં ૧, ૫૮૨, ૨૩૭, ૮૦૦ સૂચવવા માટે ખ-ખ-અષ્ટ-મુનિ-રામ-અશ્વિ-નેત્ર-અષ્ટ-શર-રાત્રિપ એમ શબ્દાંક યોજાયેલ છે. આનાં બીજાં પણ ઉદાહરણો આ વૃત્તિગત અવતરણો પૂરાં પાડે છે.

ઈ. સ. ૩૦૦ની આસપાસનો **સૂર્યસિદ્ધાંત**, **પંચસિદ્ધાંતિકા** (ઈ. સ. ૫૦૫), **મહાભાસ્કરીય** અને **લઘુભાસ્કરીય** (ઈ. સ. ૫૨૨), **બ્રહ્મસ્ફુટસિદ્ધાંત** (ઈ. સ. ૬૨૮), **શિષ્યધીવૃદ્ધિદ** (ઈ. સ. ૬૩૮ની આસપાસ), **ત્રિશતિકા** (ઈ. સ. ૭૫૦), **ગણિતસારસંગ્રહ** (ઈ. સ. ૮૫૦), **ગણિતતિલક** (ઈ. સ. ૧૦૩૯) ઇત્યાદિ શબ્દાંકોના વ્યાપક ઉપયોગનાં ઉદાહરણરૂપ છે.

**શિલાલેખમાં શબ્દાંકો**- એક વેળા હિન્દુ-સંસ્થાનરૂપ કેમ્બોડિયામાંથી સંસ્કૃતમાં લખાયેલા બે શિલાલેખો મળી આવ્યા છે. એમાંના એકની સાલ ઈ. સ. ૬૦૪ છે તો બીજાની ઈ. સ. ૬૨૫ છે. ત્યાર બાદ જાવાના એક સંસ્કૃત શિલાલેખમાં શબ્દાંક જોવાય છે; આ શિલાલેખ ઈ. સ. ની આઠમી સદીનો છે. ભારતવર્ષમાંના ઈ. સ. ૮૧૩ અને ધૌલપુરથી મળેલા ચાહમાન ચંડમહાસેનના ઈ. સ. ૮૪૨ના શિલાલેખોમાં શબ્દાંક વપરાયા છે. એની પૂર્વેના કોઈ ભારતવર્ષીય શિલાલેખમાં આવી યોજના છે ખરી? જો ન જ હોય તો આ સૌથી પ્રાચીન ગણાય. એના પછીના શિલાલેખોમાં દા. ત. પૌર્વાત્ય ચાલુક્ય અમ્મ બીજાના દાનપત્ર (plate) માં આવી યોજના છે એની સાલ ઈ. સ. ૯૪૩ની છે.

---

[1] આ ત્રણ અંક અનુક્રમે પ્રપાઠક, કંડિકા અને સૂત્રની સંખ્યા દર્શાવે છે.

**ગ્રન્થ પરત્વે શબ્દાંકો**—સૌથી પ્રથમ કયા જૈન ગ્રન્થમાં એનો રચનાનો સમય શબ્દાંક દ્વારા દર્શાવાયો છે એ પ્રશ્ન બાજુ ઉપર રાખી આ જાતની યોજનાનો અમલ કરનાર એક જૈન કૃતિનો હું ઉલ્લેખ કરું છું :

**ઉત્તરજ્ઝયણ**ની દેવેન્દ્રગણિકૃત **સુખબોધા** નામની સંસ્કૃત ટીકામાં 'નવ-કર-હર'થી એના રચનાસમય વિક્રમ સંવત ૧૧૨૯નો નિર્દેશ છે.

**વિસેસાવસ્સયભાસ** ઉપર મલધારી **હેમચન્દ્રસૂરિ**એ વૃત્તિ રચી છે. આની એક તાડપત્રીય પ્રતિના લેખક **આશાદિત્ય** બ્રાહ્મણે એના ઉપર પ્રશસ્તિ રચી છે. એમાં એણે 'ધિ-ગ્રહ-રુદ્ર' દ્વારા ૧૧૯૪ની સાલ દર્શાવી છે.

રજ્જોસવણાકપ્પની (**કાવ્યમંજરી** સહિત) નેમિસુન્દરગણિએ હાથપોથી લખી છે. એમાં લેખન-કાલ તરીકે રસ-બાણ-મુનીન્દુનો ઉલ્લેખ કરી એમણે ૧૭૫૬નો નિર્દેશ કર્યો છે.

**પાઇય કૃતિમાં શબ્દાંક**—ધનેશ્વરસૂરિએ **સુરસુંદરીચરિય** પાઇયમાં પદ્યમાં રચ્યું છે. એમણે એનો રચના-સમય '**बाणंकसुन्नोडुपे**' દ્વારા વિ. સં. ૧૦૯૫નો દર્શાવ્યો છે, કેમકે બાણ=૫, અંક=૯, સુન્ન=૦ અને ઉડુપ=૧ એમ છે. ગણિતતિલકની પ્રસ્તાવના (પૃ. ૨૩)માં જે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો ઉલ્લેખ છે તે ભ્રાન્ત છે.[1] એમણે તો **સમય-ખેત્તસમાસ** (**બૃહત્ક્ષેત્રસમાસ**)ની ૬૯મી, ૭૦મી ઇત્યાદિ ગાથામાં અંકોનાં પાઇય નામ વડે સંખ્યા દર્શાવી છે. અંકોનાં સંસ્કૃત નામો દ્વારા સંખ્યા દર્શાવવાનું સૌથી પ્રથમ કાર્ય ઈ. સ. ૨૦૦ની આસપાસની બખ્શાલી ( Bakshali ) હાથપોથીએ કર્યું છે.

ગોમ્મટસાર વગેરેના કર્તા દિગંબર નેમિચન્દ્રે **તિલોયસાર**ની ૨૧મી ગાથામાં ડાબી બાજુથી જમણી બાજુ તરફ જવાની વિરલ યોજના પ્રમાણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

" વિધુ-ણિધિ-ણગ-ણવ-રવિ-ણભ-ણિધિ-ણયણ-બલદ્ધિ-ણિધિ-ખરાહતથી ઇગિ-તીસગુણસહિયા "

અર્થાત્ એમણે આ શબ્દાંક દ્વારા ૧૯૭, ૯૧૨, ૦૯૨, ૯૯૯, ૬૮૦,૦૦૦,૦૦૦, ૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ૦૦૦,૦૦૦ સંખ્યા દર્શાવી છે. અહીં 'ખર'થી છની સંખ્યા દર્શાવાઈ છે. **પિંગલ-છન્દઃસૂત્ર**માં 'સુવદના' છન્દની યતિ દર્શાવતાં 'છ' માટે 'ખર' શબ્દ વપરાયો છે.

**ગુજરાતી કૃતિમાં શબ્દાંક**—જસસોમના શિષ્ય જયસોમે બાર ભાવનાની સજ્ઝાયમાં એ કૃતિનો રચના-સમય 'ભોજન-નભ-ગુણ' દર્શાવ્યો છે. આ એમણે વિરલ પદ્ધતિનો આશ્રય લીધો છે. યશોવિજયગણિએ 'નિશ્ચયવ્યવહારગર્ભિત શાંતિજિનસ્તવન'માં તો પ્રચલિત પદ્ધતિ પ્રમાણે યુગ-ભુવન-સંયમ દ્વારા ૧૭૩૪નો રચનાસમય જણાવ્યો છે.

**ગ્રન્થાગ્ર માટે શબ્દાંક**—**આચારદિનકર**નું પરિમાણ યાને ગ્રન્થાગ્ર ૧૫૦૦૦ શ્લોક પૂરતું છે એ વાત 'વ્યોમ-વ્યોમાક્ષેષુ-ચન્દ્ર' દ્વારા દર્શાવાઈ છે.

---

[1] being Dhanes'vara Sūri and not Jinabhadra Gani Ksamā s'ramana who has however expressed numbers by their names in Prakrit ) એવા પાઠમાંનો થોડોક ભાગ પ્રસ્તાવનામાં છૂટી ગયો છે.

તપની સંખ્યા માટે શબ્દાંક—ગચ્છાચાર ઉપર વિજયવિમલગણિએ સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. આ વૃત્તિના અંતમાં એમણે ગુરુપર્વક્રમવર્ણનાધિકાર આપ્યો છે. એના છપ્પનમા પદ્યમાં એમણે છટ્ઠની સંખ્યા 'નવેક્ષણેક્ષણ'થી ૨૨૯ની દર્શાવી છે.

પ્રકીર્ણક નોંધ—કલ્પલતામાં સમયસુન્દરગણિએ વીરનું તીર્થ ખ-ખ-બાબ્જ-નેત્ર વિજયી છે એમ કહ્યું છે.

પદ્ધતિ—અંકસૂચક શબ્દો જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખી સંખ્યા સૂચવવાની પદ્ધતિ વિશેષતઃ વ્યાપક છે અને એથી તો "अङ्कानां वामतो गतिः" જેવો નિયમ પ્રસિદ્ધિમાં આવ્યો છે. અહીં પ્રશ્ન એ ઊઠે છે કે આથી વિપરીત પદ્ધતિ કેમ ન યોજાઈ? આ સંબંધમાં દત્ત અને સિંઘે એવું સૂચન કર્યું છે કે જે છંદ પસંદ કરાયો હોય તેને અનુરૂપ શબ્દાંકની યોજના હોવી ઘટે. સૌથી પ્રથમ જે સંખ્યા સૂચવવાની હતી તે આંકડામાં લખાતી. ત્યાર બાદ યોગ્ય શબ્દની પસંદગીનો પ્રારંભ એકમના અંકને લઈને થતો, ત્યાર બાદ ડાબી બાજુ ઉપરના દશક ઇત્યાદિના અંક ઉપર લક્ષ્ય અપાતું જો કે ઉપર્યુક્ત પદ્ધતિ જ વ્યાપક છે, છતાં એથી વિપરીત પદ્ધતિ પણ જોવાય છે. ષડાવશ્યકસૂત્રની અનુષ્ઠાનવિધિ અને ટબ્બા પૂર્વકની એક હાથપોથીમાં એનો લેખન-કાલ 'સંજમ-સર-રસ' દ્વારા દર્શાવાયો છે. અહીં ૧૭૫૬નો નિર્દેશ છે, નહિ કે ૬૫૭૧નો.

વિનયવિજયે પજ્જોસવણાકપ્પ ઉપર સુબોધિકા રચી છે. એની એક હાથપોથીમાં એના રચના-સમય તરીકે રસ-શશિ-રસ-નિધિ એવો ઉલ્લેખ છે. આથી ૧૬૯૬ એમ સમજવાનું છે એટલે કે આ શબ્દાંકના બે ભાગ કરી, 'રસ-શશિ'થી ૧૬ અને 'રસ-નિધિ'થી ૯૬ એમ અર્થ કરવાથી આ સંખ્યા ઉપજાવી શકાય.

કેટલીક વાર દરેક અંક માટે શબ્દ ન યોજતાં અંકવાચક શબ્દ જોડીને પણ શબ્દાંક રજૂ કરાયેલા જોવાય છે. એનાં ઉદાહરણો આ લેખમાંથી મળી રહે છે એટલે હું બીજાં આપતો નથી.

સાંકેતિક શબ્દોની પસંદગી—શબ્દાંકમાં જે શબ્દ જોવાય છે તે સાંકેતિક શબ્દ મનુષ્યનાં અંગ, ગ્રહ, નક્ષત્ર ઇત્યાદિ સંસારના અનેક નિશ્ચિત પદાર્થોની સંખ્યાને લક્ષીને યોજાયા છે.

શબ્દાંકોની સૂચિ—ભારતીય પ્રાચીન લિપિમાલા (પૃ. ૧૨૦)માં, ગણિત-તિલકના મારા ત્રીજા પરિશિષ્ટમાં અને History of Hindu mathematics (ભા. ૧, પૃ. ૫૪-૫૭)માં શબ્દાંકોની વિસ્તૃત સૂચિ છે. આ ઉપરાંત એક નાનકડી સૂચિ મેં "જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચિપત્ર" નામના પુસ્તકના પાંચમા ભાગમાં આપી છે, પણ એ અત્યારે તો અપ્રસિદ્ધ છે. સંપૂર્ણ સૂચિ અપાય તેમ નથી, કેમકે ચન્દ્ર જેવા શબ્દના ઉપલબ્ધ પર્યાયો ઉપરાંત એના નવા પર્યાયો યોજી શકાય તેમ છે, છતાં ૧,૨ ઇત્યાદિ અંક સૂચવનાર ભિન્ન ભિન્ન અર્થવાળા શબ્દો આપવા હોય તો તેમ બની શકે તેમ છે, અને આ દિશામાં મેં ગણિતતિલકનું ત્રીજું પરિશિષ્ટ તૈયાર કરતી વેળા પ્રયાસ કર્યો છે. એટલે આ લેખમાં એ સૂચિ આપતો નથી.

એક જ સંખ્યા અનેક રીતે દર્શાવી શકાય તેમ છે, કેમકે પ્રત્યેક અંક સૂચવવા માટે એક કરતાં વધારે શબ્દો છે. દા. ત. ઉપર્યુક્ત સૂચિપત્રગત ૨૪૦, ૩૮૨ ને ૫૦૯

ક્રમાંકવાળી કૃતિઓમાં ૧૨૮૫ની સંખ્યા 'વિશિખ-વસ્વક્ષિ-કૌમુદીકાંત', 'શર-કરિ-તરણિ' અને 'બાણ-નાગેન્દ્ર-ઇન્દુ-ચન્દ્ર' એમ ત્રણ રીતે દર્શાવાઈ છે.

**ભ્રાન્તિજનક શબ્દાંક**— કેટલીક વાર એક જ શબ્દના બે અર્થ થાય છે. જેમકે 'યુગ' એટલે બે અથવા ચાર અને 'અબ્ધિ' એટલે ચાર અથવા સાત. આવા શબ્દો વડે બનેલા શબ્દાંકથી શું સમજવું તેનો નિર્ણય નિરપેક્ષ રીતે ન થઈ શકે, પણ એ શબ્દાંક કોણે વાપર્યો છે ઇત્યાદિ હકીકતને લક્ષ્યમાં લઈ એનો ઉકેલ પ્રાયઃ થઈ શકે.

આ પ્રમાણે આ લેખ અહીં પૂરો થાય છે. એટલે એ તૈયાર કરતી વેળા જે સોળ પ્રશ્નો મને સ્ફુર્યા છે તેની હું નોંધ લઉં છું અને એના સપ્રમાણ ઉત્તર આપવા તજજ્ઞોને વિનવું છું:—

(૧) જેમ ૐ થી નવ ઇત્યાદિ અક્ષરાંકની યોજનાને 'અક્ષરપલ્લી' કહે છે તેમ શબ્દાંકની યોજના માટે કોઈ ખાસ નામ છે? જો ન જ હોય તો 'શબ્દ-પલ્લી' જેવું નામ યોજાય તો કેમ?

(૨) શબ્દાંકોની યોજના સૌથી પ્રથમ કયા દેશમાં ઉદ્ભવી? શું ભારતવર્ષે જ આ બાબતમાં પહેલ કરી છે?

(૩) પુલિશસિદ્ધાંત કોઈ સ્થળેથી મળે છે?

(૪) કોઈ બૌદ્ધ કૃતિ કે શિલાલેખાદિમાં 'શબ્દાંક'ની યોજના જોવાય છે ખરી અને હોય તો શેમાં?

(૫) કોઈ જૈન શિલાલેખાદિમાં 'શબ્દાંક' વપરાયો છે ખરો?

(૬) કોઈ પાઈય શિલાલેખમાં શબ્દાંક દ્વારા સંખ્યા દર્શાવાઈ છે? અને હોય તો એવો પ્રાચીનમાં પ્રાચીન શિલાલેખ કયો છે?

(૭) ઈ. સ. ૯૪૩ કરતાં કોઈ પ્રાચીન ભારતવર્ષીય શિલાલેખમાં શબ્દાંકની યોજના છે?

(૮) સૌથી પ્રથમ કઈ જૈન સંસ્કૃત કૃતિમાં શબ્દાંક વપરાયો છે?

(૯) સુરસુંદરીચરિય અને તિલોયસાર કરતાં પ્રાચીન એવી કઈ કઈ પાઇય જૈન કૃતિમાં શબ્દાંક છે?

(૧૦) કોઈ ધાતુ કે પાષાણની પ્રતિમાના લેખમાં શબ્દાંક છે અને હોય તો ક્યાં?

(૧૧) શબ્દાંક માટે જમણી બાજુથી ડાબી બાજુ તરફ જવાનું કેમ મોટે ભાગે પસંદ કરાયું છે?

(૧૨) ઉપર્યુક્ત પદ્ધતિ અને એથી વિપરીત પદ્ધતિ એ બેમાં વધારે પ્રાચીન કઈ?

(૧૩) અજૈને રચેલી કઈ ગુજરાતી કૃતિમાં શબ્દાંકની યોજના છે? આવી કૃતિ કેટલી પ્રાચીન છે?

(૧૪) જૈન ગુજરાતી કૃતિઓમાં શબ્દાંકની યોજનાવાળી પહેલી કૃતિ કઈ છે?

(૧૫) મરાઠી, બંગાળી, હિન્દી, અરબી, ફારસી વગેરે ભાષામાં ગૂંથાયેલી કઈ કૃતિ પ્રાચીનતમ છે કે જેમાં શબ્દાંકને સ્થાન અપાયું હોય?

(૧૬) ડૉ. દત્તે બંગાળીમાં શબ્દાંકાદિ પરત્વે જે લેખો લખ્યાની નોંધ મેં ગણિતતિલકની મારી પ્રસ્તાવના (પૃ. ૨૨)માં લીધી છે તે લેખોનું ગુજરાતી ભાષાંતર કે એનો સારાંશ કોઈએ રજૂ કરેલ છે? અને હોય તો એ શેમાં પ્રસિદ્ધ થયેલ છે?

ગોપીપુરા, સુરત, તા. ૧૪–૧૦–૪૮

# श्रीतपागच्छपट्टावली

## ( कुतुबपरा शाखा )

### सं.–पूज्य मुनिमहाराज श्रीज्ञानविजयजी ( त्रिपुटी )

अस्य तपागच्छस्य षड् नामानि ॥ तत्र प्रथमं–श्रीवीरात् ९ गुरून् यावत् निर्ग्रंथा इति, द्वितीयं–सुस्थितादि ६ सूरीन् यावत् कोटिकगणः, च तृतीयं चंद्रगच्छ इति चंद्रसूरितः, चतुर्थं–वनवाससेवनात् आरण्यकाः, पंचमं–वडगच्छ इति, षष्ठं–तपा इति ॥ सप्तमं–लघुशाला इति । बृहद्गच्छ इत्येके ॥

१ श्रीवर्द्धमानस्वामि

२ श्रीतत्पट्टे श्रीसुधर्म्मस्वामि
श्रीवीरनिर्वाणात् २० वर्षैः निर्वाणं

३ तत्प० श्री जंबूस्वामि
टि० मणपरमोहि १० व्यवच्छेदः। १६ गृहे, २० व्रते, ४४ केवल, सर्वायुः ८०॥

४ तत्प० श्रीप्रभवस्वामि
टि० २० गृहे, ४४ व्रत, ११ युगप्र०, सर्व्वायुः ८५ ॥

५ तत्प० श्रीशिय्यंभव
टि० गृहे २८, व्रत ११, युगप्र० २३, सर्वायुः ६२,

६ तत्प० श्रीयशोभद्रसूरि
टि० श्रीवीर नि० १४८ निर्वाणं ॥(?)

७ तच्छिष्यौ श्रीसंभूतिविजय–भद्रबाहू

८ श्रीसंभूति० शिष्य–श्रीस्थूलभद्र
टि० श्रीवीर नि० २२५ निर्वाणं॥ (?)

९ तच्छिष्यौ श्रीमहागिरि–सुहस्ती
टि० त्रिखंडभोक्तृसंप्रतिप्रतिबोधकृत्

१० श्रीसुहस्तिशिष्यौ
सुस्थित–सुप्रतिबद्धौ

११ तच्छिष्यः श्रीइंद्रदिन्न

१२ तच्छिष्यः श्रीदिन्नसूरिः

१३ तच्छिष्यः श्रीसीहगिरि

१४ तच्छिष्यः श्री वयरस्वामि
टि० श्री वीरात् ४७४ विक्रमादित्य राज्यं, श्रीजिनशासन प्रभावक सिद्धसेनदिवाकरश्च ॥

१५ तच्छिष्यः श्रीवज्रसेन

१६ तच्छिष्यः श्रीचन्द्रसूरि

१७ तत्प० श्रीसामंतभद्र

१८ तत्प० श्रीदेवसूरिः
टि० वृद्धो देवसूरिरिति ख्यातः, श्रीवीरात् ६९५ ॥

१९ तत्प० श्रीप्रद्योतनसूरि

२० तत्प० श्रीमानदेवसूरि

२१ तत्प० श्रीमानतुंगसूरि
टि० भक्तामर–भयहरादिस्तववृत्तिकृत्

२२ तत्प० श्रीवीरसूरि

२३ तत्प० श्रीजयदेवसूरि

२४ तत्प० श्रीदेवानन्दसूरि

२५ तत्प० श्रीविक्रमसूरि
टि० श्रीवीरनिर्वाणं ९९३ श्रीकालिकाचार्यः पंचमीपर्युषणापर्वं चतुर्थ्यामानैषीत् ।

२६ तत्प० श्रीनरसिंहसूरि

२७ तत्प० श्रीसमुद्रसूरि
टि० क्षिपनकैः सह वादं विधाय सकलसंघसमुदायसमक्षं वादे तान् पराजित्य नागदाख्य तीर्थं वालितवान्॥
२८ तत्प० श्रीमानदेवसूरि
टि० महाप्रभावत्वादस्य प्रसन्नाबा सूरिमन्त्रं ददौ ॥
२९ तत्प० श्रीविबुधप्रभसूरि
३० तत्प० श्रीजयानन्दसूरि
३१ तत्प० श्रीरविप्रभसूरि
टि० नड्डुलपुरे श्रीनेमिप्रासादप्रतिष्ठाकृत्
३२ तत्प० श्रीयशोदेवसूरि
३३ तत्प० श्रीप्रद्युम्नसूरि
३४ तत्प० श्री....
३५ तत्प० श्रीमानदेवसूरि
टि० यस्यौपधानिकेति लोके ख्यातिरभूत्
३६ तत्प० श्रीविमलचन्द्रसूरि
३७ तत्प० श्रीउद्योतनसूरि
टि० श्रीवीरनि० १३०० श्रीबप्पभट्टसूरयः श्रीजिनशासनप्रभावनाकृदाम राजा च ॥
३८ तत्प० श्रीसर्वदेवसूरि
३९ तत्प० श्रीदेवसूरि
४० तत्प० श्रीसर्वदेवसूरि
४१ तत्प० श्रीसोमप्रभसूरि ( ? ) शतार्थी
( श्रीयशोभद्रसूरि–श्रीनेमिचन्द्रसूरि )
४२ तत्प० श्रीमुनिचन्द्रसूरि
टि० श्रीविरात् १५५९ पूर्णिमापक्षोत्पत्तिः ॥
४३ तत्प० श्रीअजितसिंहसूरि
४४ तत्प० श्रीविजयसेनसूरि
४५ तत्प० श्रीमणिरत्नसूरि
४६ तत्प० श्रीजगच्चंद्रसूरि
टि० १२ वर्षाऽऽचाम्लोग्रतपस्करणात् कांजिकादपरपानीयनियमाच्च गच्छस्य तपागच्छेति नाम ॥
४७ तत्प० श्रीदेवेन्द्रसूरि
४८ तत्प० श्रीधर्मघोषसूरि
४९ तत्प० श्रीसोमप्रभसूरि
५० तत्प० श्रीसोमतिलकसूरि
टि० श्रीवीरात् १८९४ वि० १४२४ स्वर्गगमनं ॥
५१ तत्प० श्रीदेवसुंदरसूरि
५२ तत्प० श्रीसोमसुन्दरसूरि
टि० वि० १४३० जन्म, १४३७ दीक्षा, १४४७ ( ५० ) वाचकपदं, १४५७ सूरि, १४९९ स्वर्जग्मुः ॥
५३ तत्प० श्रीमुनिसुन्दरसूरि
श्रीजयचन्द्रसूरि
टि० दक्षिणदेशराज्ञा कृष्णशारदेति बिरुदं दत्तं
५४ तत्प० श्री रत्नशेखरसूरि
श्रीउदयनंदिसूरि
५५ तत्प० श्री सुरसुन्दरसूरि
श्रीलक्ष्मीसागरसूरि
५६ तत्प० श्रीसोमजय (जश)सूरि
५७ तत्प० श्रीइंद्रनंदिसूरि

૫૮ तत्प० श्रीसोभाग्यनंदिसूरि
अनुपूर्ति-( द्वितीयलेखकेन लिखिता )
५९ तत्प० श्रीहंससंयमसूरि
६० तत्प० श्रीइंद्रनंदिसूरि
६१ तत्प० संयमसागरसूरि
६२ तत्प० हंसविमलसूरि

**નોંધ**—તપાગચ્છાની ભિન્ન ભિન્ન શાખાઓની પટ્ટાવલીઓ મળે છે. પણ ખાસ કરીને કુતુબપરા ગચ્છની પટ્ટાવલી મળતી નથી. તેની એક નકલ શ્રીચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિરમાં છે તેના આધારે આ છપાવેલ છે, કુતુબપરા ગચ્છનું બીજું નામ કુતપ્રભ પણ મળે છે. તેમાંથી નિગમગચ્છ નીકળ્યો છે.

# ગુરુશિખરની પગથી પર

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

ભાઈ સુમતિચંદ્ર, રોજ કરતાં આજ કંઈક વહેલા ચઢયા છો. હા, ગુરુદેવ ! પ્રાતઃકાળમાં વહેલી સવારે કુદરતના રમણીય આંગણા સમા આ પાર્વતીય પ્રદેશ પર પગલા ભરવામાં જે આનંદ આવે છે એ અવર્ણનીય છે.

તીર્થાધિરાજ શ્રી. શત્રુંજયનો પ્રત્યેક પ્રદેશ પવિત્ર વાતાવરણ સહજ સર્જાવે છે અને એમાં પણ આ ટેકરી પર પ્રવર્તી રહેલી એકાંત નિવૃત્તિએ સંખ્યાબંધ આત્માઓને નવ પ્રેરણાનાં નીર પાયાં છે, હજારોના કલ્યાણપંથ ઉજાળ્યા છે.

પૂજ્યશ્રી ! આવા અનુપમ સ્થળમાં વધુ નહીં તો બે ઘડી જેટલો સમય તીર્થંકર ભગવંતના પ્રવચનની વિચારણામાં વ્યતીત થાય તો મારી નજરે ગતાનુગતિક કરણી કરતાં આત્માની ઉન્નતિમાં એ વધુ ફળદાયી નીવડે.

સાધુ-સંતોનો ધર્મ જિજ્ઞાસુ આત્માની જ્ઞાનતૃષા છીપાવવાનો છે. ગઈ કાલની વાતના અનુસંધાનમાં સૌ પ્રથમ ચાલુ અવસર્પિણીકાળમાં જે નામીચા અભવ્યો થયા છે તેમની ટૂંક હકીકત રજુ કરું.

અભવ્ય જીવ કોરડુ મગ જેવા છે. ગમે તેટલો તાપ આપો છતાં જેમ કોરડું મગ ચઢે નહીં તેમ ગમે તેટલો ઉપદેશ આપો, ધર્મ સંભળાવો, નીતિની વાત કહો છતાં આ જાતના વિલક્ષણ જીવોમાં સંસારથી છૂટવાના—મોક્ષ પ્રાપ્ત કરવાના—પરિણામ ઉદ્ભવતા જ નથી. સ્વભાવની વિચિત્રતા એ જ છે કે એ જીવને ધર્મનું સાચું ભાન થતું જ નથી. એની સંખ્યા આઠની છે.

૧ **સંગમદેવ**—ભગવંત મહાવીરદેવને એક રાત્રિમાં અતિભયંકર એવા વીસ ઉપસર્ગો કરનાર દેવ.

૨ **કાલસૌકરિક કસાઇ**—રાજગૃહી નગરીમાં શ્રેણિક ભૂપાળના રાજ્યકાળે પ્રતિદિન પાંચસો પાડાનો વધ કરનાર પામર માનવ.

૩ **કપિલા દાસી**—ઉપરોક્ત સ્થળ અને સમયમાં આ નારી મહારાજાના મહાલયમાં નોકરી કરતી હતી. છત, અરે ખુદ રાજવીએ દાન દેવાની છૂટ આપ્યા છતાં, એને દાનના પરિણામ થતાં જ નહીં. શ્રેણિક ભૂપે એક વાર ફરજ પાડી ત્યારે દાન દેવું પડયું છતાં એ વેળા એ કહેતી કે હું દાન નથી આપતી પણ શ્રેણિક રાજનો ચાટવો દાન દે છે.

**૪ અંગારમર્દક આચાર્ય**—આ સૂરિજી પણ ચરમ તીર્થપતિના શાસનમાં થયેલ છે. પાંચસો શિષ્યોનો પરિવાર હતો. એ શિષ્યોને ધર્મ-વારિના સિંચન કરનાર હતા છતાં પોતે કોરાધાકોર રહ્યા હતા. 'પરોપદેશે પાંડિત્યમ્' જેવું આચરણ. અંતરમાં દયાનો છાંટો ન મળે ! શ્રાવકોએ પરીક્ષા અર્થે ગુપ્તપણે પાથરેલા સ્થંડિલભૂમિના કોલસા ચાંપતા તેઓ બોલી ઊઠેલા કે—'અહા ! વીરના જીવો કેવા ચમચમ બોલે છે ? આમ પોત પ્રકાશ્યા પછી જ એ ઉઘાડા પડ્યા. શિષ્યો છોડી ગયા.

**૫ પાલકમંત્રી**—પોતાના વૈરનો બદલો લેવાના નિશ્ચયથી પાંચસો સાધુઓને ઘાણીમાં પીલી નાંખનાર અધમ માનવી.

**૬ પાલક**—શ્રીકૃષ્ણ વાસુદેવનો પુત્ર, ભોગવિલાસમાં રત. જ્ઞાન વગરની દ્રવ્ય ક્રિયામાં રાચનાર

**૭ ગોષ્ટામાહિલ**—આ આચાર્ય તે જ છે કે જે સાતમા નિહ્નવ તરીકે ઓળખાય છે. એ સંબંધી પૂર્વે કહેવાયું છે.

**૮ વિજયરત્નસાધુ**—શ્રેણિકની ગાદીએ આવનાર રાજવી ઉદાયીને પૌષધાગારમાં સાધુના વેશે કપટ કરી મારનાર સાધુ શિષ્યના આવા કરપીણ કૃત્યથી ખુદ ગુરુને આપઘાત કરવો પડ્યો !

આવા હલકા પરિણામધારી જીવો નિમ્ન વસ્તુઓ પ્રાપ્ત કરવા શક્તિશાળી બનતા નથી; ત્યાં એમના કપાળમાં મુક્તિનો યોગ ક્યાંથી સંભવે ?

૧ સુપાત્ર દાનનો યોગ, ૨ સમ્યક્ત્વ પ્રાપ્તિ, ૩ સમાધિમરણ, ૪ ઈંદ્રપદવી, ૫ ચક્રવર્તીપદ, ૬ અનુત્તર વિમાનમાં વાસ, ૭ લોકાંતિક દેવપણું, ૮ શલાકાપુરુષપણું, ૯ નારદપણું, ૧૦ ત્રાયસ્ત્રિંશતદેવપણું, ૧૧ ચૌદપૂર્વીપણું, ૧૨ કેવલી પાસે દીક્ષા, ૧૩-૧૪ શાસનમાં યક્ષ-યક્ષણી થવાપણું.

ધર્મના અર્થી આત્માઓએ આ સર્વ સ્વરૂપ અવધારી લઈ મિથ્યાત્વ દશા વર્જવી, અને પોતાની જાતને ઉપરોક્ત નિહ્નવો વા અભવ્યોના સરખા આચરણમાં ગબડી પડતી અટકાવવી એ આ ઉલ્લેખનું તાત્પર્ય છે.

શાસ્ત્રકારોનું કથન છે કે જેમ જેમ કર્મોનો ક્ષયોપશમ થતો રહે છે તેમ તેમ આત્માની શક્તિનો આવિર્ભાવ યાને પ્રકાશ વધતો જાય છે. એ કારણે ઉદ્યમશીલ રહેવાની અગત્ય છે. 'ઉદ્યમેન કાર્યાણિ સિદ્ધ્યન્તિ' અર્થાત્ 'પુરુષાર્થથી જ કાર્ય સિદ્ધિ થાય છે' એ ટંકશાળી વચન છે. એ સંબંધમાં 'અપ્રાપ્તિ અષ્ટક' સમજવા જેવું છે.

અપ્રાપ્તિ બે પ્રકારે છે—(૧) સત્ વસ્તુની, (૨) અસત્ વસ્તુની.

સત્ વસ્તુની અપ્રાપ્તિના આઠ પ્રકાર આ પ્રમાણે જણાય છે

૧. અતિ દૂર રહેલી વસ્તુ. એ પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ રૂપ ચાર રીતે.

(૧) દ્રવ્ય યાને સ્વભાવથી, આકાશ જીવ વગેરે; ભૂત, પિશાચ વ.

(૨) ક્ષેત્ર યાને દેશ થકી, બહારગામ ગયેલ સ્વજન વ. મેરુ આદિ પર્વત.

(૩) કાળથી મૃત્યુ પામેલ સગા સંબંધી કિંવા વ્યક્તિ.

(૪) ભાવથી અરૂપી પદાર્થો.

૨. અતિ નજીક રહેલી વસ્તુ—નેત્રમાં આંજવામાં આવેલું કાજળ.

૩. ઇંદ્રિયના ઘાત થવાથી ન જણાય—અંધાપાથી ન દેખાય-બહેરાશથી ન સંભળાય તે.

૪. મનની અસાવધતાથી ન સમજાય–મગજ ભ્રમિત દશામાં કિંવા રોગી દશામાં.

૫. અતિ સૂક્ષ્મ વસ્તુ–બારીક–અતિ ઝીણા રજકણો.

૬. કોઈ વસ્તુ યાને પદાર્થના આવરણથી–દિવાલ કે ભીંતના આંતરાથી.

૭. એક વસ્તુનો બીજી વસ્તુથી પરાભવ થયો હોય–અંધકારમાં રહેલ ઘટ.

૮. સમાન વસ્તુ સાથે મળી જવાથી–તલના ઢગલામાં નાંખેલ તલથી ભરેલ મુઠ્ઠી.

અસત્ વસ્તુ એટલે વસ્તુનો અભાવ–અસ્તિત્વ જ નહીં, ત્યાં પછી પ્રાપ્તિનો પ્રશ્ન ઉદ્‌ભવતો જ નથી.

ઉપરના એ અષ્ટક માફક 'અંધ અષ્ટક' પણ જાણી લેવું, તે આ પ્રકારે.

૧. રાત્રિઅંધ. ૨. દિવસઅંધ. ૩. જન્માંધ. ૪. કામાંધ ૫. ક્રોધાંધ. ૬ માનાંધ ૭. માયાંધ. ૮. લોભાંધ. આ રીતથી અંધ થયેલા આત્માઓ યથાર્થપણે પદાર્થની પિછાન કરી શકતા નથી. વસ્તુતત્ત્વની વિચારણામાં આ જાતની પૂર્વગ્રહથી લેપાયલી દૃષ્ટિ કામ આવતી નથી.

આપ્ત પુરુષના વચનમાં દૃઢ શ્રદ્ધા રાખી આગળ વધવાથી જ જ્ઞાન–પિપાસા છીપે છે. સ્વબુદ્ધિએ પ્રત્યેક વસ્તુની ચકાસણી કરવાનો માર્ગ એક નિરાળી બાબત છે અને ધરમૂળથી અમુક મંતવ્ય બાંધી વિચારણા કરવી એ નિરાળી ચીજ છે. પહેલીમાં આત્મપ્રગતિ છે, અવકાશ છે, જ્યારે પાછલીમાં પ્રગતિ તો દૂર રહી પણ અધઃપતનની નોબત વાગે છે. આજે આટલું, વધુ આવતી કાલે. ( ચાલુ )

# દીયાણા, લોટાણા, નાંદીયા વગેરે તીર્થોની યાત્રા

લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી ( ત્રિપુટી )

( ગતાંકથી ચાલુ )

## નાંદીયા તીર્થ

આ તીર્થની શ્રીજીવિતસ્વામીજીની પ્રતિમા પ્રસિદ્ધ જ છે. આ સ્થાનની યાત્રાની અનુકુલતા છે. ઘણા યાત્રિકો અહીંની યાત્રાનો તો લાભ લે છે; માત્ર દીયાણાજી અને લોટાણાજીની યાત્રા મુશ્કેલ છે મેં આ તીર્થનું ટૂંક વર્ણન પહેલાં આપ્યું જ હતું. આ વખતે થોડા પ્રાચીન લેખો લીધા છે એટલે ટૂંક વર્ણન અને લીધેલા લેખો આપું છું.

નાંદીયા ગામનું પ્રાચીન નામ નંદીગ્રામ–નંદીવર્દ્ધનપુર કહેવાય છે. આ પ્રાચીન તીર્થ ગામથી ૦ા ફર્લાંગ દૂર પહાડની ટેકરીની નીચે આવેલું છે બાવન જિનાલયનું આ મંદિર છે. ભગવાન મહાવીર સ્વામીની અદ્‌ભુત રમ્ય મૂર્તિ મૂલનાયકજી તરીકે છે. જાણે સાક્ષાત્ વીર પ્રભુ બિરાજમાન થયા હોય એટલા જ માપની એવી જ અદ્‌ભુત મૂર્તિ છે. દીયાણાજીમાં શ્રી વીર પ્રભુ યુવાન રૂપે લાગે છે તો અહીં વૃદ્ધ રૂપે લાગે છે. એવું ભવ્ય ગંભીર મુખારવિંદ છે. અઢી હજાર વર્ષ પહેલાંના પ્રાચીન શીલ્પનાં દર્શન આપણને અહીં થાય છે. અજન્ટાની ગુફા અને સારનાથની પ્રાચીન બૌદ્ધ મૂર્તિઓ જોઈ આપણા લેખકો એમ કહે છે કે જૈન તીર્થંકર દેવોની મૂર્તિઓ આવી વૈરાગ્યમય કેમ નથી? હું તે મહાનુભાવોને કહું છું કે અહીંની અદ્‌ભુત મૂર્તિનાં દર્શન કરો, તમારી ભાવના જરૂર ફલીભૂત થશે.

મૂલ ગભારામાં આ એક જ પરિકર સહિતની અદ્‌ભુત મૂર્તિ છે. એનું સિંહાસન, પરિકરના દેવો, કિન્નર મૂર્તિઓ, વગેરે વગેરે બધું દર્શનીય છે. વિશાલ ધર્મચક્ર પણ મનોહર

છે. મંદિરમાં પેસતાં પ્રથમ દરજા પાસેના ડાબા થાંભલામાં આ પ્રમાણે લેખ છે. લેખ પહેલાં જ "વિજયસેન" વંચાય છે. પછી લેખ છે.

"संवत् १२९० वर्षे पोस सुदि ३ राउडपुत रमीह सुत राकमण श्रेयोर्थं भोगेन स्थंभो कारितः"

આ સિવાય રંગમંડપના થાંભલા ઉપર લેખો છે પરંતુ કેટલાકમાં તો થાંભલા કરાવનારનાં નામ જ વંચાય છે, સંવત્ નથી વંચાતા.

રંગમંડપ પાસેના જમણી તરફના થાંભલામાં સંવત્ છે. સંવત્ ૧૨૦૧ ભાદરવા સુદિ ૧૦ સોમદિને. ડાબા થાંભલા ઉપર લેખ છે, પણ એકલાં નામ છે, સંવત્ નથી. આમાંના કેટલાક ઉપર તો મારવાડી લિપીથી લખ્યું છે.

આ સિવાય પ્રદક્ષિણામાં કેટલીક દેરીઓ ઉપરપણ લેખો વંચાયા છે જે આ પ્રમાણે છે.

જમણી બાજુની પ્રદક્ષિણામાં દેરીના મથાળે.

संवत् १४८७ वर्षे वैशाख शुदि १० रवौ

પછીની દેરીમાં

सं. १४९३ चैत्र शुदि २ चाहड भार्या कुरी पुत्र कर्माण × × × करापीतं

એની પછીની દેરીમાં

सं. १४२९ (३९) वर्षे माघ शु. ७ गुरौ × × प्राग्वाट ज्ञातिय सिहर भार्या × चक्रेश्वरसूरि × × × × श्री श्री सोम × ×

એક દેરી ઉપર

संवत् १५२१ वर्षे भाद्रपद सुदि पडवे दिने ( प्रतिपद्दिने ) नांदीयापुरवास्तव्य प्राग्वाट ज्ञातिय व्य. दुलहा भार्या दुली पुत्र व्य. जूठाकेन भार्या जसमादे भ्रातृ व्य. मउवाझाला-वरजांगषेतादिकुटुम्बयुनेन स्वश्रेयसे महावीरप्रासादे देवकुलिका कारिता ॥ छ ॥

આજ સંવત્નો બીજો પણ લેખ છે.

संवत् १५२१ वर्षे भाद्रपद शुदि ५ रवौ दिने नांदियापुरवास्तव्य प्राग्वाटज्ञातिय व. इलहा (दुलहा) भार्या हली(दुली) पुत्र श्रे. जुठाकेन भार्याकुरमादे × × ×

× × × कुटुम्बयुतेन श्रेयोर्थं× × श्रीमहावीरप्रासादे देवकुलिका कारिता ॥ छ ॥

આ સિવાય બીજા પણ ઘણા લેખો હતા, પરંતુ અત્યારે જીર્ણોદ્ધાર ચાલે છે તેમાં ઘણા દટાઈ ગયા છે–દાબી દીધા છે. દેરીઓ ઉપરના લેખો ઉપર પણ પલાસ્તર થઈ ગયું છે. વળી એ ખોદીને કેટલાક લેખો દેખાય તેમ રાખ્યા છે.

મંદિરજી ભીતરતાં પગથીયાના પાછલા ભાગમાં જમણી તરફ આ પ્રમાણે લેખ છે.

संवत् ११३०(२०) वैशाख सुदि १३ नंदियणकचैत्यद्वारे वापी डिम्नी पिता सिवंगणे.

૧૧૩૦માં મંદિર પાસે વાવ કરાવ્યાનો આ લેખ છે. આ વાવ અત્યારે પણ છે.

આ મંદિરમાં અત્યારે લગભગ ૬૮ મૂર્તિઓ છે. યક્ષ–યક્ષિણી જુદાં છે.

મૂલ ગભારામાં તો એક મૂલનાયકજી ભગવાન છે. ગૂઢમંડપમાં ૪ મૂર્તિઓ છે. રંગમંડપમાં બે ગોખલામાં બે મૂર્તિઓ છે અને બીજા બે ગોખલામાં બે ભગવાન બેસવાના છે. જીર્ણોદ્ધાર ચાલુ હોવાથી દરેક દેરીઓની મૂર્તિઓ વચલા રંગમંડપમાં બિરાજમાન છે.

મંદિર પાસે જ ડાબા હાથ તરફની ટેકરી ઉપર ચંડકૌશિક નાગ વીરપરમાત્માને ડસે છે તેના દશ્યની દેરી છે. ગામમાં ઉપાશ્રય પાસે શાંતિનાથજીનું મંદિર છે. ધાતુમૂર્તિ ઉપર લેખો છે. જેમાં ૧૫૨૧, ૧૫૨૮ અને ૧૫૨૯ ના સંવતો છે. પ્રતિષ્ઠાપક તપાગચ્છીય આચાર્યવર્ય શ્રી લક્ષ્મીસાગરસૂરિજી છે.

નાંદીયાથી સંઘ વિખરાઈ ગયો અને અમે બામણવાડજી આવ્યા.

## બામણવાડજી તીર્થ

નાંદીયાજીથી બામણવાડજી ચાર માઈલ દૂર છે. રસ્તો સારો છે. વચમાં બે માઈલ ઉપર શ્રીઅંબિકાદેવીની દેરી આવે છે. બામણવાડજીથી સીધી સડક અહીં આવે છે. યોગીરાજ શ્રીવિજયશાંતિસૂરિજીના ઉપદેશથી સડક વગેરે બન્યાં છે.

બામણવાડજી પણ પ્રાચીન તીર્થસ્થાન છે. 'જૈન સત્ય પ્રકાશ'ના પહેલાંના અંકોમાં હું આ તીર્થસ્થાનનો પરિચય આપી ગયો છું. એટલે અહીં વધુ નથી લખતો. એક ધાતુ પ્રતિમાજી ઉપર સં. ૧૪૮૨નો લેખ છે, જેમાં આટલું વંચાય છે.

संवत् १४८२ सिरीचंद्रपट्टे श्रीरत्नप्रभसूरिभि :

આ સિવાય દેરીઓમાં કેટલાક લેખો બહુ જ સાફ સાફ વંચાય છે, જેમાં ૧૫૧૯ અને ૧૫૨૧ના લેખો છે. અને પ્રતિષ્ઠાપક આચાર્ય શ્રી લક્ષ્મીસાગરસૂરિજી અને તેમના શિષ્યો છે. એમાંના બે લેખો આપું છું, બાકીનામાં નામ માસ તિથિ વગેરેનો ફેર છે.

(१) सं. १५१९ वर्षे माग शुदि ५ वीरवाडकवास्तव्य प्राग्वाटज्ञातीय ×× सा. यस

(२) भार्या × लष्मी पुत्र वा. गदा भार्या देवलदे पुत्र वा. देवाकेन भार्या कीन्ह ×

पुत्र वा × वरआदिकुटुम्बयुतेन श्रीब्राह्मणवाडमहास्थाने देवकुलिका कारिता

બીજો એક ૧૫૧૯નો લેખ છે તેમાં वीरप्रासादे देवकुलिका कारापिता લખ્યું છે.

૧૫૨૧નો લેખ આ પ્રમાણે છે.

सं. १५२१ वर्षे माद्र शुदि १३ प्रा० लाजवासि व्य. सोमा व्य. मांडण व्य. हेमराज व्य. विलाकेन पुत्र पावा व्य० सलखादि कुटुम्बयुतेन वडप्रासादः का. प्र० भ० श्रीलक्ष्मीसागरसूरि श्रीसोमदेवसूरिभिः

દેરી નંબર ૭-૯-૧૦ વગેરેમાં ૧૫૧૯ના લેખો છે. તેમજ દેરી નંબર ૨૪, ૨૬, ૨૭, ૨૯, ૩૧માં પણ ૧૫૧૯ના લેખો છે. તે સિવાયની બીજી દેરીઓમાં લેખો ઘસાઈ, ઢંકાઈ, દબાઈ ગયા છે. સમયાભાવથી ઉપરના લેખોના સંવત તિથિ માસ નોંધી લીધાં હતાં. દેરી બનાવનારનાં નામ ફેર છે અને પ્રતિષ્ઠાપક તરીકે આ. શ્રી લક્ષ્મીસાગરસૂરિજી છે.

આ સ્થાન સોળમી સદીમાં તીર્થસ્થાન તરીકે આ પ્રદેશમાં ખૂબ પ્રસિદ્ધ હતું. આજુબાજુની દેરીઓ કરાવનાર ઘણા મહાનુભાવો વીરવાડાના છે. બીજા લાજ વગેરેના છે. વીરવાડા અત્યારે પણ છે અને બામણવાડજીથી ૧ માઈલ દૂર છે. બાવન જિનાલયનું ભવ્ય, પ્રાચીન મંદિર છે. અને ગામ બહાર ટેકરીની નીચે પણ સુંદર મંદિર છે. અહીંના જૈનોને ત્યાંના જાગીરદારના ત્રાસના કારણે વીરવાડા છોડવું પડ્યું છે. થોડાં ઘર રહ્યાં છે, અને થોડાં પાછાં પણ આવ્યાં છે.

આ વીરવાડા ગામ બામણવાડજી તીર્થને અર્પણ થયેલું છે. એનો વહીવટ અને

વ્યવસ્થા બામણવાડજીના જૈન કારખાના (પેઢી) તરફથી થાય છે. અદ્યાવધિ એની ઉપજ વગેરેની વ્યવસ્થા બામણવાડજી તીર્થ કમિટી સંભાળે છે. બામણવાડજી તીર્થસ્થાની પેઢી દ્વારા મીરપુર, સીરોરા, માલનુ વગેરેનાં મંદિરોની વ્યવસ્થા પણ થયા કરે છે.

બામણવાડજીથી લગભગ સવામેથી અઢી માઈલ દૂર ઝાડોલી છે.

## ઝાડોલી

બામણવાડાથી પીંડવાડા જતાં વચ્ચે ઝાડોલી આવે છે, અને સીરોહીથી પીંડવાડા અને આબુરોડ જતી સડકથી માત્ર પાંચ જ મીનીટ દૂર દક્ષિણ તરફ આ ગામ આવેલું છે. અહીં શ્રાવકોનાં લગભગ ૫૦ ઘર છે. બાવન જિનાલયનું સુંદર જિનમંદિર છે. આ મંદિર બાવન જિનાલયનું કહેવાય છે, પરન્તુ દેરીઓ ૪૪ છે. બધી દેરીઓ ખાલી છે. પ્રદક્ષિણાને ડાબા ભાગ તરફ ભોંયરૂં છે. આ ભોંયરામાંથી નીકળેલાં પરિકરો અને ખંડિત મૂર્તિઓમાં લેખો છે જે નીચે પ્રમાણે છે—

૧—પરિકરની ગાદી ઉપરનો લેખ—

॥ संवत् ११४५ ज्येष्ठ वदि द्वितीयायां प्राग्वाटवंस्य वरदक सदगुण पुत्रेण यक्षदेवेन आद्यजिनेशप्रतिमा चक्रे शिवसद्मलास्य मंगलं मढा (दा) श्री.

૨—પરિકરની અર્ધી ગાદીમાં લેખ છે.

९ ॥ संवत् १२३६ फागुण वदि ४ गुरौ श्रीरिषभनाथबिंबं प्रतिष्ठितं श्रीदेवभद्रसूरिभिः (२) झादवलीवास्तव्य श्रे. उधरण भार्या देती पुत्र सोढा गाढ राउयं श्रेयार्थं (३) कारित ॥

૩—પરિકરની ગાદીમાં લેખ છે

संवत् १२ वर्षे ३४ [१२३४] वैशाख वदि त्रयोदश्यां सेसितंग समुद्रारि श्रीसंघेन श्रीमहावी× [र] આગળનો ભાગ તૂટી ગયેલ છે.

૪—પરિકરની ગાદીમાં લેખ છે. શરૂઆતમાં જ ખંડિત હોવાથી સંવત્ નથી વંચાતો તેમજ અંતિમ ભાગ પણ ખંડિત છે

××× विशाख वदि १३ रवौ पाटापलचां श्रावकसमुदायेन श्री श्रीमहावीरबिंबं कारितं प्रतिष्ठितं ××× ખંડિત છે.

૫—પરિકરની ગાદીમાં લેખ છે

९ ॥ संवत् १२३६ फागुण वदि ४ गुरौ श्री पार्श्वनाथप्रतिमा प्रतिष्ठिता झाडवलीवास्तव्य श्रे० पासदेव पुत्र सावंत श्रे० आंपीग श्रे० पासीलेन कुटुम्ब सगेतेन (सहितेन) च निजजननी श्रेयसे स्वश्रेयार्थं कारित

આ સિવાય બીજાં ત્રણ પરિકરો-ગાદી છે પરન્તુ તેના ઉપર લેખ નથી.

આ ભોંયરામાંથી એક ભૂખરો પથ્થર નીકળેલો છે તેના ઉપર પણ મારવાડી લીપીમાં લેખ છે, પરન્તુ ઘણો ભાગ ખંડિત હોવાથી સબંધ બરાબર બેસતો નથી.

એક પાષાણની નાની મૂર્તિ કે જે ખંડિત છે—માત્ર ગાદી—પદ્માસન છે, તેમાં પાછળ લેખ છે; માત્ર સં ૧૮૯૨ શ્રીં આટલું જ વંચાયું છે.

બીજી એક મોટી પાષાણની મૂર્તિ છે તેમાં ગાદી નીચે આ પ્રમાણે લેખ છે. મૂર્તિ ઉપરથી સંપૂર્ણ ખંડિત છે, માત્ર ગાદી—પદ્માસન છે.

(१) संवत् १४७५ वर्षे माघसुदि २ गुरौ प्राग्वाट ज्ञा० व्य. नरपाल भा० सं. सागद (सारदि) पु० लाखाकेन भा० (२) धरणु पु० मुजा ×××××× सजणा सारंघ सहितेन पित्रो श्रे० श्रीशांतिनाथः का (३) ××× આટલું ખંડિત છે. प्रति० काछोलीवालगच्छे श्रीसर्वाणंदसूरि ××× ખંડિત છે.

મૂલનાયકજીની ગાદી ઉપર બિરાજમાન પ્રભુજીની પલાંઠી ઉપરનો લેખ.

सं. १६३२ श्रीआदिनाथबिंबं । तपागच्छे श्रीहीरविजयसूरिभिः उपा० श्रीधर्मसागरगणि प्रणमति

કાછોલીમાં મંદિર શ્રીશાંતિનાથ પ્રભુજીનું કહેવાય છે, પરન્તુ અત્યારે જે મૂલનાયકજી છે તેના ઉપરનો લેખ તો એમ સૂચવે છે કે મૂલનાયક શ્રી આદિનાથપ્રભુ છે. પરિકર છે, પરન્તુ બીજા ભગવાનનું છે.

ધાતુમૂર્તિનો લેખ આ પ્રમાણે છે, આ ધાતુમૂર્તિ ભગવાનની આગળ જ છે.

॥ सं. १६४३ वर्षे वैशाखवदि २ रवौ जगाधरवास्तव्य श्रीमालज्ञातीय श्रे. जाज आत्मार्थं बा[ई] लाडुना श्रीअभिनंदनबिंबं कारापितं तपागच्छे श्रीहीरविजयसूरिराज्ये श्रीविजयसेनसूरि

મંદિરના ભોંયરામાં ખંડિત પ્રતિમાઓ છે. મંદિરના બહારના ભાગમાં મોટા મોટા સુંદર કારીગરીવાળા થાંભલા છે. આનું શિલ્પ આબુ અને ચંદ્રાવતીના મંદિરોના શિલ્પને યાદ કરાવે છે.

આ મંદિરના બહારના રંગમંડપના જમણા ભાગના ગોખલા ઉપર લગભગ અઢી ફૂટ લાંબા અને પોણો ફૂટ પહોળા પથ્થરમાં પાંચ પંક્તિનો લેખ છે, જે આ પ્રમાણે છે—

(१) ८ ॥ श्रीवर्ध्दमानविभुरद्भुतशारदेंदु—र्दोषामुषं मतिसलः सुभगः सुभाप्तः (धः) आढ्यं भविष्णुरमलाभिरसौ कलाभिः । संभा(ता)पसंत [ तिषु ] कौमुदमातनोतु ॥ १ ॥
श्रीमती धारावर्षे विक्रमवर्ष प्रमारकुलहसेश्रे
द्वादशशतदेशोत्तमे चंद्रावतीहमे ॥ २ ॥

(२) श्रीसत् किह [हल] (प) (२) ण मंडलपति तनयाया नार्येक शालिन्यां ।
तत्पट्टप्रणयिन्यां शृंगारपदोपपददेव्यां ॥ ३ ॥
तद्ग्रामप्रभववैभवतृ( भृ )ति तत्प्रदत्तसाचिव्ये
सकलकलाकुलकुशले गृहमेधिनि नागड्सचिवे ॥ ४ ॥
द्विःस्मरशरदिनकरमितवर्षे शुचिशस्यसंपदुत्कर्षे ।

(३) दुंदभिनाम्नि ×× (३) × [स] दश्व (भ्र) पल्लवितधर्मविद्या ॥ ५ ॥
एतत् पट्टक चतुष्किका विर चित मंदिरतः पुण्यं
पणयमगणयं ना कल्यति श्रीवीरगोष्ठिजनः ।

मन्ये किन्तु चतुष्किकाद्वयमिदं दत्तामि सुल्य × × × ×
कलिमोहभूपयुगली जीत्वा (चा) तपत्रद्वयी ॥ ६ ॥

(४) इन्दुः कुन्दसितैः करैः कुल्कय [१] त्याक्रा (१) शक्लाम्बिह्व
थीवत्सानुरसौ तनोति परितः व्याद्याः प्रकाशोन्वकः
यावद् वार्षिक धर्म × × × कल्याणिक
स्नात्राद्युच्छवगीत वाद्यविधिभिः जांगातिकं [जागातिकं] सर्वतः ॥ ७ ॥
राज्ञीशृंगारदेव्या च वाटिकाभूमिरद्भुता ।
दत्ता श्रीवीरपूजार्थं शाश्वतः श्रयसः श्रियोः ॥ ८ ॥

(५) साक्तिता × (५) णीकः साक्षात् प्रेत्यद्वाद्य बृहस्पतिः × ×
× × ×
किंपूज्याराध्यतम श्रीतिलकप्रभसूरीणां कृतिरियं ॥ छ ॥ संवत् १२५५ आसोय सुदि
७ बुधवारे सकलगोष्ठिकलोकः त्रिलोक द्वारं स्वश्रेयसे कारितवान् इति ॥ श्री ॥

આ લેખનો ભાવ એ છે કે સં. ૧૨૫૫માં પરમાર ધારાવર્ષ (વિક્રમવર્ષ)ની રાણી શૃંગારદેવીએ મંદિરની આગળ છ ચોકી કરાવી છે અને શ્રીમહાવીર પ્રભુના મંદિરમાં કલ્યાણક ઉત્સવ નિમિત્તે વાવ તથા જમીન ભેટ આપી છે.

આ લેખના આધારે સિરોહી સ્ટેટે પણ ઝાડોલીના સંઘને વાવ તથા કૂવા વગેરે માટે જમીન આપી છે, જેનો વહીવટ ઝાડોલી શ્રીસંઘ સંભાળે છે.

અહીંના મંદિરનો જીર્ણોદ્ધાર હમણાં શરૂ થયો છે. ઝાડોલીથી અમે આવ્યા પીંડવાડા.

## પીંડવાડા

પીંડવાડામાં બસો ઘરની જૈનોની વસ્તી છે. ઉપાશ્રય–ધર્મશાળા, ઉપાશ્રયશાળા વગેરે ચાલે છે. બાવન જિનાલયનું ભવ્ય અને પ્રાચીન મંદિર છે. અત્યારે અહીં પણ જીર્ણોદ્ધાર ચાલે છે. અહીં શ્રી મહાવીર પ્રભુની અદ્દભુત મૂર્તિ મૂળનાયકજી તરીકે છે. ગૂઢમંડપમાં વસંતગઢથી આવેલા ધાતુના શીલા બે કાઉસ્સગીયા છે; જેના ઉપર ખરોષ્ટ્રી લીપીમાં વિ. સં. ૭૪૪ના લેખો છે. આની જ વસંતગઢથી આવેલી ધાતુની પંચતીર્થીઓ પ્રતિમાઓમાં પાછળના ભાગમાં મધ્યની દેરીમાં વિરાજમાન છે તે પણ ખૂબ પ્રાચીન, ભવ્ય અને મનોહર છે. એની અદ્દભુત શિલ્પકલા, વૈરાગ્યના ભાવો, પરમશાંતરસની નમ્રતા ખાસ દર્શનીય છે

પીંડવાડાના લેખો વિક્રમની આઠમી સદીથી તે સત્તરમી સદી સુધીના લેખો છે, તેમજ મંદિરના મૂલ ગભારાની બહાર એક મોટા પથ્થર ઉપર મોટો લેખ છે પરંતુ આ બધા લેખો અમારા તરફથી પ્રકાશિત થનારા લેખ સંગ્રહમાં આવશે એટલે અહીં નથી આપ્યા.

અહીં હમણાં જીર્ણોદ્ધાર શરૂ થયો છે. એટલે આમાંની ઘણી મૂર્તિઓ મૂલ ગભારાની બહાર પાછળના ભાગમાં તથા દેરીઓમાં પધરાવી છે. એટલે નંબર વગેરે કશું જ વ્યવસ્થિત નથી એટલે એ લેખો હમણાં ન મૂકતાં એ જ ઉચિત ધાર્યું છે.  ( ચાલુ )

# घोघाके नवखंडा पार्श्व-जिनालयकी प्राचीनता

( लेखक-श्रीयुत अगरचन्दजी नाहटा )

"जैन सत्य प्रकाश"के क्रमांक ११७में विद्वान मुनिवर्य श्रीधुरंधरविजयजीका "घोघावंदरनां जिनमंदिरो" शीर्षक लेख छपा है उसमें नवखंडा पार्श्वनाथकी मूर्तिके सम्बन्धमें लिखा है कि "श्री नवखंडा पार्श्वनाथ प्रभु क्यारे प्रगट थया ने घोघामां क्यारे पधार्या तेनी चोक्कस माहिती कंई पण प्राप्त थती नथी. पण छेल्लां त्रण सो वर्षथी ते बिम्ब घोघामां विराजे छे एटले ते पूर्व प्रकट थया होवानुं सहज छे।"

नवखंडा पार्श्वनाथकी प्रतिमा कितनी प्राचीन है एवं घोघामें कब स्थापित हुई इसका निश्चित प्रमाण मुझे भी नहीं मिला, पर जब मुनिश्रीको उसकी प्राचीनताका ३०० वर्षका ही प्रमाण उपलब्ध हुआ है, मुझे उससे द्विगुण यानी ६०० वर्षको प्राचीनतका प्रमाण मिला है, अतः उसे यहां प्रकाशित किया जा रहा है!

सं. १४३०में पाटणसे खरतरगच्छाचार्य श्रीजिनेन्द्रसूरिजोकी प्रधानतामें वीरा व पूर्णने शत्रुंजय व गिरनार तीर्थका संघ निकाला था, जिसका तत्कालीन विस्तृत वर्णन सं. १४३१ के श्रीजिनोदयसूरिप्रेषित विज्ञप्तिपत्रमें[1] पाया जाता है। उसमें शत्रुंजय जाते हुए पहले घोघाके नवखंड पार्श्वनाथको नमस्कार करनेका निम्नोक्त उल्लेख है—

"घोघावेलाकुलस्थाने महत्तरप्रवेशमहोत्सवपुरस्सरं श्रीनवखंड-पार्श्वनाथ-जिनाधिराजं प्राणनम्मत।"

सं. १३८१ में पाटणमें श्रीजिनकुशलसूरिजीकी अध्यक्षतामें प्रतिष्ठा महोत्सव हुआ, उसमें घोघाके सा. देपाल, सं. कुमर, सा. खीमड आदि अनेक श्रावकोंके सम्मिलित होनेका उल्लेख "युगप्रधानाचार्यगुर्वावली[2]" में इस प्रकार है—

"श्रीघोघावेलाकुलागत सा. देपाल सं. कुमर सा. खीमंड प्रमुखानेकसुश्रावकसमुदाय-महामेलापकेन।"

१५ वीं शताब्दिमें घोघाके नवखंडा पार्श्वप्रभु प्रसिद्ध तीर्थभूत थे। सुप्रसिद्ध खरतर-गच्छाचार्य श्रीजिनभद्रसूरिके अष्टोत्तरशत-पार्श्वनाम-स्तवनसे यह विदित होता है। यथा—

पालीताणइ पापहर घोघापुर नवखंड।
सेरीसर सोभागनिधि सामी पास प्रचंड॥

इन सब प्रमाणों पर विचार करते हुए घोघाका नवखंडा पार्श्वनाथका जिनालय ६००-७०० वर्ष जितना प्राचीन सिद्ध होता है।

---

१-२ ये दोनों ग्रन्थ साक्षर मुनि श्री जिनविजयजी सम्पादित सिंघी जैन ग्रन्थमालासे शीघ्र ही प्रकाशित होनेवाले हैं।

## १८ वर्ण संबंधी और एक पद्य

सं.—श्रीयुत अगरचंदजी नाहटा

जैन सत्य प्रकाशके क्रमांक १४१ में प्रो. हीरालाल कापडियाने १८ श्रेणियों संबंधी कतिपय उल्लेखोंका संग्रह किया है, उनके अतिरिक्त और भी कई उल्लेख मेरे अवलोकनमें आये हैं। यहां सहज प्राप्त १८वीं शताब्दीके प्रसिद्ध कवि महोपाध्याय धर्मवर्धन रचित छप्पय बावनी से एक पद्य प्रकाशित किया जा रहा है—

ब्राह्मण क्षत्रिय वैश्य शुद्र चिहुं वरण संभाली।
कंदोइ कुंभार कठी मरदनीया माली।
तंबोली सुथार ठीक भैसात ढंढारु।
नव नारु इण नाम कहै हिव पांचे कारु।
गांछ सुतार छीपा गिणौ, मोची घांची इण मांहि।
धर्मसिंह कहे निज २ धरम, समझो वरण अढार सहि।

( सं. १७५३ श्रा. सु. १३ बीकानेरमें रचित छप्पय बावनी, हमारे संग्रहमें )

## મ દ દ

ચાલુ માસમાં નીચેની મદદ આભાર સ્વીકારવામાં આવી છે:—

૨૫) પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજીના સદુપદેશથી શ્રી વાસુપૂજ્ય જૈન ટેમ્પલ, પુના કૅમ્પ.

૨૦) પૂ. આ. મ. શ્રી. વિજયમહેન્દ્રસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ સમસ્ત, પાદરલી.

૨૦) પૂ. ઉ. મ. શ્રી. યશોવિજયજીના સદુપદેશથી શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળા, ખંભાત.

૨૦) પૂ. પં. મ. શ્રી. કાંતિવિજયજીના સદુપદેશથી જૈન શ્વેતાંબર સંઘ, પ્રાંતીજ.

૧૫) પૂ. મુ. મ. શ્રી. વર્ધમાનવિજયજીના સદુપદેશથી દશા ઓસવાળ જૈન સંઘ, સીનોર.

૧૧) પૂ. મુ. મ. શ્રી. નિરંજનવિજયજીના સદુપદેશથી વીસા ઓસવાળ જૈન સંઘ, ખંભાત.

૧૦) પૂ. મુ. મ. શ્રી. કંચનવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, અમાસી.

## વિ નં તિ

શેષકાળમાં સમિતિની મદદ માટે ઉપદેશ આપતાં રહેવાની તેમજ માસિક સમયસર મળે અને ગેરવલ્લે ન જાય તે માટે સમયે સમયે પોતાનું સરનામું લખતાં રહેવાની પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને અમારી વિનંતિ છે. —વ્ય.

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ




અમદાવાદ : વિ. સં. ૨૦૦૫, પોષ વદ ૧ : તા. ૧૫-૧-૪૯ : શનિવાર

## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું છૂટક-ત્રણ આના

# શ્રી થૂલિભદ્ર-ગીત

સં.-પૂજ્ય મુનિમહારાજ શ્રી રમણિકવિજયજી

કોશા જંપઇ દોઈ કર જોડિ, છોડિ મ પીઉડા પ્રીતડી હાંરે હાં ।
થૂલિભદ્ર નેહ ઊપાઈ છેહ, દીજઇ તે સી રીતડી હાંરે હાં ॥૧॥

વાલિંભ એવડું સ્યું વઇરાગ, લાગ નહી આ યોગનું હાંરે હાં ।
કંતા કા કરઇ તરૂણી ત્યાગ, ભોગ ભલ્યુ આ ભોગવ્યું હાંરે હાં ॥૨॥

જીવન જૂઉ વિચારી મનિ, નવલું યૌવન નહી લહુ હાંરે હાં ।
સુરિજન અણદીઠા સુખકાજિ, કોમલ કાયા કાં દહુ હાંરે હાં ॥૩॥

નાગર નીરસ થયું બઇલિ, છઇલપણું છોડી કરી રે હાંરે હાં ।
પીઉડા પહરી ધાબલ વેસ, એસી ભક્ષા આદરી હાંરે હાં ॥૪॥

મોહન મુકુટ કરી પરિહાર, હાર ન હીયડઇ તુઝ અમઈ હાંરે હાં ।
મનોહર મેહલી સિંઘર નીસાર, એકલડું અવડી ભમઈ હાંરે હાં ॥૫॥

થૂલિભદ્ર આતે વાડી વન્ન, આતે કેલિ ખડોખલી હાંરે હાં ।
રસીઆ રંગિ રમતુ જેહ, તે ચિત્રસાલી આવલી હાંરે હાં ॥૬॥

થૂલિભદ્ર આતે હીંડોલાટ ખાટ, સોવિન હીરે જડી રે હાંરે હાં ।
સુરિજન સેજિ સુંહાલી સોઇ, તુઝ પાખઇ સૂની પડી હાંરે હાં ॥૭॥

ભોગી ભમરા આલતી મોહ, ખિણ મેહલી સકતુ નહી હાંરે હાં ।
ફરી ફરી લેતુ રસ બહુ વાર, પ્રીતિ પનુતા કિહાં ગઈ હાંરે હાં ॥૮॥

થૂલિભદ્ર ન ઘટઇ તુમનઇ એમ, પ્રેમ કરી જે પરકરુ હાંરે હાં ।
જીવન જેઉ વંછઉ મુઝ એમ, તુ નિશ્ચઇ મનિ આદરુ રે હાંરે હાં ॥૯॥

પીઉડા પાલુ પૂરવ પ્રીતિ, ચીંત કરુ હવઇ માહરી રે હાંરે હાં ।
થૂલિભદ્ર મેહલુ મનથી ભ્રંતિ, હું દાસી છું તાહરી રે હાંરે હાં ॥૧૦॥

કોશા સાંભલિ સાચી વાત, બોલ્યું મુનિ સમરસ ભરિઉ રે હાંરે હાં ।
કોશા એ સંસાર અસાર, જાણીનઈ અમ્હે પરિહરિઉ રે હાંરે હાં ॥૧૧॥

કોશા વિષય લહઉ વિષ જેમ, તે મનથી મુંકુ પરુ હાંરે હાં ।
કોશા જુ રાખુ તુમ્હે નેહ, તુ સંમકિત વ્રત આદરુ રે હાંરે હાં ॥૧૨॥

કોશા સુણી મુનિવર ઉપદેશ, સંમકિત સીલ અંગી કરી રે હાંરે હાં ।
સેવક કહઇ મુનિવર કર જોડિ, મુનિ સંગઈ ભવજલ તરી રે હાંરે હાં ॥૧૩॥

—આ ગીત પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ શ્રીકાંતિવિજયજીના ભંડારની નં. ૧૩૧૮ની પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
|---|---|---|
| अंक ३-४ | માગસર–પોષ વદિ ૧ : શનિવાર : ૧૫ મી ડીસે.--જાન્યુ. | १५९-१६० |


## જૈન સંઘ જાગ્રત બને !

[ સંપાદકીય ]

મુંબઈની ધારાસભામાં કાયદાનું રૂપ આપવા માટે "ધી બોમ્બે કાસ્ટ ડીસ્ટીંકશન રીમુવલ એકટ" નામે એક બિલ તૈયાર કરવામાં આવ્યું છે. આ બિલનો અનુવાદ અહીં નીચે આપવામાં આવે છે. આ બિલ જો કાયદાનું રૂપ લે તો એ અમલમાં આવતાં કોઈ પણ વ્યક્તિ સરકારી કે સરકાર માન્ય સંસ્થાઓમાં પોતાને 'જૈન' તરીકે નહીં ઓળખાવી શકે. આ બિલ એટલું સ્પષ્ટ છે કે એ માટે વિશેષ લખવાની જરૂર નથી. અમે જૈન સંઘનું ધ્યાન આ બિલ તરફ દોરીએ છીએ અને આ માટે સત્વર જાગૃત બની ઘટતાં પગલાં લેવા વિનવીએ છીએ. મૂળ બિલનો અનુવાદ આ પ્રમાણે છેઃ—

### "જ્ઞાતિભેદ નિવારક ધારો"

લેજીસ્લેટીવ એસેમ્બ્લી બીલ નં. ૮૫ ઓફ ૧૯૪૮

હિંદુઓમાં જ્ઞાતિભેદનો સત્તાવાર સ્વીકાર દૂર કરવાનો ધારો.

દેશની મજબૂતાઈના હિત માટે એ જરૂરી છે કે જ્ઞાતિભેદનો સત્તાવાર સ્વીકાર થવાનું અટકી જવું જોઈએ, તેથી નીચે મુજબ ઠરાવવામાં આવે છે.

૧. (૧) આ ધારાને ધી બોમ્બે કાસ્ટ ડીસ્ટીંકશન રીમુવલ એકટ, ૧૯૪૮ (મુંબઈનો જ્ઞાતિભેદ નિવારક ધારો, ૧૯૪૮) કહેવો.

(૨) આ ધારો આખા મુંબઈ પ્રાંતને લાગુ પડશે.

(૩) આ ધારો તુરત જ અમલમાં આવશે.

૨. (૧) 'હિંદુ' શબ્દ હિંદુધર્મના અને હિંદુધર્મ સ્વીકારનાર કુટુંબમાં જન્મેલ બધા જ શખ્સોને લાગુ પડે છે; અને તેમાં હિંદુસ્તાનના બધા જ હિંદીઓનો સમાવેશ થાય છે, સિવાય કે, જેઓ ક્રિશ્ચિયન, યહુદી, મુસ્લીમ, પારસી કે શીખ હોય.

(૨) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને હરિજનના સામાન્ય વર્ણનમાં આવતી હરેક જ્ઞાતિ અને પેટાજ્ઞાતિનો 'જ્ઞાતિ' શબ્દમાં સમાવેશ થાય છે; પછી તે ગમે તે સ્થાનિક નામે ઓળખાતી હોય.

(૩) સરકાર હસ્તક ચાલતા પ્રાંતના વહીવટ—ધારાસભાને લગતો, એગ્ઝીક્યુટીવ કે ન્યાયને લગતો—કે લોકલ બોડી, કે ધારાસભાના કાયદા કે એગ્ઝીક્યુટીવ હુકમથી અસ્તિત્વમાં આવેલ, સ્વીકારાયેલ કે મદદ અપાતી બીજી સંસ્થાઓના કાબુ નીચે આવતી કોઈ પણ બાબતનો 'સત્તાવાર' કે 'જાહેર' શબ્દના અર્થમાં સમાવેશ થાય છે.

૩. કોઇ કાયદો કે રૂઢીનો વિરોધ હોય તો તેને નહિ ગણકારતાં, આ ધારાથી સત્તાવાર હેતુઓ માટે હિંદુઓમાંના જ્ઞાતિઓના કે પેટા જ્ઞાતિઓના બધા જ ભેદો રદ કરવામાં આવે છે.

૪. (૧) આ ધારો અમલમાં આવ્યા પછી, કોઈ સત્તાવારના કે જાહેર હેતુ માટે કોઈ હિંદુને જ્ઞાતિ કે પેટાજ્ઞાતિના વર્ણનથી ગણાવાશે નહિ કે તે રીતે પોતાને વર્ણવવાની તેને ફરજ પાડી શકાશે નહિ.

(૨) સરકાર, લોકલબોડીઝ કે બીજા શખ્સો કે સંસ્થાઓ કોઇ જ્ઞાતિ કે પેટાજ્ઞાતિ પર આધાર રાખનાર નોકરી આપતી કે ગોતતી કોઈ જાહેરાત કે જાહેરખબર છાપામાં કે સામયિકોમાં આપી શકશે નહિ કે છપાવી શકશે નહિ.

૫. જે કોઈ ઉપરની કલમ ૪ નો ભંગ કરશે તેને એક મહિનાથી વધારે નહિ તેવી સાદી કેદની અથવા રૂપિયા એક હજારથી વધારે નહિ તેવી રકમના દંડની અથવા બન્ને પ્રકારની સજા કરવામાં આવશે.

૬. સત્તાવાર હેવાલો, પત્રકો, ધારાસભાનાં કાયદાઓ અને હુકમો, કાયદાની જરૂરિયાતો અને વહીવટી હુકમોમાં જ્યાં જ્યાં જ્ઞાતિ અને પેટાજ્ઞાતિને લગતી વાત હોય ત્યાં ત્યાં તે વાત અસ્તિત્વમાં નથી એમ માનવાનું છે.

## હેતુઓ અને કારણોની હકીકત

દેશની મજબૂતાઇના હિત માટે હિંદુઓમાંના જ્ઞાતિભેદ દૂર કરવાનો અને જ્ઞાતિરહિત હિંદુ સમાજને પ્રોત્સાહન આપવાનો સમય આવી ચૂકયો છે- આ દિશામાં પ્રથમ પગલાં તરીકે હિંદુસમાજના અન્તર્ગત જ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓના બધા ભેદનો સત્તાવાર સ્વીકાર દૂર કરવાની આ માગણી છે. આ ધારો આ હેતુને આગળ લાવવા ને અમલમાં મૂકવા માટે છે.

ફુલસિંહજી બી. ડાભી.

મુંબઈ ૧૧ મી નવેમ્બર, ૧૯૪૮

એસ. કે. શેવડે
સેક્રેટરી, મુંબઈ ધારાસભા.

આ બિલમાં ઘટતો ફેરફાર કરાવવાની ખાસ જરૂર છે.

આ ઉપરાંત મુંબઈ પ્રાંતનાં ધાર્મિક ટ્રસ્ટો વગેરેની તપાસ માટે મુંબઈ સરકારે નીમેલ તેંડુલકર કમિટીનો અહેવાલ અને એ કમિટીની ભલામણો પ્રગટ થઈ ગઈ છે. આ સમગ્ર અહેવાલ અને ભલામણોનો પણ ઝીણવટપૂર્વક અભ્યાસ કરીને એ અંગે જે કંઈ આપણે સૂચવવા જેવું હોય તે મુંબઈ સરકારને સત્વર લખી જણાવવાની પણ ખાસ જરૂર છે.

આ બન્ને કાર્યો કાયદાનું રૂપ ધારણ કરે તે પહેલાં તેમાં ઘટતો જરૂરી ફેરફાર નહીં કરાવીએ તો પાછળથી ખૂબ મહેનત કરવા છતાં કશું પરિણામ નહીં આવે.

આશા છે, આપણા આગેવાનો આ માટે જાગ્રત બની અત્યારથી જ પ્રયત્નશીલ બનશે.

---

# "શ્રીસૂરિમન્ત્રકલ્પસંદોહ"

## [ એક ટૂંકી સમાલોચના ]

લેખક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચ પરમેષ્ઠી કહેવાય છે. તેમાં જે આત્મા ગૃહસ્થપણાનો ત્યાગ કરી–અગાર છોડી–અણગાર બને છે, જિનેશ્વર પ્રતિપાદિત પંચ મહાવ્રત વગેરે આચારને પાળે છે તે મુનિ કહેવાય છે. મુનિધર્મમાં વિકાસ સાધી આગળ વધતો આત્મા યોગોદ્વહનના આરાધનક્રમે 'ઉપાધ્યાય' પદ મેળવે છે, ને ઉપાધ્યાય કહેવાય છે. વિશિષ્ટ શક્તિ સંપન્ન આત્મા વિધિવિધાન કરવા કરાવવા—આચારનું પાલન સારી રીતે થાય તેમ વર્તવું—ઇત્યાદિ યોગ્યતા મેળવે છે ત્યારે 'આચાર્ય' પદ પર સ્થાપિત થાય છે ને આચાર્ય કહેવાય છે.

જિનશાસનમાં આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ ત્રણ ગુરુ કહેવાય છે. વર્તમાનમાં ભરતમાં ગુરુ તરીકે ગણાતા ત્રણ વિદ્યમાન છે. દેવ તરીકેના બન્નેનો માર્ગ અવરુદ્ધ છે.

આચાર્યનો પર્યાયવાચક શબ્દ સૂરિ છે. તે–આચાર્ય યા સૂરિ–પદ પર સ્થાપિત થવા માટે વિશિષ્ટ વિધિવિધાન કરવું પડે છે. આચાર્યપદનાં વિશિષ્ટ વિધિવિધાનોમાં જ તે પદનું મહત્ત્વ સમાયું છે. ગમે તે માણસ ગમે તે રીતે તે વિધિવિધાનો જાણી શકતો નથી તેમ કરી પણ શકતો નથી. ને અવિધિએ કરવા જનાર, પારદ–રસ અવિધિએ ખાનારની માફક, પસ્તાય છે. કુપથ્ય કરનારને જેમ પારો ફૂટી નીકળે છે તેમ અવિધિએ વિશિષ્ટ અનુષ્ઠાનો આચરનાર વિભ્રમિત થઈને જીવનસર્વસ્વ ગુમાવે છે. માટે જ એવાં વિશિષ્ટ અનુષ્ઠાનો વિશિષ્ટ મહાપુરુષો પાસે સચવાયેલાં રહે તે હિતાવહ છે.

પ્રસ્તુત 'શ્રીસૂરિમંત્રકલ્પસંદોહ' તાજેતરમાં કુંવરજી હીરજી છેડા-નલીયા (કચ્છ) તરફથી પ્રકટ થયો છે. તેનું સંપાદનકાર્ય પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહ, ન્યાયતીર્થે કર્યું છે. ગ્રંથનું પ્રાપ્તિસ્થાન-સારાભાઈ મણિલાલ નવાબ છે. આ ગ્રન્થમાં જુદા જુદા સૂરિમંત્રોના કલ્પો અને આમ્નાયો આપવામાં આવ્યા છે. સાથે ગૂર્જરભાષામાં તેનો અનુવાદ પણ આપ્યો છે. આવાં પ્રકાશનો થાય તે યુક્ત છે કે અયુક્ત એથી સુજ્ઞ-સમજૂ અણજાણ્યા નથી, અને આગ્રહી-અજ્ઞોને એ કહેવાનો કાંઈ અર્થ નથી.

અહીં ખાસ તો કહેવાનું એ છે કે આવું મહત્ત્વનું પ્રકાશન કરતાં પ્રકાશક અને સંપાદકે જે ખૂબ ચીવટ રાખવી જોઈએ તે પ્રસ્તુત પ્રકાશનમાં બહુ જ ઓછી સચવાણી છે. તે તે વિષયના નિષ્ણાત-આમ્નાયના જાણ મહાપુરુષો પાસે તેનું યથાવસ્થિત હાર્દ સમજવું જોઈએ ને પછી જ કલમ ઉડાવવી જોઈએ, નહિ તો કાંઈકને બદલે કાંઈક લખાઈ જાય, જે અનેક પ્રકારે અનેકને અનર્થકર થાય.

આ પુસ્તકમાં એવું ઘણે સ્થળે થવા પામ્યું છે. તે માટે નીચેના એક બે પ્રસંગો પૂરતા છે.

(૧) "भविष्या वर्तमाना ये, सूरयः स्व-परगच्छगाः ॥
पतित्वा पादयोस्तेषां, तान् विज्ञपयाम्यदः ॥ १ ॥"

આ શ્લોક પ્રસ્તુત ગ્રન્થમાં આપેલ 'દુર્ગપદવિવરણ'માં 'આત્મગુહ્ય'ની શરૂઆતનો છે. આત્મગુહ્યમાં કર્તાએ પોતાની ગૂઢ વાતો જણાવી છે. તેના આરંભના આ શ્લોકનો અર્થ સાધારણ સંસ્કૃત સમજતો માણસ પણ નીચે પ્રમાણે સમજી શકે તેમ છેઃ—

'પોતાના અને પરના ગચ્છમાં ભવિષ્યમાં થનારા અને વર્તમાનમાં વિદ્યમાન જે આચાર્યો છે તેમના પગમાં પડીને તેઓને આ (નીચે જે કહેવાનું છે તે) હું કહું છું.'

ભાષાન્તર કર્તાએ ઉપરોક્ત શ્લોકનો અર્થ નીચે પ્રમાણે લખ્યો છેઃ—

'પોતાના અને બીજાના ગચ્છમાં રહેનારા જે સૂરિઓ વર્તમાનમાં છે અને ભવિષ્યમાં થશે તેમને તેમના પતન અને ઉન્નતિ માટે આ કહું છું.'

આવા પ્રકારનો અર્થ સંસ્કૃતનો જાણકાર કઈ રીતે કરે તે જ ન સમજાય એવું છે. 'ઉન્નતિ' માટેનો કોઈ પણ શબ્દ શ્લોકમાં નથી ને 'પાદયોઃ'નો અર્થ સર્વથા છોડી દેવાયો છે. 'पतित्वा'નો અર્થ પતન કરવામાં આવ્યો છે. આમ ઘણું જ વિચિત્ર બની ગયું છે. સંસ્કૃતને નહિ જાણનાર જો કેવળ ગૂર્જર-અનુવાદ વાંચે તો તેને આથી કેવા ઊંધા સંસ્કાર પડે તે પણ ઉપરના લખાણમાં સ્પષ્ટ જણાય છે.

વળી તે પછીનો બીજો શ્લોક આ પ્રમાણે છેઃ—

"सर्वसावद्यसेव्यस्मि, तादृग् विद्यागुरुर्नमे ॥
तादृग्मन्त्रगुरुर्नाभूत्, हतो लिङ्गोपजीवकः ॥ २ ॥"

આ શ્લોકનો અર્થ સામાન્યપણે મંત્રાદિકલ્પોના વાચનનો જેને પરિચય હોય તેને આ પ્રમાણે સમજાયઃ—

'સર્વ સાવદ્ય( સાધુધર્મમાં ઠીક ન ગણાય-તે )ને સેવનારો હું છું. અને તેવા પ્રકારનો ( એટલે મંત્ર-વિદ્યાના આમ્નાયોનો જાણકાર ) ગુરુ મળ્યો નથી, તેમ તેવા પ્રકારનો મંત્રગુરુ પણ મળ્યો નથી. લિંગ ઉપર જીવનાર હું હણાયો છું.'

આ સ્પષ્ટ ભાવને બદલે જો કેવળ શબ્દાર્થ જ કરવામાં આવે કે અન્વયને આઘોપાછો કરવામાં આવે તો ઊંધું જ સમજાય એ સ્વાભાવિક છે. આ ભાષાન્તરમાં તેવી જ વિચિત્રતા થઈ છે, તે નીચેના અનુવાદથી જોઈ શકાય છે.

'હું બધી સાવદ્ય ( પાપકારી વસ્તુઓ )નો સેવનારો છું, એવા પ્રકારનો મારો ગુરુ નથી, અને એવો મંત્રગુરુ પણ થયો નથી. ખરેખર લિંગ-વેશ ઉપર જીવનારો ગુરુ નાશ પામ્યો છે.'

મૂળમાં નથી છતાં ભાષાન્તરમાં 'ગુરુ' શબ્દ છેલ્લે ઘરનો ઉમેરવામાં આવ્યો છે. ને અર્થ તો કેટલાયે અજૂગતા ખ્યાલો બંધાવે એવો કરાયો છે. વળી આગળ જોઈએ:—

(૨) "सर्वत्र स्तुत्यादौ प्रणवाः, स्वपरेषु शान्तितुष्टिकृते ॥
माया वश्यक्षोभे श्रीज्ञानश्रीमतिस्त्रय(तृ)प्त्यै ॥ ९ ॥"

આ શ્લોક શ્રીમેરુતુંગસૂરિવિરચિત 'સૂરિમુખ્યમંત્રકલ્પ'ના આરંભમાં નવમો છે. તેનો અર્થ આ પ્રમાણે છે:—

'પ્રણવો-ૐકારો સ્તુતિની શરૂઆતમાં સર્વ સ્થળે પોતાની અને પરની શાન્તિ અને તુષ્ટિને માટે છે. માયા-હ્રીંકાર વશીકરણ અને ક્ષોભને માટે છે, અને શ્રી (શ્રીં) કાર જ્ઞાન-લક્ષ્મી ( શોભા ) મતિ તથા તૃપ્તિને માટે છે'

અનુવાદમાં અર્થ નીચે પ્રમાણે કર્યો છે:—

'સર્વત્ર સ્તુતિ વગેરેમાં પ્રણવમંત્રો પોતાની તથા બીજાની શાન્તિ અને સંતોષ માટે, માયા વશીકરણ અને ક્ષોભમાં જ્ઞાન અને બુદ્ધિની તૃપ્તિ માટે હોય છે'

આ ઉપરથી જોઈ શકાશે કે અનુવાદકારને શ્લોક નથી સમજાયો એટલે જેમ તેમ અર્થ લખી નાખ્યો છે.

આવું ડગલે ને પગલે આખા ગ્રન્થમાં થયું છે. એટલે હવે તો અવસરપ્રાપ્ત એટલું કહેવું જરૂરી છે કે આ ગ્રંથનો કોઈ પણ વાંચનાર ગુરુગમ સિવાય ભૂલેચૂકે પણ એ ગ્રન્થનો સ્વયં ઉપયોગ કરવાનું સાહસ ન કરે.

જાણકારની સહાય વગર જનતા સમક્ષ આવાં રહસ્યો મૂકવાનાં સાહસો પણ જનતાના હિતને માટે ફરી કોઈ ન કરે, એટલું આ ઉપરથી તાત્પર્ય કાઢવું જોઈએ.

સાથે આવાં રહસ્યો મહાનુભાવો પાસે રહે ને ઉચિત રીતે જળવાય એ જ હિતકર છે. હિતને માટે યોજાયેલાં વિધાનો અનુચિત રીતે ફેલાય અને અહિત કરે તે કરતાં એ અપ્રગટ રહે અથવા કોઈ કારણસર નામશેષ થઈ જાય તો પણ એમાં વિશેષ હાનિ નથી.

સં. ૨૦૦૫, કાર્તિક કૃષ્ણ ૯, ગુરુ
તા. ૨૫-૧૧-૪૮

# ભટ્ટારક શ્રી વિજયલક્ષ્મીસૂરિ

## —તેઓને ગાયકવાડ સરકારે આપેલી સનદ

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)

તપાગચ્છીય આચાર્ય ગુણરત્નસૂરિએ ભગવાન મહાવીરસ્વામીથી પોતા સુધીનો અવિચ્છિન્ન ગુરુક્રમ આપ્યો છે અને તે એવો ઇતિહાસસિદ્ધ આપ્યો છે કે, તે પછીના બીજા ગચ્છના પટ્ટાવલીકારોએ પણ તે જ ગુરુક્રમને પ્રામાણિક માનીને પોતાની ગુરુ-પરંપરામાં અપનાવ્યો છે. આ તપગચ્છમાં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિ પ્રાભાવિક જૈનાચાર્ય થયા છે. તેઓએ અકબર બાદશાહને પ્રતિબોધી સત્યધર્મપ્રેમી બનાવ્યો હતો અને હિંદુ સમાજ પર ઠોકી બેસાડેલ 'જજીયાવેરા' નામના ગુલામીભર્યા વેરાને કાયમને માટે ભુંસાવી નાખ્યો હતો. તેમની પાટે અદ્‌ભુત મહિમાવાલા આચાર્ય શ્રી વિજયસેનસૂરિ થયા છે. તેઓનું સ્વર્ગગમન વિ. સં. ૧૬૭૨માં અકબીપુર(ખંભાત)માં થયું.

આ આચાર્ય પછી તપગચ્છ પાંચ શાખામાં વહેંચાઈ ગયો હતો.

૧ **સંવેગીશાખા**—તેઓના પટ્ટધર આ. શ્રી વિજયદેવસૂરિ, તેમના પટ્ટધર આ. શ્રી વિજયસિંહસૂરિ, તેમના શિષ્ય પં. સત્યવિજયગણી મહારાજે ક્રિયોદ્ધાર કરી મુનિમાર્ગને શરૂ રાખેલ છે. મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણી અને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ પણ તેઓની સાથે હતા. પૂ. પંન્યાસજી મહારાજની પરંપરા આજ સુધી વિદ્યમાન છે. આ. શ્રી આણંદવિમલસૂરિના શિષ્ય મુ. મ. શ્રી ઋદ્ધિવિમલજી, જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિના શિષ્યો ઉ. શ્રી. સહજસાગરજી અને મુનિ શ્રી તિલકવિજયજીના શિષ્યપરંપરાના મુનિઓ પણ સંવેગીશાખામાં સામેલ મનાય છે.

૨ **દેવસુરગચ્છ**—આચાર્ય શ્રી વિજયદેવસૂરિના પટ્ટધર આ. શ્રી વિજયસિંહસૂરિના પ્રપટ્ટધર આ. શ્રીવિજયપ્રભસૂરિની શિષ્યપરંપરા "દેવસુરગચ્છ" તરીકે ઓળખાય છે, જેની યતિ પરંપરામાં અનેક શ્રીપૂજ્યો થયેલા છે. આ ગચ્છમાં વીસા ઓસવાલને જ ભટ્ટારક પદ આપવામાં આવે છે તેથી આ ગચ્છનું બીજું નામ ઓસવાળ ગચ્છ છે.

૩ **આણંદસુરગચ્છ**—આચાર્ય વિજયસેનસૂરિના પ્રપટ્ટધર વિજયાનંદસૂરિથી આ ગચ્છ શરૂ થયો છે. આ ગચ્છ ઉપાધ્યાયોએ મળીને ચલાવ્યો છે. આ. વિ. આનંદસૂરિ પોરવાડ હતા તેમ જ પોરવાડો તેમની આજ્ઞામાં હતા તેથી આ ગચ્છનાં બીજાં નામો ઉપાધ્યાય મત અને પોરવાડગચ્છ છે. તેમજ એનું આણસુર ઉપાધિમત એવું વિકૃત નામ પણ મળે છે. આ પરંપરામાં પણ અનેક શ્રીપૂજ્યો થયા છે.

૪ **સાગરગચ્છ**—નગરશેઠ શાંતિદાસ શેઠે સં. ૧૬૮૬માં અમદાવાદના મહાવીરસ્વામીના દેરાસરમાં મહોપાધ્યાય મુક્તિસાગરજીને આચાર્ય શ્રી વિજયદેવસૂરિના વાસક્ષેપથી સૂરિપદ આપ્યું, તેનાથી આ ગચ્છ ચાલ્યો છે. આ ગચ્છમાં પણ અનેક શ્રીપૂજ્યો થયા છે.

૫ **વિમલગચ્છ**—આચાર્ય શ્રીજ્ઞાનવિમલસૂરિએ સં. ૧૭૪૯માં ક્રિયોદ્ધાર કર્યો હતો. અને આચાર્ય વિજયપ્રભસૂરિના વાસક્ષેપથી આચાર્ય થયા હતા. તેમનાથી આ ગચ્છ ચાલે છે.

આજે આ પાંચે શાખાઓ મૂળ રૂપે કાયમ રહી નથી, પણ એ બધી તપગચ્છમાં સામેલ થઈ ગયેલ છે. અને સંવેગશાખાના વિજય, વિમલ અને સાગર નામાંતવાલા મુનિઓ વિદ્યમાન છે. ભ૦ શ્રી વિજયલક્ષ્મીસૂરિ આનંદસુરગચ્છમાં થયા છે, જેની પરંપરા નીચે મુજબ મળે છેઃ—

૫૯ આચાર્ય વિજયસેનસૂરિ—ભગવાન મહાવીરથી ઓગણસાઠમી પાટે થયા.

૬૦ **આચાર્ય વિજયતિલકસૂરિ**—વીસનગરમાં શા દેવજી રહેતા હતા. તેની પત્ની જયવંતીએ રૂપજી અને રાયજી એમ બે પુત્રોને જન્મ આપ્યો. આચાર્ય શ્રી વિજયસેનસૂરિ ખંભાતમાં શેઠ રાજિયા-વાજીઆની પ્રતિષ્ઠા કરાવવા પધાર્યા હતા ત્યારે તે જ ઉત્સવમાં આ ચારે જણે આચાર્યજીના હાથે દીક્ષા લીધી. તે ચાર પૈકીના બે પુત્રોનું ૧ રત્નવિજય અને ૨ રામવિજય નામ રાખ્યું હતું. રામવિજયજી બુદ્ધિશાળી હતા, એટલે શાસ્ત્ર ભણી પંન્યાસ થયા હતા. તેમને ઉપાધ્યાય સોમવિજયજી વગેરેએ સં. ૧૬૭૩માં શિરોહીમાં વડગચ્છના ભટ્ટારક વિજયસુંદરસૂરિના વાસક્ષેપથી સૂરિપદ આપી આચાર્ય વિજયસેનસૂરિની પાટે સ્થાપ્યા અને તેમનું વિજયતિલકસૂરિ નામ રાખ્યું. તેઓ સં. ૧૭૭૬માં પો. શુ. ૧૪ સ્વર્ગે ગયા.

૬૧ **વિજયઆણંદસૂરિ**—રોહ ગામના પોરવાલ શા. શ્રીવંત ચાહાણની સ્ત્રી શણગાર દેએ સં. ૧૬૪૨માં શ્રા. શુ. ૮ 'કલા' નામના પુત્રને જન્મ આપ્યો. કલા કુમારે પ્રથમ લોંકાગચ્છના શ્રીપૂજ વરસિંગજી પાસે દીક્ષા લીધી હતી અને પછી સં. ૧૬૫૧માં મહા શુદિ ૬ દિને જગદ્ગુરુ શ્રી વિજયહીરસૂરિ પાસે આવી સંવેગી દીક્ષા સ્વીકારી હતી. અહીં તેમનું નામ કમલવિજય રાખવામાં આવ્યું. તેમને ઉપાધ્યાય સોમવિજયજીએ શાસ્ત્રજ્ઞાન આપ્યું અને આચાર્ય વિજયસેનસૂરિએ પં. પદ આપ્યું અને વિજયતિલકસૂરિએ સં. ૧૬૭૬માં શિરોહીમાં સૂરિપદ આપી વિજયાનંદસૂરિ નામ રાખી પોતાની પાટે સ્થાપ્યા. તેમણે ગૌતમ મંત્ર સાધ્યો. પછી વિજયરાજસૂરિને પોતાની પાટે સ્થાપ્યા અને સં. ૧૭૧૧ અ. શુ. ૧૫ ખંભાતમાં તેઓ સ્વર્ગે ગયા.

૬૨ **વિજયરાજસૂરિ**—તેમનો સ. ૧૬૭૯ વૈ૦ શુ૦ ૩ કડીમાં શ્રીમાળી ખીમાશાહ પત્ની ગમતાદેની કુંખે જન્મ. નામ કુંઅરજી. સં૦ ૧૮૮૯માં અમદાવાદમાં પિતા–પુત્રની દીક્ષા. પુત્રનું નામ કુશલવિજય. સં. ૧૭૦૪માં શિરોહીમાં વિજયાનંદસૂરિના હાથે સૂરિપદ–પટ્ટધર-પદ, નામ વિજયરાજસૂરિ. સં. ૧૬૦૬ અ૦ વ૦ ૧૩ ખંભાતમાં ભ૦ પદ, સં. ૧૭૧૨માં દુકાળ પડતાં અમદાવાદના શાંતિદાસ સનિયાચંદે ઘણું દ્રવ્ય વાવર્યું. સં. ૧૭૪૨માં ખંભાતમાં સ્વર્ગગમન.

૬૩ **આ૦ વિજયમાનસૂરિ**—સં૦ ૧૭૦૭માં બુરાનપુરમાં પોરવાડ વાઘજી પત્ની વિમલાની કુંખે જન્મ. નામ મોહન. સં૦ ૧૭૧૯માં આચાર્ય વિજયાનંદસૂરિશિષ્ય પં. શાંતિવિજય પાસે મોટાભાઈ ઈંદ્રજી સાથે દીક્ષા. નામ માનવિજય. વિ. સં. ૧૭૩૧માં ઉપાધ્યાય પદ, નગરશેઠ શાંતિદાસની વિનતિથી ધર્મસંગ્રહ રચ્યો, જેની ઉપર મહોપાધ્યાય યશોવિજયજી મહારાજે ટિપ્પન લખેલ છે. સં૦ ૧૭૩૬માં મ૦ શુ. ૧૩ વિજયરાજસૂરિના હાથે સૂરિપદ, સં. ૧૭૪૨ ફા૦ વ૦ ૧૪ ભટ્ટારક પદ, સં૦ ૧૭૭૦ મ૦ શુ૦ ૧૩ સાણંદમાં સ્વર્ગ.

૬૪ **વિજયઋદ્ધિસૂરિ**—આબૂ પાસે થાણુ ગામના વીસા પોરવાળ જસવંતશાહે અમદાવાદમાં આચાર્ય વિજયમાનસૂરિ પાસે દીક્ષા લીધી. નામ સુરવિજય. સં૦ ૧૭૬૧માં શિરોહીમાં ગુરુના હાથે સૂરિપદ, સં. ૧૭૯૭માં સ્વર્ગગમન.

તેમના બે પટ્ટધર થયા. બીજા પટ્ટધર વિજયપ્રતાપસૂરિની પાટે વિજયોદયસૂરિ થયા. તેમનો વાકલીમાં જન્મ, મુડારામાં ભટ્ટારકપદ, સં૦ ૧૮૩૭ પો૦ શુ૦ ૧૦ સુરતમાં સ્વર્ગગમન. તેના શિષ્ય ઉપાધ્યાય લક્ષ્મીવિજય પં. રામવિજયે પૂનામાં માધવરાવ પેશ્વાના શાસનકાળમાં ઢુંઢિયાઓને હરાવી જિનપ્રતિમાની સ્થાપના કરી હતી. તેમની પાટે પણ આચાર્ય માનસૂરિ જ આવેલ છે.

૬૫ વિજયસૌભાગ્યસૂરિ—પાટણમાં ઓસવાલ કુળમાં જન્મ. સં. ૧૭૯૫ પો૦ શુ૦ ૨ રવિવારે સાદરીમાં સૂરિપદ. સં૦ ૧૮૧૪ ચૈ૦ શુ૦ ૯ સીનોરમાં સ્વર્ગગમન. તેમણે ૭ મહિના સુધી ચિંતામણિની આરાધના કરી હતી. તેમણે વિજયમાનસૂરિને પોતાની પાટે સ્થાપ્યા હતા.

૬૬ વિજયલક્ષ્મીસૂરિ—શિરોહી પાસે પારડીમાં પોરવાલ શાહ હેમરાજની પત્ની આણંદીબાઇએ સં૦ ૧૭૯૭ ચૈ૦ શુ૦ ૫ ગુરુવારે શુભ સ્વપ્નથી સૂચિત સુરચંદને જન્મ આપ્યો. તેને વિજયસૌભાગ્યસૂરિએ પોતાના ગુરુભાઈ પં૦ પ્રેમવિજય પાસે રાખી ભણાવ્યો. સં૦ ૧૮૧૪ મ૦ શુ૦ ૫ રેવાકાંઠે સીનોરમાં દીક્ષા આપી સુવિધિવિજય નામ રાખ્યું, અને ચૈ૦ શુ૦ ૯ સૂરિપદ આપી ભટ્ટારક વિજયલક્ષ્મીસૂરિ નામ આપ્યું, અને પોતાની ગાદી સોંપી. તેમણે નીચે મુજબ ઘણા ગ્રંથો બનાવ્યા છે.

૧ જ્ઞાનદર્શનચારિત્ર સંવાદ વીરસ્તવન સં૦ ૧૮૨૭માં.

૨ ૭ અઠ્ઠાઇનું સ્તવન સં૦ ૧૮૩૪ ચૈ૦ શુ૦ ૧૫.

૩ ઉપદેશપ્રાસાદ સ્તંભ સટીક સં. ૧૮૪૩ કા૦ શુ૦ ૫ ગુરુવાર.

૪ વીશસ્થાપનક પૂજા સં૦ ૧૮૪૫ આ૦ શુ૦૧૦ શંખેશ્વર તીર્થ.

૫ જ્ઞાનપંચમીદેવવંદન, ચોવીશી, રોહિણી ભગવતી મૃગાપુત્ર જ્ઞાનપંચમીની સજ્ઝાયો વગેરે.

તેમણે અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે. તેમના ગુણથી આકર્ષાઇ ભટ્ટારક વિજયોદય-સૂરિના પક્ષકારોએ પણ તેમને જ સં૦ ૧૮૪૯માં સ્વગુરુની પાટે સ્થાપિત કર્યા છે એટલે વિજયોદયસૂરિના પટ્ટધર તરીકે પણ તેઓ ઓળખાય છે. મતલબ કે વિજયઋદ્ધિસૂરિથી બે પાટો ચાલી હતી તે મળી ગઇ હતી. તેમણે શિરોહીના રાવ વયરીશાલને પ્રતિબોધ્યો. તેમનું સં. ૧૮૫૮માં મેરુ તેરશે સુરતમાં સ્વર્ગગમન થયું હતું. અને સંઘવી દુલભ વેલ-જીએ શત્રુંજય ગિરિપર તેમનાં પગલાની પ્રતિષ્ઠા કરી હતી. શ્રીમંત સુબેદાર વડોદરા નરેશ દામાજી ગાયકવાડે તેને ભટ્ટારકપદની સનદ કરી આપી હતી.

૬૭ વિજયદેવેન્દ્રસૂરિ—તેઓ સુરતમાં શ્રીમાળી જ્ઞાતીમાં જન્મ્યા હતા. તેમનું આચાર્યપદ. સં૦ ૧૮૫૭માં વડોદરામાં અને સ્વર્ગગમન સં. ૧૮૬૧માં અમદાવાદમાં થયું.

૬૮ વિજયમહેન્દ્રસૂરિ—ભિન્નમાલમાં ઓસવંશમાં જન્મ. સં૦ ૧૮૨૭ આમોદમાં દીક્ષા. સં. ૧૮૬૧માં અમદાવાદમાં ભટ્ટારક પદ અને સં. ૧૮૬૫માં વીજાપુરમાં સ્વર્ગ.

૬૯ વિજયસમુદ્રસૂરિ—ગોઢાણના ઝવલા ગામમાં હરનાથની પત્ની પુરાદેની કુક્ષિથી જન્મ, સં. ૧૮૬૫ માગસર પૂનામાં સૂરિપદ, તેઓ સં. ૧૮૭૭ સુધી વિદ્યમાન હતા.

ભટ્ટારક વિજયલક્ષ્મીસૂરિ જૈન સંઘમાં બહુ જ પ્રસિદ્ધ આચાર્ય છે. આપણે જોઈ ગયા કે આણંદસૂર ગચ્છમાં ભટ્ટારક વિજયઋદ્ધિસૂરિ પછી બે પાટો ચાલી હતી, જે સં૦ ૧૮૪૯માં મળી ગઈ છે. સંભવ છે કે આ બીજી પાટના યતિઓએ વિજયસૌભાગ્યસૂરિનો સ્વર્ગવાસ થતાં વિજયલક્ષ્મીસૂરિ તેમની પાટના હકદાર નથી એવો વિરોધ કર્યો હશે. આ વખતે વડોદરા નરેશ દામાજી ગાયકવાડે સીનોરના મહાજનની અરજીથી વિજયલક્ષ્મીસૂરિની ગાદીની અને શ્રાવકક્ષેત્રોની પૂરી રક્ષા કરી હતી અને તે માટે એક સનદ જાહેર કરી હતી.

આ વસ્તુ ઐતિહાસિક છે, જેનો ઉલ્લેખ શ્રી ચારિત્રવિજયજી જૈન જ્ઞાનભંડાર (શ્રી જૈન પ્રાચ્યવિદ્યાભવન અમદાવાદ) ના વર્ગ બીજો પ્રત નં. ૧૧૦૭ માં મળે છે.

આ લખાણ અક્ષરશઃ હવે પછી જોઈશું. (ચાલુ)

# જમ્માભિસેય ને મહાવીરકલસ

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

તીર્થંકરનો જન્મ થતાં સૌધર્મ ઇન્દ્ર એમને 'મેરુ' પર્વત પર લઈ જાય છે, અને ત્યાં સર્વે ઇન્દ્રો મળીને એમનો જન્મ-મહોત્સવ ઉજવે છે-એમનો જન્માભિષેક કરે છે એ વાતથી જૈન જગત્ સુપરિચિત છે એટલે એ સંબંધમાં હું કંઈ વિશેષ કહેતો નથી.

વિક્રમની બારમી તેરમી સદીમાં તીર્થંકરના જન્માભિષેકને અંગે પદ્યાત્મક કૃતિ રચાતી એમ માનવાનાં કારણ મળે છે. વિશેષમાં આવી કેટલીક કૃતિઓ "અપભ્રંશ" જેવા હલકા નામે ઓળખાતી અને વાસ્તવિક રીતે 'દેસી' તરીકેના નિર્દેશને પાત્ર એવી ભાષામાં ગુંથાયેલી મળે છે. આની હું એક કામચલાઉ નોંધ લઉં તે પૂર્વે આ ભાષામાં રચાયેલા સાહિત્ય વિષે બે બોલ કહીશ.

જનતાનો સંપર્ક સાધવાનો અને એને સન્માર્ગે લાવવાનો-લોકોનું ભલું કરવાનો એક માર્ગ તે જનતાની ભાષામાં વ્યાખ્યાનો આપવાનો અને કૃતિઓ રચવાનો છે. આ કાર્ય જેટલા પ્રમાણમાં શ્રમણ-સંસ્કૃતિએ સાધ્યું છે તેટલા પ્રમાણમાં બ્રાહ્મણ-સંસ્કૃતિએ સાધ્યું નથી. બલ્કે એણે એની વિશેષતઃ ઉપેક્ષા કરવામાં ગૌરવ માન્યું છે. અને એથી તો એણે વધારે પડતા સંસ્કૃત ભાષાના પક્ષપાતને લઈને સમગ્ર પાઇય ભાષાઓને નહિ કે કેવળ એના અંગ કે ભેદરૂપ ગણાતી અપભ્રંશ ભાષાને જ "અપભ્રંશ" નો ઇલ્કાબ આપ્યો છે. જૈનોને હાથે જેટલું "અપભ્રંશ" સાહિત્ય રચાયું છે એટલું અજૈનોને હાથે રચાયું હોય એમ જણાતું નથી. વિશેષમાં આ સાહિત્યના સર્જનમાં દિગંબરોનો જેટલો ફાળો છે એટલો શ્વેતાંબરોનો જણાતો નથી. તો આના અંતિમ નિર્ણય માટે આ સાહિત્યની વિશેષ શોધ થવી ઘટે.

ભાષાશાસ્ત્રના અભ્યાસીને એ કહેવું પડે તેમ નથી કે ગુજરાતી, મરાઠી, હિન્દી વગેરે ભાષાઓની જનની "અપભ્રંશ" છે. આજે ગુજરાત વિદ્યાપીઠ ટૂંક સમયમાં સ્થપાશે અને હિન્દી કે હિન્દુસ્તાની જેવી ભાષા 'રાષ્ટ્ર-ભાષા' તરીકે સન્માનને પાત્ર બનશે એવો સંભવ ઘણો છે એમ જણાય છે. તો આ કારણસર અને વિશેષતઃ જૂની ગુજરાતીના પરિપૂર્ણ અભ્યાસ માટે "અપભ્રંશ" નો અભ્યાસ અને એમાં રચાયેલા સાહિત્યનું પ્રકાશન વધારે વ્યાપક થાય એ ખાસ ઇચ્છવા જોગ છે. એ આનંદની વાત છે કે આજે પચીસેક વર્ષ થયાં પાઇય સાહિત્ય તરફ અધિક લક્ષ્ય અપાતું જાય છે અને ધીરે ધીરે એ દિશામાં વધારે ને વધારે પ્રગતિ થતી રહેશે. "અપભ્રંશ" તરફ જેવું જોઈએ તેવું લક્ષ્ય અપાતું નથી તો તેમ થવું ઘટે. હું તો આગળ વધીને ત્યાંસુધી કહેવા ઇચ્છું છું કે "અપભ્રંશ" ના અભ્યાસને પાઇયના આશ્રિત તરીકે કે ગુજરાતીના અંગ તરીકે જ સ્થાન ન આપતાં એને વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં સ્વતંત્ર-સંસ્કૃત પાઇય વગેરેના જેવું જ મહત્ત્વનું સ્થાન અપાય તો આધુનિક સંયોગો જોતાં તેમાં કશું જ ખોટું નથી.

જમ્માભિસેય (જન્માભિષેક)ને ઉદ્દેશીને "અપભ્રંશ"માં કેટલીક કૃતિઓ જોવાય છે. જેમકે (૧) જુગાદિજિણંદજમ્માભિસેય યાને રિસહજમ્માભિસેય, (૨) મુણિસુવ્વયજમ્માભિસેય, (૩) નેમિનાહજમ્માભિસેય, (૪) પાસનાહજમ્માભિસેય, (૫) વીરજમ્માભિસેય, યાને જમ્માભિસેય (૬) જિણજમ્માભિસેય

યાને છપ્પન્નદિસાકુમરીઅભિસેય, (૭) જિણજમ્મમહ, (૮) પાસનાહજમ્મકલસ અને (૯) મહાવીરકલસ.

પાટણના ભંડારમાં પહેલી, ત્રીજી, ચોથી, છઠ્ઠી, સાતમી અને આઠમી કૃતિઓની તાડપત્રીય પ્રતિ છે. આ ભંડારોની ગાયકવાડ સરકાર તરફથી છપાયેલી સૂચીમાં પહેલી કૃતિ 'ઋષભજિનજન્માભિષેક' એ નામે પૃ. ૨૬૭માં નોંધાઈ છે. એમાં ૧૪૩ પદ્યો છે એમ એનો અંતિમ ભાગ જોતાં જણાય છે. આ કર્તાના નામ વિનાની કૃતિ છે. એ પ્રસિદ્ધ થઈ હોય એમ જણાતું નથી.

પૃ. ૨૭૪માં ત્રીજી કૃતિ નેમિનાથ-જમ્માભિષેકના નામે રજુ કરાઈ છે. એમાં દશ પદ્યો છે. પહેલું અને છેલ્લું પદ્ય અહીં અપાયેલાં છે. આના કર્તા જિનપ્રભસૂરિ છે. આ કૃતિ અપ્રસિદ્ધ છે.

જિણજમ્માભિસેય નામની છઠ્ઠી કૃતિ પૃ. ૨૭૫માં જિનજન્માભિષેક એ નામે નોંધાયેલી છે. આ પણ જિનપ્રભસૂરિની કૃતિ છે. એમાં પંદર પદ્યો છે. પહેલું અને પંદરમું પદ્ય અહીં અપાયેલું છે. વિશેષમાં આના અંતમાં "છપ્પન દિસાકુમારી જન્માભિષેક" તરીકે આનો ઉલ્લેખ છે.

પૃ. ૨૭૩માં જિનજન્મમહના નામે સાતમી કૃતિની નોંધ છે. આમાં એકંદર ત્રણ કડવાં છે. પહેલા, બીજા અને ત્રીજા કડવામાં ૧૭, ૧૧ અને ૧૫ એમ અનુક્રમે ગાથા છે. આમ એકંદર ત્રેતાલીસ ગાથા છે. પહેલી બે ગાથા પૃ. ૨૭૪માં ઉદ્ધૃત કરાય છે. આ પણ જિનપ્રભસૂરિની કૃતિ છે, પણ એ એમની ઉપર્યુક્ત ત્રણે કૃતિઓ કરતાં મોટી છે આ પણ અપ્રસિદ્ધ છે.

પૃ. ૨૭૫માં જિનપ્રભસૂરિએ તેર પદ્યમાં રચેલું મુનિસુવ્રતસ્વામિસ્તોત્ર નોંધાયેલું છે. આ અપભ્રંશ કૃતિનાં આદ્ય અને અંતિમ પદ્યો અહીં અપાયાં છે. વિશેષમાં અંતિમ પદ્ય પછી નીચે મુજબ ઉલ્લેખ છે:—

"इति श्रीमुनिसुव्रतस्वामिस्तोत्रं जन्माभिषेकं च भासरागेण"

આમ અહીં મુનિસુવ્રતસ્વામિ-જન્માભિષેકનો નિર્દેશ છે એટલે મુણિસુવ્વય-જમ્માભિસેય નામની 'અપભ્રંશ' કૃતિ જિનપ્રભસૂરિએ રચી છે એ વાત ફલિત થાય છે. પૃ. ૧૮૪-૫માં 'જન્માભિષેક' એ નામે જે કૃતિની નોંધ છે તે વીરજિનેશ્વરને અંગેની છે. આથી મેં આનો 'વીરજમ્માભિસેય' તરીકે ઉલ્લેખ કર્યો છે. આનાં આદ્ય બે પદ્યો અને છેલ્લી ત્રણ પંક્તિ અહીં અપાઈ છે. આ અપ્રસિદ્ધ કૃતિ પણ મોટી હોય એમ એનાં પત્રની સંખ્યા જોતાં જણાય છે. પૃ. ૩૦૮માં પાર્શ્વજિનજન્મકલશની નોંધ છે. એનો મેં પાસજિણજમ્મકલસ તરીકે ઉપર નિર્દેશ કર્યો છે. આના પહેલા પદ્યની સાત પંક્તિ અને અંતમાંની ચાર પંક્તિ અહીં રજુ કરાયેલી છે. આ આનંદસૂરિના શિષ્યની કૃતિ છે. આ પણ અપ્રસિદ્ધ છે.

જૈ. સા. સં. ૪. (પૃ. ૪૨૦)માં જિનપ્રભસૂરિએ વિ. સ. ૧૩૧૬માં મુનિસુવ્રત-જન્માભિષેક અને ષટ્પંચાશદ્દિક્કુમરી-અભિષેક નામની બે કૃતિઓ અપભ્રંશમાં રચ્યાની નોંધ છે. આ કૃતિઓ ઉપર ગણાવાયેલી કૃતિઓથી અભિન્ન હોવી જોઈએ એમ લાગે છે.

તીર્થંકરના જન્મને અંગેના કાર્યમાં છપ્પન દિક્કુમારીઓ ભાગ લે છે અને એમનું સૂતિકા-કાર્ય પૂર્ણ થતાં સૌધર્મ ઇન્દ્ર તીર્થંકરને જન્માભિષેક માટે 'મેરુ' લઈ જાય છે

અને ત્યાં બીજા ત્રેસઠ ઇન્દ્રો કળશ વડે જન્માભિષેક-સ્નાત્રમહોત્સવ કરે છે એટલે મેં આ કૃતિઓ અહીં નોંધી છે.

## મહાવીર-કલસ

સંસ્કૃત ભાષામાં કલશ અને કળશ એમ બંને શબ્દ છે અને એ વાતનું અભિધાન-ચિન્તામણિ (કાણ્ડ ૪, શ્લો ૮૫) વગેરે સમર્થન કરે છે. 'અપભ્રંશ' માં તો 'કલસ' શબ્દ જ છે. અભિષેકનું એક સાધન તે 'કલસ' છે. ગુજરાતીમાં આને 'કળશ' કહે છે. આનો ઉપયોગ તીર્થંકરને ઉદ્દેશીને સૌથી પ્રથમ એમના જન્મ-કલ્યાણકને અંગે કરાય છે. અહીં 'મહાવીસ-કલસ' તરીકે નિર્દેશાયેલી કૃતિનો વિષય આસન્નઉપકારી ચરમ તીર્થંકર મહાવીરનો જન્માભિષેક છે. 'મહાવીર-કલસ' ને બદલે 'મહાવીર-જન્મ-કલસ' એવું નામ પણ યોજી શકાય, કિન્તુ અહીં તો આ કૃતિના અંતમાં આ નામ નિર્દેશાયેલું હોવાથી મેં એ રાખ્યું છે. વિશેષમાં જ્ઞાનવિમલસૂરિએ ગુજરાતમાં **શાન્તિનામ-કળશ** રચ્યો છે અને એમાં **શાન્તિનાથના** જન્મ-મહોત્સવનો અધિકાર છે એમ આ કળશની છાપેલી નકલ જોતાં જણાય છે. આમ આ હકીકત પણ ઉપર્યુક્ત નામ રાખવામાં કારણભૂત છે.

મુંબઈ સરકારની માલિકીની લગભગ ૨૫,૦૦૦ હાથપોથીઓનો વહીવટ પુનાના ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધન મન્દિરને સોંપાયેલો છે. લગભગ ૫,૦૦૦ જૈન કૃતિઓ પૂરતી હાથપોથીઓનો આમાં સમાવેશ થાય છે. જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને લગતી કૃતિઓનું વિસ્તૃત વર્ણનાત્મક સૂચીપત્ર મેં તૈયાર કર્યું છે. તેમાં આગમિક સાહિત્યને લગતા ચાર ભાગ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયા છે. એના ચોથા ભાગમાં મેં ત્રણ **મહાવીર-કલશ** અને એક મહાવીર-વૃદ્ધ-કલશ વિષે નોંધ લીધી છે. એમાંના એકના કર્તા **નન્નિગ** છે. આ તેમજ બીજી એક કૃતિ સર્વાંશે અપભ્રંશમાં છે. **મહાવીર-કલશ** નામની ત્રીજી કૃતિ અને **મહાવીર-વૃદ્ધ-કલશ** એ કૃતિમાં આદ્ય પદ્ય સમાન છે. આ ચાર કૃતિઓમાંથી સૌથી પ્રથમ હું અહીં આ પહેલી કૃતિ આપું છું, કેમકે અન્યત્ર એની હાથપોથી ભાગ્યે જ હશે એમ જણાય છે. આ કૃતિની હાથપોથીની લિપિ પંદરમા સોળમા સૈકાના જેવી જણાય છે. બારમા સૈકામાં નન્નિગ નામના એક મુનિવર થઈ ગયા છે એવું કોઈ સ્થળે વાંચ્યાનું મને સ્ફુરે છે. ચોક્કસ કહેવા માટે તો વિશેષ તપાસ કરવી બાકી રહે છે.

## ૧ નન્નિગકૃત મહાવીર-કલશ

"जम्ममज्जणि जिणह वीरस्स पारद्धय सुरगणणि 'मेरु' सिहरि इंदेण चिंतिउ ।
किम सहसइ तुच्छतणु जलपवाहु सुरखित्ति इति(त्ति)ओ(उ) ।
पुण(णु) अमुणवि जिणवलु कलवि इओ चिंतितु सुरिंदु ।
लीलइ चालिउ वीरजिणि वामकमग्गि गिरिंदु ॥ १ ॥
खुभिय जलनिहि दलिओ (? उ) महिवट्टु लहु दिग्गइ वि मिलिय तियसचक्क(क्कं)
पि कंपिउ ।

सह(? य)सक्किरि गउ गिरि वि वीरि 'मेरु' जं चलिणि चंपिउ ।
पवियंभिउ निब्भरभुवणि अणवखि(क्खि)य संखोहु ।

तख(क्ख)णि सयल जग जि(जी?)यह उप्पाइओ संमोहु ॥ २ ॥
ताम चिंतिउ ति(?त)त्थ इंदेणं हं(? हुं) सव(य)लमंगलनिहिहि(हः) ।
मे (? म)हिमकव्व(? ज्ज) संपइ समुट्ठिय ।
किमकंड विहुर डमर, संतिकरण वेयाल उट्ठिय ।
हुं नायं सव्वायरिण जाणाविउ निब्भंतु ।
मह मूढह करि वीरजिणि नियबलु एव महंतु ॥ ३ ॥
ताम तख(क्ख)णि खुदियमणभंति ।
भत्तिभरभरियतणु आणवेइ सुरयण सुरेसरु ।
जिम पुव्विं रिसह जिणु तह लहु न्हवेउ वीर वि जिणेसरु ।
चउव्वीस वि जिण इक्कबलु गुणह न अत्थि विसेसु ।
तम्मज(ज्ज)णि कज्जुज्जियह खिज्जइ काम(? य)किलेसु ॥ ४ ॥
ताम सुरवइवयणसंभंत सहस च्चिय सुरअसुर सुपसत्थतित्थत्थनीरह ।
भरिऊग मगिमयकलस कुणहु न्हवण समकाल वीरहे(ह) ।
पसरियपडु पडरवरविणि भुवणब्भंतर पूर(? रु) ।
अप्फालिय तियसेहि तहि चउविह मंगल तुरु ॥ ५ ॥
जेहि न्हविउ पुव्वकालंमि । य(? जे) हि सत(? म)उ सुरवरिहि ।
'मेरु' सिहरि चउसट्ठि इंदिहि वज्जंति बहुविहि हि ।
पडह–करडि–मद(द्द?)ल–मयंगिहि ।
भवियतो(लो)य तो(? लो)डापुरिहि भाविहि वीरु न्हवंति ।
जे पिच्छहि सुकयत्थ नरा ते सिवसुह पावंति ॥ ६ ॥
संति संघह संति नयरस(स्स) संति होउ जिणवणियवग्गह ।
इह देसह नरवरह संति होउ जिणन्हवणि लग्गह ।
नंद दुरावलि अवहरउ सोलह विज्जाएवि (? वी) ।
नवगह दुरिउ अवहरउ नन्निगु भणेइ न्हवेउ ।
जलिहि महोजलकल्लोलवल्लिउच्छलियनीरपप्रा(ब्भा)रा ।
जिणन्हवणं कुणउ सवा महानई निम्मिया तुज्झ ।
अहिणवेहि कणयकलसेहि खीरोयभरिएही सुरवेरहिं करियलि धरेविणु ।
अहिसित्तउ वीरजिणु 'मेरु' सिहरि 'जय जय' भणेविणु ॥ ७ ॥
बालत(त्त)णंमि सामिय 'सुमेरु' सिहरंमि कणयकलसेहिं ।
तियसासुरेहि न्हविउ(ओ) ते धन्ना जेहि दिट्ठो सि ॥ ८ ॥

આ ઉપરથી જોઈ શકાશે કે કેટલાંક સ્થળો અહીં સંદિગ્ધ છે. વિશેષમાં અર્થની બાબતમાં તો અન્ય સ્થળોમાં પણ શંકા રહે છે. તેમ છતાં હું આનો ગુજરાતીમાં કામચલાઉ અનુવાદ કરું છું અને એમાં કે ઉપર્યુક્ત કૃતિના સંપાદનમાં જે સ્ખલના જણાય તે દર્શાવવા તજ્જ્ઞોને વિનવું છું:—

મેરુના શિખર ઉપર સુરોના સમુદાયે વીરતીર્થંકરના જન્મ-મજ્જન (જન્માભિષેક)નો પ્રારંભ કર્યો તે વેળા ઇન્દ્રને વિચાર આવ્યો કે આ તુચ્છ (અલ્પ) દેહવાળા (વીર) દેવોએ વહેવડાવેલા આટલા જલપ્રહવાને કેમ સહન કરશે? તીર્થંકરના સામર્થ્યને નહિ જાણીને ઇન્દ્રે આ પ્રમાણે ચિંતન કર્યું તે જાણીને વીરજિને ડાબા પગના આગલા ભાગ (અંગૂઠા) વડે ગિરિરાજ 'મેરુ'ને લીલામાં ચલાયમાન કર્યો.–૧

જ્યારે વીરે પગ વડે 'મેરુ'ને હલાવ્યો ત્યારે સમુદ્ર સત્વર ક્ષોભ પામી ગયો, પૃથ્વીની પીઠ દળાઈ ગઈ, દિગ્ગજો પણ મળી ગયા અને દેવોનો સમુદાય પણ કંપી ઊઠ્યો. પર્વતના પણ સેંકડો કટકા થઈ ગયા. સમગ્ર વિશ્વમાં અનપેક્ષિત સંક્ષોભનો આવિર્ભાવ થયો. સકળ જગતના જીવોને તત્ક્ષણ સંમોહ ઉત્પન્ન થયો.–૨

તે વારે ત્યાં ઇન્દ્રે ચિંતવ્યું કે હં, સમસ્ત મંગળોના ભંડારના મહિમા રૂપ કાર્ય અત્યારે ઉપસ્થિત થયું છે. તો (એવે સમયે) અચાનક ભયંકર વિપ્લવ ક્યાંથી? (એવામાં) શાંતિ કરનાર વેતાળ ઊઠ્યો.[1] હં, જાણ્યું. મારા જેવા મૂઢને સર્વ આદરપૂર્વક જણાવવા માટે વીર જિને પોતાનું મહાબળ પ્રકટાવ્યું.–૩

તે સમયે તત્ક્ષણ જેના મનની ભ્રાંતિ નાશ પામી છે અને જેનો દેહ ભક્તિના ભારથી ભરપૂર બન્યો છે એવા સુરપતિ સુરજનોને આજ્ઞા કરે છે: જેમ પૂર્વે ઋષભ જિનને સ્નાન કરાવ્યું તેમ વીરજિનેશ્વરને પણ સત્વર સ્નાન કરાવો. ચોવીસે તીર્થંકરોમાં એક સરખું સામર્થ્ય છે. એમના ગુણમાં (કશો) ફરક નથી. એના સ્નાનને વિષે તમે (અન્ય) કાર્યોને છોડી દો. (આ કાર્ય કરનારનો) કાયાનો ક્લેશ નાશ પામે છે.–૪

એ સમયે સુરપતિનાં વચન વડે એકાએક સંભ્રાન્ત બનેલા દેવો અને અસુરોએ સુપ્રશસ્ત તીર્થના જળ વડે મણિમય કળશો ભરીને એકીવખતે વીરને સ્નાન કરાવ્યું.

પ્રસરેલા અને તીક્ષ્ણ પડઘાના અવાજથી ભુવનનો અંદરનો ભાગ પૂરાઈ ગયો. ત્યાં દેવોએ ચાર પ્રકારનાં માંગલિક તૂર્ય (વાજિંત્ર) અફાળ્યાં (વગાડ્યાં).–૫

પહેલાંના કાળમાં જેમણે સ્નાન કરાવ્યું હતું અને જેમણે સુરવરોની...'મેરુ' શિખર ઉપર ચોસઠ ઇન્દ્રોએ અનેક પ્રકારના પટહ (ઢોલ), કરટી, મર્દલ અને મૃદંગ વગાડ્યાં. તો(?)ડા પુરના ભવ્ય જનો ભાવથી વીરને સ્નાન કરાવે છે. જેઓ એ જુવે છે તે સુકૃતાર્થ મનુષ્યો મોક્ષના સુખને પામે છે.–૬

સંઘને શાંતિ હો, નગરને શાન્તિ હો, જિનના (ભક્ત) વણિકોના વર્ગને શાન્તિ હો. આ દેશના નરપતિને તેમ જ [2]જિનસ્નાત્રને વિષે જોડાયેલાને શાન્તિ હો. આનંદો (?)

---

૧ 'અચાનક ભયંકર વિપ્લવરૂપ અને અશાંતિ કરનાર વેતાળ આવી પહોંચ્યો' એવો પણ અર્થ કરી શકાય તેમ છે. તો શું એ સ્વીકારવો?

૨ આ રાજાનું પણ વિશેષણ ગણી શકાય.

સોળ વિદ્યાદેવીઓ અનિષ્ટોને દૂર કરો. નવ ગ્રહો પાપને દૂર કરો. નન્નિગ સ્નાન કરાવતાં એમ કહે છે.

તારા (સ્નાત્ર) જળ વડે ઉત્પન્ન થયેલી મહાનદીઓ કે જેમાં જળના મોટાં મોજાં વડે પાણીના સમૂહો ઊછળે છે એ મહાનદીઓ સદા જિનનું સ્નાન કરો.

ક્ષીરોદકથી ભરેલા અને નવીન એવા સુવર્ણના કળશોને સુરપતિઓએ હથેલીમાં ધારણ કરી જય જય બોલીને વીરજિનનો 'મેરુ'ના શિખર ઉપર અભિષેક કર્યો.—૭

બાળપણમાં 'સુમેરુ'ના શિખર ઉપર દેવો અને અસુરો વડે સુવર્ણના કળશો દ્વારા સ્નાન કરાવાયેલા એવા તને હે સ્વામી! જેમણે જોયો તેઓ ધન્ય છે.—૮

અન્તમાં એ વાતનો નિર્દેશ કરીશ કે અહીં ચોસઠ ઇન્દ્રોના ઉલ્લેખ છે; નહિ કે સોનો. આથી આ કૃતિના રચનાર શ્વેતાંબર છે, નહિ કે દિગંબર એ હકીકત ફલિત થાય છે.

મહાવીર-વૃદ્ધ-કલશનું લખાણ મારી પાસે તૈયાર છે. પણ કોઇક હાથપોથી મળી આવે તો તેનો ઉપયોગ કરવાના વિચારે એ અહીં આપ્યું નથી. એના કર્તા (વાદી) દેવસૂરિના શિષ્ય રામચન્દ્રના શિષ્ય (જય) મંગલ છે. આ સંબંધમાં વિશેષ ઊહાપોહ હવે પછી કરીશ.

ગોપીપુરા સુરત. તા. ૧૮-૧૧-૪૮

# ગુરુશિખરની પગથી પર

( લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી. )

( ગતાંકથી ચાલુ )

ગુરુદેવ! મને વિચાર આવે છે કે પ્રાતઃકાળમાં આ મનોહર સ્થાનમાં કુદરતે જે લીલા નિસ્તારી છે એનો મધુરો આસ્વાદ લેવાનો મૂકી શા સારુ યાત્રિકો તડકો થવા દેતા હશે? પ્રક્ષાલ તેમ જ પૂજાના સમય પણ શા કારણે મોડા કરાવાયા હશે?

ઊગતી સવારમાં, ઠંડા પ્રહરમાં, ધીમેથી વાતા વાયુનું સેવન કરતાં આ શાશ્વત ગિરિનાં પગથિયાં ચઢવામાં અનેરો આહ્લાદ જન્મે છે. એ પાછળનો આનંદ અનુભવી જ જાણી શકે. સુમતિચંદ્ર! શાસ્ત્રકારો ઊગતી ઉષાના સમયને અધ્યયન, મનન, ધ્યાન આદિને માટે યોગ્ય ગણે છે. નીતિકારોએ પર્યટન માટે પણ એની જ મર્યાદા આંકી છે.

છતાં જ્યાં તમારા સરખા સંસારી જીવન જીવતાં ગૃહસ્થોનાં વહેણ ધરથી જ બદલાયાં ત્યાં થાય શું? તમોએ કલ્પનાથી ઊભી કરેલ સુખ સંબંધી ઇંદ્રજાળ આગળ કુદરતની સહજ પ્રાપ્ત થતી સુખસામગ્રીનો હિસાબ છે જ ક્યાં? તમો માની લીધેલા સુખસાહેબીપણામાં સુખની સાચી વ્યાખ્યા જ ભૂલી ગયા છો!

સામાન્યતઃ પથારી છોડવાનો કાળ તમોએ પલટી નાખ્યો છે. આવશ્યક ક્રિયા, અને તે પણ ઘણુંખરું 'ગચરે ગચરે રામ' માફક કરી જતા થોડા વર્ગને બાદ કરીએ તો મોટા ભાગ પ્રાતઃકાળે એ કાર્યોને આવશ્યક માને છે. એક છાપાનું વાચન અને બીજું કાંઈ

તે 'ચાપાણી.' ઘર આંગણેની આ પ્રવૃત્તિ ઠેઠ અહીં તીર્થસ્થાનમાં પણ આવી ચૂકી છે. શ્રીમંતો કે વેપારીઓનો મોટો સમૂહ આ આદતથી મુક્ત નથી સારા પ્રમાણમાં ઘી બોલનાર પણ એ જ વર્ગ! એટલે તેઓની અનુકૂળતા ધ્યાનમાં રાખીને જ પૂજા પ્રક્ષાલના સમય ઠરાવાય ને! એક કાળે સંયોગવશાત શરૂ થયેલ પ્રથા આજે પૂર્ણરૂપે પાંગરી ધનિકોના ઇજારા ને શ્રીમંતાઈના પ્રદર્શનરૂપે બની છે! અરે, દુઃખની વાત તો એ છે કે એક તરફ શાસ્ત્રકારો થાળી ટીપી કહી રહ્યા છે કે, 'પુષ્પ પાંખડી જ્યાં દુભાય, જિનવરની ત્યાં નહીં આજ્ઞાય.' ત્યારે બીજી બાજુ શ્રી શત્રુંજયગિરિ જેવા આ મહાન્ તીર્થમાં પૂર્વે વર્ણવ્યા તે મહાશયો થાળો ભરી ભરીને વીંધેલાં પુષ્પોના હારો દાદાના અંગે ચઢાવે છે! નથી તો વિચાર કરતાં પૂજનવિધિની વાતનો કે નથી તો એમને વિચાર આવતો આ એકેંદ્રિય મણાતા વનસ્પતિકાયના જીવોની કિલામણાનો. આ પુનિત ધામમાં છડેચોક હિંસાનું તાંડવ ચાલી રહ્યું છે! પૂજ્ય ગુરુજી, આપ એ માટે ઉપદેશની ઝડી ન વરસાવો?

અરે ભાઈ! જ્યાં ધર્મના ઓઠાતળે કેવળ ધનનું પ્રદર્શન કરવાનું હોય, અને એમાં મોટેરાઓના આંખ મીંચામણા હોય ત્યાં સાંભળવાની ફુરસદ કોને છે?

જો, આજે તો આટલી પ્રાસંગિક વાત કહી. કોઈ બીજા સમયે પૂજનવિધિમાં પ્રવર્તતી અજ્ઞાનતાની કથની કહીશ. સાંભળ, જૈન દર્શનની સાચી ખૂબી સમજવી હોય તો પ્રચલિત ભિન્ન ભિન્ન મતોની માન્યતા કેવા પ્રકારની છે એ ટૂંકમાં જાણી લેવાની જરૂર છે. એ જ્ઞાન હોય તો જ સરખામણી કરવી સુલભ થાય.

**૧. વૈશેષિકમત**—એના પ્રણેતા કણાદઋષિ છે. એ મતમાં નીચેના પદાર્થો તત્ત્વરૂપ મનાય છે: ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ અને ૬ સમવાય. એમાં દ્રવ્યની વ્યાખ્યામાં નીચે પ્રમાણે નવ પ્રકાર છે: ૧ પૃથ્વી, ૨ જળ, ૩ તેઉ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ કાળ, ૭ દિશા, ૮ આત્મા અને ૯ મન. ગુણના પેટા ભેદમાં–રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્પણું, સંયોગ, વિભાગ, પરપણું, અપરપણું, બુદ્ધિ, સુખ-દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, દ્રવપણું, ભારીપણું, સંસ્કાર, સ્નેહ, ધર્મ, અધર્મ, શબ્દ છે. આ ઉપરાંત ઊર્મિષટ્કમાં કામ, ક્રોધ, ગર્વ, લોભ, દંભ અને હર્ષ ગણાય છે.

**૨ નૈયાયિકમત**—પ્રણેતા ગૌતમ (અક્ષપાદ), સોળપદાર્થ—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્રષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છળ, જાતિ, નિગ્રહસ્થાન.

**૩. મીમાંસક**—પ્રણેતા જૈમિની. શાખા–(૧) ધૂમમાર્ગ. (૨) અર્ચિમાર્ગ—

(૧) ધૂમમાર્ગ=પૂર્વ મીમાંસક: વેદોક્ત હિંસામાં માનનાર.

(૨) અર્ચિમાર્ગ=ઉત્તર મીમાંસક: બ્રહ્માદ્વૈત માનનાર, માયાને સર્વમાં કારણભૂત ગણનાર.

**૪. સાંખ્યમત**—પ્રણેતા કપિલમુનિ.

તત્ત્વો: ૧ પ્રકૃતિ (અવ્યક્ત છે), ૨ બુદ્ધિ, ૩ અહંકાર, ૪ થી ૮ પાંચ તન્માત્રા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ–૯ ચક્ષુ, ૧૦ શ્રવણ, ૧૧ નાસિકા, ૧૨ જીહ્વા, ૧૩ ત્વચા, ૧૪ થી ૧૯ વાચા, હસ્ત, મરણ, અપાનદ્વાર અને લિંગ તથા મન, ૨૦ પૃથ્વી, ૨૧ પાણી, ૨૨ અગ્નિ, ૨૩ વાયુ, ૨૪ આકાશ, ૨૫ આત્મા. જે કંઇ કરી રહેલ છે તે માત્ર પ્રકૃતિ જ છે.

દુઃખના પ્રકાર—૧ આધ્યાત્મિક. (૧) શરીર સંબંધી. (૨) મન સંબંધી. એમાં વાત, પિત્ત, કફ રૂપ શરીરનું અને કામ, ક્રોધ, લોભ રૂપ મનનું દુઃખ છે.

૨. આધિદૈવિક—યક્ષ, રાક્ષસ, ગ્રહ વગેરે તરફનું.

૩. આધિભૌતિક—મનુષ્ય, પશુ, પક્ષી, મૃગ, સર્પાદિનું.

**૫ બૌદ્ધમત**—પ્રણેતા ગૌતમબુદ્ધ. ક્ષણિક સ્વરૂપ માનનાર એટલે જ્ઞાનાદ્વૈતને સ્વીકારી ક્ષણે ક્ષણે નવીન આત્મા સ્વીકારનાર.

દસ આજ્ઞાઓ—૧ પ્રાણાતિપાતવિરમણ (હિંસા ન કરવી), ૨ અદત્તાદાનવિરમણ (વગર આપ્યું ન લેવું અને ચોરી કરવી નહી), ૩ બ્રહ્મચર્ય પાળવું, ૪ જૂઠું બોલવું નહીં, ૫ ચાડી ખાવી નહીં, ૬ કઠોર ભાષણ કરવું નહીં. અને કોઈનું અપમાન કરવું નહીં, ૭ નકામી ગડબડ કરવી નહીં, ૮ લોભ કરવો નહીં, ૯ ક્રોધ કરવો નહીં, ૧૦ ધર્મમાં અવિશ્વાસ રાખવો નહીં.

**૬. ચાર્વાકમત**—આનું બીજું નામ નાસ્તિકમત છે. માત્ર પ્રત્યક્ષ પ્રમાણને જ માની સર્વ કરણીમાં રક્ત રહેનાર. ઈશ્વર નથી, કર્મ નથી, પરલોક નથી. સર્વ માયાજાળ શાસ્ત્રકારોએ ઊભી કરી છે એમ વદી સર્વ જાતના આરંભ વગેરેમાં રક્ત રહેનાર આ મત છે.

ઉપર મુજબ ૭ મતની સામાન્ય રેખા જાણ્યા પછી, તું સહજ જોઈ શકશે કે તીર્થંકર ભગવંતોએ 'જૈનદર્શન' માં જે મૌલિક તત્ત્વો બતાવ્યાં છે અને જે ૭ પદાર્થો પર સંસારચક્રનાં મંડાણ દર્શાવ્યાં છે અને એમાં કાર્ય કરી રહેલ પાંચ સમવાય વર્ણવ્યાં છે એ સીધા અને સચોટ છે, અને સહજ ગળે ઊતરે તેવા છે, એટલું જ નહીં પણ એકબીજાના સંઘર્ષણમાં આવતા નથી, તેમ નથી તો પરસ્પર વિરોધાભાસ ઉત્પન્ન કરતા.

**જૈનદર્શન**—પ્રણેતા તીર્થંકર ભગવંત. સંપૂર્ણ જ્ઞાન થયા પછી જ વસ્તુની પ્રરૂપણા કરે અને એ હકના ધજારદાર નહીં પણ હરકોઈ આત્મા અઢાર દૂષણનું નિવારણ કરી, ચાર ઘાતી કર્મનો કૂચો કરી વાળે તો એવું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેવું જાહેર કરનાર. પૂર્ણ શક્તિ ફોરવે તો ખુદ તીર્થંકર પદ મેળવી શકે એવું જાહેર કરનાર, સર્વની આઝાદી સ્વીકારનાર.

**તત્ત્વ નવ**—આંકડો પણ સુંદર અને પ્રગતિ સૂચક; નામ પણ તેવાં જ. ૧ જીવ, ૨ અજીવ, ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નિર્જરા, ૮ બંધ અને ૯ મોક્ષ. નવના દશ ન થઈ શકે; કેમકે નવમાં સર્વ સમાઈ જાય છે. અપેક્ષાથી નવના સાત કિંવા બે જરૂર ઘટાવી શકાય.

**પદાર્થ છ**—જૈન ગ્રંથોમાં એ 'ષડ્દ્રવ્ય' તરીકે ઓળખાય છે. ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ કાળ, ૫ પુદ્ગલાસ્તિકાય, ૬ જીવાસ્તિકાય.

એમાં પણ કર્તા કારવતા કિંવા મુખ્ય બે જ : જીવ અને અજીવ. વિજ્ઞાનની નજરે Soul and matter

**સમવાય પાંચ**—૧ કાળ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ કર્મ, ૫ પુરુષાર્થ. વિશ્વના દરેક બનાવમાં ઉપરના પાંચ સમવાય (કારણ) માંથી ઓછીવત્તી દરેકની સંકલના ખરી જ.

ભાઈ સુમતિચંદ્ર, જો, આજે વર્ણવેલી વાત તને બરાબર પચી જશે તો જ્ઞાનાર્જનમાં પ્રગતિ કરવામાં મુશ્કેલી નહીં નડે. આજે અહીં જ પૂર્વવિરામ. (ચાલુ)

# श्रीजगच्चन्द्रसूरिजीका सं. १२९९ का

# एक प्राचीन व्यवस्था-पत्र

### सं० श्रीयुत अगरचंदजी नाहटा

अपने गच्छ-समुदायकी सुव्यवस्थाके लिये समय समय पर गच्छके नेता आचार्यो द्वारा व्यवस्थापत्र-मतपत्र-प्रचारित किये जाते हैं। ऐसे थोडेसे जो व्यवस्थापत्र अभीतक प्रकाशमें आये हैं, उन सबमें श्रीजिनप्रभसूरिजीका व्यवस्थापत्र[1] ही सबसे पुराना था। पर गत वर्ष हमें उससे भी प्राचीन व्यवस्थापत्र प्राप्त हुआ है जो अद्यावधि ज्ञात व्यवस्थापत्रोंमें सबसे पुराना होनेके साथ ऐतिहासिक दृष्टिसे भी महत्त्वका है। प्रस्तुत पत्र तपागच्छके आदिम आचार्य श्रीजगच्चंद्रसूरि आदिके द्वारा प्रचारित किया गया है, इस लिए उसका महत्त्व बहुत अधिक है। तत्कालीन तपागच्छकी व्यवस्थाके बारेमें यह अद्वितीय प्रकाश डालता है, साथ ही पाटणके तत्कालीन महाराजा, महामात्यके नाम-निर्देशके साथ आचार्य जगच्चन्द्रसूरिके समुदायके आचार्य एवं विद्वान मुनियोंके नाम-निर्देशके साथ साक्षि रूपसे अन्य आचार्यों एवं श्रावकोंका उल्लेख भी करता है, जो अन्यत्र दुर्लभ है। अतः इसके द्वारा कई नवीन ऐतिहासिक तथ्य प्रकाशमें आवेंगे। इसी दृष्टिसे यह प्रकाशित किया जा रहा है। आशा है अन्य विद्वान इस पर विशेष प्रकाश डालेंगे एवं ऐसे अन्य पत्र जहां कहीं भी मिलें उन्हें प्रकाशित करनेकी ओर पूरा लक्ष रखेंगे।

अब मैं मूल व्यवस्था-पत्रकी नकल उद्धृत कर रहा हूं। इसकी २ पत्रकी १७ वीं शताब्दिकी लिखित प्रति उपलब्ध हुई है। मूल सहीवाला मतपत्र मिल जाय तो बहुत अच्छा हो। आशा है पुरातत्त्वान्वेषी विद्वान अनुसंधान करेंगे।

### व्यवस्थापत्र

॥ ई० ॥ संवत् १२९९ बर्षे त्रयोदश्यां अद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजित महाराजाधिराज श्रीत्रिभुवनपालदेव-कल्याणदेव-विजयराज्ये तन्नियुक्त महामात्यदंड श्रीताते श्री श्रीकरणादि समस्तकरणादिसमुद्रव्यापारान् परिपंथयतित्येवं काले प्रवर्तमाने श्रीसंघादेश-पत्रमभिलिख्यते यथा श्रीमदणहिल्लपाटके प्रतिष्ठित समस्त श्रीआचार्य समस्त श्रावक प्रभृति समस्त श्रीश्रमणसंघश्चैत्रवालगच्छीय देवभद्रगणिशिष्य जगचन्द्रसूरि श्रीविजयचन्द्रसूरि• प्रभृति आचार्यान् पद्मचन्द्रगणिप्रभृति तपोधनांश्च पं. कुलचन्द्रगणि-अजितप्रभगणि प्रभृति परिवारसमन्वितान् सप्रसादं समादिशति यथा—

(१) यतिप्रतिष्ठैव कर्तव्या श्रावकप्रतिष्ठा न प्रमाणीकार्या १।

(२) तथा श्रीदेवस्य पुरतो बलिनैवेद्यारात्रिकादीनि न निषेध्यानि २।

---

१ जिनदत्तसूरिचरित्र, पूर्वार्द्ध, पृ. ४३२।

(३) तथा समस्तवैय्यावृत्यकराणां संम्यग्दृष्टिसमस्तयक्षाम्बिकादिमूर्तिप्रभृतीनां गृह-चैत्येषु वसंति समानानां पूजानिषेधो न कार्यः ३ ।

(४) श्रीसंघप्रतिष्ठित श्रीआचार्यैस्तपोधनैश्च समं यथापर्यायं वन्दनकव्यवहारः करणीयः ४ ।

(५) स्वप्रतिबोधितश्रावकाणां समस्तगच्छीयाचार्यतपोधनानां पूजावंदनकदानादिनिर्षेधो न कार्यः ५ ।

(६) राकापक्षीय–आंचलिक–त्रिस्तुतिकादिभिश्च सह वन्दनकव्यवहार–श्रुताध्ययनादि व्यवहारश्च न करणीयः ६ ।

(७) करणत्रयादिसमाचारि प्रतिपालनपुरस्सरं च कालिकोत्कालि(क)श्रुतमध्येतव्यम् ७ ।

(८) आवश्यकनिर्युक्ति–षट्जीवनिकायाध्ययनादि श्रुतं न प्रकाश्यं, सिद्धान्तोद्धारगाथा श्रावकान्न पाठयितव्यः ८ ।

(९) द्वितीयवंदनकं च पादे पतितं न दातव्यम् ९ ।

(१०) पाक्षिकं चतुर्दश्यामेव विधेयं न पूर्णिमायाम् १० ।

(११) पुण्यमतां समृद्धिमतां सामर्थ्यानुमानेन वस्त्रान्नपानपात्रसाधारणदानददतां निंदा न कर्तव्या, प्रवृत्तिश्च कारयितव्या ११ ।

(१२) किं बहुना ? श्रीमदणहिल्लपाटकप्रतिष्ठितश्रमणसंघस्याज्ञां मन्यमानैः सर्वैरपि आचार्यैस्तपोधनैश्च बहिरपि व्यवहरणीयं १२ ।

एनं श्रीसंघादेशं कुर्वाणा आचार्यास्तपोधना श्रीसंघस्याभिमता एव एनं च संघादेशमंगी-कृत्य कुर्वाणानां आज्ञातिक्रमदोषवतां अमीषां श्रावकाश्च बाह्याः कर्तव्या । यदि पुनः संघादेश-मंगीकृत्य कुर्वाणानां सन्मुखं कश्चिदाचार्या बहीवान्योक स्वकीयामवत्सर पोषयन् असहिष्णुताया एव किमपि विचारबाह्यं भणति च स संघेनावश्यं निषेध्यः शिक्षणीयश्च ।

अन्य मतानि—आचार्य श्रीदेवचंद्रसूरिमतं, श्रीजयचंद्रसूरिमतं, पं. कुलचन्द्रमतं ।

इहार्थे साक्षिणः—श्रीजयसेन–श्रीमाणिक्यसूरिप्रभृतिसर्वे आचार्यास्तथा साक्षिणः–श्रे. ठ. आसपालदेव तथा साक्षिणः श्रीराणिक श्री गुणपालः साक्षिणो राणकः श्रीपाल्हण-साक्षिणो जिनचंद्रप्रभृतिश्रावकः तथा साक्षिणः । एतत् प्रतिबोधित श्रा. ठा. घणसो तथा राजा जाया ले. आंवड ।

अणुजाणावेऊणं वार वत्तिकयकम्मोपायवडिउढ्ढिडकयलजुअलं ।
मत्थए ठविन्नविहिगीतकण्णचुण्णे एगंति खमणंति एक निक्कमणवग्गह ॥ १ ॥

# હીયાણા, લોટાણા, નાંદીયા વગેરે તીર્થોની યાત્રા

લેખકઃ–પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી.

( ક્રમાંક ૧૫૭ થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે પૂર્ણ )

## અજારી

પીંડવાડાથી પૂર્વ અને દક્ષિણની વચ્ચે બે માઈલ દૂર આ ગામ આવેલું છે. અહીં શ્રાવકોનાં ઘર આઠ છે. બે ઉપાશ્રય છે. એક વિશાળ ધર્મશાળા છે. અહીંનું બાવનજિનાલયનું મંદિર પ્રસિદ્ધ છે. તેમજ ગામથી એક માઈલ દૂર ખજૂરીના જંગલની વચ્ચે આવેલું સરસ્વતી દેવીનું મંદિર પણ બહુ જ પ્રાચીન અને પ્રસિદ્ધ છે.

સૌથી પ્રથમ અમે અજારીની વિશાળ ધર્મશાળાની એક કોટડીમાં બિરાજમાન પ્રભુમૂર્તિઓનાં દર્શન કર્યાં. આ મૂર્તિઓ અહીં રહેતા યતિજીના કબજામાં હતી. તેમના અભાવમાં બધી મૂર્તિઓ તેમના જીર્ણ ઉપાશ્રયેથી ઉઠાવીને અહીંની ધર્મશાળામાં પધરાવેલ છે.

મૂલનાયકજી શ્રી આદિનાથ પ્રભુજીની સફેદ પાષાણની ત્રણ હાથ ઊંચી ભવ્ય પ્રતિમા છે. એની નીચે ગાદીમાં લેખ આ પ્રમાણે છે.

(१) ॥ संवत १५२३ वर्षे वैशाख वदि ५ गुरौ श्री श्रीमालीज्ञातीयः सं. सीझण भार्या सनरवत पुत्र सं. × × × × पुत्रादि कुटुम्बयुतेन श्री आदिना (२) थस्वामी बिंबं कारितं प्रतिष्ठितम् श्रीलक्ष्मीसागरसूरिभिः वडलीयाः ॥

મૂલનાયકજીની જમણી અને ડાબી બાજુ બે મોટા ઊભા કાઉસ્સગીયાજી છે. આ બન્ને કાઉસ્સગીયા શ્રી પાર્શ્વનાથજીના છે. બન્નેની નીચે ગાદીમાં લેખ છે. પરંતુ ઘસાઈ ગયા છે, છતાં ટૂંકમાં અમે વાંચ્યું તે આ પ્રમાણે છે.

॥ सं. १२४५ ज्येष्ठ वदि १२ गुरौ आगीयाग्रामे × × ×

× × × × ×

यशश्चंद्र × × × आत्मश्रेयोर्थं बिंबं कारितमिति

વચ્ચે ઘણું ઘસાઈ ગયું છે.

એક શ્યામ શ્રીપાર્શ્વનાથજીની મૂર્તિ છે તેની ગાદીમાં પાછળના ભાગમાં આ પ્રમાણે લેખ છે.

॥ सं- ॥ १६३८ व. मा. शु. १३ सोमे श्री × × ×

× × × ×

प्र० त. ग. श्रीहीरविजयसूरीश्वरैः (?)

એક પથ્થર ઉપર પાદુકાઓ છે.–યુગલ છે. એમાં આ પ્રમાણે લેખ છે.

संवत् १२१९ वर्षे माघशुक्लपक्षे ३ रवौ श्रीराजराजेश्वर कुमारपाल भूपालेन श्री शांतिनाथस्य पादुका कारिता, प्रतिष्ठित श्रीवादीन्द्रचुडामणी श्री × × हेमाचार्येण कारापितं.

લેખનો ભાવ સાફ છે. ૧૨૧૯ માં મહા શુદિ ૩ ને રવિવારે રાજરાજેશ્વર મહારાજ કુમારપાલે શ્રી શાંતિનાથ પ્રભુની પાદુકા કરાવી છે. અને વાદીંદ્રચૂડામણિ શ્રીહેમચંદ્રાચાર્યજીએ પ્રતિષ્ઠા કરાવી છે.

(પરન્તુ અમારી દૃષ્ટિએ આ પાદુકા જરુ પ્રાચીન નથી, લેખની લિપી અને ભાષા જોતાં પણ લેખ એટલો પ્રાચીન નથી લાગતો.)

એક નાના ચોમુખજી છે. ત્રણ તો અખંડ છે અને એક મૂર્તિ ખંડિત છે. કુલ નવ મૂર્તિઓ છે.

પછી બાવનજિનાલય મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિર પ્રાચીન અને ભવ્ય છે. મૂલનાયકજી શ્રીમહાવીર પ્રભુની સુંદર પ્રાચીન મૂર્તિ છે. મૂલ ગભારામાં ત્રણ મૂર્તિઓ છે. ત્રણે મૂર્તિઓ સુંદર અને પ્રાચીન છે. બહાર ગૂઢ મંડપમાં દસ મૂર્તિઓ છે. બધી મૂર્તિઓ પ્રાચીન અને સુંદર છે. આમાં બન્ને બાજુ પાષાણના બે ચોવીશ જિનેશ્વરની બે મૂર્તિઓ છે. બન્ને ઉપર લેખ છે. ડાબી બાજુની મૂર્તિ ઉપરનો લેખ આ પ્રમાણે છે.

॥ सं. १२४३ वैशाख शु. ६ बुध श्रीनागेन्द्र गच्छे पं: × × ×
આગળ નથી વંચાતું. લેખ ઘસાઈ ગયો છે.

આમાં નાની એક સુંદર ગુરુમૂર્તિ છે તેના ઉપરનો લેખ નીચે પ્રમાણે છે.

॥ सं. १४५४ वर्षे वैशाख शुदि १२ रवौ × × × × × गच्छ प. सुमति प्रतिमां वा. सोम प्रतिष्ठा. × × ×

આગળ ઘસાઈ ગયેલ છે.

રંગમંડપ અને પ્રદક્ષિણામાં પણ મૂર્તિઓ છે, પરન્તુ સમયાભાવને લીધે અમે લેખ લઈ શક્યા નથી. મૂલગભારાની પાછળ મોટો ગભારો છે તેમાં રંગમંડપમાં જમણી બાજુ પ્રાચીન સરસ્વતીની પણ સુંદર મૂર્તિ છે. દેરીઓમાં કેટલીક સુંદર અને પ્રાચીન મૂર્તિઓ છે. પરંતુ વ્યવસ્થાની-વહીવટની ખામી છે. કેટલીક પ્રતિમાઓને ચક્ષુ નથી, કેટલીક પ્રતિમાઓને એક ચક્ષુ છે અને એક નથી. ભગવાનને કેસર વગેરે પણ બરાબર નથી ચડતું. અવ્યવસ્થા જોઈ દર્શન કરતાં પારાવાર દુઃખ થયું. બાવનજિનાલયનું આવું ભવ્ય મંદિર હોવા છતાં આ અવ્યવસ્થા બહુજ ખટકે તેવી છે. સુધારો થવાની પૂરેપૂરી જરૂર છે.

આ મંદિરથી એક માઈલ દૂર ખજુરીના વનમાં સરસ્વતીની એક દેરી છે. આ મૂર્તિ બહુ પ્રાચીન છે. લોકોક્તિ મુજબ કલિકાલસર્વજ્ઞ આચાર્યવર્ય શ્રી હેમચંદ્રાચાર્યજી સરસ્વતીની આરાધના માટે કાશ્મીર જતા હતા ત્યારે એ દેવીજીએ અહીં જ સૂરિજીને દર્શન આપી અહીં જ આરાધના કરવા જણાવ્યું હતું. એટલે આ મૂર્તિ ખૂબ પ્રાચીન અને ચમત્કારી છે. અત્યારે પણ બહુ જ એકાંત અને શાંતિનું ધામ છે.

સરસ્વતીની આરાધના કરવા ઇચ્છતા મહાનુભાવોએ જરૂર લાભ લેવા જેવું છે.

## સીવેરાનો ટૂંક પરિચય

પીંડવાડાથી ઉત્તર પૂર્વના ખૂણામાં પીંડવાડાથી પાંચ માઇલ દૂર આ ગામ આવ્યું છે. અહીં અત્યારે શ્રાવકોનાં ફક્ત બેજ ઘર છે. પહેલાં વધારે ઘર હતાં.

અહીં અત્યારે શ્રી શાંતિનાથજી ભગવાનનું પ્રાચીન ભવ્ય મંદિર છે. જીર્ણોદ્ધારની ખાસ જરૂર છે. પહાડી પ્રદેશમાં આ મંદિર દૂર દૂરથી દેખાય છે. આ ભવ્ય મંદિરમાં મહત્ત્વના લેખો છે જે આ પ્રમાણે છે.

૧-પ્રથમ મંદિરમાં પેસતાં જમણી બાજુ પત્થર ઉપર આ પ્રમાણે લેખ છે.

"संवत् १२८९ वर्षे देवराविजयसिंहसत्कमुहंपारासन × × × आत्मार्थं पद ढीवरासत्कं जव × × × (१) कुयाप्रति जवसतो (इ) २ देव श्रीशांतिनाथ यात्रा × ×

દેવરાવિજયસિંહના રાજ્યમાં ૧૨૮૯ માં યાત્રા કર્યાનો લેખ છે.

મૂલનાયકજી શ્રીશાંતિનાથજીની મૂર્તિના પરિકરમાં નીચે મુજબ લેખ છે.

१ ॥ संवत् ११९० वैशाख सुदि ८ (९) गोर्व्या श्रीशांतिनाथ प्रतिमा कारिता ॥ श्रीशान्त्याचार्यैः प्रतिष्ठिता. ।

૧૧૯૦માં ગૌરીએ શ્રીશાંતિનાથજીની પ્રતિમા કરાવી છે અને પ્રતિષ્ઠા શ્રીશાંત્યાચાર્યજી મહારાજે કરાવી છે.

મૂલનાયકજીની પલાંઠી પર નીચે પ્રમાણેનો લેખ છે.

संवत् १४१० वर्षे (१६१०) श्री शांति × × ×

લેખ ઘસાઈ ગયો છે, પૂરો વંચાતો નથી. આ લેખ પ્રમાણે ૧૪૧૦ માં શ્રીશાંતિનાથજી ભગવાનને સ્થાપિત કર્યા છે.

મૂલનાયકજીની બન્ને બાજુ બે પરિકર છે તેમાં નીચે પ્રમાણે લેખ છે.

જમણી બાજુના પરિકરનો લેખ.

"संवत् ११९८ वैशाख सुदि ३ कारासुत भूणदेवभार्या वेल्हीपुत्रैः । धणदेव जिन्दुश्च । (१)

× धणदेवजपुत्र × × × × वलमाधव । बीजकं × महणीसुपुत्र देसलप्रभृतिसहितैः श्रीनाण ॥ (२)

कीयप्रतिष्ठापिते ख्यात श्रीशांतिनाथचैत्ये श्रीमहावीरबिंबं कारितं स्वपितृनिमित्तं श्री ईश्वराचार्यैः प्रतिष्ठितमिति ॥

ભાવાર્થ:—સંવત્ ૧૧૯૮ માં વૈશાખ શુદિ ૩ જે શ્રેષ્ઠી કારાસુત ભૂણદેવ તેમની પત્ની વેલ્હીના પુત્રો ધણદેવ અને જીન્દુ; તેમજ ધણદેવના પુત્ર પૌત્રાદિ કુટુમ્બસહિતે; શ્રી શાંતિનાથજીના પ્રસિદ્ધ મંદિરમાં શ્રી મહાવીરસ્વામીની મૂર્તિ બનાવી છે. આ ભવ્ય બિંબની પ્રતિષ્ઠા શ્રી ઈશ્વરાચાર્યજીએ કરી છે.

ડાબી બાજુના પરિકરમાં નીચે પ્રમાણે લેખ છે.

९ ॥ संवत् १२२४ वर्षे ज्येष्ठ सुदि ९ बुधे श्रीसमुद्रसूरिभिः

આગળ ત્રણ પંક્તિઓ છે પરંતુ લેખ વંચાતો નથી.

સંવત્ ૧૨૨૪ માં જેઠ શુદિ ૯ ને બુધે શ્રીસમુદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

આવી જ રીતે મંદિરની બહાર એક પથ્થરમાં લેખ છે પરંતુ બરાબર વંચાતો નથી. મંદિરની દેખરેખ સુંદર છે. જંગલમાં મંગલ જેવું આ સુંદર મંદિર દર્શનીય છે. આ મંદિરની વ્યવસ્થા પીંડવાડાવાસિ શેઠ અજુતમલજી રાખે છે. મદદની જરૂર છે.

અહીંથી પહાડ રસ્તે થઈ પાંચ માઇલ ચાલી માલણું જવાય છે. ત્યાં મંદિર સુંદર પ્રાચીન અને ભવ્ય છે. બહાર સુંદર ધર્મશાળા છે. શ્રાવકનું ઘર નથી. પૂજારી પૂજા કરે છે. લેખ માટે તપાસ તો કરી પરંતુ લેખ ઉપલબ્ધ નથી થયો.

## નાની પંચતીર્થીનો રસ્તો આ પ્રમાણે છે.

| | ગામનું નામ. | માઇલ | મંદિર | ધર્મશાળા ઉપાશ્રય | શ્રાવકોનાં ઘર |
|---|---|---|---|---|---|
| ● | પીંડવાડા (સ્ટેશન સજ્જન રોડથી) | | બાવનજિનાલય | બન્ને છે. | ૨૦૦ |
| 卐 | બામણવાડા | ૪ | ,, | વિશાલ ધર્મશાલા છે. | ૦ |
| 卐 | નાંદીયા | ૪ | ૨ ,, | ,, | ૫૦ |
| 卐 | લોટાણા | ૪ | ૧ ,, | ,, | ૦ |
| 卐 | દીયાણા | ૪ | બાવનજિનાલય | ,, | ૦ |
| | નીતોડા (વચ્ચે માંડવાડા દર્શન કરવાં) | ૬ | બાવનજિનાલય | ,, | ૫૦ |
| ● | સ્વરૂપગંજ | ૪ | ઘરમંદિર | ,, | ૧૦ |
| ● | પીંડવાડા | ૧૦ | બે મંદિર | ,, | ૨૦૦ |
| 卐 | અજારી | ૨॥ | ૧ મંદિર બાવનજિનાલય | | ૧૦ |
| 卐 | પીંડવાડાથી નાણા | ૧૨ | ,, | | ઘર છે. |

વચ્ચે સીવેરા માલણું વગેરે સ્થાને દર્શન કરીને પણ નાણા જવાય છે.

સીવેરામાં શ્રી શાંતિનાથજીનું પ્રાચીન અને ભવ્ય મંદિર છે. માલણુંમાં પણ સુંદર પ્રાચીન મંદિર પહાડની નીચે આવ્યું છે. સીવેરામાં બે ઘર જૈનોનાં છે. માલણુંમાં જૈનોની વસ્તી નથી. ત્રણ પ્રાચીન ભવ્ય મંદિર છે.

---

卐 આ ચિહ્નવાળાં તીર્થો છે.

● આ ચિહ્નવાળાં સ્ટેશનો છે.

# મુનિરાજ શ્રીસોમવિમલજીકૃત

# લગ્નમાન (જ્યોતિષ)

સંપાદકઃ–પૂજ્ય મુનિમહારાજ શ્રીરમણિકવિજયજી

સરસતિ સાંમણિ પ્રણમી પાય, સેવિ સુંદર સહિ ગુરુરાય ।
સૂરજ પમુહ નમું ગ્રહ રંગિ, દિનપ્રમાણુ બોલિસ્યું બહુ ભંગી ॥૧॥

સિર છાયા જવ પગ ઇક હોઇ, સત્તર ઘડી પલ દોઇ તવ જોઈ ।
દોઈ પગે દિન પનર ઘડી, પલ ઇક સહિત જાણવું ચડી ॥૨॥

ત્રિહું પગે ઘડી હુઈ તેર, પલ ચિહું સહિત એહ ન ફેર ।
ચિહું પગલે પલ ઈકિ ઘડી વાર, ચઉી ઘડી પળ પંચ ઈગ્યાર ॥૩॥

છએ પગે દસ ઘડી પલ એક, પળ સાતે ઘડી નવ સુવિવેક ।
ઉપરિ પલ લિજઇ વલિ ચ્યારિ, હવે વલિ આખુઅં વિચાર (?) ॥૪॥

પગ આઠે પલ નવ ઘડી આઠિ, નવ પએ પલ દસ ઘડી આઠ ।
પગે દસ પલ દસ ઘડી સાત, જોતિષ ગ્રંથ માંહિ એ વાત ॥૫॥

ઘડી સાત ઉપરી પલ દોઇ, પગ ઇગ્યારે વેલા હોઇ ।
બાર પગે છ ઘડી પલ તેર, તેર ઘડી પલ સાત સોર ॥૬॥

પલ ઇક છડી ચઉદે પગે, પગ પનરે નર એહવું વદે ।
ઘડી પંચ ઉપરી પલ સોલ, થાપી લગન કરું રંગ રોલ ॥૭॥

પગ સોલે એહવું વિચાર, ઘડી પંચ નઈ પલ ઇગ્યાર ।
સતર પગે પલ છ ઘડી પંચ, પય અઢારિ પંચ ઈક પલ સંચ ॥૮॥

પગ ઉગણીસે ઘડીઆ ચ્યારિ, ઉપરિ પલ ઇગવીસ વિચાર ।
ઘડી ચ્યારિ પલ સતર વીસ, પલ તેર ચઉઘડીઉ ઇગવીસ ॥૯॥

પલ નવ ઘડી ચ્યારિ બાવીસ, પલ પંચ ઘડી ચઉ પદ ત્રેવીસ ।
પગ ચઉવીસે મન ધારી, પલ ઇક સહિત ઘડી તે ચ્યારી ॥૧૦॥

ઘટી ત્રિણુ નઇ પલ અડવીસ, સિર છાયા જવ પગ પણુવીસ ।
પલ પણુવીસ ઘડી તે ત્રીન, પગ છવીસે જાણે મન ॥૧૧॥

સતાવીસે પાય જવ હોઇ, ઘડી તીન પલ તીસ નઈં હોય ।
અઠાવીસ પગે ઘડી તીન, પલ ઉગણીસ ઉપરિ તું મન ॥૧૨॥

ઘડી તિણિ પલ વીસ જપાય, ઉગણુતીસ કાય હુઇ છાય ।
તેર પલ ઘડી તિન પય તીસ, એ નિર્ધાર વીસા છઇ વીસ ॥૧૩॥

પલ ઈગ્યાર ઘડી ત્રિણુ સાર, પગ ઇગતીસે છઇ નિર્ધાર ।
ત્રિણુ ઘડી પગ ઉપરિ પલ સાત, પગ બત્રીસે જાણે વાત ॥૧૪॥

પગ છત્તીસે બોલીઉં એમ, ઘડી દોઈ પલ સગતીસ સીમ ।
પગ સગતીસે પલ પણુતીસ, સહિત ઘડી દોઈ ચડીઉ દીસ ॥૧૫॥
પગ અડતીસે પલ તેતીસ, ઉગણચ્યાલ પગે પલ તીસ ।
ઓગણતીસ ચ્યાલીસિ કવે, ત્રિહું ઠામિ દોય ઘડી ચિંતવે ॥૧૬॥
પચ પણુયાલી ઘડી દોઇ કહી, ઉપરી પલ સતાવીસ સહી ।
પગ બાયાલી ઘડી દોઈ જોઈ, પંચવીસ ફલ ઉપરિ હોઇ ॥૧૭॥
ઇણિ પરિ બોલ્લ દિનપ્રમાણ, એહવું જ્યોતિષ માંહિ ઠાણ ।
શ્રી ગુરુ હેમવિમલસુરીસ પભણઇ સોમવિમલ તસ સિસ ॥૧૮॥

દુહા

દિન પ્રમાણ જાણી કરી, લગન માંન મનિ આણિ ।
ઘડી તીન પણિયાલ પલ, મેષ લગનઈ નર જાણિ ॥૧૯॥
ઘટી ચ્યાર નઈ સોલ પલ, વૃષ લગન તે હોઇ ।
ઘડી પંચ પલ પંચ સિઉં, મિથુન લગને નર હોઈ ॥૨૦॥
ઘડી પંચ ઇગયાલ પલ, કર્ક લગ્ન સુવિચાર ।
સિંહ લગનિ ઘટી પંચ પલ, બાયાલીસિઉં સાર ॥૨૧॥
ઘડી પંચ ઈગતીસ ફલ, કન્યા લહુ મનિ ।
તુલ લગનિઇં બયાલ પલ. ઘટી પંચસિઉં મનિ ॥૨૨॥
અઠમિ વર બાયાલ પલ, ઘટીકા ઉપરિ પંચ ।
પંચ ઘડીઇ જાણીઈ, પલ બાયાલે સંચ ॥૨૩॥
પંચ ઘડી નઇ પંચ પલ, મકર લગનિ પમાન ।
ચ્યાર ઘડી નઇ સોલ પલ, કુંભ લગનીઈ ઇમ જાણિ ॥૨૪॥
મીન મેષ પરિમાન જ્યો, ભાંખિઉં જ્યોતિષમાંહિ ।
લગનમાન ઇણિપરિ ભણઇ, સોમવિમલ ઉચ્છાંહિ ॥૨૫॥

॥ ઇતિ લગનમાન સંપૂર્ણ ॥

સંવત ૧૮૪૮ વર્ષે જ્યેષ્ઠ સુદિ ૧૩ દિને લિખીતં ॥ શી ઘનોઘબિંદરે। મુ રૂપચંદ વાચનાર્થં ॥

આ લગ્નમાન પૂજ્યપાદ મુનિરાજ શ્રી મુક્તિવિજયજી ગણિના ભંડાર (છાણી)ની પ્રતિ પરથી ઉતારી આપવામાં આવ્યું છે.

## આ અંક

પ્રેસની અનિવાર્ય મુશ્કેલીના કારણે આ અંક બહુ વિલંબથી પ્રગટ થાય છે તે માટે અમે ક્ષમા માગીએ છીએ. હવે પછી માસિક વખતસર પ્રગટ થતું રહેશે.

વ્યo

# શીસોદીયા ઓસવાલ સંબંધી વિશેષ જ્ઞાતવ્ય

## [ ગતાંકમાં છપાયેલ લેખના અનુસંધાનમાં ]

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી (ત્રિપુટી)

**સાંડેરગચ્છની પટ્ટાવલી**—મારવાડના સાંડેરાવ ગામથી આ ગચ્છ નીકળ્યો છે, જેમાં અનેક પ્રાભાવિક આચાર્યો થયા છે.

(૧) ઇશ્વરસૂરિ—તેમને મુડારાની બદરી દેવી પ્રત્યક્ષ હતી.

(૨) આ. યશોભદ્રસૂરિ—તેમનો જન્મ સં. ૯૫૭ માં અને સ્વર્ગવાસ સં. ૧૦૨૯ કે ૧૦૩૯ માં થયો છે. પિલાઈ ગામમાં વ્ય. પુણ્યસારની પત્ની ગુણસુંદરીની કુખે તેઓ જન્મ્યા. તેમની દીક્ષા ૬ વર્ષની ઉમરે થઇ હતી. તેમને બદરી દેવી પ્રત્યક્ષ હતી. તેઓ મુડારામાં આચાર્ય થયા, ત્યારથી તેમણે જાવજ્જીવ સુધી ૬ વિગઇનો ત્યાગ કર્યો હતો, અને નિરંતર માત્ર આઠ કોળિયાથી આંબેલ કર્યા હતાં. તેમને મંત્રતંત્ર અનેક વિદ્યાઓ સિદ્ધ હતી. તેમને મારવા કેશવ યોગીએ ઘણા પ્રયત્નો કર્યા, જે સર્વે નિષ્ફળ ગયા. તેઓએ વિદ્યાબળથી વલભીનગર કે ખેડબ્રહ્માથી ઋષભદેવ ભગવાનનો પ્રાસાદ લાવી એક જ રાતમાં નાડલાઇમાં સ્થાપિત કર્યો છે, જે આજે પણ વિદ્યમાન છે.

(૩) આ૦ શાલિસૂરિ—તેઓ ચૌહાણ વંશના હતા. બદરી દેવી તેમને સહાય હતી.

(૪) સુમતિસૂરિ, (૫) શાંતિસૂરિ, (૬) ઇશ્વરસૂરિ, (૭) શાલિસૂરિ, સં. ૧૧૮૧ (૮) સુમતિસૂરિ, (૯) શાંતિસૂરિ, (૧૦) ઇશ્વરસૂરિ—તેમણે જીવવિચારવિવરણ વગેરે અનેક ગ્રંથો બનાવ્યા છે, તથા સં. ૧૫૯૭ વૈ. શુ. ૬ શુક્રવારે પુનર્વસુનક્ષત્રમાં નાડલાઇમાં સાયર જિનવસતિમાં ભ. શ્રી ઋષભદેવની પ્રતિષ્ઠા કરી છે.

આ. યશોભદ્રસૂરિના બીજા શિષ્ય આ. બલિભદ્રસૂરિ યાને વાસુદેવસૂરિથી હસ્તિકુંડી-ગચ્છ શરૂ થયો છે, જેમાં અનુક્રમે વાસુદેવસૂરિ, પૂર્ણચંદ્રસૂરિ, દેવસૂરિ અને બલિભદ્રસૂરિ એ ચાર નામના આચાર્યો થતા હતા.

આ. યશોભદ્રસૂરિના ત્રીજા શિષ્ય મોટા ઋષિ મોટા તપસ્વી થયા છે, જેમનું નામ ભીમ ઋષિ છે. તેમને કૃષ્ણઋષિ નામના શિષ્ય હતા. (શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ સંશોધિત ઐ૦ રા. ભા. બીજો.) આ ગચ્છનો પ્રાદુર્ભાવ સાંડેરાવ ગામથી થયેલ છે.

મ્હેસાણાથી પાટણ તેમ જ કંબોઇતીર્થ જતી રેલ્વે લાઇનમાં મણુંદ સ્ટેશન આવે છે. તેનાથી દોઢ માઇલ દૂર સંડેર ગામ છે. આ ગામ પ્રાચીન છે. પણ તે સાંડેરક ગચ્છનું ઉત્પત્તિ સ્થાન નથી, કિન્તુ સાંડેર ગચ્છ સાથે તેનો કોઇ વિશિષ્ટ સંબંધ હશે એમ લાગે છે ગુર્જરેશ્વર ભીમદેવ સાંડેર ગચ્છના આ. બલિભદ્રસૂરિને બહુ માનતો હતો. એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. તો એવા સંયોગોમાં સાંડેર ગામ વસ્યું હોય તે સંભવિત છે.

સાંડેર ગચ્છમાં અનેક પ્રતિભાસંપન્ન આચાર્યો થયા છે. ×

## દરેકે વસાવવા યોગ્ય

### શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી
સમૃદ્ધ અંક : મૂલ્ય ૭ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન
ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી
સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

### શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના
જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી
અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

### કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દસમા,
અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર
છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

— લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ,
પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૪ : અંક ૫ ] અમદાવાદ : તા. ૧૫-૨-૪૯ : [ ક્રમાંક : ૧૬૧

## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# શ્રીસારવિરચિત પાર્શ્વનાથ–સ્તોત્ર

સં. પૂજ્ય મુનિમહારાજ શ્રી રમણિકવિજયજી

શ્રીપાર્શ્વનાથાય નમ:

પરતા પૂરણ પ્રમીયઈ, અરિગંજણ અરિહંત ।
સાચઉ સાહિબ તૂ સહી, ભયભંજન ભગવંત ॥ ૧ ॥

વામાનંદન વંદીયઈ, હઉફતિ નઉ દાતાર ।
કીડીથી કુંજર કરઈ, સેવકનઈ આધાર ॥ ૨ ॥

શ્રી ફલવધીંપુરધણી, એકલમલ્લ અબીહ ।
ભાવઠિ ભયગજ ભંજિવા, તૂં સાહૂલો સીહ ॥ ૩ ॥

પાઈકમલ તુજ પ્રણમતાં, અધિક વધઈ આનંદ ।
દાદો મોટો દેવતાં, વંદઇ સુનનર વૃન્દ ॥ ૪ ॥

પદ્ધડી છંદ

કિ તૂં તુંજ વંદઇ નરના વૃંન્દ, કિ તૂં તુઝ સેવા સારઇ ઈંદ ।
કિ તૂ તૂં અધિકો થઈ આણંદ, કિ તૂં તૂં દૂરિ ગમાડઈ દંદ ॥૫॥

કિ તૂં તૂં હિયઇ અપૂત્યાં પૂત, કિ તૂં તૂં સાધઈ સઘલા સૂત ।
કિ તૂ તૂં આણુંઈ મહીયલિ મેહ, કિ તૂં તૂં નવલ વધારઇ નેહ ॥૬॥

કિ તૂં તૂં દૂરિ હરઇ દાલિદ્ર, કિ તૂં તૂં રોગ ગમાડઇ રદ ।
કિ તૂ તૂં સેવકનઇ સાધાર, કિ તૂં તૂં અકવડિયા આધાર ॥૭॥

કિ તૂં તૂં ભાજઇ ભાવઠિ ભૂખ, કિ તૂં તૂં દાટઈ સઘલા દુઃખ ।
કિ તૂં તૂં પુરઈ આસ અનેક, કિ તૂં તૂં વાંધ્યાં વધઇ વિવેક ॥૮॥

કિ તૂં તુઝ નમતાં નવનિધિ હોઇ, કિ તૂ તૂં આસ કરઇ સ કોઈ ।
કિ તૂં તૂં કુસલ કરઈ કલ્યાણ, કિ તૂં તૂં ફઉલતિ થઈ દીવાણ ॥૯॥

કિ તૂં તુજ મેરસમો ભમ મલ્લ, કિ તૂં તુઝ લોક કહઇ ધન્નધન્ન ।
કિ તૂં તૂં વારદ જેમ વરન્ન, કિ તૂં તૂં આપઈ પરઘલ અન્ન ॥૧૦॥

કિ તૂં તૂ રાકાંનઈ કરઈ રાઓ, કિ તૂં તૂ સેવ્યાં થઇ સિરપાઉ ।
કિ તૂ તૂં જોડઈ ભોગ સંજોગ, કિ તૂં તૂં સરવ અસાડઇ સોગ ॥૧૧॥

કિ તૂં તૂં સમથંઉ કરઈ સુગાલ, કિ તૂં તૂં પિશુન કરઈ પઇમાલ ।
કિ તૂ તૂં ચિંત કરઈ ચકચૂર, કિ તૂં તૂં વિઘન વિડારઇ દૂરિ ॥૧૨॥

કિ તૂ તૂં આપઇ અવિરલ વાણ, કિ તૂં તુઝ આછાએ અહિનાણ ।
કિતૂ તૂં સઝલે હી સિરદાર, કિ તૂં તુઝ કોઇ ન લોપઈ કાર ॥૧૩॥

[ અનુસંધાન ટાઇટલ પાના ત્રીજા ઉપર

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ५ | માહ વદિ ૨ : મંગળવાર : ૧૫ મી ફેબ્રુઆરી | १६१ |


## મુનિ શ્રીરંગવિજયજીવિરચિત
## શ્રીગોડીપાર્શ્વનાથ–સ્તવન

સં૦–સ્વર્ગસ્થ પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

વઢિયાર દેશમાં રાધનપુરની નજીકમાં મોરવાડ ગામમાં શ્રી ગોડીપાર્શ્વનાથની યાત્રાએ સંવત ૧૮૫૨માં એક સંઘ ગયેલ, તેનું સ્તવન મુનિ શ્રી રંગવિજયજીએ બનાવેલું અહીં આપવામાં આવે છે. આ સ્તવન પાટણમાં વાગોળ પાડાના ભોજક પંડિત શ્રી અમૃતલાલ મોહનલાલના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહમાંથી મળ્યું છે.

[ પંચમી તપ પ્રેમે કરો રે આતમા–એ દેશી ]

શ્રીગુરુ ચરણ–કમલ નમી રે, ગાસું જગગુરુ રંગે લાલ;
દૂર રહ્યા નવી વીસરે રે, સુખ હોઈ સાહિબ સંગે લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૧

શ્રીગોડી પ્રભુ વંદીયે રે, ત્રેવીસમા જિનરાજો લાલ;
વાંમા ઉર સર હંસલો રે, અશ્વસેનકુલે દિનરાજો લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૨

સુંદર સુરત તાહરી રે, જેહવો પુનમ ચંદો લાલ;
તાપ હરે ત્રિહું લોકનાં રે, તિણે ભવિ ભાવસુ વંદો લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૩

શ્રીતપગચ્છ મહારાજજી રે, પ્રભુ દરિસણ સુખસંગી લાલ;
વિજયજિણંદ સૂરીરાયજી રે, આતિમ અનુભવરંગી લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૪

શ્રીગુરુના ઉપદેશથી રે, સંઘ સહીત પ્રભુ ભેટે લાલ;
સંઘવી શ્રી પ્રેમચંદજી, અસુભ કર્મ સવિ મેટે લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૫

રૂદયરામ બહુ રંગથી રે, સંઘનાં જતન કરાવે લાલ;
દેશ દેશના સંઘને રે, મારવાડે લેઈ આવે લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૬

પધરાવ્યા બહુ પ્રેમથી રે, વરખડીએ પ્રભુ પાસો લાલ;
આસ ફલી સહુ સંઘની રે, પામ્યા પરમ ઉલ્લાસો લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૭

સંવત્ અઢારસે બાવને રે, ચૈત્ર વદી સુભ બીજે લાલ;
રવીવારે પ્રભુ પાસની રે, જાત્રા કરી મન રીઝે લાલ,
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૮

જિનજી દરિસણ તાહરું રે, દૂરલભ છે જગમાંહિ લાલ;
તે મુઝ તુઝ કરુણા થકી રે, લહી પામ્યો ઉછાંહી લલા.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૯

ઈણી પરે જે જિનરાજની રે, ભક્તિ કરે સુચી ભાવે લાલ;
રંગવિજય જિનધ્યાનથી રે, અવિચલ પદ ભવી પાવે લાલ.
શ્રીગોડી પ્રભુ વંદીયે રે. ૧૦

॥ ઇતિ શ્રી ગોડી સ્તવન ॥

સંવત ૧૮૫૪ વર્ષે શ્રાવણ સુદિ ૧૩ દિને લખેલું તે પરથી આ સ્તવન જિનગુણ ગાયક (ભોજક) મોહનલાલ ગિરધરલાલ પાસે લખાવી અહીં આપ્યું છે.

[ સ્વર્ગસ્થ પૂ. જયંતવિજયજી મહારાજે સંપાદિત કરેલ કેટલાંક સ્તવનો વગેરે અમારી પાસે છે તેમાંથી સમયે સમયે એકાદ કૃતિ આપતા રહીશું. તંત્રી. ]

# ‘ભાસ’ તરીકે નિર્દેશાયલી કૃતિઓ

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

જૈન સાહિત્ય જેમ વિષયોની વિવિધતા માટે સુવિખ્યાત છે તેમ એ જે ભાષાઓમાં ગુંથાયેલું છે તેની પણ વિવિધતા માટે સુપ્રસિદ્ધ છે. ગુજરાતી ભાષામાં રચાયેલા સાહિત્યના સર્જન, સંવર્ધન અને સંરક્ષણમાં જૈનોનો ફાળો જેવો તેવો નથી. બલ્કે શરૂઆતની કૃતિઓ તો પ્રાયઃ જૈનોની જ છે. વિશેષમાં ‘ફાગુ’ તરીકે નિર્દેશાયેલી [1]કૃતિ-

૧ જૈન સત્ય પ્રકાશ નામના માસિક (વ. ૧૧, અં. ૬)માં આપણાં ‘ફાગુ’ કાવ્યો નામનો મારો લેખ પ્રસિદ્ધ થયો. એને અનુલક્ષીને લખાયેલા પાંચ લેખો આ માસિકમાં છપાયા છે. જુઓ વ. ૧૧, અં. ૭; વ. ૧૧, અં. ૮–૯; વ. ૧૧, અં. ૧૦–૧૧; વ. ૧૧, અં. ૧૨; તેમજ વ. ૧૨, અં. ૫–૬.

ઓમાંની પણ ઘણી ખરી જૈનોને હાથે રચાયેલી છે. જૈનોએ [૨]વિવાહલઉ, [૩]શલોકા, [૪]સંવાદ, [૫]ચર્ચરી, [૬]હોરી, [૭]વેલિ, ઇત્યાદિ રૂપે ઓળખાતી કૃતિઓ પણ રચી છે. અહીં હું જે જૈન કૃતિઓનો ‘ ભાસ ’ તરીકે નિર્દેશ જોવાય છે તેની કેટલીક કૃતિઓ નોંધું છું અને એની પૂરવણીનું કાર્ય આ વિષયના રસિક નિષ્ણાતોને માટે રહેવા દઉં છું, કેમકે મારી પાસે અત્યારે યથેષ્ટ સમય અને સાધન નથી.

મેં ‘ ફાગુ ’ વગેરે જાતની કૃતિઓની નોંધ તૈયાર કરવા માંડી એ સમયે મને ‘ ભાસ ’ તરીકે નિર્દેશાયેલી કૃતિઓ નોંધવાનું મન તો થયું હતું, પરંતુ એ દિશામાં આજે હું જે પ્રયાણ કરું છું તે “ જૈન સત્ય પ્રકાશ ” ( વ. ૧૩, અં. ૭–૮ )માં વિજયયતીન્દ્રસૂરિજીના લેખને વિશેષતઃ આભારી છે. એમણે આ લેખમાં આઠ ભાસની નીચે મુજબ નોંધ લીધી છે–

| | | |
|---|---|---|
| (૧) ચન્દ્રબાહુજિનભાસ | પત્ર | ૫ |
| (૪) ચોવીસ તીર્થંકરભાસ | ,, | ૭, કર્તા સેવક, લેખક શાહ સુપ્પલ |
| (૩) થાવચ્ચાકુમારભાસ | ,, | ૨૮, લિપિકાલ (?) વિ. સં. ૧૬૫૫ કર્તા (?) વિમલપ્રભસૂરિના શિષ્ય. |
| (૪) ધન્યવિલાસભાસ | ,, | ૨૨, કર્તા શાહજી કલ્યાણ, વિ. સં. ૧૬૮૫, સચિત્ર. |
| (૫) ભવિય કુટુંબ ભાસ રાસ | ,, | ૪, લિપિકાળ વિ. સં. ૧૭૮૩. |
| (૬) મૃગાવતીભાસ | ,, | ૩ |
| (૭) લલિતાંગભાસ | ,, | ૪ |
| (૮) સુદર્શનભાસ | ,, | ૨, કર્તા સેવક. |

૨ જૈ. સ. પ્ર. ( વ. ૧૧, અં. ૧૦–૧૧ )માં મારો ‘ વિવાહલઉ ’ સાહિત્યનું રેખાદર્શન નામનો લેખ છપાયો છે. આના અનુસંધાનમાં એક લેખ લખાયો છે. જુઓ વ. ૧૨, અં. ૧.

૩ ‘ શલોકાનો સંચય ’ નામનો મારો લેખ જૈ. સ. પ્ર. ( વ. ૧૧, અં. ૧૨ ) માં છપાયો છે. ત્યારબાદ આને અંગે ચાર લેખો લખાયા છે. જુઓ વ. ૧૨, અં. ૭; વ. ૧૨, અં. ૯; વ. ૧૨, અં. ૧૨; તેમજ વ. ૧૩, અં. ૨.

૪ “ જૈન કવિયોંકી ‘ સંવાદ ’ સંજ્ઞક રચનાયેં ” નામનો લેખ જૈ. સ. પ્ર. ( વ. ૧૨, અં. ૧ )માં છપાયો છે.

૫ ચર્ચરી ( ચર્ચરિકા ) નામનો મારો લેખ જૈ. સ. પ્ર. ( વ. ૧૨, અં. ૫–૬ )માં છપાયો છે.

૬. બે ‘ હોરી ’ કાવ્યો જૈ. સ. પ્ર. ( વ. ૧૧, અં. ૬ )માં છપાયો છે.

૭ “ વેલિ અને વેલ ” એ નામના લેખમાં મેં આ નામે ઓળખાવાતી કૃતિઓની સામાન્ય રૂપરેખા આલેખી છે. આ લેખ “ જૈન ધર્મ પ્રકાશ ”માં ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે.

જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ નામની કૃતિની પાંચમી અનુક્રમણિકામાં ઉપર્યુક્ત આઠમાંથી એક કૃતિ નોંધાયેલી જણાતી નથી. જો આ કૃતિ પૈકી થાવચ્ચાકુમારભાસના કર્તા વિ. સં. ૧૫૦૧થી ૧૫૩૪ સુધીમાં વિવિધ કૃતિઓ રચનારા કવિ શ્રાવક દેપાલ ( દેપા ) હોય તો એ એક કૃતિ અહીં નોંધાયેલી ગણાય. જૈ. સા. સં. ઇ. ( પૃ. ૫૨૩ )માં આ કૃતિને સ્થુલિભદ્ર કક્કાવાળી, સ્થૂલિભદ્રફાગ, હરિયાળી અને સ્નાત્રપૂજા જેવી નાની કૃતિ ગણી છે.

જૈન ગુર્જર કવિઓ ( ભા. ૩, ખં. ૨ )માં પદ્યકૃતિઓની અનુક્રમણિકામાં નીચે મુજબના ભાસની નોંધ છેઃ—

(૧) આદિનાથ–ભાસ — જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૫૧૩ )
(૨) કાલકસૂરિ–ભાસ — એજન ( ભા. ૩, ખં. ૧, પૃ. ૪૫૯ )
(૩) ચોવીસ જિન–ભાસ — એજન ( ભા. ૩, ખં. ૨, ૧૧૨૬–૭ )
(૪) રતનશી ઋષિ–ભાસ — એજન ( ભા. ૩, ખં. ૨, પૃ. ૧૫૨૦ )
(૫) શત્રુંજય–ભાસ — એજન ( ભા. ૩, ખં ૧, પૃ. ૪૯૩ )

આમાંની બીજી અને ચોથી એ બે કૃતિને 'ઐતિહાસિક કૃતિ' તરીકે ઓળખાવાઈ છે.

" જૈન સત્ય પ્રકાશ " ( વ. ૧૩, અં. ૧૧ )માં ' આલોયણુ–ભાસ ' છપાયેલ છે.

આમ મેં જે અહીં કેટલીક કૃતિઓ ભાસ તરીકે નિર્દેશાયેલી નોંધી છે એની હવે હું આછી રૂપરેખા આલેખું છુંઃ—

## ( ૧ ) આદિનાથ–ભાસ

પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ( ભા. ૧, પૃ. ૧૬૬–૮ )માં આ કૃતિ પ્રસિદ્ધ થયેલી છે. એનો પ્રારંભિક ભાગ નીચે મુજબ છેઃ—

" સરસતિ સરસતિ દિઉ વયણાં
ગાઇસિ ગિરૂઆ ગુણ ' સેત્રુજિ ' તણા "

આમાં 'શત્રુંજય'ના સાત ઉદ્ધારનું વર્ણન છે. કર્મસિંહે ( કર્માશાહે ) સાતમો ઉદ્ધાર કરાવ્યાનો અહીં ઉલ્લેખ છે. કર્મસિંહે વિ. સં. ૧૫૮૭ના વૈશાખ વદિ પાંચમે પ્રતિષ્ઠા કરાવી એમ જે અહીં કહ્યું છે એ ઉપરથી આ કૃતિ એ સાલ પૂર્વેની નથી એમ અનુમાન થઈ શકે છે. સાતમા ઉદ્ધારને અંગે આ કૃતિના કર્તા લાવણ્યસમયે જે બહુ લાંબી પ્રશસ્તિ સંસ્કૃતમાં રચી છે તે સિદ્ધાચળ ઉપર સૌથી મોટા અને મુખ્ય મંદિરના પૂર્વ દ્વારની એક બાભલા ઉપર વિદ્યમાન છે ( જુઓ પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧, સંક્ષિપ્ત સારનું પૃ. ૪૩ ).

આ સમગ્ર ભાસ હું જોઈ ગયો, પણ એમાં કોઈ સ્થળે ' ભાસ ' શબ્દ લાવણ્યસમયે વાપર્યો નથી. તો પછી આને શા આધારે ' ભાસ ' તરીકે ઓળખાવાયેલ છે એ પ્રશ્ન ઉદ્ભવે છે.

## ( ૨ ) આલોયણ–ભાસ

આ આદીશ્વર-વિનંતિના તેમજ આદિનાથ-ભાસના કર્તા મુનિ લાવણ્યસમયની કૃતિ છે. એ એમણે 'કલોલ' તાલુકામાં આવેલા 'વામજ' ગામમાં વિ. સં.

૧૫૬૨માં રચી છે. આ કૃતિમાં તો કર્તાએ એને કોઈ સ્થળે 'ભાસ' તરીકે ઓળખાવેલ નથી, પરન્તુ આનું આવું એક નામ મળે છે. આમાં સીમન્ધર સ્વામીને ઉદ્દેશીને આલોચના (પા. આલોયણ)ને અંગે વિજ્ઞપ્તિ કરાઈ છે. આ ઉપરથી આના સીમંધર-વિનંતિ, સીમંધર-વિનંતિ-સ્તવન, સીમંધર-સ્વાધ્યાય, આલોયણ, આલોયણ-વિનંતિ, આલોયણ-વિનંતિ અને આલોયણ-સીમંધર-સ્તવન એમ વિવિધ નામો યોજાયાં હોય એમ લાગે છે. જૈ. ગૂ. ક. (ભા. ૧ પૃ. ૭૩) માં 'આલોયણ-વિનતિ' નામથી આ કૃતિ નોંધાઈ છે. આ કૃતિમાં ૪૭થી માંડીને ૫૬ સુધીની ગાથાઓ છે એમ જુદી જુદી હાથપોથીઓ જોતાં જણાય છે.[૮] આમાં આઠ પ્રકારના ચંદરવાનો ઉલ્લેખ છે.

### (૩) કાલકસૂરિ-ભાસ

'પીંપલ' ગચ્છના ગુણરત્નસૂરિના શિષ્ય આણંદમેરુની આ કૃતિ છે. એમણે આમાં કાલકસૂરિ (કાલકાચાર્ય)નો વૃત્તાન્ત આપ્યો છે. આની રચના વિ. સં. ૧૫૧૩ની આસપાસમાં થઈ છે, કેમકે ગુણરત્નસૂરિનો વિ. સં. ૧૫૧૪નો પ્રતિમાલેખ મળે છે. આ કૃતિની શરૂઆતની પંક્તિ નીચે મુજબ છે:—

"અંબિકા પાય પ્રણમેસો, કાલિકકવિત કરેસો
'ધારાવાસ' નયર નિરૂપમ, તીહં પુર કણ દીની ઉપમ."

આ આણંદમેરુએ કલ્પસૂત્રવ્યાખ્યાન રચ્યું છે.

### (૪) ચન્દ્રબાહુજિન-ભાસ

વિજયયતીન્દ્રસૂરિજીએ આની નોંધ લીધી છે. એમણે એવો ઉલ્લેખ કર્યો છે કે આ ભાસની તેમજ અન્ય સાત ભાસની હાથપોથી 'થિરાપદ્ર' ગચ્છના જ્ઞાનભંડારમાં છે. 'ચન્દ્રબાહુજિન-ભાસ' એ નામ વિચારતાં એમ ભાસે છે કે એમાં ચન્દ્રબાહુ નામના તીર્થંકર વિષે હકીકત હશે. જો એમ જ હોય તો આ નામના તીર્થંકર તે 'વીસ વિરહમાણ જિનેશ્વર' પૈકી એક છે.

આ ભાસ કોઈ સ્થળે પ્રકાશિત થયેલ હોય તો તેની મને ખબર નથી.

### (૫) ચોવિસ જિન-ભાસ

આ કૃતિનું નામ જ કહી આપે છે કે એમાં ચોવીસ તીર્થંકરોને-ઋષભદેવથી માંડીને મહાવીરસ્વામી સુધીના ચોવીસ જિનેશ્વરોને-લગતી હકીકત હોવી જોઈએ, અને વસ્તુસ્થિતિ પણ એમ જ છે એમ એનો શરૂઆતનો તેમજ અંતનો ભાગ જે જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૧૨૬-૭) માં અપાયેલ છે તે જોતાં જણાય છે. શરૂઆતની પંક્તિ નીચે મુજબ છે:—

"તું મુઝ સાહિબ હું તુઝ બંદા, અપર પરંપર પરમાનંદા,
હો નિર્જિત મોહમનોભવફંદા, ભવિજનમનકૈરવકા ચંદા હો"

૮. આ કૃતિ હમણાં જ જૈ. સ. પ્ર. (વ. ૧૩, અં. ૧૧)માં પ્રસિદ્ધ થઈ છે. એમાં એનો સાર, ક્ષેપક ગાથાઓ અને કઠિન શબ્દો અપાયા છે. બે ક્ષેપક ગાથામાં સાત પ્રકારનાં મળણાંની વિગત છે.

અંતિમ પંક્તિ નીચે પ્રમાણે છે:—

"**વિનયશીલ** કહે સકલ સંઘને, વીર જિણંદ સહાઈ રે"

અહીં તેમજ ઋષભદેવને અંગેની પહેલી ઢાલમાં **વિનયશીલ** નામ છે. વિ. સં. ૧૭૦૧માં આ મુનિ વિદ્યમાન હતા એમણે ૪૫ કડીનું **સહસ્રફણા પાર્શ્વજિન-સ્તવન** રચ્યું છે. એમાં એમણે પોતાને **ગુણશીલ**ના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે.

ચોવીસ જિન-ભાસની એક હાથપોથી વિ. સં. ૧૭૫૮થી ૧૭૬૨ના ગાળામાં લખાઈ છે. આ કૃતિ પ્રસિદ્ધ થઇ હોય એમ જણાતું નથી.

## (૬) ચોવીસ તીર્થંકર-ભાસ

આનો અને ઉપર્યુક્ત પાંચમી કૃતિનો વિષય એક જ છે, પણ આના કર્તાનું નામ **સેવક** છે. અંચલ-વિધિ ગચ્છના ગુણનિધાનસૂરિના શિષ્યનું નામ સેવક છે. એમણે વિ. સં. ૧૫૯૦માં **આદિનાથદેવરાસ-ધવલ** અને એ અરસામાં **ઋષભદેવવિવાહલુ-ધવલબંધ** રચેલ છે. **સીમંધરસ્વામિશોભાતરંગ** અને **આર્દ્રકુમાર વિવાહલઉ** પણ એમની કૃતિ છે.

## (૭) થાવચ્ચા કુમાર-ભાસ

વિજયયતીન્દ્રસૂરિજીએ જે ભાસોની નોંધ લીધી છે તેમાં આ સૌથી મોટી કૃતિ છે. એમાં **થાવચ્ચા** (સ્થાપત્યા)ના પુત્રનો અધિકાર છે. આ **થાવચ્ચાકુમાર** સંબંધી કેટલીક હકીકત **નાયાધમ્મકહા** (સુય. ૧, અ. ૫)માં અપાઈ છે. **થાવચ્ચાકુમારભાસ** વિ. સં. ૧૬૫૫ કરતાં અર્વાચીન નથી. વિમલપ્રભસૂરિના શિષ્યે આ કૃતિ રચી છે કે લખી છે તે જાણવું બાકી રહે છે

## (૮) ધન્યવિલાસ-ભાસ

**શાહજી કલ્યાણે** વિ. સં. ૧૬૮૫માં રચેલી આ કૃતિ પણ ઉપલી કૃતિના જેવી લગભગ મોટી છે. એમાં 'ધન્ય'નો અધિકાર હશે અને એ ધન્ય તે શાલિભદ્રના બનેવી થતા હશે એમ નામ વિચારતાં સ્ફુરે છે. ચોક્કસ હકીકત માટે તો આ કૃતિ તપાસાવી જોઈએ.

જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૧૦૨૭)માં વિ. સં. ૧૬૮૫માં કલ્યાણે રચેલા **ધન્યવિલાસરાસ**નો ઉલ્લેખ છે એટલું જ નહિ પણ એની અંતિમ પંક્તિ અપાઈ છે. આ જોતાં **ધન્યવિલાસભાસ** તે જ **ધન્યવિલાસરાસ** તો નહિ હોય એવો પ્રશ્ન સ્ફુરે છે.

## (૯) ભવિયકુટુંબભાસરાસ

આ નામમાં 'ભાસ' અને 'રાસ' એમ બંને શબ્દો છે તો શું આ 'ભાસ' પણ છે અને 'રાસ' પણ છે કે કેવળ 'રાસ' છે? વિ. સં. ૧૭૮૩ કરતાં આ કૃતિ અર્વાચીન નથી.

## (૧૦) મૃગાવતી-ભાસ

આ એક નાનકડી કૃતિ છે. એમાં મૃગાવતીનો અધિકાર છે. ચંદના[૯] (ચંદનબાળા)ની શિષ્યા મૃગાવતી વિષે આવસ્સયચુણ્ણિ (ભા ૧, પત્ર ૮૭-૯૧) માં ગુણચન્દ્રસૂરિકૃત **મહાવીરચરિય** (પત્ર ૨૭૫; ગા. ૭-૧૮) માં તેમજ **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** (પર્વ ૧૦, સર્ગ ૮, શ્લો. ૩૩૧-૩૪૬) માં અધિકાર આવે છે. શું આ મૃગાવતી અહીં અભિપ્રેત છે?

---

૯ એમનું વૃત્તાન્ત **આવસ્સયચુણ્ણિ** (ભા. ૧, પત્ર ૩૧૮-૩૨૦) માં છે.

## (૧૧) રતનસીઋષિ-ભાસ

આ ઐતિહાસિક કૃતિની પ્રારંભિક પંક્તિ નીચે પ્રમાણે છે:—

"શ્રીનેમીસર જિન નમી, પ્રણમી શ્રી ગુરુરાય;
ગુણ રતનસી ગાઇય, મતિ દઉ સરસતિ માય."

આમ અહીં સૂચવાયા મુજબ આમાં રતનસી ઋષિનાં ગુણગાન છે. એના કર્તાનું નામ ગોધો (ગોવર્ધન) અપાયું છે. જુઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૫૨૦). આમાં એકંદર ૬૮ ગાથા છે અને એ વિક્રમની અઢારમી સદીની કૃતિ છે.

## (૧૨) લલિતાંગ-ભાસ

આ એક નાની સરખી કૃતિ છે. પાર્શ્વનાથના એક ભવમાં એમનું નામ 'લલિતાંગ-કુમાર' હતું અને એમને સજ્જન નામનો અનુચર હતો. આ લલિતાંગકુમારને અંગે વિ. સં. ૧૭૬૧માં જ્ઞાનવિજયે લલિતાંગ-રાસ રચ્યો છે તેમ શું આ ભાસમાં પણ આ જ લલિતાંગકુમારનો અધિકાર છે?

## (૧૩) શત્રુંજય-ભાસ

જૈ. ગુ. ક (ભા. ૩, ખં. ૧, પૃ. ૪૯૩)માં આની પહેલી અને અગિયારમી કડી અપાઈ છે. ૧૧મી કડીમાં આના કર્તાનું નામ શાન્તિસૂરિ જોવાય છે. આની એક હાથ-પોથી વિ. સં. ૧૫૩૫માં લખાયેલી છે. આ તેમ જ આ વર્ષમાં લખાયેલી બીજી પણ કેટલીક કૃતિઓ "જૈન યુગ" (પુ. ૫, પૃ. ૪૭૩-૭)માં "સં. ૧૫૩૫માં લખાયેલાં પ્રાચીન કાવ્યો" એ નામથી પ્રસિદ્ધ કરાઈ છે. આજે આ "જૈન યુગ" મળવું મુશ્કેલ છે તો આ પ્રાચીન કાવ્યો ફરીથી છપાવવાં ઘટે. શત્રુંજય-ભાસમાં 'શત્રુંજય' ગિરિનો અધિકાર છે.

## (૧૪) સુદર્શન-ભાસ

આ નાનકડી કૃતિના કર્તાનું નામ સેવક છે. ચોવીસ તીર્થંકર-ભાસના કર્તાનું પણ આ જ નામ છે. વળી ગુણનિધાનસૂરિના શિષ્યનું પણ આ જ નામ છે. તો શું આ ત્રણે એક છે? સુદર્શન શ્રેષ્ઠીની વાત આ કૃતિમાં આવતી હશે એમ આ કૃતિનું નામ જોતાં ભાસે છે.

આ પ્રમાણે પદ્યમાં રચાયેલ ચૌદ 'ભાસ'ના વિહંગાવલોકન રૂપે આ લેખ લખતાં મને નીચે મુજબ પ્રશ્નો સ્ફુર્યા છે:—

(૧) અમુક પદ્યાત્મક કૃતિને 'ભાસ' કહેવાનું કોઈ ખાસ કારણ છે? અને હોય તો એ શું છે?

(૨) ભાસની એકંદર સંખ્યા કેટલી છે?

(૩) 'ભાસ' તરીકે ઓળખાવાતી કઈ કઈ કૃતિ ક્યાં અને ક્યારે છપાઈ છે?

(૪) પ્રાચીનમાં પ્રાચીન 'ભાસ' તરીકેની કૃતિ કઈ?

(૫) વિક્રમની સોળમી સદી પહેલાં કોઈ ભાસ રચાયેલ છે?

(૬) કોઈ અજૈન કવિએ 'ભાસ' તરીકે ઓળખાવાય એવી કૃતિ રચી છે અને હોય તો તે કઈ છે અને એ કેટલી પ્રાચીન છે?

ગોપીપુરા, સુરત. તા. ૧૬-૮-૪૮

# ઉપનિષદ્ અને સ્યાદ્વાદ

સં૦—પૂજ્ય મુનિમહારાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)

જગતમાં અનેક પ્રકારની વસ્તુઓ છે અને પ્રત્યેક વસ્તુ અનેકવિધ કાર્યો સાથે નિયુક્ત હોય છે. તે વસ્તુનો ક્યારે કયા કાર્ય માટે ઉપયોગ કરાશે તે કંઈ કહી શકાય નહીં, પણ તે પદાર્થ-વસ્તુની જ્યારે જેટલા અંશ પૂરતી ઉપયોગિતા દેખાય છે ત્યારે તેટલા અંશ પૂરતી તેની મદદ લેવાય છે. અર્થાત્ એક પદાર્થમાં અનેક ગુણધર્મો હોવા છતાં હરકોઈ એક શક્તિધર્મની મુખ્યતા અને બીજા શક્તિધર્મની ગૌણતા સ્વીકારાય છે. પણ અત્યંત વિશેષ લક્ષ્ય ખેંચે એવી બાબત તો એ જ છે કે એક જ વસ્તુમાં એક જ સાથે બે વિરોધી ગુણો પણ રહી શકે છે. જે ગુણો નિરપેક્ષપણે સ્વતંત્ર છે—અવ્યક્ત છે, પણ નિમિત્ત મળવા માત્રથી એક મુખ્ય બને છે અને એક ગૌણ રહે છે.

માની લ્યો કે ચંદ્ર એ પ્રકાશી પદાર્થ છે. હવે કોઈ પ્રશ્ન કરે કે આ ચંદ્રનો પ્રકાશ કેવો છે? આ વખતે જો પૂર્ણિમાની મધ્યરાત્રિ હોય તો ઉત્તર મળશે કે જગતને આહ્લાદજનક છે અને અષ્ટમીનો દિવસ હશે તો ઉત્તર મળશે કે ધૂસર-ફિક્કો છે.

આ પ્રશ્ન વખતે જો સૂર્યનો પ્રકાશ હશે તો ઉત્તર મળશે કે ચંદ્રનો પ્રકાશ નિઃસ્તેજ છે અને તારાગણનો પ્રકાશ હશે તો ઉત્તર મળશે કે તારાપતિ નામને શોભાવે તેવો છે.

આ દરેક પ્રસંગે ચંદ્રનો પ્રકાશ તો તેનો તે જ છે, પણ નિમિત્ત માત્રથી આપણને આકર્ષકતા, ફીકાશ, નિસ્તેજતા અને સુંદરતાનો ખ્યાલ કરાવે છે.

આ જ પ્રમાણે દરેક પદાર્થો અનેકવિધ સહકારી ધર્મોની ખાણરૂપ છે તેમ જ અનેક વિરોધી ધર્મોનું પણ મધ્યબિંદુ છે.

આ અપેક્ષાજન્ય ધર્મોને કેન્દ્રિત કરનાર તાત્ત્વિક વિજ્ઞાનનું નામ **અપેક્ષાવાદ, અનેકાંત કે સ્યાદ્વાદ છે.**

સ્યાદ્વાદની અવિકલતામાં સાત નય, સપ્તભંગી, ચાર નિક્ષેપ અને બે પ્રમાણનો સમાવેશ થાય છે.

સ્યાદ્વાદ એ હયાતી ધરાવનાર દરેક પદાર્થોને અપેક્ષાના બળે અવિનાશી પણ સ્થાપી શકે છે તેમ નહીવત્ જેવી સ્થિતિમાં પણ લાવી મૂકે છે.

અમુક પદાર્થધર્મ 'છે, છે અને છે' કહેવું જેટલું સુલભ છે તેટલું જ 'નથી, નથી અને નથી' એમ કહેવું એ પણ પૂર્વાપરની વિવક્ષાથી સ્યાદ્વાદના વિજ્ઞાનમાં સહેલું છે એટલે સ્યાદ્વાદ સામસામી કક્ષામાં રહેલ 'અસ્તિ' 'નાસ્તિ' છે. 'નથી' જેવા પ્રચંડ વિરોધી તત્ત્વને પણ નય- સપ્તભંગીથી યુક્તિપુરઃસર એકત્રિત કરી શકાય. આ વાતમાં કેટલું સત્ય છે તે તારવવું હોય તો આપણે હરકોઈ વસ્તુનો વિચાર કરી શકીશું. પ્રત્યેક વસ્તુ એકવાર એક સ્વરૂપમાં દેખાય છે અને કાલાંતરે કંઈક વિકૃતરૂપે પણ તે જ સ્વરૂપમાં

દેખાય છે. આપણે પણ તે વસ્તુને પરિચિત તરીકે ઓળખીએ છીએ અને જેટલા અંશે વિકાર થયો છે તેટલા પૂરતો તેનો ફેરફાર પણ સ્વીકારી છીએ. જેમ કે એક વ્યક્તિને આપણે પંદર વર્ષ પહેલાં જોઈ હતી અને પાછી અત્યારે જોઈએ છીએ. જો કે તેના ઉંચાઇ, શરીર અને વર્ણ વગેરેમાં ઘણો તફાવત છે છતાં તે અમુક છે એમ તેને કહી શકીએ છીએ. બીજી રીતે તે વ્યક્તિ મનુષ્યપણે છે અને મનુષ્યવ્યતિરિક્તપણે નથી એમ પણ એક સાથે એકીસાથે 'છે' 'નથી' ના શબ્દસંકેતો કહી શકીએ છીએ. અથવા માની લ્યો કે એક દહીંની મટકી છે. એક ભાઈ હાથમાં તેનું દહીં લઈને પૂછે કે આને દુધ કહેવાય? તો ઉત્તર આપનાર તેના પરંપરાગત અવિનાશી તત્ત્વને મુખ્ય રાખી કહી શકશે કે 'તે સંસ્કારિત ઘાસ છે,' 'તે વિકૃત દુધ છે.' અને બીજો મનુષ્ય, તેમાંના અણુ પરાવર્તનનો–દશ્યમાન અણુસંધનો–જ વિચાર કરીને કહેશે કે 'તેમાં ઘાસ નથી,' 'દુધ નથી,' 'તે દહીં છે.' વસ્તુતઃ આ બન્ને ઉત્તરોમાં એકવાક્યતા છે એમ સ્વાદ્વાદ વિજ્ઞાન સિદ્ધ કરે છે.

કલ્પના કરો કે વિક્રમની નવમી શતાબ્દિ છે. બુદ્ધિના વૈભવથી શૈવદાર્શનિકોને આંજી નાખનાર, બ્રહ્મચર્યની મૂર્તિરૂપે પ્રસિદ્ધિ મેળવનાર, રાજાના દેહદ્વારા રાજવી ભોગ ભોગવનાર –કામ વાસના તૃપ્ત કરનાર, કામસૂત્રના વ્યાખ્યાથી મંડનમિશ્ર સરસ્વતીને જીતનાર, ભટ્ટપાદને નમાવનાર અને જયગર્વથી મલકાતા ૩૨ વર્ષના શંકરાચાર્ય પંડિત સભા સમક્ષ કાશ્મીરના વિદ્યાપીઠ પર પગ મૂકવાને તૈયાર થયા છે.

બ્રહ્માણી રાજરમણી વિલાસી શંકરાચાર્યજીને અપવિત્ર માની સાકારો ભણે છે * રાજવિ–દેહ વડે રાજાના અંતઃપુરમાં આસક્ત થયેલ શંકરાચાર્ય, 'તે શરીર બીજું હતું; તે શંકરાચાર્ય ન હતો' એમ ભરી સભામાં જાહેર કરે છે; પોતાની પવિત્રતાનો જોર-શોરથી પોકાર કરે છે. પોતે આ સ્થાનને સર્વથા યોગ્ય હોવાનો દાવો કરે છે. આ રીતે કોકડું ગૂંચવાયું છે. પણ રાજાના શરીરમાં વસી રહેલ એ શંકરાચાર્યને શંકરાચાર્ય કહી શકાય કે નહીં? આનો ઉત્તર 'હા' અને 'ના' એમ બે સ્વરૂપમાં આવશે. આ દ્વૈત સ્વરૂપને અનેકાંતવાદ સત્ય તરીકે ઓળખાવે છે. આ સ્યાદ્વાદ ધર્મની માન્યતા સર્વવ્યાપક છે તો પણ કેટલાક સ્થાનેમાં તેનો વિરોધ કરવાનો પ્રયાસ થયો છે; જો કે આ પ્રયાસ સફળ નથી પણ સ્યાદ્વાદની વ્યાપકતાને જ વ્યક્ત કરે છે, તો પણ આપણે તે સંબંધે જરા વિચાર કરીએ.

કેનોપનિષદ્ વગેરે દશ ઉપનિષદ્ પ્રાચીન આર્ય ગ્રંથોની વિભૂતિરૂપે મનાય છે. સ્યાદ્વાદ પ્રત્યેનું સૂત્ર પ્રથમ આ ગ્રંથોમાં નજરે પડે છે અને ત્યારપછી તે જ શબ્દસમૂહ પર વ્યાસજી તથા ભાષ્યકારોએ કલ્પનાની મોટી દીવાલ ખડી કરી છે. વ્યાસસૂત્ર, બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યમાં સ્યાદ્વાદ માટે જે નિષ્ફળ પ્રયાસ કર્યો છે તે જગજાહેર છે અને તે ઉલ્લેખ માટે હરકોઈ સાક્ષર શંકરાચાર્યજીની અનભિજ્ઞતાનો જ સ્વીકાર કરી શાંતિ

* ખરી વાત તો એ હશે કે આ બાબતમાં કેટલાક પંડિતોએ વધી લીધો હશે, જ્યારે શંકરાચાર્યજીના પક્ષકારોએ એ બાબતમાં યુક્તિપૂર્વક બચાવ કર્યો હશે. અસ્તુ! એ પ્રસંગ ગમે તેમ હોય પણ એટલું તો યાદ રાખવું કે આત્મા હરકોઈ દેહમાં, જિલ્લામાં, દેશમાં, લોકમાં કે સ્થાનમાં ભૂલ કરે તે સર્વથા ભૂલરૂપે છે, પણ નિર્જીવ ખોળિયું કંઈ ભૂલ કરે તો તે ભૂલરૂપે નથી.

પકડે છે. પરંતુ એ વિચારસરણીનું મૂળ ક્યાં છે?—આટલી જ્યારે જિજ્ઞાસા થાય છે ત્યારે શંકરાચાર્યને નિર્દોષ માનવા માટે આપણી બુદ્ધિને પ્રથમ ઉપનિષદો સન્મુખ જ લંબાવવી પડે છે અને એ જોયા પછી એમ કહી શકાય છે કે ઉપનિષદની કારિકાએ સ્યાદ્વાદના વિરોધમાં ચળવળ ચલાવી જ્યારે શંકરાચાર્ય વગેરેએ તેનો પડઘો પાડયો.

સૂત્રકૃતાંગ, શ્રુતસ્કંધ ૨, અ.૫, તથા ઉત્તરાધ્યયન સૂત્રમાં અસ્તિનું સ્વરૂપ સૂચવ્યું છે. અસ્તિ, નાસ્તિ એ સપ્તભંગીના અંગો છે. ૧ .અસ્તિ. ૨ નાસ્તિ. ૩ અસ્તિનાસ્તિ. ૪ અવ્યક્તવ્ય. ૫ અસ્તિઅવક્તવ્ય ૬ નાસ્તિઅવક્તવ્ય. ૭ અસ્તિનાસ્તિ અવક્તવ્ય. એ સાતે ભાંગા દરેક વસ્તુમાં યથાર્થ ઘટી શકે છે. એ જ અસ્તિનાસ્તિના તત્ત્વપાઠને ખોટો ઠરાવવા માટે માંડુક્યોપનિષદ્, ગૌડપાદકારિકા પ્રકરણ ચોથામાં કહ્યું છે કેઃ—

स्वतो वा परतो वापि न किंचिद् वस्तु जायते ।

सदसत् सदसत् वापि न किंचिद् वस्तु जायते ॥ २२ ॥

અર્થ—વસ્તુ પોતાનાથી, પરથી કે ઉભયથી ઉત્પન્ન થતી નથી, તેમ સત્ અસત્ કે સદસત્ પણ ઉત્પન્ન થતું નથી.

अस्ति नास्त्यस्तिनास्तीति नास्ति नास्तीति वा पुनः ।

चलस्थिरो भयाभावैरावृणोत्येव बालिशः ॥ ८३ ॥

ભાષ્યાર્થ—પંડિતોને પણ અસ્તિ નાસ્તિ વગેરે સૂક્ષ્મ વિષયોની જાળ ગૂંચવે છે. એટલે આ શબ્દ દ્વારા તેઓ પણ ગોથા ખાય છે. તો પછી સ્થૂલ બુદ્ધિવાળાની વાત જ ન કરવી? કોઈ કહે છે આત્મા છે.

કોઈ કહે છે કે આત્મા નથી. સદસદ્વાદી દિગ્વાસો કહે છે આત્મા અસ્તિ નાસ્તિ અર્ધ વૈનાશિક છે, અને શૂન્યવાદીઓ માને છે કે આત્મા નાસ્તિ નાસ્તિ સદંતર નથી જ. આ ચારે પ્રકારમાં ચળ, સ્થિર, ઉભય અને અભાવ સ્વરૂપની મુખ્યતા છે. આ દરેક સદસદ્વાદીઓ પરમાર્થને જાણી શકતા નથી. માટે તેટલા મૂર્ખ છે. આ બન્ને ગાથાઓથી એ સ્પષ્ટ કહ્યું છે કે એક જ વસ્તુમાં બે વિરોધી ગુણોનું અસ્તિત્વ સ્વીકારવું એ નરી મૂર્ખતા છે. પણ આટલું બોલીને આનંદ માનવો એ જ આ ગાથાનું ફળ છે. કેમકે અન્યનું શું કહેવું છે એ બરાબર સમજ્યા સિવાય પોતે ઘડી રાખેલ કલ્પનાને સાચી માની સામાને જૂઠો કહેવો એ જેટલું શોચનીય છે તેટલું જ હાસ્યાસ્પદ છે. જુઓ કારિકામાં કહ્યું છે કે–વસ્તુ પોતાનાથી કે પરથી ઉત્પન્ન થતી નથી. આનો અર્થ શું? પ્રકાશનું જ્ઞાન જેમ પ્રકાશથી થાય છે તેમ અંધકારથી પણ થાય છે. જો જગતમાં અંધારા જેવી કોઈ વસ્તુ ન હોત તો પ્રકાશ જેવી વસ્તુ હોત કે નહિ એ સંશય છે. છતાં તે બન્ને વસ્તુ એક નથી; ભિન્ન ભિન્ન છે. પ્રકાશ પ્રકાશ રૂપે 'છે' અંધારારૂપે 'નથી.' અંધકાર સ્વરૂપે 'છે' તેજ રૂપે 'નથી.' એટલે પ્રકાશનું જ્ઞાન સ્વતઃ પ્રકાશથી સુલભ છે અને પરતઃ પ્રકાશ વ્યતિરિક્ત અંધકારથી પણ સુલભ છે. આ સાદી વાત હોવા છતાં પૂર્વોક્ત પ્રશ્ન કેમ ઊઠ્યો હશે? આ જ રીતે સદ્ અને અસદ્ની ઉત્પત્તિની શંકા પણ નિર્મૂળ છે.

વળી ભાષ્યકાર અસ્તિ નાસ્તિનો વિષય સામાન્ય બુદ્ધિગમ્ય નથી, આટલી કબૂલાત આપે છે, છતાં જૈનો અસ્તિનાસ્તિને કઈ રીતે માને છે એ જાણવાની તસ્દી લીધા વિના જ અસ્તિનાસ્તિનો અર્થ અર્ધ વૈનાશિક કરે છે. ખરેખર, આ અર્થ અસ્તિનાસ્તિના

તત્ત્વની અજ્ઞાનતાની સાક્ષી ભલે આપે, પણ એટલો તો વિચાર કરવો જરૂરી છે કે વેદ-પદોમાં આવેલ નો सदासित् नोऽसदासित् નો અર્થ તેઓ અર્થ ગૂંચવાણું એવો કરશે ખરા? અને જો આ અર્થ સાચો હોય તો જ અર્થ વૈનાશિક અર્થ સાચો થાય.

કારિકામાં જેમ અર્થકલ્પનાની વિકલતા છે, તેમ એ સ્યાદ્વાદ પરનો આક્ષેપ પણ નિર્બળ છે. કેમકે વેદવાકયો અને ઉપનિષદ્વાકયોથી જ એ અનેકાંતવાદના મંતવ્યને વધારે પુષ્ટિ મળે છે. આ રહ્યા તે પાઠો:—

માંડુકયોનિષદ્ સૂત્ર ૨–૭માં કહ્યું છે કે આત્મા ચાર ભાગમાં વહેંચાયેલો છે: (૧) જાગૃત સ્થાનવાળો, બહિષ્પ્રજ્ઞ, સાત અંગવાળો, ઓગણીશ મુખવાળો, સ્થૂલભોગી, વૈશ્વાનર. (૨) સ્વપ્નસ્થાનવાળો, અન્તઃપ્રજ્ઞ, સાત અંગવાળો, ૧૯ મુખવાળો, વાસનામાત્રભોગી, તૈજસ. (૩) સુષુપ્ત સ્થાનવાળો, એકાકી, પ્રજ્ઞાનઘન, આનંદમય, આનંદભોગી, પ્રાજ્ઞ કે જેમાંથી વિશ્વની ઉત્પત્તિ થયેલ છે. (૪) અંતઃપ્રજ્ઞા, બહિષ્પ્રજ્ઞા–ઉભયપ્રજ્ઞા અને અપ્રજ્ઞા વગેરેથી અદષ્ટ, અવ્યવહાર્ય, અગ્રાહ્ય–અલક્ષણ, અચિંત્ય, અવ્યપદેશ્ય, એકાત્મપ્રત્યય સારવાળો, પ્રપંચરહિત શાંત શૈવ અદ્વૈત આત્મા. આ આત્મા ઓંકારમય છે. આ ચારે પાદવિભાગોનું રૂપ अ उ म् ॐ છે"

આ સૂત્રમાં દર્શાવેલ વૈશ્વાનર, તૈજસ, પ્રાજ્ઞ અને આત્મા આ ચારે સ્વરૂપ ભિન્નભિન્ન છે. પરસ્પરમાં અસહકાર છતાં તે ચારે ભાગો એકરૂપે પણ સ્વીકૃત થાય છે અને તે પૈકીના ત્રણ ભિન્ન પાદોની એકવાકયતામાં ઓંકારનો દેહ ઘડાય છે. આવી રીતે એક આત્મસ્વરૂપમાં ચતુર્વિધ કલ્પનાને સ્થાન આપવું તેનું નામ અનેકાંતવાદ નહીં તો બીજું શું?

બૃહદારણ્યકોપનિષદ્, અધ્યાય ૫–૨, બ્રાહ્મણ ૩ માં કહ્યું છે કે,

द्वे वा व ब्राह्मणो रूपे

એટલે બ્રહ્મના મૂર્ત અને અમૂર્ત, સ્થિર અને અસ્થિર તથા સત્ય અને મિથ્યા એમ બે સ્વરૂપ છે. અહીં પણ પરસ્પરમાં અસંગત બે સ્વરૂપ વડે જ બ્રહ્મના અસ્તિત્વની સિદ્ધિ કરેલ છે. તે પૈકીનું એકપણ વિરોધી અંગ ન હોય તો જરૂર તેને બ્રહ્મ ન કહી શકાય. આ સ્પષ્ટતા આ સૂત્ર પરથી સહજ થાય છે

કૃષ્ણયજુર્વેદીય તૈતરીયોપનિષદ્ બ્રહ્મવલ્લી, અ. ૨. અનુ. ૭–૮ માં કહ્યું છે કે,

असद्वा इदमग्र आसित् ततो वै सदजायत सच्चासच्चाभवत् निरुक्तं
चानिरुक्तं निलयनं चानिलयनं च विज्ञानं चाविज्ञानं च सत्यं चानृतं च ।

પ્રસ્તુત પાઠમાં અસદ્માંથી સદ્ની ઉત્પત્તિ માની છે અને અનેક વિરોધી ગુણોનું સમકાલીન એકીકરણ કરી પરસ્પર વિરોધી શક્તિઓ એક સ્થાનમાં હોવાનો સ્વીકાર કર્યો છે.

ઋગ્વેદ, અષ્ટક ૮, અધ્યાય ૭, વર્ગ ૧૭, મંડળ ૧૦, અનુવાક્-૧૧, સૂત્ર ૧૨૯ માં કહ્યું છે કે:—

नो सदासित् नोऽसदासित् तदानिं नासित रजो ।

આ સૂત્રમાં જગતની પૂર્વનો ઇતિહાસ આપ્યો છે અને બુદ્ધિથી પર એવા સદ્ તથા અસદ્થી વ્યતિરિક્ત તત્ત્વને જગત–રચનાના માવા તરીકે સ્પષ્ટ કહ્યું છે. અહીં 'આ

ન હતું કે તે ન હતું' એમ કહીને શૂન્યવાદી કે નાસ્તિક મતીના नास्ति नास्तिनो પડછંદો પાડ્યો નથી, * પણ તે બન્નેથી જુદું અસ્તિ નાસ્તિ કે અવક્તવ્ય તત્ત્વ હતું એમ આ સૂત્રનું કથન છે. બસ, આ શબ્દોનો ઉકેલ સપ્તભંગીથી જ આવી શકે છે. અને જો અહીં સ્યાદ્વાદની સહાય ન હોય તો આ સૂત્ર જરૂર શૂન્યવાદનું સમર્થક છે, એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

આ પ્રમાણે અનેક પાઠો સ્પષ્ટ હોવા છતાં કારિકાકારે ઉપરોક્ત અનુષ્ટુપો કેમ રચ્યા હશે, તે સમજી શકાતું નથી.

સંક્ષેપમાં કહી શકાય કે વેદ ઉપનિષદ્ વાક્યોમાં સ્યાદ્વાદ વિજ્ઞાનનો છૂટથી ઉપયોગ થયો છે.

---

* એ જ સૂત્રમાં જગત-રચનાનો ઇતિહાસ લખતાં કહ્યું છે કે જીવે અતીત કાળે કરેલ પુણ્યાત્મક કર્મનું પરિપક્વ ફળ દેવાના હેતુએ સર્વસાક્ષી ફળદાતા ઈશ્વરના મનમાં સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ અને સર્વ જગત બનાવ્યું. અનુભૂયમાન જગતના હેતુ ભૂત કલ્પાંતરમાં પ્રાણીએ કરેલ કર્મપુંજને વિચારી ત્રિકાળજ્ઞ તદનુસાર સૃષ્ટિ કરતો હવો. (४)

ઋગ્વેદે સંહિતા મં. ૧૦, સૂત્ર ૭૨માં લખ્યું છે કે બ્રહ્માજી દેવતાને કર્માનુસાર જન્મ દેતો હતો.

## शब्दाङ्क सम्बंधी कतिपय सूचनायें

( लेखकः—श्रीयुत अगरचन्दजी नाहटा )

'जैन सत्य प्रकाश' के क्रमांक १५८ में प्रो. हीरालाल कापडियाका 'शब्दांकोनुं दिग्दर्शन' शीर्षक लेख छपा है उसके सम्बन्धमें कतिपय सूचनायें नीचे दी जा रही हैं—

१. शब्दाङ्कोंके कोषरूप एक लेख मेरा नागरी प्रचारिणी पत्रिका के वर्ष ४६ अंक २ में प्रकाशित हो चुका है। उससे कुछ विशेष जानकारी प्राप्त की जा सकती है।

२. वायड गच्छीय अमरचंद्रसूरिरचित काव्यकल्पलतामें व हरिदत्त विप्ररचित ज्योतिष—नाममालादिमें भी शब्दांकोका प्रकरण प्राप्त है।

३. अनेक जैन शिलालेखोंमें शब्दांकोंका प्रयोग पाया जाता है। उदाहरणार्थ इसी अंकमें मुनि न्यायविजयजीके लेखमें एक शिलालेख ऐसा प्रकाशित है।

४. पाषाण प्रतिमाओंके लेखोंमें शब्दाङ्कका प्रयोग पाया जाता है। धातु प्रतिमाएं छोटी २ होनेसे लेख भी छोटे छोटे होते हैं, उनमें क्वचित् ही संभव है।

५. गुजराती भाषाकी रचनाओंमें गद्य रचनाओंमें तो तरुणप्रभसूरिके षडावश्यक बालावबोधमें शशिशशिशिवेन्दु (१४११) शब्दांक प्रयुक्त है। पद्य रचनाओंमें हमारे सम्पादित ऐ. जै. का. संग्रहमें प्रकाशित खरतरगुरुगुणषट्पद (जिनभद्रसूरिके समयमें रचित)में शब्दाङ्कोंका उपयोग किया गया है। वैसे ग्रन्थरचनाकालके सूचक प्रशस्तिओंमें लावण्यसमयके गौतमपृच्छा चौपईमें शब्दांकोंका प्रयोग सर्वप्रथम प्राप्त होता है।

६. श्वे. दि. ग्रन्थ प्रशस्ति व शिलालेखोंके अनुशीलनसे प्रकट होता है कि शब्दांकोंका प्रयोग ११वीं शतीसे उत्तरोत्तर बढता चला गया।

કવિ શ્રીભેરવચંદવિરચિત

# શ્રી રાજનગર–ટંકશાળસ્થિત

# શ્રીશ્રેયાંસજિનમંદિર–પ્રતિષ્ઠા–સ્તવન

પ્રેષક:—શેઠ શ્રી પનાલાલ ઉમાભાઇ

સંપાદક:—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી.

[ અહીં નીચે આપવામાં આવે છે તે સ્તવન રાજનગર–અમદાવાદના એક જિન–મંદિરની પ્રતિષ્ઠાનો ઇતિહાસ રજુ કરતું હોવાથી ઐતિહાસિક દૃષ્ટિએ એની ઉપયોગિતા વિશેષ છે. એમાં લગભગ ૯૦ વર્ષ પૂર્વે બંધાવવામાં અને પ્રતિષ્ઠિત કરવામાં આવેલ એક જિનમંદિરનું વર્ણન તથા તેના બંધાવનાર મહાનુભાવોનું વર્ણન આપવામાં આવ્યું છે. ]

" શ્રી શ્રેયાંસનાથાય નમઃ "

॥ દુહા ॥

શ્રી અર્હદાદિક પંચ પદ, વંદુ બે કર જોડ;
નમતાં નિજ ગુરુ–ચરણકજ, પૂગે વંછિત કોડ. ૧

શારદ માત મયા કરી, શુદ્ધ અક્ષર દ્યો સાર;
સંઘ તણાં ગુણ ગાયવા, મુજ મન થયું ઉદાર. ૨

સકલ દેશ માંહે શિરે, ગુજ્જર વર ગુણગેહ;
સકલ નયરી શિરશેહરો, રાજનગર પુર એહ. ૩

ચ્યાર શરણ કરી સોભતો, નયર માંહિ નિવાસ;
બહુ ધર્મી ધનવંત છે, વિલસે લીલવિલાસ. ૪

તે પુર શ્રી જૈન ચૈત્ય વર, ઇકશત પંચ (૧૦૫) ઉદાર;
અમર ભુવન સમ ઝલહલે, વંદુ વારંવાર. ૫

ગીતારથ ગુણવંત તિહાં, મહા મુનીશ્વર જાન;
પીત શ્વેત અંબર ધરા, નિવસે વિહરંત આંન. ૬

આર્યા શ્રાવક શ્રાવિકા, ચઉવીહ સંઘ મહંત;
તાસ નિવાસ થકી સદા, પુરની શોભા અત્યંત. ૭

ઢાલ : ૧ ( વિમલાચલ વિમલા પ્રાણી—એ દેશી.)

છે નયરી ઘાટ સુઘાટ, ભલાં ભુવન શોભે વલી હાટ,
તે વીચ વીચમાં વર વાટ, જે જોયાનું બહુ ઠાટ.
રસીલા રાજનગર પુર સોહે, જસ દેખત હિ મન મોહે (એ આંકણી). ૧

સાબરમતી ગુણ ગેહરી, જેહની શુભ શીતલ લહેરી;
તસ તટ શોભા અધિકેરી, ૨૦ ૨૧૦ ૨
વર બાગ વાડી વિશ્રામ, તસ પુર નિકટે ઠામ ઠામ;
જેહથી શોભે અભિરામ, તે નયરી મહાગુણ ધામ. ૨૦ ૨૧૦ ૩

તસ નૃપતિ બાહાદરયા જાણો, અસ્હંદસ્યાં નામ વખાણો;
ચિંતે છે હર્ષ ભરાણો, શુચી ભૂમિ જોવા સૂનિહાણો. ૨૦ ૨૧૦ ૪
સહુ નયરમાં ફીરી ફીરી જોઈ, નૃપને મન ન ગમી કોઈ;
વારૂ છે ટંકશાલની ભુંઈ, તે સકલ ગુણે છે વીસોહી. ૨૦ ૨૧૦ ૫

પીરે સૂહણાંમાં વખાણી, એ ભૂમિ મહાગુણખાણી;
તિહાં સિક્કો પડયો વર જાણી, તેહથી ટંકશાલ કહાણી. ૨૦ ૨૧૦ ૬

તે પુર જિનભુવન ઘનેરા, પિણ ભુમાં ચૈત્ય અધિકેરાં;
તે વંદું ઉઠ સવેરા, પ્રભુ એશ કરો સૂલ જેસા. ૨૦ ૨૧૦ ૭
તે નયરમાંહિ ખડલાણી, શ્રાવક જન સર્વ સોભાગી;
સાચા શાસનના રાગી, વાંકી પુન્યદશા બહુ જાગી. ૨૦ ૨૧૦ ૮

તેમાં ઈક શાહ નિહાલ, તેહને સુત ચંદ ખુશાલ;
તેહનો સુત ગુણમણીમાલ, કેસરીસીંહ રૂપ રસાલ. ૨૦ ૨૧૦ ૯
વર સૂરજદે તસ નારી, તેહને ઉર શોભ વધારી;
હઠીસીંહ નામ મનોહારી, જિનસાસનમાં અધિકારી. ૨૦ ૨૧૦ ૧૦

હઠીસીંહની ઉમયા નાર, હરકુંઅર સુગુણ ભંડાર;
પતિવ્રત ધર્મોન ધાર, છે અમર કુમરીઉનિ હાર. ૨૦ ૨૧૦ ૧૧
જસ સુંદર રૂપ સુચંગ, પિણ દાંન ગુણે દઢ રંગ;
નિવસ્યો જસ અંગોઅંગ, જેહથી જશ વાસ અભંગ. ૨૦ ૨૧૦ ૧૨

કલ્પતરુની દશ જાત, મેરુગિરિ ઉપર વિખ્યાત;
સહુ મીલી ચીંતે ઈમ વાત, ઇહાં કાલ નિરર્થક જાત. ૨૦ ૨૧૦ ૧૩
આપણને ઘટે બહુ દેવો, વંછિત દાન સહેવો;
તે નાર ન એક હું એવો, તો જીવત મૃત્યુ ગિણેવો. ૨૦ ૨૧૦ ૧૪

એવું જાણી ખાધી ઝંપાપાત, આવી ઉદ્ધનાં વિધિ વિખ્યાત;
હરકુંઅર શેઠાણીને હાથ, દશ પલ્લવ દશ તરુ જાત. ૨૦ ૨૧૦ ૧૫
નિશિય વાંસર વંછિત દાંન, ઈહાં દેસ્યું મહાગુણખાણ;
તે નિવસ્યાં એવું જાણ, દશ પલ્લવ દશ તરુ આંણ. ૨૦ ૨૧૦ ૧૬
તેથી દાતાપણો ખાશ, શેઠાણીને હાથે ઉલ્લાસ;
જૂઓ પૂરવ પુન્ય વિલાસ, કહે ભેરૂચંદ વિકાસ. ૨૦ ૨૧૦ ૧૭

સોરઠા

તે તો આઠો જામ, તન મન વચન સુદ્રવ્યથી;
સાધે ધર્મનું કામ, આગમ અનુસારે કરી. ૧.

ઢાલ: ૨ (પ્રભુ પાસનું મુખડું જોવા—એ દેશી)

તુમે સૂણજ્યો સુગુણ સનેહા, ભલાં પુન્યની કારણ એહા;
હઠીસીંહની પૂર્વ પુન્યાંઇ, સબ સુદ્ધ મલી જોગવાઈ.
તમે સુણજ્યો સુગુણ સનેહા, ભલાં પુન્યની કારણ એહા. (એ આંકણી) ૧

લઘુ રામા અછે ગુણખાણી, જેની સુંદર મધુરી વાણી;
તસ સમકિતમાં દૃઢ રંગ, તેહની અતિ ધર્મમાં ચંગ. તુ૦ ભ૦ ૨
તન દાન દયામાં ભીનો, જસ મન જિનમતમાં લય લીનો;
હઠીસીંહની આદી વખાણો, ઉમાભાઈ શેઠ સુજાણો. તુ૦ ભ૦ ૩

હઠીસીંહ થકી તો પ્રધાનો, વલી વૃદ્ધ ઉમાભાઇ જાનો;
હિવ નિસુણો એક ચરિત્ર, સુણતાં થસ્યે શ્રવણ પવિત્ર. તુ૦ ભ૦ ૪
મોતીશાએ પ્રભુ પધરાયા, તિણે કેહિક બિંબ ભરાયા;
વિમલાચલ ગિરિ પર સાર, શ્રેયાંસ ત્રિજગદાધાર. તુ૦ ભ૦ ૫

ત્યાંથી પરુણાગત આણી, ઠવ્યા રાજનગર ગુણ ખાણી;
તે શ્રેયાંસ જિણંદ, નૃપ વિષ્ણુ તણે કુલચંદ. તુ૦ ભ૦ ૬
માતા વિષ્ણુને ઉર અવતરિયા, સીંહપુર નયરે ગુણ ભરિયા;
ખડ્ગલંછન પ્રભુ સોહે, જ્ઞાને કરી ભવિ પડિબોહે. તુ૦ ભ૦ ૭

આયું લખ વરસ ચોરાસી, પરિશાટન પ્રકૃતી પંચ્યાશી;
સમ્મેતશિખર જઇ સિદ્ધા, શિવનાથ થયા સુપ્રસિદ્ધા. તુ૦ ભ૦ ૮
તિહાં જ્યોતિમાં જ્યોતી સમાઇ, તે વંદુ શિશ નમાવી;
હિવે મેટો મેરા ભવ ફેરા, સ્વામી કીજે વેગનિ નેરા. તુ૦ ભ૦ ૯

પરણાગત રાખ્યાં ઉચ્છાહે, ફતાસ્હાની પોલમાંહે;
કોઇ દિવસ વતીતા આમ, ચિંતે રક્ષપાલક તામ. તુ૦ ભ૦ ૧૦
ક્રીડા કેલિ કરણ ઉલ્લાસે, મનમાં ઇમ દેવ વિમાસે;
પ્રભૂ ઠવવા જોવું ઠામ, નિપજાવી નવો જિનધામ. તુ૦ ભ૦ ૧૧

સહુ નયરની ભૂમી વિલોકી, ટંકશાલ જોઇ નિર્દોષી;
ક્રીડા કેલી ઇહાં બહુ થાસ્યે, તસ કારક જોવે ઉલ્લાસે. તુ૦ ભ૦ ૧૨
જોયું નયરમાં દાની જીવ, હરકુંવર શેઠાણીનો દેવ;
રજનીમેં સૂહણે આવ્યો, ચંદ ભૈરવ દેવ ઉમાહ્યો. તુ૦ ભ૦ ૧૩

ઢાલ : ૩ ( જિમ જિમ એ ગિરિ ભેટીયે રે—એ દેશી )

પુન્ય ફલે જગમાં સદા રે, પુન્યે વંછિત થાય સલૂણા;
પુન્ય થકી સુખ ભોગવે રે, પુન્યે પાપ પુલાય. સલૂણા.
પુન્ય ફલે જગમાં સદા રે, પુન્યે વંછિત થાય સલૂણા. (એ આંકણી) ૧

સહૂણામાં સબહિ કથા રે, કહિ સુણાવે દેવ સલૂણા;
ઠવજ્યે પ્રભુ ટંકશાલમાં રે, ભુવન કરાવજ્યે હેવ. સ. પુ. ૨

તે નિસુણી વિસ્મય થઈ રે, એ નૃપનો આવાસ સલૂણા;
કિમ કરી પ્રભુ ઠવણાં તણી રે, પુગે માહરી આશ. સ. પુ. ૩

દેવ કહે ચિંતા મ કર રે, કહું છું નૃપને ધાય સલૂણા;
તુજને ઘર બેઠાં થકા રે, થાસ્યે નૃપ સુપસાય. સ. પુ. ૪

તુજને કુંપનીી[1] પ્રસન્ન થઇ રે, દેશ્યે એ ટંકશાલ સલૂણા;
એ છે ઉત્તમ ભોમિકા રે, નિરૂપમ ગુણમણિમાલ. સ. પુ. ૫

તિહાં જિન ચૈત્ય કરાવજ્યે રે, ઠવજે શ્રી શ્રેયાંસ સલૂણા;
ઇમ કહી દેવ અદૃશ્ય થયો રે, એહ સ્વપ્ન નિઃશંસ. સ. પુ. ૬

રયણી વિહાણી પ્રહ થયો રે, જાગ્યાં નગરનાં લોક સલૂણા;
શેઠાણી મન ચિંતવે રે, ભાગ્યાં ભવભય શોક. સ. પુ. ૭

શ્રી જૈન ચૈત્ય કરાવસ્યું રે, પાવન કરસ્યું દેહ સલૂણા;
મૂંહ માંગ્યાં પાશા ઢલ્યા રે, મનમાં હર્ષ અછેહ. સ. પુ. ૮

ઉમાભાઇને તેડીને રે, શેઠાણી પભણંત સલૂણા;
રજની સુહણાંનો સવી રે, નિસુંણાયો વિરતંત. સ. પુ. ૯

ઉમાભાઇ હર્ષ્યા હિંયે રે, સુરતરુ ફલીયો આજ સલૂણા,
ઇમ કરતાં દિન નિગમે રે, વરતે સુખ સમાજ. સ. પુ. ૧૦

ઇતરે વિલાયત દેશથી રે, કુંપની લિખિયો લેખ સલૂણા;
રાજનયરમાં આપજ્યો રે, શેઠાણીને વિશેષ. સ. પુ. ૧૧

જે ભૂમિ ટંકશાલની રે, દીજ્યો મનને ઉલ્લાસે સલૂણા;
આદર દીજ્યો અતિ ઘણો રે, રાજવીની પરિ જાશ. સ. પુ. ૧૨

કુંપની સેવક સહુ મીલી રે, આવ્યાં શેઠાણીને ગેહ સલૂણા;
સ્વામીનું હૂકમ સુણાવવા રે, મન ધરી હર્ષ અછેહ. સ. પુ. ૧૩

ઉમાભાઇ આદર દીયો રે, નૃપ આદેશક જાંણ સલૂણા;
ભૂપ પરસ્પરનિં પરે રે, મિલિયા કરી મંડાણ. સ. પુ. ૧૪

---

૧. કંપની સરકારઃ ઇસ્ટ ઇન્ડિયા કંપની.

આદરમાન અતિ ઘણો રે, ઉમાભાઈને કીધ સલૂણા;
ટંકશાલ પરમાર્થથી રે, દીધી વિશ્વપ્રસિદ્ધ. સ. પુ. ૧૫
શ્રી જિનચૈત્ય બંધાવવા રે, જોશી તેડાયા જામ સલૂણા;
ખાત મુહૂરત તિણે દીયો રે, ત્યાંહી મૂકયો ધન ઠામ. સ. પુ. ૧૬
નંદ શશી પણ ઇંદુનાં રે ( ૧૯૧૫ ), અંક સંવત્સર જોડ સલૂણા;
સુદી વૈશાખ સુસપ્તમી રે, પુરવા મનનાં કોડ. સ. પુ. ૧૭
ખાત મુહુર્ત કીયા પછે રે, માંડયો દેરાંનો કામ સલૂણા;
શોભનિક સબહિ કીયો રે, સુંદર શ્રી જિનધામ. સ. પુ. ૧૮
મૂલ ગભારો મનોહરૂ રે, દેવસભા પરિસાર સલૂણા;
રંગમંડપ રલીયામણો રે, શિખર પંચ ઉદાર. સ. પુ. ૧૯
પાંચ મહાવ્રત ગુણ મહી રે, પાંચુ શિખર ઉત્તંગ સલૂણા;
પંચ પંચ ગુણ છે ઘણાં રે, નિવશ્યાં તે મથી ચંગ સ. પુ. ૨૦
સિદ્ધરબદ્ધ તે નયરમાંય રે, અવર જ દેહરો એક સલૂણા;
અમર ભુવન સમ એ થયું રે, શી શોભા કહું શેષ. સ. પુ. ૨૧
ઘોમટ ચિત્રામણ કરી રે, પૂર્યાં વિવિધ પ્રકાર સલૂણા;
પૂતલિયો નાટક કરે રે, સ્વર્ગરંભા પરિ સાર. સ. પુ. ૨૨
દેહરાથી દક્ષિણ દિશા રે, કુંમરી પઠન નિશાલ. સલૂણા;
રુદ્ર યક્ષ પુન પીર છે રે, એ દોનું રક્ષપાલ. સ. પુ. ૨૩
શાસ્ત્રાભ્યાસ નિશાલમાં રે, નયરીની સકલ કુમાર સલૂણા;
મ્હેંતો તાસ પઢાવવા રે, રાખ્યો દેઈ પગાર. સ. પુ. ૨૪
તે નિશાલ સુખ આગલે રે, વાડી જોવા જોગ સલૂણા;
મધ્યભાગ જલ કુંઆરો રે, બેઠક ચાર મનોગ. સ. પુ. ૨૫
ઈત્યાદિક બહુ ઉપમા રે, દેરાસરની જાણ. સલૂણા;
ભેરવચંદ કીસી પરે રે, થાયે તાસ વખાણ સ. પુ. ૨૬

ઢાલ : ૪ (હું તો મોહી છું તમારા રૂપને રે લો–એ દેશી)

નિશાલના સુખ આગલ રે લો, કુંઆરાથી જલ ઉછલે રે લો;
ગોલ આકારે વાડી કુટડી રે લો, સાર ચ્યાર દ્વાર તે અલંકરી રે. લો ૧
ચ્યારે દ્વારોપેં જાલી વાંસની રે લો, લતા છાય લડાલુંબ દ્રાક્ષની રે લો;
ફિરતાં છે વૃક્ષ બહુ જાતીના રે લો, દેશી વિદેશી ભાંતિ ભાંતિના રે લો. ૨
ઉત્તમ અનેક તરૂ જાણીયે રે લો, ચંપો ને મોગરો વખાણીયે રે લો;
જાઈ જાસુદ ફુલ કુટરાં રે લો, દમણો દાડિમ દીસે સુંદરા રે લો. ૩
ચંબેલી અનાર જાર શોભતાં રે લો, ભલાં માંન પાંન મન્ન સોહતા રે લો;
કેલપત્ર કેતકી ને કેવરો રે લો, સૂરંગા ગુલાબ વૃક્ષ છે ખડા રે લો. ૪

વાડી દેખત મન ગહગહે રે લો; પુષ્પ સુગંધિત મહમહે રે લો;
ફુલભારે તરૂ શાખા નમી રે લો, દેખી સહુને મન ગમી રે લો. ૫
પક્ષી આઇને ક્રીડા કરે રે લો, જોઇ અપર વાડી વિસરે રે લો;
ચકવા ચકોર ને પારેવડાં રે લો, તરૂ શાખે કોયલના ટહુકડા રે લો. ૬
મેના મયુર શોર શબ્દથી રે લો, પાખ તીહ વેલ્યો સહુ ગજંતી રે લો;
સુંદર વાડી છે સોહામણી રે લો, રૂપે રૂડી ને રલીયામણી રે લો. ૭
તસ દ્વેષથી આરામ બાગ વેગલો રે લો, ગયો નાશી લંકા ગઢ સાંભલે રે લો;
નીંબ પેંપલ દોઇ નીર્મલા રે લો, દક્ષીણ દિશે જાણો ભલાં રે લો. ૮
દેરા સામી લઘુ બંગલી રે લો, બેઠાં દર્શન થાયે વલી રે લો;
ડાહણુ છે બંગલો શિરે રે લો, હેઠે દરવાજે થઇ ફિરે રે લો. ૯
આગલ વરંડો ઓપતો રે લો, સામી શાહુ શોભતો રે લો;
તે માંહી ઝાડ મોટાં દીસતાં રે લો, બારિયે થઇને પેસતાં રે લો. ૧૦
રસોડા ડાબો ને ડેલો દક્ષણે રે લો, ભલી ભુમી સવિ શુભ લક્ષણે રે લો;
વલી દેરા પૂંઠે દક્ષિણ દિશે રે લો, બંગલો અનોખો નવો થસ્યે રે લો. ૧૧
હેઠે દરવાજો મુખ્ય રાખસ્યે રે લો, જોઇ કવિજન ભખાસ્યે રે લો;
વાડી એ છે મધ્ય શહેરમાં રે લો, કોટ કર્યો છે ચઉ ફેરમાં રે લો. ૧૨
કોટને ફીરતી ચઉ પાખતી રે લો, હવેલીયો બહુ છાજતી રે લો;
સાવણ સુદ સાતમ ભલી રે લો, આવે નીકટ પોંચે મનની રલી રે લો. ૧૩
પૂર્વોક્ત સીસાં ક્રિયા કરે રે લો, કુમતિ કંદ કર્મ શત્રુ થરહરે રે લો;
પિણ તિહાં રચના કીધી ઘણી રે લો, ભેરવચંદ થોડી ભણી રે લો. ૧૪

ઢાલ: ૫ ( ગોકુલની ગોવાલણી, મહિ વેચવા ચાલી–એ દેશી. )

તે બાગાયત બીચમેં, સુંદર છે સ્વરૂપ;
મંદિર મોટો સોહનો, કીધો નવલ અનુપ;
મણિ ન શોભે કુન્દંણ વિના, શશિ વિન જિસ રાત;
દેવ રહિત દેવલ જ્યાં, સૂત વિના જિત માત. ૧
બાગ નગર જિનઘર વિના, શોભે ન શિણગાર;
આભૂષણ પુર બાગનો, જિનમંદિર સાર;
તેહથી બાગ માંહિ રચ્યો, જિન ભુવન વિશાલ;
જોયતાં કુમતિ અનાદિની, નાશે તતકાલ. ૨
આસાડ વદી નવમી દિને, જલ જાત્રાને કાજે;
વરઘોડો શિણગારીયો, વાજાં બહુ વાજે;
ભેરી ભુંગલ નાલ ને, વલી તાલ કંશાલ;
ઝાંઝ ઝલ્લરી શરણાઇનાં, વર નાદ વિશાલ. ૩

હય ગય ને રહ પાલખી, બહુ વિધિ પરિવારિયા;
અશ્વ ગાડી અભિનવ નવી, કુંમરાદિક ચઢીયા;
વિજય પતાકા જયવતી, વર ઈન્દ્ર ધ્વજાની;
છત્ર ચામર ધર શોભતાં, વર થઈ ઈંદ્રાનિ. ૪

અમર કુંમરી પરિ સહુ બની, વરઘોડે આયા;
અમર વિમાનસા રથ માંહિ, પ્રભુને પધરાયા;
નારી શિર ઠવિ કુંભ, તે શોહાશણિં લીધા;
વાડી બાહિરલી આયને, ભલાં ઓછવ કીધાં. ૫

બલી બાકુલ દીયો દેવને, ભુતરીયા માટે;
સર્વોપસગ્ગ નિવારવા, સુખ શાંતિને સાટે,
નમણ કરાનો નાથને, નિજ નિર્મલ કાજે;
સ્નાત્ર મહોત્સવ સાચવી, આવ્યા નિજ દરવાજે. ૬

હિવે વિષ્ણુ નૃપ નંદને, તેડવાને કાજે;
શેઠ ઉમાભાઈ ઉંમટથા, સામઈયો સાજે;
ફતાશાહની પોલમાં, જઈએ મનરંગે;
શાજન જન સહુકો મીલ્યાં, મન હર્ષ ઉમંગે. ૭

હય ગય ને વલી પાલખી, મિલીયા છે વૃન્દે;
અશ્વ ગાડી રથની છબી, અવિલોકી આનંદે;
ભામિની મંગલ ગાવતી, સજી ભૂષણ અંગ;
વાજિત્ર વિવિધ પ્રકારનાં, વાજંત સુચંગ. ૮

શેઠ ઉમાભાઈ ઈમ સજી, આવ્યા પ્રભુ આગે;
વિધિ પૂર્વક વંદન કરી, લળી લળી પાય લાગે;
વિનવે પ્રભુ આગલ રહી, ઉભયો કર જોરી;
અહો દેવાધિદેવજી, સુણો અરજહ મોરી. ૯

તું તિહુઅણ જન તારણો, કરુણારસ દરિયો;
પરમ નિરંજન જગગુરુ, ભવિતારિ તરિયો;
ભવજલ પોત સમાન છો, સાચા વિશ્વનાં તારૂ;
ભવ પરિભ્રમણ નિવારણો, પ્રભુબિરુદ તુમારું. ૧૦

ચક્ર શહેંશ રસનાં કરી, પ્રભુ તુમ ગુણ ગાવે;
સ્તવતાં કોડિ પુરવ લગિં, તોહિ પાર ન આવે;

તો હું સ્યું સ્તવના કરું જગબંધુ દયાલ;
મુજ અવગુણ નવિ દેખીયે, નિજ બિરૂદ સંભાલ. ૧૧

ઇમ સ્તવીને પુન વિનવે, વૃથા કાલ નિગમીયો;
તુમ દરિસણ વિણ સ્વામી હું, ભવ વનમાં ભમીયો;
હિવે ટંકશાલે પધારવા, પ્રભુ ઢીલ ન કરવી;
સેવક જાણી સ્વામીએ, દયા દિલમાં ધરવી. ૧૨

રાત દિવસ હેદયા થકા, ઇક છિન ન વિસરે;
સ્વામી શેઠાણી સદા, બહુ વિધિ સંભારે;
ઇમ કહીને તીર્થોદકે, પ્રભુને ન્હવરાવ્યા;
કેસર મૃગમદ ઘસી ઘણા, ચરચે પ્રભુ પાયા. ૧૩

કનક મટિત હિરણ્યનો, રૂડો રથ લાયા;
અમર વિમાનશો તેહમાં, પ્રભુજી પધરાયા,
સારથી ઉમાભાઈનો, લઘુ બંધવ જાણો;
ઈન્દ્ર બન્યો રથ ખેડવા, હૃદય હૃદય ભરાયો. ૧૪

વાસિત શુદ્ધ જલે કરી, ભુમિ છંટકાવે;
ચાલતાં આડંબરે, પોલમાં પ્રભુ આવે;
પોલ મૂકીને પધારિયા, રાજ્ય પંથ વિચાલે;
એટલે દીક્ષ વધામણી, જઈને ટંકશાલે. ૧૫

એહવે પ્રભુજી પધારિયા, ટંકશાલને દ્વારે,
મણિ માણિક લઈ ભેટણાં, શેઠાણી વધાવે,
પ્રથમ કરી પધરામણી, પ્રભુની બંગલામાં;
પ્રભુ બેસણ સુગતો અછે, બંગલે સઘલામાં. ૧૬

ગ્રહ દિગપાલ સુથાપીયા, નંદાવ્રત પૂજે;
વિધિ સુત ધ્વજ આરોપતાં, કર્માદિક ધ્રુજે;
આહ્વાનન વિધિ દેવની, મંત્રાયુત સાર;
બિંબ પ્રવેશિત જોઈયે, સામગ્રી તયાર. ૧૭

રાતિજગો રંગે કરે, સ્તવનાં ગુણગાન;
અશુભ કર્મ ઉન્મૂલવા, નીત નવલાં જાન;
એ વિધિ સબહિ વરણતાં, મારા પાર ન આવે;
લોરૂવચંદ તે જોઇને, લવ લેશે ગાવે. ૧૮

[ અપૂર્ણ ]

# कतिपय धवल और विवाहलोकी नई उपलब्धि

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा

'जैन सत्य प्रकाश' के क्रमांक १३०-३१ में प्रो. हीरालाल कापडियाका विवाहला साहित्य पर लेख प्रकाशित हुआ था उसकी पूर्ति मैंने क्रमांक १३३ में की थी। पर इसके पश्चात् भी खोज निरन्तर चालु रही और इसके फलस्वरूप जिन अन्य विवाहलोकी उपलब्धि हुई है उनका परिचय प्रस्तुत लेख द्वारा कराया जा रहा है।

१ श्रीयुत कापडियाने जैन गुर्जर कविओमें उल्लिखित २२ विवाहलोका परिचय दिया था, जिनमें १ जैनेतर रचितको छोड देने से २१ जैन रचित थे। मैंने १ अपभ्रंश, ८ राजस्थानी-गुजराती के कुल ९ एवं २ जैनेतर विवाहलोका निर्देश किया था। अर्थात् अभीतक श्वे. जन विद्वानोंके ३० विवाहला काव्योंका परिचय प्रकाशित हुआ है, उनके अतिरिक्त निम्नोक्त प्राप्त हैं—

१ मंगलकलश विवाहला गा. १७०, धनराज, सं. १४८०, (हमारे संग्रहमें)

२ हेमविमलसूरि विवाहला गा. ७१ (प्रारंभ त्रुटित) ,,

३ कयवन्न विवाहलो गा. २५, देपा, प्रतिलिपि ,,

४ शांतिनाथ विवाहला सहजकीर्ति, सं. १६७८ विजयादशमी पत्र १५ तेरापन्थी सभा, सरदारशहर.

५ आर्द्रकुमार विवाहला गा. २५, देपाल, (जैन गु. क. भा. १ में इसे धवललिखा है, स्टेट लाइब्रेरीकी प्रतिमें विवाहलो संज्ञा दी गई है ,,

६ पार्श्वनाथ विवाहला, ढाल ४६ ब्रह्म (ग्रन्थ ४६०) (सं. १६१७ श्रावण) (विजयधर्मसूरि ज्ञानमंदिर गुटका)

७ वीरचरित्र विवाहला, ढाल ३७ ,,

८ महावीर विवाहला गा. ३२२ (सं. १६८४, लिखित हरिसागर, गुटका)

(हरिसागरसूरि ज्ञानभंडार लोहावट गुटका नं. २४ एवं यहांके बडे ज्ञानभंडारकी प्रतिमें ३२२ गाथाका उक्त विवाहला है। आगरेकी प्रतिसे वह भिन्न है या दोनों एक ही है ? विना मिलान किये ठीक नहीं कहा जा सकता.)

९ चंद्रप्रभ विवाहला, गा. ४१, तपा उदयवर्द्धन (विजयसेनसूरि शिष्य) सं. १६८४ लिखित उपर्युक्त हरिसागर गुटकेमें ,,

१० कृष्णजी विवाहला; हरदास, (ग्रन्थ १७०) सं. १७७८ से पूर्व (हमारे संग्रहमें)

११ पिपलगच्छ गुरु विवाहलो गा. ५ ,,

१२ शत्रुंजय चैत्यपरिपाटी विवाहलो गा. २५ ,,

१३ पार्श्वनाथ विवाहला; सं. १८६० आ. सु. १३ भरुच, जै. गु. क. भा. ३ पृ. १७७.

१४ नेमिविवाह.

१५ व्यावलो ( तेरापंथी भीखनजी प्र. )

अब कतिपय संशोधन एवं नवीन ज्ञातव्य दिया जा रहा हैः—

१. सेवकरचित ऋषभदेव धवलबंध विवाहलो, हमारे संग्रह के १७ वीं शतीके गुटकेमें है। उसमें रचयिताका नाम सेवक के स्थान पर "श्रीदेव" लिखा गया है एवं इसकी गाथा २७६ है। ढाल ४४का होनेसे कापडियाजीने इसे महाकाय कृति लिखा है, पर ढालें तो नेमिशान्ति विवाहलोंकी ४५व पार्श्वनाथविवाहला ( ब्रह्म रचित ) में ४६ है। पर ग्रंथाग्रन्थके परिमाणको देखते हुए सुपार्श्व विवाहलो सबसे बडा प्रतीत होता है।

२. प्रो. कापडियामें ब्रह्म विनयदेवसूरिरचित सुपार्श्व जिन विवाहलोको ५८ कडीकी कृति होनेकी संभावना की है, पर वह ठीक नहीं है। विजयधर्मसूरि ज्ञानभंडारके गुटकेमें उसका (२७२ गाथाका व २४ ढाल) ग्रं. ५८१ लिखा है, अतः कडी ५८ नहीं २५८ समझनी चाहिये। जै. गु. क. भा. ३ में पद्यांक ५८ है पर उसके पीछे सैंकडेका सूचक अंक न होनेसे यह भ्रम हुआ है। पर ग्रन्थाग्रन्थ ५८१ पर विचार करते तो यह भूल न होती।

३. बहुतसे विवाहलोंमें उनके नाम विवाहला एवं धवल दोनों या केवल धवल भी आया है इससे धवल एवं विवाहले एकार्थवाचक प्रतीत होते हैं। यदि यह ठीक है तो फिर धवल संज्ञक निम्नोक्त रचनायें भी विवाहलोंकी सूचीमें सहज निर्दिष्ट की जासकती हैं।

१ नेमिनाथ धउल, गा. १२, जयशेखरसूरि जै. गु. क. भा. ३, पृ. १४७८।

२ वाजपूज्यस्वामी धवल, विनयदेवसूरि (१७ वीं) जै. गु. क. भा. ३, पृ. ६११।

३ जिनपतिसूरिगीत गा. २१ साह 'रयण' (प्रा. ऐ जै. का. संग्रह पृ. ७)

४ उपर्युक्त सूचीके अनुसार सबसे अधिक विवाहलोके रचयिता ब्रह्म विनयदेवसूरि ही ज्ञात होते हैं।

विवाहलोंकी सूचीमें निर्दिष्ट कई विवाहलोंमें ग्रन्थकारोंने उनकी संज्ञा विवाहला नहीं दी है, अतः वह वास्तवमें इस सूचीमें आने योग्य हैं या नहीं है ग्रन्थोंको भलीभांति पढकर निर्णय करना आवश्यक है।

## अशुद्धिका संशोधन

'जैन सत्य प्रकाश' के क्रमांक १५८ में प्रकाशित मेरे घोघा पार्श्वनाथ सम्बन्धी लेखमें श्री जिनोदयसूरि नामके स्थान पर श्री जिनेन्द्रसूरि छप गया है। पाठक सुधारकर उपयोग करें। अ. ना.

# ગુરુશિખરની પગથી પર

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

( ગતાંકથી ચાલુ )

મહારાજ સાહેબ, શાશ્વતગિરિના આ એકાંત પ્રદેશમાં આજે તો આપે ધ્યાનમાં ઠીક-ઠીક સમય લીધો. હું પણ આસપાસની દેરીઓ આદિના દર્શન કરી આવ્યો.

સુમતિચંદ્ર તારું અનુમાન ખોટું નથી ધ્યાન અંગેની વાટિકા પૂરી કરી, પાછળના સમયમાં હું વિચારમગ્ન દશામાં હતો. ચોમાસું બેસવાનો સમય આવી રહ્યો છે, અને આ ગિરિ પર એ વેળા યાત્રા કરવાનું બંધ થાય છે. સામાન્યપણે મારી અવસ્થા લાંબો વિહાર કરવાની છૂટ આપતી ન હોવાથી હું ઘણુંખરું તીર્થની શીળી છાયામાં જ ચાર માસ વીતાવું છું. પણ ગઈ કાલે નજીકના ગામવાસી ગૃહસ્થોના આગ્રહથી આ વેળા હું ત્યાં જઈ વર્ષાકાળ વ્યતીત કરવાના નિશ્ચય પર આવ્યો છું.

ગુરુદેવ, મને અહીં નવુંનવું જાણવાનો જે લાભ મળતો તે હવે આપ વિહાર કરવાના હોવાથી બંધ થવાના એથી સહેજ નિરાશા ઊપજે છે. પણ જ્યાં મુનિજીવનના આચારનો પ્રશ્ન હોય ત્યાં આગ્રહ પણ કેમ કરાય ! સાધુ તો વિચરતા ભલા, એ ઉક્તિ પાછળ જે રહસ્ય છે તે મારી ધ્યાનબહાર નથી જ. મેં ધાર્યું હતું કે યાત્રા બંધ થતાં અહીં આવવાને બદલે આપશ્રીના ઉતારે આવી રોજ જ્ઞાન-અર્જન કરીશ. આજની વાતથી એનો છેદ ઊડે છે.

પણ આટલી એક વિનંતી છે કે આપ અવકાશ મેળવી માસિકમાં કિંવા સાપ્તાહિકમાં જૈનધર્મ સંબંધી થોડી થોડી પ્રસાદી પીરસતા રહો તો એથી ઘણો જ લાભ થવા સંભવ છે.

ભાઇ ! જિજ્ઞાસા વિનાનું વાંચન લાભદાયી નીવડે ખરું ?

પૂજ્ય શ્રી ! આપ એમ ન માનતા કે ઊગતી પ્રજામાં જિજ્ઞાસા નથી. વાંધો એ જ છે કે એ જે પદ્ધતિએ ધર્મનીતિ અંગે જાણવા માગે છે. અથવા તો જે રીતે એ સમજતા શીખેલ છે, એ પદ્ધતિ વા રીત આપણા સાધુસમાજના મોટા ભાગથી અજાણી છે.

ભાઈ, જિજ્ઞાસાનો અભાવ કલ્પેલો તે વ્યાખ્યાન સમયની હાજરી ઉપરથી જ. પણ તારી વાત વિચારણીય છે. વાંચન વૃત્તિ વધેલી તો મને પણ જણાય છે. ભાઇ, તારી સૂચના હુ અવકાશે લેખ દ્વારા અમલી બનાવીશ. એટલું કહી આપણી ચાલુ ચર્ચાનો ઉપસંહાર કરું.

ભાઈ, ગઈ કાલે દર્શનો સંબંધી સ્વરૂપ ટૂંકામાં જણાવ્યું હતું એમાંથી જુદા જુદા સમયે જે પંથો પ્રવર્તતા દૃષ્ટિગોચર થાય છે તે આ પ્રમાણે – ૧ જૈનદર્શન અર્થાત્ જૈનધર્મ એમાં શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી. ૨ સાંખ્ય, ૩ વૈદિક, ૪ વેદાંત ૫ પાતંજલિ, ૬ નૈયાયિક, ૭ બૌદ્ધ, ૮ વૈશેષિક, ૯ શૈવ, ૧૦ વામમાર્ગ, ૧૧ રામાનુજ, ૧૨ મધ્વ, ૧૩ નિંબાર્ક, ૧૪ કબીર, ૧૫ નાનક, ૧૬ વલ્લભસંપ્રદાય, ૧૭ દાદૂમત, ૧૮ રામાનંદી, ૧૯ સ્વામીનારાયણ, ૨૦ બ્રહ્મસમાજ, ૨૧ આર્યસમાજ. આ તો આર્યદર્શનોની અપેક્ષાથી મુખ્ય મત ગણાય બાકી સીખ, થીયોસોફી, ઇસ્લામ અને ખ્રીસ્તી ધર્મ વગેરે કંઈક છે

કહેવાનું તાત્પર્ય એટલું જ આત્મા શ્રદ્ધા રાખી એકના અભ્યાસમાં પ્રમતિ સાધે નહીં અને બધાને જાણવાના ફાંફાં મારે તો એ અટવાઈ પડે.

ભગવંત મહાવીર દેવના અનેકાંત દર્શનમાં પણ મતમતાન્તરરૂપી વૃક્ષ ઓછું ફાલ્યું નથી! દિગંબર સંપ્રદાયના ફાંટાને બાજુએ રાખી જોઇશું તો શ્વેતાંબર સંપ્રદાયમાં વીરાત્ ૮૮ વર્ષે 'ચૈત્યવાસ'નો ફણગો ફૂટયો! પછી ચાર વર્ષે 'બ્રહ્મદ્વીપક' સંપ્રદાય જન્મ્યો. વીરાત્ ૧૪૫૪ વર્ષે 'વડગચ્છ' સ્થપાયો. એ પછી વિક્રમ સંવતના પ્રત્યેક સૈકાંમાં કંઇ ને નવું થતું જ રહ્યું છે. ભલે એમાં સમાચારીના ભેદ જેવા સામાન્ય મતફેરો હોય સ્યાદ્વાદ જેવું અદ્વિતીય સાધન હોવા છતાં સમન્વય ન સધાયો એ આશ્ચર્ય! વિક્રમ સંવત ૧૧૭૯માં 'ષટ્કલ્યાણવાદ,' ૧૨૦૪માં 'ખસીરગચ્છ,' ૧૨૦૪માં 'અંચલિકમત,' ૧૨૩૬માં 'સાર્ધપૌર્ણિમક,' ૧૨૫૦માં 'આગમિક,' ૧૨૮૫માં 'તપાગચ્છ,' ૧૫૦૮માં લુંકામત અને ૧૫૩૩માં જુદો સાધુ સંઘ સ્થપાયો. ૧૫૬૨માં 'કટુકમત,' અને ૧૫૭૦માં 'બીજા-મત,' તથા ૧૫૭૨માં 'પાર્શ્વચંદ્રગચ્છ.' આ ઉપરાંત ઢુંઢક તેરાપંથી–ભીખમપંથી–ત્રય-થુઇ; વિધિપક્ષ વગેરે કંઇ કંઇ શાખાઓ થઇ છે. એના સમર્થન તેમજ વિરોધમાં સાહિત્યના પાનાંઓ ભરાયાં છે! આ સંબંધમાં આજે પણ કેટલાક વિદ્વાન સાધુઓ કહે છે કે એમાં નવાઇ પામવા જેવું નથી; ખુદ વીર ભગવંતના સમયમાં પણ એમ જ હતું!

સમવસરણના મધ્ય ભાગે દેવકૃત સિંહાસન પર તીર્થંકર પ્રભુ પૂર્વાભિમુખે મૂળ સ્વરૂપે વિરાજમાન થાય. એ સિવાયની ત્રણે દિશામાં તેમની પ્રતિકૃતિની વિકુર્વણા દેવતાઓ કરે. રત્નના પ્રથમ ગઢમાં ચાર તરફ દ્વાર હોય. એ દિશાઓના નામ ઉપરથી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દ્વાર કહેવાય. તે માર્ગે પ્રવેશી નીચે મુજબ પર્ષદા બેસે

અગ્નિખૂણામાં–(૧) સાધુવર્ગ, (૨) વૈમાનિક દેવીઓ, (૩) સાધ્વીગણ.

નૈઋત્ય ખૂણામાં (૧) ભુવનપતિ (૨) જ્યોતિષ (૩) વ્યંતરની દેવીઓ.

વાયવ્યખૂણામાં (૧) ભુવનપતિ દેવો. (૨) જ્યોતિષ દેવો અને (૩) વ્યંતર દેવો.

ઇશાનખૂણામાં (૧) વૈમાનિક દેવો. (૨) મનુષ્યો (૩) મનુષ્યોની સ્ત્રીઓ.

દેશના શ્રવણ કરતી વેળા સાધ્વી પ્રમુખ સર્વ નારી વર્ગ ઊભા રહી દેશના સાંભળે. બીજા સુવર્ણગઢમાં તિર્યંચોનું સ્થાન અને ત્રીજા રજતના ગઢમાં દેવો અને રાજા પ્રમુખના વાહનો રહે. સમવસરણમાં તીર્થંકર દેવ 'નમો તિત્થસ્સ' કહી દેશના આરંભે છે; જે પહેલી પોરિસી (પ્રહર) રહ્યા સુધી ચાલે છે. પછી તેઓશ્રી દેવછંદામાં યાને વર્તમાન કાળે જેમ જજો પોતાના ચેમ્બરમાં જાય છે તેમ જાય છે. એ પછી મુખ્ય ગણધર બીજી પોરિસી સુધી દેશના દે છે. તીર્થંકર દેવ આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય યુક્ત હોય છે. તેમની વાણી પાંત્રીશ ગુણવાળી અને સર્વને પોતપોતાની ભાષામાં સમજાય તેવી હોય છે તેમની સમીપ જન્મના વૈર પણ જીવો વીસરી જાય છે તો પછી બીજી કોઇ જાતની કિલામણા સંભવે જ ક્યાંથી? જ્યાં શંકાના કોઇ પણ ઉકેલનાર મોજુદ હોય ત્યાં મતફેર ન જ સંભવે.

અપૂર્ણ

ટાઈટલ પાના બીજાથી ચાલુ. ]

કિ તૂં તૂં સોહઇ મોટઈ સાધ, કિ તૂં તૂં આગમ ગુણે અગાધ ।
કિ તૂં તૂં સંસય ભાંજઇ સર્વં, કિ તૂં તૂં ગાલઇ કુસમણગર્વ ॥૧૪॥

અનંત અનંત અનંત અનંત, ભલઇ મઈ ભેટયો શ્રી ભગવંત ।
સદા ઈક તોરો સાચઉ સાથ, જયઉ પરમેસર પારસનાથ ॥૧૫॥

અલખ અલખ અલખ અલખ, સદા તું સેવક તું પરતક્ષ ।
અધિક અધિક હિયઈ આણંદ, જયઉ શ્રી ફલવર્ધિ પાસજિણંદ ॥૧૬॥

અપાર અપાર અપાર અપાર, અનાથ નરાનઈ તું આધાર ।
અગમ અગમ અગમ અગમ, ધરુ ઈક સાચઉ તુજ ધરમ્મ ॥૧૭॥

બિહુ જણુ અટવીમાંહે બીહ, સદા જિહાં વિચરઇ સબલા સીહ ।
તિહાં તું સેવકનું નિસતાર, કૃપા કર મેલ્હઈ પર્બલઇ પાર ॥૧૮॥

જિહાં જિહાં સમરઈ સેવક જેહ, તિહાં તું ઇચ્છા પૂરઇ તેહ ।
વંદૂ ઈમ કેતાં તુઝ વિરુદ, મોટો તું પારસનાથ મરદ ॥૧૯॥

ઇહાં તું એકલમલ્લ અબીહ, ન લોપઇ કોઈ તોરી લીહ ।
મયા હિવ મોસું કરી મહારાજ, પરતખિ ઇચ્છા પૂરો આજ ॥૨૦॥

( કલસ )

ઇચ્છા પૂરો આજ, સુપરિ સેવકા સધારઉ,
જિણુવર પાસ જિણંદ, સદા હું સેવક થારો;
કલ્પવૃક્ષથી અધિક મયા, મો ઊપર કિજઈ,
શ્રી અસસેણ સુતન્ન, ઘણી મુઝ દૌલતિ દિજ્જઈ;
ખરતરગચ્છ સુપસાઉ લઈ, શ્રીસાર એમ જસ ઉચ્ચરઇ,
ફલવધિ રાઈ મોટઉ ધણી, સેવક તું સાનધ કરઇ ॥

ઇતિ શ્રી પાર્શ્વનાથસ્તોત્ર । શુભં ભવતુ ।

## નવી મદદ

૫૧) પૂ. આ. મ. શ્રી. વિજયવલ્લભસૂરિજીના સદુપદેશથી શ્રી જૈનસંઘ, બીકાનેર.
૫૧) પૂ. મુ. મ. શ્રી. ધુરંધરવિજયજીના સદુપદેશથી મસ્કતી માર્કીટ મારવાડી કમિટી, અમદાવાદ.
૨૫) પૂ. પં. મ. શ્રી. સંપતવિજયજી ગણિના સદુપદેશથી શ્રીવીરવિજયનો ઉપાશ્રય, અમદાવાદ.
૧૧) પૂ. મુ. મ. શ્રી. સુરેન્દ્રસાગરજીના સદુપદેશથી શ્રી. જૈનસંઘ, લુણાવાડા.
૧૦) પૂ. પં. મ. શ્રી. હેમસાગરજીના સદુપદેશથી શ્રીજૈનસંઘ, નવસારી.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ૭ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૧૪ : અંક ૬ ] અમદાવાદ : તા. ૧૫–૩–૪૯ [ ક્રમાંક : ૧૬૨


## विषय–दर्शन




લવાજમ–વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય–ત્રણ આના

## પ્રાર્થના

મહાપ્રાભાવિક શ્રી કેશરિયાજી તીર્થ અંગે તપસ્વિની જવલ બ્હેને ફરીથી ચોવિહારા ઉપવાસ આદર્યા છે. તેમના ઉપવાસને ૨૫ દિવસ પૂરા થયા છે. તેમની તબિયત ચિંતાજનક હોવાના સમાચાર મળતાં સર્વત્ર ચિંતાની લાગણી ફેલાઈ છે. તેઓ સત્વર સુખસાતા પૂર્વક પારણું કરી શકે એવી પરિસ્થિતિ જલદી ઉપસ્થિત થાય એવી અમે પ્રાર્થના કરીએ છીએ.

--તંત્રી

# धमाल एवं फागु संज्ञक कतिपय और रचनाओंको उपलब्धि

ले. श्रीयुत अगरचन्दजी नाहटा

"जैन सत्य प्रकाश" के क्रमांक १३२ में प्रो. हीरालाल कापडियाके लेख (क्रमांक १२६-२७ में प्रकाशित) की अनुपूर्तिरूप मेरा एक टिप्पण "दो और फागु काव्य" शीर्षक प्रकाशित हुआ है। उसके पश्चात् विगत २॥ वर्षों में नवीन अन्वेषण द्वारा कतिपय और फागु काव्य उपलब्ध हुए हैं, उनकी सूची नीचे दी जा रही है:—

१ हेमरत्नसूरि फाग, गाथा ११ विनयचूला (हमारे संग्र में)।

२ गुर्वावली फागु, गाथा १६ खेमकुशल, प्र. ऐ. जै. का. संग्रह।

३ रावण पार्श्वनाथ फागु, गाथा २१ हर्षकुंजर (हमारे संग्रहमें)।

४ नेमि फाग, गाथा ३० कनकसोम (रणथंभोर) बीकानेर भंडार।

५ नेमि फाग गाथा ४२ जयनिधान, श्रीपूज्य गुटका।

६ ,, विजयदेव, पंजाब भंडार सूची।

७ ,, गाथा २६ डूगर (सं १५३५ लिखित) जै. गु. क. भा. ३. पृ. ४९२।

८ ,, गाथा २२ कान्ह (सं. १५४९ लि.) (हमारे संग्रहमें)

९ ,, गाथा ५ समरा (सं. १५४९ लि.) ,,

१० ,, गाथा ४२ गजसागरसूरिशिष्य (१६६३) जै. गु. क. भा. १ पृ. ४८३।

११ वासुपूज्य मनोरमफाग, कल्याण (१६९६ लगभग) जै. गु. क. भा. १ पृ. ५७५।

१२ नेमि फाग, गाथा २२ लब्धिविजय प्र. जैन युग, वर्ष ३, पृ. ३५९।

ટાઈટલના બીજા પાનાથી ચાલુ] [અનુસંધાન ટાઈટલના ત્રીજા પાને

॥ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ६ | ફાગણ વદિ ૧ : મંગળવાર : ૧૫ મી માર્ચ | १६२ |


श्रीजयशेखरसूरिकृतं

## श्रीजीरापल्लीपार्श्वनाथ-स्तवनम् ।

सं० पूज्य मुनिमहाराज श्रीरमणिकविजयजी

[ मन्दक्रान्तावृत्तम् ]

श्रीवामेयं विधुमधुसुधासारसारस्वभावं,
न्यायापेतोद्धतमतिचमत्कारकारिप्रभावम् ।
जीरापल्लीपदमविपदं वारिदच्छायदेहं,
निःसन्देहं विमलकमलाकेलिगेहं स्तुवेऽहम् ॥ १ ॥

स्फाराकारा ननु जिनपते ! दृश्यते तेऽत्र मूर्त्तिः,
स्फूर्त्तिस्तस्याः पुनरनुपमा विश्वविश्वप्रसिद्धा ।
शौण्डीराणां न खलु महिमा मूर्त्तिमात्रानुयायी,
यद्बालोऽपि प्रबलकरटिध्वंसधीरो मृगारिः ॥ २ ॥

चौराचारप्रचुरचरटव्यालमालाकराले,
प्रायो यस्मिन्नलभत पुरा न प्रवेशं मनोऽपि ।
तं लङ्घन्ते गुरुगिरिपथं साम्प्रतं वीतशङ्का-
तङ्का गेहाङ्गणमिव भवद्भक्तिदक्षा मनुष्याः ॥ ३ ॥

येषां क्रीडा परधनपरप्राणसंहाररूपा,
भूपाः सर्वेऽपि हि बहुबला येषु कुण्ठस्वरूपाः ।
जीरापल्याः पथि विचरतां सोदरन्त्येव तेऽपि,
स्तेना येनानुपमितिबलो रक्षकस्त्वं जिनेश ! ॥ ४ ॥

सार्थः प्रार्थ्यो न च न च बलं क्वापि कस्याप्यपेक्ष्यं,
भूयो भूयो गहनगहनो गाहनीयश्च पन्थाः ।
एकैकस्यापि च विचरतस्त्वत्प्रसादेन मार्गे,
जीरापल्याः परपरिभवो नैव भूतो न भावी ॥ ५ ॥

ये त्वद्ध्यानोपगतमतयो दूरदेशेऽपि तेषां,
स्वस्थानस्थः स्थगयसि रुजः प्राणिनां प्राणतोऽपि ।
नासम्भाव्यो भवति भवतो भावितोऽयं प्रभावः,
सूरो दूरेऽपि हि न सहते लोकमध्येऽन्धकारम् ॥ ६ ॥

मुक्ता वैद्यैरपि बहुविधैरौषधैरप्यसाध्या,
विध्याता ये चिरविरचितैर्नापि मन्त्रादियोगैः ।
तेऽप्यातङ्कागतभवभवन्नामधेयाविराम-
ध्यानादेवाम्बुन इव दवा नामनिर्नाम नेशुः ॥ ७ ॥

कासश्वासज्वरकरशिरःकुक्षिचक्षुर्विकाराः,
शोषश्लेष्माक्षतमबलतावातपित्तप्रकोपाः ।
कण्डूकुष्ठश्वयथुदवथुर्गुल्मदुर्नामपामा,
रक्षादक्षे त्वयि विदधति व्याधयो नैव बाधाम् ॥ ८ ॥

रोगा भोगा गहनदहनव्यालदुर्मन्त्रयोगा
ध्याते तात त्वयि तनुमतां नो भवेयुः पुरोगाः ।
बाह्योऽप्येष श्रुतिपथगतः कस्य चित्ते विधत्ते,
नैवाश्चर्यं जगति महिमा तावकीनो नवीनः ॥ ९ ॥

यस्मिन्नन्योऽजनिपत सुरा निष्प्रभा निष्प्रभावाः,
काले तस्मिन्नपि विलसति त्वत्प्रतापप्रभावः ।
यद्ग्रीष्मर्तुर्नयति सलिलोल्लासमस्तं समस्तं,
तस्मिन् काले कलयति किल प्रत्युताम्भोधिरृद्धिम् ॥ १० ॥

विश्वाधारामतरलतरत्तारतारामुदारा,-
मीश स्वीयां क्षिप मयि दृशं देव ते सेवकोऽस्मि ।
ॐ कुर्वाणे भवति भवति स्वार्थसिद्धिः समस्ता,
तन्मां स्वाहाशनपतिनतोपेक्षितुं ते न युक्तम् ॥ ११ ॥

किं कल्पद्रुः ? किममरगवी ? कामकुम्भोऽपि किं वा ?,
दत्ते चिन्तामणिरपि च किं ? किं च धन्वन्तरिर्वा ? ।
श्रीवामेय ! त्वयि विधुरितोद्धारधन्ये प्रसन्ने–
ऽवश्यं वश्या भवति भविनां लीलया सर्वसिद्धिः ॥ १२ ॥
धीरा जीराउलिवरपुरीसारशृङ्गारभूतं,
ये श्रीपार्श्वप्रभुमभिनवप्रीतिभाजः स्तुवन्ति ।
दुःस्थावस्था खलु विफलतां याति तेषामशेषा,
सम्पद्यन्ते हृदयदयिता एव लक्ष्मीविशेषाः ॥ १३ ॥
॥ इति श्रीजयशेखरसूरिकृतं श्रीपार्श्वनाथस्तवनम् ॥

આ સ્તવન સુરતના શ્રી જૈન આનંદ પુસ્તકાલયની નં. ૭૬૩ ની પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.

# ચમકપાષાણ અને એના પર્યાયોના ઉલ્લેખો

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા. )

**પર્યાય**—જેને સામાન્ય રીતે 'લોહચુંબક' કહેવામાં આવે છે તેને માટે ગુજરાતી ભાષામાં જાતજાતના શબ્દો છે જેમકે ચમક, [1] ચમકપત્થર, [2] ચમકપહાણ, [3] ચમકપાષાણ, [4] ચમકમાણ, અયસ્કાન્ત, અયોમણિ, લોહકાન્ત ઇત્યાદિ. અયસ્કાન્ત, અયોમણિ, લોહકાન્ત, લોહોપલ ઇત્યાદિ સંસ્કૃત શબ્દનો અર્થ લોહચુંબક છે. પાઇય ભાષામાં આ અર્થમાં 'લોહોવલ' શબ્દ વપરાયેલો જોવાય છે.

જૂના જમાનામાં દિશા જાણવા માટે દિશાસૂચક પત્થર વપરાતો હતો. [5] ચીનાઓએ વહાણવટામાં ઈ. સ. ૭૦૦–૮૦૦ વર્ષ ઉપર સારી નામના મેળવી હતી અજાણ્યા સમુદ્રમાં માર્ગ શોધવા માટે તેઓ દિશા-સૂચક પત્થર વાપરતા હતા, આ પત્થરને અંગ્રેજીમાં લીડિંગ સ્ટોન ( Leading stone ) યાને લોડ સ્ટોન ( Lode stone ) કહે છે. આ પત્થરને લોખંડની રજકણોમાં મૂકીએ તો એ રજકણો એના બંને છેડા પર ચોંટેલી જણાશે. જાણે કે એ પત્થરને મૂછો ફૂટી હોય એવો એનો દેખાવ બનશે. આમ આ પત્થર લોહાને આકર્ષે છે એથી એને 'લોહચુંબક' 'લોહચુંબકનો પત્થર' કે 'લોહકાંત' કહે છે. આ ઉપરથી 'લોહોપલ' શબ્દનો અર્થ લોહાને ખેંચનારો પત્થર એમ સમજાય છે. વળી આથી 'ચમકપાષાણ' વગેરે શબ્દની સાર્થકતા પણ સમજાય છે. લોહાને ચહાનાર ( Lover ) તે 'લોહકાન્ત' 'અયસ્કાન્ત' આનો પર્યાય છે.

---

૧–૪ આ ચારેનો અર્થ 'ચકમક' યાને એક જાતનો પત્થર થાય છે. આ 'ચકમક' શબ્દ 'તુર્કી' છે.

૫ એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૧૦૦ માં ચીનાઓ હોકાયંત્રથી વાકેફગાર હતા.

ઉલ્લેખો—ભીમરાવ ભો. દીવેટિયાએ નીચે મુજબની પંક્તિમાં 'અયસ્કાન્ત' શબ્દ વાપર્યો છે :—

" લીધી અયસ્કાન્ત તણી સમાનતા "

નિષ્કુળાનંદે " ચમક દેખીને લોહ મળે " એ લીટીમાં લોહચુંબકના અર્થવાળા 'ચમક' શબ્દનો ઉપયોગ કર્યો છે. આમ અજૈન ગુજરાતી સાહિત્યમાં જેમ લોહચુંબકનો નિર્દેશ છે તેમ જૈન ગુજરાતી સાહિત્યમાં પણ છે. દા. ત. ઉપાધ્યાય યશોવિજયગણિએ 'ચમકપાષાણ' શબ્દ ઋષભજિનસ્તવનની નિમ્નલિખિત છઠ્ઠી કડીમાં વાપર્યો છે:—

" ચમકપાષાણ જિમ લોહને ખેંચશે, મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો "

આ ઉપાધ્યાયે રાજનગરમંડન મહાવીરજિનસ્તવનની ચોથી કડીમાં પણ ચમકપાષાણ' શબ્દ વાપર્યો છે.

પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે:—

" ચમકપાષાણ ખેંચશે સંચસે લોહને રે કે સંચસે.

તિમ તુજ ભગતિ મુગતિનિં ખંચસે મોહને રે કે ખંચસે."

આવસ્સય ઉપર મલયગિરિસૂરિએ સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. એના ૨૫ અ પત્રમાં એમણે 'અયસ્કાન્ત' શબ્દ વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:

" यथा अयस्कान्तस्य, न खलु ऽयस्कान्तोऽयसोऽप्राप्यकर्षणे प्रवर्तमानः सर्वस्यापि अयसो जगद्वर्तिन आकर्षको भवति, किन्तु प्रतिनियतस्यैव। अथ मन्येथा अयस्कान्तोऽपि प्राप्यकारी...छायाणुभिः सह द्रष्टव्य इति "

[1]રત્નમંડનગણિએ સુકૃતસાગર ( પત્ર ૧૮ અ ) માં 'અયસ્કાન્ત' શબ્દ વાપર્યો છે. આને લગતી પંક્તિ નીચે પ્રમાણે છે.—

" तस्यादानाशयं सोऽयस्कान्तो लोहमिवाग्रहीत् "

'અયસ્કાન્ત' એ સંસ્કૃત શબ્દ કાલિદાસે રઘુવંશ ( સ. ૧૭ શ્લોક ૬૩ ) માં તેમજ કુમારસંભવ ( સ. ૨, શ્લો. ૫૯ ) માં વાપર્યો. આ રહ્યા એ બે શ્લોકો—

" सर्पस्येव शिरोरत्नं नास्ति शक्तित्रयं परः ।
स चकर्ष परस्मात् तदयस्कान्त इवायसम् ॥ १७–६३ ॥ "

" उमारूपेण ते यूयं संयमस्तिमितं मनः ।
शम्भोर्यतध्वमाक्रष्टुमयस्कान्तेन लोहवत् ॥ २–५९ ॥ "

---

૧ આ રત્નશેખરસૂરિના શિષ્ય થાય છે. એમનો જન્મ વિ. સં. ૧૪૫૨ કે ૧૪૫૭ માં થયો હતો. એમણે ૧૪૬૩માં દીક્ષા લીધી, ૧૪૮૩માં 'પંડિત' પદ, ૧૪૯૩માં 'વાચક' પદ અને ૧૫૦૨માં 'સૂરિ' પદ મેળવનાર આ સૂરિ ૧૫૨૭માં સ્વર્ગે સંચર્યા.

મલ્લિનાથે રઘુવંશની **સંજીવિની** નામની ટીકામાં ઉપર્યુક્ત પદ્યની વ્યાખ્યામાં "**अयस्कान्तो मणिविशेषः**" એમ કહ્યું છે. આ ઉપરથી 'અયોમણિ' શબ્દની સાર્થકતા સમજી શકાય છે. ઈ. સ. સાતમા સૈકાના અંતમાં કે ઈ. સ. ના આઠમા સૈકાના પ્રારંભમાં થઈ ગયેલા ભવભૂતિકૃત **માલતીમાધવ** ( અંક ૧ શ્લોક ૨૨ ) ની પછીની નીચે મુજબની પંક્તિમાં 'અયસ્કાન્ત–મણિ' એવો ઉલ્લેખ છેઃ—

" अयस्कान्तमणिशलाकेव लोहधातुमन्तःकरणमाकृष्टवती सर्वथा "

ભવભૂતિએ રચેલા **ઉત્તરરામચરિત્ર** ( અંક ૪ શ્લોક ૨૧ ) માં પણ 'અયસ્કાન્ત' શબ્દ છે. આ રહ્યો એ શ્લોકઃ—

" महिम्नामेतस्मिन् विनयशिशुतामौग्ध्यमसृणो
बिदग्धैर्निर्ग्राह्यो न पुनरविदग्धैरतिशयः ॥
मनो मे सम्मोहस्थिरमपि हरत्येष बलवा–
नयोधातुं यद्वत् परिलघुरयस्कान्तशकलः ॥ २१ ॥

વિ. સં. ૭૫૭થી ૮૨૭ના ગાળામાં થઈ ગયેલા અને મતાંતર પ્રમાણે વિ. સં. ૫૮૫માં વિદ્યમાન હરિભદ્રસૂરિએ **ધમ્મસંગહણિની** નીચે મુજબની ગાથામાં 'લોહાવલ' શબ્દ વાપર્યો છે એટલું જ નહિ પણ લોહચુંબકની શક્તિ પણ વર્ણવી છે—

" लोहोवलस्स सत्ती आयत्था चेव भिन्नदेसं पि ।
लोहं आगरिसंती दीसइ इह कज्जपच्चक्खा ॥ ३७२ ॥ "

આ પ્રમાણે ચમકપાષાણુ માટેના ગુજરાતી, સંસ્કૃત, પાઈય અને અંગ્રેજી પર્યાયો મેં સૂચવ્યા છે. સાથે સાથે એને લગતા કેટલાક ઉલ્લેખો પણ આપ્યા છે. આમ આ લઘુ લેખ હવે પૂર્ણ કરાય છે એટલે હવે જે પ્રશ્નો વિચારવા જેવા જણાય છે તે નીચે મુજબ રજૂ કરું છું—

(૧) ગુજરાતી સાહિત્યમાં કઈ જૈન કે અજૈન કૃતિમાં સૌથી પ્રથમ ચમકપાષાણુ કે એના પર્યાયનો ઉલ્લેખ છે.

(૨) ઉપર્યુક્ત મતલબનો પ્રશ્ન સંસ્કૃત કૃતિને અંગે પણ પૂછી શકાય.

(૩) હરિભદ્રસૂરિની પૂર્વે થઈ ગયેલા કોઈ ગ્રંથકારે 'લોહોવલ' કે એના પર્યાયરૂપ કોઈ 'પાઈય' શબ્દ વાપર્યો છે? અને જો હોય તો કોણે અને કઈ કૃતિમાં?

(૪) 'અયસ્કાન્ત'ને 'મણિ' કહેવાનું શું કારણ છે?

(૫) મણિ કે રત્નોનાં નામો કેટલીક પ્રાચીન કૃતિમાં ગણાવાયાં છે તો એવી કોઈ કૃતિમાં મણિ તરીકે અયસ્કાન્તનો ઉલ્લેખ છે?

ગોપીપુરા, સુરત, તા. ૧૫–૧૨–૪૮

# શ્રી જીરાવલા તીર્થ

## [ મારવાડના એક પ્રાચીન તીર્થનો ટૂંક પરિચય ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

અમદાવાદથી મ્હેસાણા થઇને દિલ્હી જતી લાઇનમાં આબુરોડ સ્ટેશન (ખરેડી) થી મોટર રસ્તે, આબુની તલાટીથી ૧–૧॥ માઇલ દૂર અણાદરા ગામ આવેલ છે. આ અણાદરાથી ૮ થી ૯ ગાઉ દૂર જીરાવલા ગામ છે, જે સિરોહી સ્ટેટના મંડાર ગામથી સાત ગાઉ દૂર થાય છે. આ જીરાવલા ગામની બહાર ગામથી ાા ફર્લાંગ દૂર બાવન જિનાલયનું વિશાલ, ભવ્ય અને ગગનચુમ્બી મંદિર છે, જે શ્રીજીરાવલા તીર્થના નામે જાણીતું છે. મંદિરની સામે વિશાલ ચોક છે, અને બાજુમાં જ સુંદર વિશાલ ધર્મશાળા નવી બની રહી છે. ધર્મશાળાનો પાયો ખોદતાં એક પ્રાચીન સુંદર સફેદ જિનેંદ્રપ્રભુની મૂર્તિ પ્રગટ થઇ છે. આ મૂર્તિ અત્યારે તત્કાલ પૂરતી ધર્મશાળાના એક ઓરડામાં બિરાજમાન કરી છે.

હમણાં આ ભવ્ય પ્રાચીન તીર્થરૂપ મંદિરના જીર્ણોદ્ધારનું કામ ચાલી રહ્યું છે. ગામમાં નાનો ઉપાશ્રય છે અને શ્રાવકોનાં આઠ દસ ઘર છે.

ગામની ચારે તરફ ફરતી પહાડી છે; દૂર દૂર સુધી પહાડો સિવાય કાંઇ જ નજરે પડતું નથી. જીરાવલાજીની પહાડી ઠેઠ અણાદરા સુધી દેખાય છે, અને આબુ ઉપર ચઢતા પણ જીરાવલાજીની ટેકરી દેખાય છે. આ આખો પ્રદેશ પહાડી હોવા છતાં ખૂબ ફળદ્રુપ છે. પહાડનાં ઝરણાંની મહેરથી પ્રદેશ લીલોછમ છે. ખારેક, ખજૂરી અને આંબા ઘણી જ સારી સંખ્યામાં આ પ્રદેશમાં નજરે પડે છે, તેમજ ખેતરો પણ લીલાંછમ અને દર્શાં-ભર્યાં લાગે છે. અમે વૈશાખની ગરમીમાં આ પ્રદેશમાંથી વિહાર કરી રહ્યા હતા, છતાંયે મરુધરની લૂવાતી ગરમી કે ઉકળાટનો અહીં અભાવ જણાતો હતો, યદ્યપિ ઋતુ ગરમ હતી એટલે ગરમી તો હતી જ, કિન્તુ ભયંકર લૂ અને ઉકળાટનો અનુભવ નહોતો કરવો પડયો.

આ તીર્થસ્થાનનું મંદિર પહાડીના નીચાણમાં આવ્યું છે. જાણે પર્વતની તલેટીમાં જ વસ્યું હોય એવાં અદ્દભુત દશ્યો નજરે પડે છે. આ સ્થાને વર્ષા ઋતુની અદ્દભુત કલ્પના કરો! ચારે બાજુ લીલાછમ પર્વતોમાંથી ખળખળ વહેતાં પાણીનાં ઝરણાં, પ્રવાહો અને ધોધો દેમાર કરતા પડી રહ્યા હોય! કલાપીના મધુર કેકારવ થઇ રહ્યા હોય અને પાણીના તળાવડાંમાં દેડકાં દેકારા કરી રહ્યા હોય! આવા સમયે કોઇ ભવ્ય મુમુક્ષુ જીવાત્મા આ પવિત્ર તીર્થસ્થાનમાં જાય અને ભયભંજન દુઃખહર શ્રીજીરાવલાજી પાર્શ્વનાથજીની પ્રતિમાનાં દર્શન કરે તો એના અંતરમાં સહજ રીતે આ ભાવના સ્ફુરાયમાન થાય કે,

" અમીય ભરી મૂર્તિ રચી રે, ઉપમા ન ઘટે કોય. "

હવે આપણે આ પ્રાચીન તીર્થના મંદિરમાં પ્રવેશ કરીએ. મૂલ મંદિરમાં પેસતાં જ મંદિરમાં બિરાજમાન પરમાત્માનાં દર્શન થાય છે. ભક્ત એમ જ સમજતો હોય છે કે હું તીર્થનાયક શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવંતનાં જ દર્શન કરું છું પરંતુ એ મુમુક્ષુ ભક્તજન મૂલ ગભારા પાસે આવે છે, અને સાંભળે છે કે આ મૂલનાયકજી તો યદુકુલતિલક બાલબ્રહ્મચારી શ્રીનેમનાથજી ભગવંત છે, ત્યારે તેને આશ્ચર્ય થયા વિના નથી રહેતું: તીર્થ છે તો

જીરાવલા પાર્શ્વનાથજીનું, પણ મૂલનાયકજી છે નેમનાથ ભગવંત. મૂલનાયકજીની બન્ને બાજુમાં સહસ્રફણા પાર્શ્વનાથજીની પ્રાચીન, ભવ્ય અને સુંદર પ્રતિમાઓ છે. મૂળ ગભારામાં આ ઉપરાંત એક ધાતુની પંચતીર્થી છે અને બાજુની બન્ને દીવાલોમાં સુંદર ચિત્રો દોરવામાં આવેલાં છે.

મૂળ જીરાવલા પાર્શ્વનાથજીની મૂર્તિ તો મંદિરના મૂલ ગભારાના બહારના ભાગની દીવાલમાં ડાબી બાજુના એક ખાંચામાં—મૂલ મંદિરની પ્રદક્ષિણામાં જતાં મંદિરની દીવાલના જ ડાબા ભાગ તરફ બે નાની દેરીઓ બનાવી છે તેમાંની એક દેરીમાં—બિરાજમાન છે તદ્દન સન્મુખની દેરીમાં આ મહાન ચમત્કારી, શ્રીજીરાવલા પાર્શ્વનાથજી બિરાજમાન છે. મૂલનાયકજી જીરાવલા પાર્શ્વનાથજીની મૂર્તિ નાની છે પરંતુ ભવ્ય અને પ્રાચીન છે. એને સુંદર લેપ કરેલો છે. બીજી દેરીમાં પણ શ્રીજીરાવલા પાર્શ્વનાથજીની મૂર્તિ હોવાનું કહેવાય છે. આદીમાં સુંદર ધર્મચક્ર છે. આ મૂર્તિ સફેદ આરસની છે અને અંદર દીવાલમાં જ ગોખલો કરી બિરાજમાન કરેલ છે. તેમજ બીજી દેરીમાં પદ્માવતી દેવીની અને શાસનાધિષ્ઠાયકની મૂર્તિ છે.

બાવન દેરીઓમાં પણ પ્રાચીન મૂર્તિઓ છે. પરંતુ હમણા જીર્ણોદ્ધાર ચાલતો હોવાથી બધી દેરીઓ ખાલી છે. દેરીઓમાંની બધી પ્રતિમાઓ બહાર બિરાજમાન કરી છે. બાવન દેરીઓમાં ઘણી દેરીઓ ઉપર લેખો છે, જે આ લેખની પ.છીઆ આપ્યા છે. શિલાલેખો જોતાં આ તીર્થ પંદરમી સોળમી સદી સુધી તો પૂર્ણ જાહોજલાલીભર્યું હતું એમ લાગે છે.

આજે પણ પ્રતિષ્ઠા શાંતિસ્નાત્ર આદિ શુભ ક્રિયાઓની શરૂઆતમાં **શ્રીજીરાવલા-પાર્શ્વનાથાય નમઃ** વગેરે પવિત્ર મંત્રાક્ષરો રૂપે તેનું સ્મરણ કરાય છે. આ મહાન તીર્થનો ઇતિહાસ ઉપદેશસપ્તતિકામાં નીચે પ્રમાણે આપ્યો છે:

"મારવાડમાં બ્રાહ્મણપુર"[1] નામનું શહેર હતું. ત્યાં અનેક શ્રાવકો વસતા હતા, બીજી પણ ઘણી વસ્તી હતી. અહીં અનેક સુંદર જિનમંદિરો અને શિવમંદિરો હતાં. આ નગરમાં ધાંધલ નામે એક જૈનધર્મી શેઠ રહેતો હતો. શેઠની એક ગાય હંમેશ 'સેહીલી' નદીની પાસે રહેલા પહાડની ગુફામાં જઈને દૂધ ઝરી જતી; તેથી ઘેર આવીને સાંજે દૂધ નહોતી દેતી. થોડા દિવસો પછી ભરવાડણે આ સ્થાન જોયું. ભરવાડણે આ નજરે જોયેલી હકીકત ધાન્ધલ શેઠ વગેરે મુખ્ય પુરુષોને કહી. તેમણે પણ આ સ્થાન જાતે આવીને જોયું અને તેમને પણ આશ્ચર્ય થયું. પછી રાત્રે નમસ્કાર મંત્રનું સ્મરણ કરીને શેઠ સૂતા હતા ત્યારે લીલા ઘોડા ઉપર બેઠેલા સ્વરૂપવાન પુરુષે સ્વપ્નમાં શેઠને કહ્યું કે જે જગ્યાએ તારી ગાય દૂધ ઝરે છે ત્યાં પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે. હું તેમનો અધિષ્ઠાયક દેવ છું. દેવાધિદેવની સારી પૂજા પ્રભાવના થાય એવું તું કર. આમ કહી દેવ અંતર્ધાન થયા. પ્રાતઃકાલે શેઠે ત્યાં જઈ જમીન ખોદાવી અને શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ બહાર કઢાવી. પછી રથમાં બેસારી એટલામાં જીરાપલ્લી ગામનાં માણસો આવ્યાં. ભગવંતની પ્રતિમાજી જોઇને તેઓ બોલ્યા કે, અમારા સીમાડામાંથી નીકળેલી આ પ્રતિમાને કેમ લઈ જાઓ છો? આ મૂર્તિ અમે લઇ જઇશું. આમ બન્ને પક્ષને વિવાદ થયો. પછી વૃદ્ધ માણસોએ કહ્યું કે,

---

[1] બ્રાહ્મણપુરને અત્યારે વરમાણ કહે છે, જેનો પરિચય હું આગળ આપવા ધારું છું.

ભાઈઓ, આમ વિવાદ શા માટે કરો છો? રથને એક બળદ આપણો જોડો અને એક બળદ જીરાવલાનો જોડો. એમ બે બળદ જોડો. એ બળદ એની મેળે રથ લઈને જ્યાં જાય ત્યાં મૂર્તિ જાય. પછી આ પ્રમાણે કરવામાં આવ્યું. બળદ રથને જીરાપલ્લી તરફ લઈ ગયા, જીરાવલાના મહાજને ઉત્સવ પૂર્વક પ્રભુજીનો નગરપ્રવેશ કરાવ્યો.

અહીં (જીરાપલ્લી નગરમાં—જીરાવલામાં) શ્રી મહાવીર પ્રભુનું સુંદર મંદિર હતું. શ્રી સંઘે સર્વ સંઘની અનુમતી લઈ મૂલનાયકજીને અન્યત્ર પધરાવી તે સ્થાને શ્રી પાર્શ્વનાથજી પ્રભુની મૂર્તિ બિરાજમાન કરી.[૨] આ પ્રતિષ્ઠા શ્રીઅજિતદેવસૂરિજીએ[૩] ૧૧૯૧માં કરવી.

પ્રતિષ્ઠા પછી ટૂંક સમયમાં જ આ સ્થાન તીર્થ રૂપે પ્રસિદ્ધ પામ્યું. તીર્થનો મહિમા વધ્યો અને ઘણા લોકો ત્યાં આવતા અને વિવિધ પ્રકારના અભિગ્રહો રાખતા થયા. તેમના અભિગ્રહો આધિષ્ઠાયક દેવો પુર્ણ કરતા હતા, જેથી તીર્થનો મહિમા ચોતરફ ફેલાવા માંડયો. તીર્થની વ્યવસ્થા (વહીવટ) ધાન્ધલ શેઠ કરતા હતા.

એક વાર જાવાલીપુરથી મુસલમાનોની સેના ચઢી આવી. અધિષ્ઠાયક દેવે તીર્થની રક્ષા કરી—સેના લઈ સામે જઈ યુદ્ધ કર્યું અને મુસલમાન સેનાને નસાડી મૂકી. સેના તો હાર ખાઈને ચાલી ગઈ પરન્તુ તેમાં 'સાત શેખ' મોલવીઓ હતા. તેઓ જૈન સાધુનો વેશ પહેરી ગુપ્ત રીતે મંદિરમાં રાત રહ્યા. તેઓ પોતાની સાથે ગુપ્ત રીતે લોહીના ભરેલા સીસા લાવ્યા હતા. તેમાંથી લોહી કાઢીને છાંટયું, મંદિર અપવિત્ર કર્યું અને મૂર્તિને ખંડિત કરી. લોહીના સ્પર્શથી દેવોનો પ્રભાવ ચાલ્યો જાય છે આવાં શાસ્ત્રવચન છે. મૂર્તિને ખંડિત કર્યા પછી શેખોને પણ ચેન ન પડયું. તેઓ અસ્વસ્થ થયા. તેમને બહાર જવાનો રસ્તો જ હાથ ન આવ્યો. સવારમાં લોકોએ આ ભીષણ દૃશ્ય જોયું અને ત્યાંના રાજાએ તેમને પકડયા, અને તરત જ મરાવી નાખ્યા. આવા ઘોર પાપનું ફલ તત્કાલ જ મળે છે.

મૂર્તિ ખંડિત થવાથી ધાન્ધલ શેઠ વગેરે ભક્તવર્ગને પારાવાર દુઃખ થયું ને અન્તે ઉપવાસ કરીને રહ્યા. રાત્રે દેવે તેમને કહ્યું તમે ખેદ ન કરશો, ભાવિભાવ કોઈ મિથ્યા કરી શકતું નથી. હવે તમે મૂર્તિના જે નવ ટૂકડા થયા છે તેને સાંધીને લાપસીમાં દબાવી રાખો. સાત દિવસ દરવાજા બંધ રાખજો, સાત દિવસ પછી દરવાજા ઉઘાડશો તો મૂર્તિ આખી સંધાઈ જશે. પરંતુ થયું એવું કે બરાબર સાતમે દિવસે જ એક સંઘ આવ્યો. પ્રભુના દર્શન માટે સંઘનો અતિ આગ્રહ થવાથી સાતમે દિવસે દરવાજા ઉઘાડયા અને મૂર્તિને બહાર કાઢી. યદ્યપિ મૂર્તિના બધા અંગો સંધાઈ ગયાં હતાં પરંતુ અંદર રેખાઓ દેખાતી હતી.

હવે મુસલમાન સમ્રાટની જે સેના બચીને પોતાના નગરમાં ગઈ ત્યાં તેમને પોતાના ઘરોમાં વિવિધ ઉપદ્રવ થવા માંડયા. સમ્રાટે પણ આ સમાચાર સાંભળ્યા. એને પણ આ સાંભળીને ડર લાગવા માંડયો એટલે પોતાના દીવાનને જીરાવલા મોકલ્યો. દીવાનને

---

૨ બીજે સ્થાને ઉલ્લેખ છે કે શ્રી પાર્શ્વનાથ ભગવાનનું નવું જિનમંદિર બનાવ્યું અને એ નવા મંદિરમાં પાર્શ્વનાથ ભગવાન સ્થાપિત કર્યા.

૩ શ્રી અજિતદેવસૂરિજી બારમી શતાબ્દિના પ્રસિદ્ધ આચાર્ય છે. સુપ્રસિદ્ધ ફલોધી તીર્થના સ્થાપક અને મહાન ગ્રંથકાર વાદી શ્રી દેવસૂરિજીના તેઓ ગુરુ થાય છે.

સ્વપ્નમાં અધિષ્ઠાયક દે છું, તમારો પાદશાહ–સમ્રાટ અહીં આવીને માથું મુંડાવે તો સમ્રાટને અને પ્રજાને શાંતિ થશે. દીવાનનાં કહેવાથી ખુદ પાદશાહ પોતે અહીં આવ્યો અને દેવની આજ્ઞા મુજબ માથું મુંડાવ્યું અને ઘણા જ ઉત્સવપૂર્વક શાસન પ્રભાવના કરી, જેથી તેને શાંતિ થઇ. રાજાનું અનુકરણ પ્રજાએ પણ કર્યું. ત્યારથી અદ્યાવધિ અહીં માથું મુંડાવવાની પ્રથા દેખાય છે.

આ પ્રસંગ પહેલાં પણ તીર્થનું મહાત્મ્ય ખૂબ જ વધતું જતું હતું. તેમાં આ પ્રસંગથી ઉમેરો થયો. એક વાર અધિષ્ઠાયક દેવે સ્વપ્નમાં આવી વ્યવસ્થાપકને જણાવ્યું કે "ખંડિત મૂર્તિ મૂલનાયકજી તરીકે શોભતી નથી. માટે મારા નામથી જ બીજી મૂર્તિને મૂલનાયક તરીકે સ્થાપો. તેથી શ્રી પાર્શ્વનાથજીની બીજી મૂર્તિ સ્થાપિત કરી, જે અદ્યાવધિ આ લોક અને પર લોકના ફલાર્થી ભવ્ય જનોથી પૂજાય છે. પ્રાચીન પ્રતિમાજીને મૂલનાયકજીની ડાબી બાજુ પધરાવ્યાં છે, જેમનાં પૂજા અર્ચન નમસ્કાર થાય છે અને ધ્વજાદિ ચડે છે. આ પ્રતિમાજી પ્રાચીન હોવાથી 'દાદા પાર્શ્વનાથજી' ના નામે ઓળખાય છે.

આજે પણ આ પ્રતિમાજી સમક્ષ પ્રાયઃ બાળકોની શિરોમુંડનાદિ ક્રિયા થાય છે. તીર્થનો વહીવટ ધાન્ધલ શેઠના સંતાનમાં શ્રેષ્ઠી સીહડ કરે છે, જે અત્યારે ધાંધલ શેઠની ચૌદમી પેઢી છે, એમ વૃદ્ધો કહે છે. આ તીર્થની સ્થાપના ૧૧૦૯ (૧૧૯૦) માં થઇ છે."

—(ઉપદેશસપ્તતિકા પૃ ૩૫–૩૭, રચના સં. ૧૫૦૩, શ્રી જૈન આત્માનંદ સભા.)

ઉપરનું કથન ઉપદેશસપ્તતિકાના કર્તાના સમય સુધીનું છે. પરંતુ અત્યારે તો મૂલનાયકજી શ્રી નેમિનાથજી ભગવંત છે, જ્યારે બન્ને જીરાવલા પાર્શ્વનાથજી તો, જેમ મેં આગળ જણાવ્યું તેમ, મૂલ ગભારાની બહાર શિખરની દીવાલમાં–ડાબી બાજુના ગોખલામાં અત્યારે બિરાજમાન છે. આ મહાન પરિવર્તન ક્યારે થયું તેનો ચોક્કસ ઇતિહાસ ઉપલબ્ધ નથી એટલે તે સંબંધી કાંઇ પણ ચોકકસ લખી શકાય તેમ નથી.

માત્ર હું મનના સમાધાન પૂરતી કલ્પના કરું છું કે મુસલમાની જમાનામાં આ પ્રાચીન અને ચમત્કારી મૂર્તિના સંરક્ષણ માટે શ્રી સંઘે બન્ને પ્રાચીન પાર્શ્વનાથજીની પ્રતિમાઓને મૂલ મંદિરના ગભારામાંથી વર્તમાન સ્થાને પધરાવી હોય તેમ સંભવિત લાગે છે. આ સ્થાન એવું સુરક્ષિત ગનાય ખરું. એકદમ હુમલો કરનાર મૂલ મંદિરમાંની મૂર્તિને ખંડિત કરવા પ્રેરાય ખરો. પરંતુ આવી રીતે બાજુના ગોખલામાં બિરાજમાન મૂર્તિને, એ આવી ચમત્કારી મૂર્તિ હશે તેમ ન સમજવાથી, કશું નુકશાન ન પણ કરે કદાચ એમ પણ બને કે હુમલાની પહેલી ખબર પડે તો આ ગોખલાને ઢાંકી દઇ શકાય અને ચારે બાજુથી ચૂનો કે પથ્થરનું પાટિયું ઢાંકી દીધાથી કોઇ અજાણ્યાને કલ્પના સુદ્ધાં ન આવે કે અહીં મૂર્તિઓ છે. એવું સુરક્ષિત આ સ્થાન છે. બાકી આમ થવામાં ક્યાં ચોક્કસ કારણો છે તે તો જ્ઞાનીગમ્ય જ છે.

આ શ્રી જીરાવલાજી પાર્શ્વનાથજીના ઇતિહાસ માટે શ્રી વીરવંશાવલીમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે.—

"તિવારઇં ધાંધલઇં પ્રસાદ નીપજાવી મહોત્સવે વિ. સં. ૧૧૯૧ વર્ષે શ્રી પાર્શ્વનાથને પ્રસાદે થાપ્યાં શ્રીઅજિતદેવસૂરિ પ્રતિષ્ઠયા.

વીરવંશાવળીમાં ઉપર્યુક્ત પ્રસંગ જીરાવલામાં બન્યાનું લખ્યું છે. આ તીર્થનો મહિમા જોઈને જ કહેવાયું છે કે—

**प्रबलेऽपि कलिकाले, स्मृतमपि यन्नाम हरति दुरितानि ।**
**कामितफलानि कुरुते स जयति जीराउला पार्श्वः ॥**

ભયંકર એવા કલિકાલમાં જેમના નામનું સ્મરણ માત્ર પણ પાપોનો નાશ કરે છે અને ઇચ્છિત ફલને આપે છે તે જીરાવલા પાર્શ્વનાથજી ભગવંત જય પામો.

એટલે આજે પણ નવીન બંધાતા જિનમંદિરની પ્રતિષ્ઠા સમયે, પ્રતિષ્ઠા પહેલાં, **श्रीजीराउलापार्श्वनाथाय नमो नमः** તેમજ દરેક ધાર્મિક શુભ કાર્યોની શરૂઆતમાં **श्रीजीराउलापार्श्वनाथाय नमो नमः** લખાય છે.

જીરાવલાજીમાં દર વર્ષે ભાદરવા સુદી ૬નો મેળો ભરાય છે. ભાદરવા સુદી ચોથે દેરાસરજી ઉપર ધજા ચઢે છે. અને પોષ દશમીનો પણ મોટો ઉત્સવ થાય છે. આજુબાજુથી અને દૂર દૂરથી પણ ભાવિકો અહીં આવી યાત્રાનો લાભ ઉઠાવે છે.

આ સિવાયનાં નીચેનાં સ્થાનોમાં પણ શ્રી જીરાવલા પાર્શ્વનાથજી ભગવંતની મૂર્તિઓ હોવાનું મનાય છે—

૧. ઓરીસ્સામાં આવેલ સુપ્રસિદ્ધ તીર્થ જગન્નાથપુરીમાં ત્યાંના રાજાએ પ્રાચીન કાળમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીનું મંદિર બંધાવ્યું હતું. અને આ તીર્થનો મહિમા—પ્રભાવ બહુ જ પ્રસિદ્ધ હતો. પરંતુ શંકરાચાર્યજીના સમયમાં અહીં તીર્થપરાવર્તન થયું અને તેની ખ્યાતિ અજૈન તીર્થ તરીકે થઈ. પરંતુ ત્યાં જઈને નજરે જોઈ આવનાર મહાનુભાવો તો કહે છે કે, ત્યાં પદ્માસનસ્થ જૈન મૂર્તિ છે. જ્યારે કેટલાક કહે છે કે શ્રી આદિનાથ ભગવંતની મૂર્તિ છે. અને કેટલાક શ્રીપાર્શ્વનાથજી ભગવંતની મૂર્તિ હોવાનું જણાવે છે, પરંતુ જૈન મૂર્તિ છે એમ તો ચોક્કસ કહે છે. અમે અહીંનો એક પ્રાચીન ફોટો જોયો છે કે જેમાં જૈનમૂર્તિ હોવાની સાફ સાફ પ્રતીતિ થતી હતી.

૨. મારવાડમાં સાદરી ઘાણેરાવમાં પણ જીરાવલાપાર્શ્વનાથજીની મૂર્તિ પ્રભાવશાળી છે.

૩. નાડલાઈમાં ડુંગરી ઉપર પણ ચમત્કારિક શ્રીજીરાવલા પાર્શ્વનાથજી છે;

૪. નદોલ, બસોલ, ઘાટકોપર વગેરે સ્થાનોમાં પણ શ્રીજીરાવલા પાર્શ્વનાથજીની ચમત્કારિક મૂર્તિઓ બિરાજમાન છે.

વર્તમાન જીરાવલા તો તદ્દન નાનું ગામડું છે. જૈનોના આઠ દશ ઘર છે. બાકી રાજપૂતો, બ્રાહ્મણો અને બીજી કોમનાં થોડાં ઘરો છે. જીરાવલા ગામ જાગીરદારનું છે. સિરોહી સ્ટેટમાં આવેલું છે. કેટલીક વાર જાગીરદારી ત્રાસ ભોગવવો પડયો છે. પરન્તુ હમણાં તો સિરોહી સ્ટેટ મુંબઈ ઇલાકા સાથે જોડાયાનું જાહેર થયું છે. તેમ આ જાગીરદારી ગામ પણ સાથે જ જોડાયું હશે. આ સ્થાનને હવે સારી જાહેરાત અપાય અને તીર્થનો વિકાસ થાય તે પણ જરૂરી છે. ગામની ચારે બાજુ ટીંબા પણ છે. અવારનવાર જમીન-ટીંબા ખોદતાં જૈનમૂર્તિઓ વગેરે પણ નીકળે છે. એટલે હવે અવસર મેળવી જો યોગ્ય ખોદાણ કામ થાય તો પ્રાચીન જૈનમૂર્તિઓ વગેરે પ્રગટ થવાનો સંભવ છે. એટલે આ બધું જોતાં આ તીર્થ પ્રાચીન છે એમાં તો સંદેહ જ નથી. પ્રાચીન કાલમાં આ તીર્થની યાત્રા કરવા દૂર દૂરથી મોટા મોટા સંઘો આવતા, જીર્ણોદ્ધાર પણ અવારનવાર થતા. તેના ઉલ્લેખો પણ ઉપલબ્ધ થાય છે, જેમાંના થોડા નીચે આપું છું:—

સુપ્રસિદ્ધ ધર્માત્મા, દાનેશ્વરી અને સંઘપતિ, તીર્થોદ્ધારક માંડવગઢના મહામંત્રીશ્વર પેથડકુમાર, ઝાંઝણકુમાર, તેમના પુત્ર ચાહડ વગેરેએ જીરાવલાજી તીર્થની યાત્રાઓ-સંઘ સહિત કરી હતી. માત્ર યાત્રા જ કરી એટલું જ નહિ કિન્તુ અહીં મંદિર પણ બંધાવ્યું હતું. તેમણે બંધાવેલા મંદિરોની સંખ્યામાં "जीरापुरे श्रीपार्श्व" એવો ઉલ્લેખ મલે છે.

ત્યાર પછી સિરોહીના રાણા લાખા (લલ્લ), અને તેમના અમાત્યોને લઈને શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રાએ સંઘ લઈ ને જનાર પ્રા૦ કો૦ ઉજલ અને કાજાએ પણ શ્રી સોમદેવસૂરિ-પુંગવની સાથે સાત દિવસ સુધી આ તીર્થની યાત્રા કરી હતી.

માંડવગઢના સંઘવી વેલાએ આ. શ્રી સુમતિસૂરિજીના ઉપદેશથી મોટો સંઘ કાઢયો હતો, તે પણ અહીં જીરાવલા પાર્શ્વનાથજીની યાત્રાએ આવ્યા હતા.

સં. રત્ના, મેઘા અને જેશાંગે પણ શ્રીજીરાવલા પાર્શ્વનાથજીનો સંઘ કાઢી યાત્રા કરી છે. ૧૫૧૨માં શ્રીજિનભદ્રસૂરિજીએ અહીં રહી મંત્રસાધના કરી હતી અને શ્રીપાર્શ્વનાથ પ્રભુના પ્રસાદથી માંડવગઢના ગ્યાસુદ્દીન શાહની સભામાં વાદ કરી વિજય મેળવ્યો હતો.

ત્યાર પછી ૧૮૯૧માં જેસલમેરના સુપ્રસિદ્ધ દાનવીર બાફણા ગુમાનચંદ બાદરમલે શત્રુંજય ગિરિરાજનો મોટો સંઘ કાઢયો હતો. જેમાં તેવીસ લાખ રૂપિયાનો ખર્ચ કર્યો હતો. તે સંઘ પણ જીરાવલાની યાત્રાએ આવેલ હતો. છેલ્લે વીસમી સદીમાં પણ અવારનવાર નાના મોટા સંઘો અહીં આવે છે, અને તીર્થયાત્રા કરી શાસનપ્રભાવના કરે છે અર્થાત્ આ તીર્થની સ્થાપના થઈ ત્યારથી અદ્યાવધિયં તીર્થમહિમા જીવંત છે. અનેક મુમુક્ષુ ભાવિક મહાનુભાવ તીર્થયાત્રા કરી મનોવાંછિત ફળ મેળવે છે.

છેલ્લે સં. ૧૮૫૧માં શ્રીજીરાવલાના શ્રીસંઘે ૩૦૧૧૧ રૂપિયા ખર્ચી જીર્ણોદ્ધાર કરાવ્યાનો પણ લેખ છે. એટલે કે લગભગ દોઢસો વર્ષ પહેલાં તો આ તીર્થનો જીર્ણોદ્ધાર થયો છે. જે પછી હવે હમણાં ફરી જીર્ણોદ્ધારનું કામ શરૂ કરવામાં આવ્યું છે. જીર્ણોદ્ધાર મજબૂત અને સારો થાય છે. બધા શિલાલેખો, જીર્ણોદ્ધાર સમયે, બરાબર જળવાય એ માટે અમે ઘટતી સમજણ-સૂચનાઓ આપી છે. ત્યાંના વહીવટદાર મહાનુભાવો અમારી આ સૂચનાઓનો જરૂર અમલ કરશે એવી ઉમેદ છે.

જિનમંદિરની પાસે નવી ધર્મશાળાનું કામ ચાલી રહ્યું છે. ચારે બાજુ ફરતો મજબૂત કોટ તૈયાર થયો છે. અહીં એકાદ સારું વિદ્યાનું ધામ—ગુરુકુલ અને જ્ઞાનમંદિર થશે, એવી પદ્ધતિથી કામ ચાલી રહ્યું છે.

ગામમાં નાનો સરખો ઉપાશ્રય હોવા છતાં ઉપર કહ્યું તેમ શ્રાવકોનાં ઘર ઘણાં ઓછાં હોવાથી સાધનોની ઘણી જરૂર છે. અહીંથી ત્રણ ગાઉ દૂર આવેલ સીલદર ગામના શ્રાવક જ મુખ્યત્વે આ તીર્થનું કામ સંભાળે છે. જીર્ણોદ્ધારનું અને ધર્મશાળાનું કામ ચાલી રહ્યું છે તે પણ તેમની લાગણી અને શ્રદ્ધાનું ફળ છે.

યાત્રા કરવા યોગ્ય આ તીર્થમાં જાત્રાળુઓ વધુ પ્રમાણમાં આવતા થાય તો આ તીર્થ જરૂર વધુ જાહોજલાલીવાળું બને.

આ તીર્થમાંથી જે શિલાલેખો મળ્યા છે તે ઘણા ઉપયોગી અને ઐતિહાસિક માહિતીથી ભરેલા છે, જેનું અવલોકન આપણે હવે પછી કરીશું. ( ચાલુ )

કવિ શ્રીભૈરવચંદવિરચિત

# શ્રી રાજનગર—ટંકશાળસ્થિત

# શ્રીશ્રેયાંસજિનમંદિર—પ્રતિષ્ઠા—સ્તવન

પ્રેષકઃ—શેઠ શ્રી પનાલાલ ઉમાભાઇ
સંશોધક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી.
( ગતાંકથી પૂર્ણ )

ઢાલ ૬ ( દધિસુત વિનતડી સુણજ્યો રે, શ્રી સુમંધરને કહેજ્યો—એ દેશી )

એહથી મીટે આવાગમણાં, ભવિ સૂણીયો પ્રભુની ઠવણા;
ઠવણાં ભવજલ નિસ્તરણાં, જિન ઠવણાં દુઃખની હરણાં રે,
ભવિ સૂણજ્યો ( આંકણી ) ૧

પ્રભુને પુંખે મનને રંગે, જલ લુંણ ઉતારે દિલ ચંગે;
પ્રધાન વહુ સખીયાં સંગે રે, ભવિ૦ ૨

શ્રાવણ સુદી સપ્તમી દિવસે, ચઉવિધ સંઘ મિલ્યો હલસે;
ચહું દિશિ નરવૃંદ દીસે રે, ભવિ૦ ૩

સૂર્યોદયથી ઘડી બાર વીતે, પાંત્રીશ પલ દહાડો ચઢતે;
સ્વાતિ નક્ષત્રે સુમુહૂર્તે રે, ભવિ૦ ૪

કન્યા લગન કલ્યાણકારી, ચંદ્ર જોગ આવ્યે મનુહારી;
મંગલ ગાવે નર નારી રે, ભવિ૦ ૫

બેઇ ઉમાભાઇ થઇ ભેલાં, તખત ઠવ્યાં પ્રભુ તિણિ વેલા;
નરભવ જાસ થયાં સફલાં રે, ભવિ૦ ૬

પ્રભુ પધરાયાં બડ ભાગી, પુરત પુનની દશા જાગી;
કુમતી લતા કંપી ભાગી રે, ભવિ૦ ૭

શ્રીયંશ મૂલનાયક છાજે, કાંતિયે ઈંદ્ર અરક લાજે;
પાખંતિ ચઉ પડિમા રાજે રે, ભવિ૦ ૮

પંચમી અતિ દાયક પાંચો, સેવો ભવિ મન કરી સાચો;
મણિ તજી કાચે કયાં રાચો રે, ભવિ૦ ૯

અષ્ટાદશ અભિષેક કરીયા, નોતન નવપદ યંત્ર ભરીયા;
શેષ પૂજામાં બસો ત્રણ ધરીયા રે, ભવિ૦ ૧૦

શ્રાવણ સુદી તેરસ ભલી, ભણી સ્નાત્ર અષ્ટોત્તરી નિર્મલી;
કરી પુર ફરતી ધારાવલી રે, ભવિ૦ ૧૧

વીરો નાયક તેમાંએ ગવાંણી, પાંચ પકવાંણેં પુજ ઉલટ આંણી;
અમદાવાદી ગુણખાણી રે, ભવિ૦ ૧૨

ભણ્યાં અણ્યાં સહૂ પુન્યવંતા, પડિમા રાગી જયવંતા;
ધર્મના શુરા મતિ મંદા રે, ભવિ૦ ૧૩

ઠવણાં કીધ વિધિશેતી, વિધિ બહુ કીધ કહું કેતી;
અલ્પ કથી કીધી જેહથી રે, ભવિ૦ ૧૪

સહુ ઇમ કરો ઉત્તમ કરણી, એ છે શુદ્ધ શિવની શ્રેણી;
ચઉગતિ દુઃખની કાતરણી રે, ભવિ૦ ૧૫

જિનપડિમા વિધિસ્યું ઠવણી, તિહુઅણ નાયક પિણ પભણી;
નિશ્ચે લહે તે શિવરમણી રે, ભવિ૦ ૧૬

સાહામીવચ્છલ સાંમીની ભકતે, કરી પ્રભાવનાં બહુ જુકતે;
પિણ કવિયણ થોડી વ્યકતે રે, ભવિ૦ ૧૭

કરસ્યે તેહનાં નામ રેસ્યે, પર ભવ સુરનાં સુખ લેસ્યે;
સેરૂપચંદ ભાણે એસ્યે રે, ભવિ૦ ૧૮

દૂહા. સોરઠા.

વિધિ સહિત મન રંગ, ઈમ પ્રભુની ઠવણાં કરી;
આઠો જામ ઉમંગ, હર્ષ હિયે માવે નહીં. ૧

દેઇ માન સંનમાંન, સજ્જન સહુ સંતોષીયા;
દીધો વંછિત દાન, જાચકને જુગતો ભલો. ૨

શેઠાણીને ખંત, ઈમ કરતાં મન ઉપની;
મેટણ ભવ ભય ભ્રંત્ય, તપ માંડું કોઇ રૂઅડો. ૩

ઢાલ : ૭ (ઇડરવાસાની દેશી, તથા ત્રૂટકની દેશી)

શેઠાણી રે, મનમાં વિચાર ઈસ્યું કરે;
ભવિ પ્રાણી રે, દાન દયા દિલમાં ધરે;
ઉમાભાઇને રે, તેડી ભાણે મધુરે સ્વરે;
તપ માંહે રે, અક્ષયનિધિ સહુમાં શિરે રે. ૧

ત્રૂટકની ચાલ

શિરે સહુમાં અક્ષયનિધિ તપ, અક્ષયપદ લેવા ભણી,
આદરે બહુ માન શેતી, હિયમાં ઉલ્લસ ઘણી;
આચવે વિધિ સહિત તપ નિજ, કરે નિત્ય એકાસણાં;
અક્ષય નિધિ પદ અક્ષય દાતા, હું જઉં તસ ભામણાં. ૨

તપની વિધિ રે, નિસુણી નયરમાં ઘરઘરે;
કેઇ નારીઓ રે, તપ કરવા મનશા કરે;
નિજ ઘરમાં રે, પૂછી પૂછીને ટોલે મલી;
ઇમ કરતાં રે, ત્રણસો વીશ થઇ ભેલી. ૩

ત્રૂ. ભલી તપની કરણકારી, ધર્મતત્ત્વની જાણ એ;
મુખ્ય શેઠાણી સખિમાં, કહ્યું તાસ પ્રમાણ એ;
ભોમીશય્યા બ્રહ્મ પાલે, દોષ ટાળે અણુવ્રતા;
ઉભય કાલે પ્રતિક્રમવા, પાપ શમાવા તીવ્રતા. ૪

કાઉસગ્ગય વલી રે, દીજયે પ્રમાણ ખમાસણાં;
ત્રિહુ કાલે રે, દેવાધિદેવને વાંદણાં;
ભલી પૂજા રે, નવ અંગી પ્રભુની કરે;
જિન આણા રે, પક્ષ એક લગી શિર ધરે. ૫

ત્રૂ. ધરે પ્રભુની આણા શિશે, ભણે વિવિધે પૂજએ;
ઇત્યાદિ તપ વિધિ સહિત કરતાં, કર્મ નાશે ધુજએ;
વલી શ્રાવણ ચોથથી, સંવત્સરી લગી રાખીએ;
સકલ સાવજ્જ કામ તજીને, સત્ય સુખ તે ભાસીએ. ૬

ઇણ વિધિસ્યું રે, એહણ પક્ષ અતિક્રમ્યાં;
પણઈદ રે (૧૫), દિવસ ભલિ પરે નિગમ્યાં;
તપ પૂરણ રે, વિધિ સહિતે કરીને રહ્યાં;
તપકારક રે, સહુનાં મન બહુ ઉમટયાં. ૭

ત્રૂ. ઉમટયાં સહુના મન સુચંગા, ભકિત ગુણહૃદયે ભર્યાં;
જાણીએ જિનરાજને વચને, તપ કરી કેઇ નિસ્તર્યાં;
હિવે મહિમા કરણ કાજે, સજે વરગોડો શિરે;
કલસ ત્રણ શત વીશ ઉજ્જવલ, અખય અક્ષત લઈ ભરે;
કંકુમાદિક કરી પુંજી, પૂંગી ફલ માંહિ ધરે;
તેહ ઉપર ઠવી શ્રીફલ, વસ્ત્ર આચ્છાદન કરે. ૮

નિલાં પીલાં રે, રાતાં વસ્ત્ર હીરાગલી;
કુંભ કુંક્ષ અતે રે, જાણો એકેકસૂ મન રલી;
ગ્રેવાસૂત્રની રે, કલસને બાંધી રાખકી;
સોહાસણી રે, ચતુરા કલસ શીશે ધરી. ૯

ત્રૂ. ધર્યાં શિશે કુંભ એટલે, સજન જન સહુકો મિલ્યાં;
બાલ પુન ગોપાલ બાલા, નિસૂણી જોવા ખલભલ્યાં;
વરથક મંગલ તૂર વાજે, ભેરી ભૂંગલ નાલ એ;
અરહંગ સાંહક ઝાંઝ ઝલ્લરી, તાલ પુન કંશાલ એ. ૧૦

વાજી પર રે, ધૂંશ નિશાણની ઘોષના;
વલિ વાજિત્ર રે, કેહિક દેશ વિલાયતના;
ઈંગરેજી રે કરી દરવેશ તે નવ નવા;
તે વજાવે રે, વાજીંત્ર કાનને એહમના. ૧૧

ત્રૂ. ઇંકમનાં થઇને સહુ વધાવે, સકલ જન હરખીત ભયો;
સજિજત ભૂષણ હય ગયાદિક, રૂપ્ય કનકાદિક મયો;
ભટ સુભટ થટ ધન ધરટ જોધા, પ્રબલ સામંત સૂર એ;
ગારદી તૂરકી અશ્વપાલા, ચઢયાં ચલિં પૂર એ. ૧૨
વલી કૌતલ રે, હય થઈ થઇ કરી ચાલતાં;
વારૂ ગયવર રે, સુંડ પ્રચંડ ઉલ્લાલતાં;
જરકશનાં રે, કશિત પલ્લાણ સોહામણાં;
ગાવે ગોરી રે, મંગલ હર્ષ વધામણાં;
ત્રૂ. વધામણાં ગાવંતી ગોરી, જડિત કનકાભૂષણાં; ૧૩
તે પેહેરી બાલા અતિ વિશાલા, હેમ મંડિત કંકણ;
નયરના શેઠયા મોટા મોટા, અમર સૂત શમ બની ઠરી;
કુંમર કુંમરી રથે બેસે, કેઈક ચઢિયા ગજ તુરી. ૧૪
મ્યાંના પાલખી રે, રથ બગી સ્યાર સોહતા;
છબીવંતા રે, વરઘોડે મન મોહતા;
ચઢી જોવે રે, જાલી ગોખ ઝરોખથી;
લટકાલી રે, કેઈ નર જોવે મોજથી.
ત્રૂ. મન મોજ શેંતી કિયો ઉચ્છવ, ગયણ ગર્જારવ થયો; ૧૫
તેહ ઉચ્છવ પેખવાને, મેઘ પિણ ચઢી આવીયો;
મેઘ તવ આદેશ દીધો, શ્રમ શમન છાયા કરો;
ઘન ઘટારૂપે છવ્યો અંબર, વરસીયો સુખ જલધરો. ૧૬
તે દેખી રે, સુર સહુ અનમેખિક થયાં;
સુરનાં સુખ રે, દુઃખ કરીને તિણે લેખવ્યાં;
વર નર ભવ રે, ધન્ય કરી માંન્યો સ્વરૈ;
નર ભવની રે, દેખી દેવ ઇચ્છા કરે
ત્રૂ. કરે ઇચ્છા અન્ય જણ પિણ સદા મોહોત્સવ દેખીને; ૧૭
ધન ધન શ્રાવક ધર્મ એહવો, અપરથી કહો કિમ બને;
ઇણી છબીથી નયરમાં ફિરી, ગયા માણેકચોકમાં;
એમ ઉત્સવ કર્યો મોટો, સુજસ વાધ્યો લોકમાં. ૧૮
ઘેર આવી રે, વારુ કીધ પ્રભવના;
શ્રીફલની રે, શુદ્ધ પત્તાસાં સોહામણાં;
સાહામીવત્સલ રે, ભાવ થકી કીધો વલી;
ખીનખાપની રે, દીધી ઉભય ભલી કોથલી. ૧૯

ત્રૂ. કોથળ્યો દીધી શોભ લીધી, ચિનાઈ થ્યાંહાં ફિરિ;
રત્નત્રયી શુદ્ધિને કાજે, ત્રિણુ પ્રભાવનાં કરી;
તિણુ સમે તપગચ્છ તણાં મંડાણુ, શ્રી દેવેન્દ્રસૂરીશ્વરુ;
ચઉ માસ ઠાયો રાજનયરે, પંડિતાં અલાંવશરુ ૨૦
તિહાં રાખ્યાં રે, સંઘ બહુ આગ્રહ કરી,
ઠવણુામાં રે, શેઠાણી હર્ષે કરી;
તેને તેડયાં રે, ઢોલ નિશાણુ સુવાજતે;
વાસખેપને રે, મંત્ર સહિત કરી છાજતે. ૨૧
ત્રૂ. છાજતે શ્રી સંઘ ચઉવિધિ, સવિ દેશ વિદેશમાં;
કરો એહવા કામ, ઉત્તમ, ના પડો સંકલેશમાં;
શ્રી જિન પ્રતિષ્ઠા તપોગચ્છ-વિધિ કરી હુંસે ઘણી;
વરણુતાં તો પાર ન આવે, લેશ ભેરવચંદ ભણી. ૨૨

ઢાલ ઃ ૮ (લાલ ગુલાલ આંગી બની રે- એ દેશી)

સોરઠા—નિસૂણ્યો પૂર્વ સંબંધ, તેહથી શેઠાણી કર્યો;
સુકૃત કમાઈ ભવિ કીજીયે રે, તેહમાં તપ દઢ રંગો લાલ;
સુંદરીની પરી પામસ્યો રે, શ્રી જિનધર્મ અભંગો-લાલ;
સુકૃત કમાઇ ભવિ કીજીયે રે. એ આંકણી ૧
રાજગૃહી પુર જાણીએ રે, માગધ દેશ મઝારો લાલ;
શંવર શેઠ વસે તિહાં રે, તેહની પુત્રી ઉદારો લાલ સુ૦ ૨
સુંદરી નામ સોહામણો રે, જિન મત તત્ત્વની જાણો લાલ;
પૂર્વ સુતપનાં પ્રભાવથી રે, પ્રગટયાં અક્ષય નિહાણો લાલ સુ૦ ૩
શ્રી નાણી ગુરુજીને પૂછીયો રે, પ્રગટ નિહાણુ સ્વભાવો લાલ;
ગુરુજી બતાવે જ્ઞાને કરી રે, અતીત અનાગત ભાવો લાલ સુ૦ ૪
ગત ત્રિણુ ભવનાં બતાવિયાં રે, સુખ દુઃખ પુન્ય ને પાપો લાલ;
અક્ષયનિધિ તપથી થયો રે, પ્રગટ નિહાણુ પ્રતાપો લાલ સુ૦ ૫
અપર કથા એહની ઘણી, ધર્મ વિનોદ વિલાસો લાલ;
તેહ થકી તપ વિધિસ્યું કીયો રે, પૂરવા મનહાની આશો લાલ સુ૦ ૬
વલી જિનશાલા માંડી ભલી રે, જ્ઞાન આરાધન કાજે લાલ;
ફત્તાશાહની પોલમાં રે, બાંધી પુન્યની પાજો લાલ સુ૦ ૭
મોટો બીજા દેરા તણો રે, ચાલે કામ અપારો લાલ;
જેહની હુંશ અછે ઘણી રે, તેહનાં હિયડાં મઝારો લાલ સુ૦ ૮
જાત્રા નવાણું કરવા તણી રે, વળી મન મોટી છે ખંત્યો લાલ;
પીસ્તી પણુચ્ચાર (૪૫) આગમ તણાં રે, ઉજમણાની અત્યંતો લાલ સુ૦ ૯

એ સવિ તેહનાં પૂરસ્યે રે, વંછિત શાસનદેવો લાલ;
પિણ તેહને એહિ જ આવીયો રે, ઉદયે ધર્મનો મેવો લાલ; સુ૦ ૧૦
આજ ને કાલે છે સંઘમાં રે, દીપક સાન ઉજાસો લાલ,
ભેરવચંદ જેહનો અછે રે, પ્રગટ અખંડ પરકાશો લાલ સુ૦ ૧૧

ઢાલ: કલસની ( શમ દમ ખંતી તણાં ગુણ પૂરાં—એ દેશી; રાગ ધન્યાસિરિ. )

સેવો શ્રી જિન ધર્મ સોભાગી રે, છાંડો સકલ પ્રમાદોજી,
આપા સહિત કરો શુદ્ધ કરણી, જિમ ગુણઠાણે વાધોજી.
સેવો શ્રી જિનધર્મ સોભાગી ( એ આંકણી ) ૧

કર જોરી કહું ધરમી સજનાં, સૂણીયો અરજ ચિત્ત લાય:
બોલપમેં ગુણવંત સુજ્ઞાની, કાલ વ્યતીતો જાયજી સે. ૨
છીજત છીન છીન આયુ સદાહિ, અંજલિ જલ જિમ મિતજી;
કાલચક્ર તારે શીશ ભમત હે, સૌવત કહાં તું અભીતજી. સે. ૩
સમયમાત્ર પરમાદ નિરંતરે, ધર્મ સાધના માંહીજી;
અથિર રૂપ સંસાર લખીને, સજ્જન કરીયે નાહિંજી. સે. ૪
મેરા મેરા મ કરો વલ્લભ, તેરાં હે નહિ કોઇજી;
ભ્રાતાજી પરિવાર તણાં એ, મેલા હે દિન દોયજી. સે. ૫
તન ધન જોબન અસ્થીર કારમાં, સંધ્યા રંગ સમાનોજી;
સકલ પદારથ છે સંસારિક, સ્વપ્ન રૂપ ચિત્ત જાનોજી. સે. ૬
એસા ભવ નિહારીને નિત્ય, કીજે જ્ઞાન વિચારજી;
ન મીટે જ્ઞાન વિચાર વિના કણુ, અંતર ભાવ વિકારજી. સે. ૭
ભવ પરિભ્રમણ કરતાં તુજને, મુશકીલ મિલિયો છે વેતજી;
હિયે રામ જ કહ્યું હો તુંમારે તો, ચેત શકે તો ચેતજી. સે. ૮
ધન ધન શેઠ હઠીસીંહ સંઘમાં, ધન ધન જસૂ ઘર નારીજી;
ધન ધન રાજનયરના શ્રાવક, શાસનનાં હિતકારીજી. સે. ૯
શેઠ પ્રેમાભાઈ તિલક તે પુરનો, ઉભય ઉમાભાઇ જાણોજી;
જેસિંઘભાઇ પુન શેઠ શ્રીમાલી, મગનભાઈ પરિમાણોજી. સે ૧૦
સૂત્ર સિદ્ધાંતનાં જાણ સુબુદ્ધિ, શ્રીજિનપડિમાના રાગીજી;
નિવડ નિપુણ ધોરી જિનમતનાં, દૃઢ રંગી બહભાગીજી. સે. ૧૧
સકલ સંઘ જયવંત પ્રવર્તો, રાજનયરનો વિશેષોજી;
આજ ને કાલે શાસન દીપાવે, મન ધરી અધિક જગીશોજી. સે. ૧૨
મેં પણ સુજસ સુણ્યો એ પુરનો, તેહવું પરતીક્ષ દીઠુંજી;
શર્કર પય મિશ્રિતથી અધિકો, લાગો મુજને મીઠુંજી. સે. ૧૩

ધર્મઘોષસૂરીનાં ગચ્છમાંથી, નિકસી સાખા સુરાણોજી;
દોલતચંદ શીશ મોતીચંદ, શીષ્ય ભેરવચંદ જાણોજી સે. ૧૪
સંવત નંદ શશી પણ ઈંદુ (૧૯૧૫), ભાદ્રવ કૃષ્ણ સુમાસોજી;
તિથી એકાદશમી ગુરૂવારે, વીરચ્યો સંઘ વિલાસોજી. સે. ૧૫
મંદમતી કલીકાલ તણો હું, અલ્પબુદ્ધિ ગુણહીણજી;
તેહથી ભૂલ ચૂક કહ્યું હોય તો, શુદ્ધ કીજો પરવીણજી. સે. ૧૬
હીનાધિક કથના કછુ થામે, કવિયણપણાથી કીધીજી;
તાસ મિચ્છામી દુક્કડ સુજને, થાજો પ્રસિદ્ધ પ્રસિદ્ધજી. સે. ૧૭
જે એ ભણસ્યે ગુણસ્યે ભવિ, લેસ્યે તે રંગ રસાલાજી;
સંઘ સહિત શ્રી જિન ગુણ ગાતાં, નીત નીત મંગલમાલાજી સે. ૧૮

॥ ઇતિ શ્રી રાજનગરપુરે, ટંકશાલ મધ્યે શ્રી શ્રેયાંસનાથ ચૈત્ય શેઠ ઉમાભાઇ કરાપિત, તસ્ય સંબંધ સંપૂર્ણ—સમાપ્તં ॥
॥ દુહા ગાથા સર્વ ગાથા સંપૂર્ણ શ્રી રસ્તુ મંગલં ભવતુ ॥

સંવત ૧૯૧૬ના વર્ષે કાર્તિક માસે કૃષ્ણ પક્ષે તીથો ત્રયોદસ્યાં સોમવાસરે લિપી સમાપ્તં લિપીકૃતં બાવાગિરજી. લેખકપાઠકશ્ચિરં જીયાત્ ॥

શ્રીરાજહર્ષવિરચિત

# નેમિનાથ–ફાગ

સં૦–પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી. (ત્રિપુટી)

સોગી રે મન ભાવીયો રે, આયો માસ વસંતો રે કે;
નરનારી બહુ પ્રેમસુ, કેલ કરે ગુણવંતો રે,
　　　　ફાગ રમો મિલ જાદવા (એ ટેક) (૧)

ગિરધર નેમ કુમારો રે કે, ઉદ્ધવજી મહસેનજી;
મિલિયા દશ દશારો રે, ફાગ રમો મિલ જાદવા. (૨)

બલભદ્રજી બોલે તિહાં રે, સાંભલ સારંગપાણી રે કે;
ચાલો રે નંદનવન જાઇએ, કેલ કરાં મન માની રે કે. ફાગ૦ (૩)

મોર્યા આંબા આંબલી, મોરી દાડિમ દાખો રે કે;
કોયલ કરઈ ટહુકડા, બેઠી સરલે સાખો રે કે. ફાગ૦ (૪)

નાલેરી નીંબુ ઘણા રે, નહી નારંગ પારો રે કે;
પાડલ પરમલ મહમહે, તિહાં ભમર કરે ગુંજારો રે કે. ફાગ૦ (૫)

મરૂઓ દમણો માલતી રે, જંબુ જૂહી જાયો રે કે;
ફુલી ચંપો કેતકી, સહૂ ફુલી વનરાયો રે કે. ફાગ૦ (૬)

વારૂ વેસ વિરાજતા રે, સીસ સુરંગી પાગો રે કે;
ચંપેલી પુલેલસુ, સુધઈ ભીને વાઘઈ રે કે. ફાગ૦ (૭)

પહિરિ અરઘજા (?) મહકતા રે, કંઠ કુસુમરી માલો રે કે;
ફાગ તણા વષિ કુટરા, ગાવે ગીત રસાલો રે કે. ફાગ૦ (૮)

છયલ છબીલા રાજવી રે, માનીતા મછરાલા રે કે;
સારંગ (?) સંખ પ્રજૂજસું, ખેલે બાલા ગોપાલા રે કે. ફાગ૦ (૯)

ખાસ ખવાસ તિહાં ઘણા રે, સીર સોનારા જાબા રે કે;
પાખતિયા ઉભા રહઈ, હાથ પાનારા ડાબા રે કે. ફાગ૦ (૧૦)

ગેહિર વિચ જે યાદવા રે, તિણુમેં માધવ માજી રે કે;
નેમનગીનો જાણુઈ, સજે કીરત ગાજી રે કે. ફાગ૦ (૧૧)

સોલ સહસ ગોપી મિલી રે, મનમોહન મદમાતી રે કે;
ઘુમરિ ઘાલે ચિહું દિસઈ, નૃત્ય કરઈ ગુણુ ગાતી રે કે. ફાગ૦ (૧૨)

વાજે વીણાં વાંસલી રે, વાજે તાલ મૃદંગો રે કે;
ચંગ વાજે વે ચાલવે, ડફ વાજે ઉછરંગો રે કે. ફાગ૦ (૧૩)

તાન સહિત સ્વર ચાલવે રે, ગાંન કરે ગુણુમાલો રે કે;
માધવજી મન મોહિયો, વાજઇ વેણું રસાલો રે કે ફાગ૦ (૧૪)

રામગરી મલયાંગરી રે, હરિસેના હરિઆલી રે કે;
ગાવે ગીત સુહામણા, દે તાલી મુખ વાલી રે કે. ફાગ૦ (૧૫)

હરિ બોલી હાંસો કરે રે, જાદુ સેના તિહાં વારઇ રે કે;
પુઠિ રહી પહુ પાછલી, નૈનઇ કાજલ સારે રે કે. ફાગ૦ (૧૬)

રૂખિમણિ ખેલઇ રાધકા રે, હસિત મુખી હિણાંખી રે કે;
જંબુવતી ભામાવતી, રંગમે રસ રાખી રે કે. ફાગ૦ (૧૭)

બોલે ભૂલી ભામની રે, બલભદ્રજીસુ બોલઇ રે કે;
ગોઠ દીયો ગોપી ભણી, કટિય પટકો તિહાં ખોલે રે કે. ફાગ૦ (૧૮)

નાખઇ અજા (હાંમર કુમકુમા રે, નાખે ગુલાબ અબીરો રે કે;
ભીંજે ભોગીરા ચોલણા, ભીંજે ગોરીરા ચીરો રે કે. ફાગ૦ (૧૯)

કેસર ઘોલ કપુરસું રે, ભામણિ ભરિ ભરિ લોટા રે કે;
છયલ પુરૂષ છાંટઈ તિહાં રે, હસિ હસિ ઘે તાલો રે કે. ફાગ૦ (૨૦)

છલ દેખી રાણી કહે રે, સાંભલ કંત મુરારો રે કે;
ઘણા દિવસ જાતા તુમ્હે રે, આજ અમારી વારી કે. ફાગ૦ (૨૧)

નાખઈ પિચકા પ્રેમકાં રે, અબીર ગુલાલ ઉડાવે રે કે;
રૂખીમણી ને ચંદ્રાવલી રે, હરિને ઘણું હસાવે રે કે. ફાગ૦ (૨૨)

દેખી દેવર દૂરથી રે, હરિ ભામની ત્યાં આવે રે કે,
નેમકુંવર ઉભો તીહાં, જંબુવતી બોલાવી રે કે. ફાગ૦ (૨૩)

લાજ મરાં ભરે લોકમેં રે, દેવર અતહું કુંવારો રે કે;
વીણુ પરણ્યા હિવે નેમજી, નહી યોગ નીરધારો રે કે. ફાગ૦ (૨૪)

કુડ કપટ ભરાં કેલવી રે, નેમ વીવાહ મનાયો રે કે;
રાજમતી પરણ્યાવશ્યાં, મોરલીધર મન ભાવ્યો રે કે. ફાગ૦ (૨૫)

રાજવીએ મીલી રાજવી રે, કુંવર કુંવર વસીલા રે કે;
ભામીનીસું મીલી ભામણી, ખેલે ફાગ રસાલો રે કે. ફાગ૦ (૨૬)

જોરે જોરે જાદવા રે, જલધર વરણી દેહો રે કે;
ગોપી વીચે વીજલી રે, સોહે અધીક સનેહો રે કે. ફાગ૦ (૨૭)

ફાગ રમી ઘરી આવીયા રે, સુખ વિલસે અસમાનો રે કે;
હોડ કરે કોણુ એહની રે, દિન દિન ચઢતે વાનો રે કે. ફાગ૦ (૨૮)

રાજ કરે રણછોડજી રે, સબ જન મનહ સુહાયો રે કે;
કીરત અંનુરતી (?) તેહને, જેહંને રામ સખાયો રે કે. ફાગ૦ (૨૯)

સમુદ્રવિજય સુત નેમજી રે, જોકી સ[ય]લ પ્રતિપાલો રે કે;
રાજહરખ બહુ પ્રેમસું, ગાયો ફાગ રસાલો રે કે. ફાગ૦ (૩૦)

॥ ઇતિ ફાગ સંપૂર્ણ ॥

॥ સંવત ૧૮૦૭ ચૈત્ર વદી ૦)) નાગપુર મધ્યે ॥

નોંધઃ—આ સ્તવન કયા સંવતમાં બન્યું, કયા ગામમાં રચાયું વગેરે કશી હકીકત સ્તવનમાંથી મળતી નથી. ભાષા જૂની છે. ફાગનું પૂરું વર્ણન આ સ્તવનમાં દેખાય છે. નાગપુર મધ્યે ૧૮૦૭ના ચૈત્ર વદી અમાસે લખેલ હોય તેમ લાગે છે. પછી સ્તવનકારે પોતે જ લખ્યું કે બીજા કોઈ મહાત્માએ એ કાંઈ જાણી શકાતું નથી. આ સ્તવન રાધનપુર સાગરગચ્છના ભંડારમાંની હસ્તપ્રત ઉપરથી ઉતારી અહીં આપ્યું છે. વિશેષ જિજ્ઞાસુએ તે ભંડારની તપાસ કરવી.

# ગુરુશિખરની ૫૦થી ૫૨

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

( ક્રમાંક ૧૫૭ થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે પૂર્ણ )

મહાવીરદેવના કાળે ચાર મતો અને જાણીતા ૭ પંથપ્રવર્તકો હતા તે નીચે પ્રમાણે—

(૧) અજ્ઞાનવાદી (પેટા ભેદ ૬૭), (૨) ક્રિયાવાદી (૧૮૦), (૩) અક્રિયાવાદી (૮૪), (૪) વિનયવાદી (૩૨). કુલ ૩૬૩.

(૧) અક્રિયાવાદ, નાયક પૂર્ણકાશ્યપ, (૨) નિયતિવાદ, નાયક મંખલી ગોશાલક, (૩) ઉચ્છેદવાદ, નાયક અજિત કેશકમ્બલ (૪) અન્યોન્યવાદ, નાયક પકુધકચ્ચાયન. (૫) ક્ષણિકવાદ, નાયક ગૌતમ બુદ્ધ. (૬) વિક્ષેપવાદ, નાયક સંજય વેલટ્ઠીપુત્ત. કહેવાનું તાત્પર્ય એટલું જ કે ઉપરના મતો એ ભિન્ન વિચારસરણી આશ્રયી હતા. બાકી જૈન દર્શનમાં એકધારું સામ્રાજ્ય પ્રવર્તતું હતું, કેમકે જ્ઞાની ભગવંત હતા અને સ્યાદ્વાદ રૂપી વિચાર-પદ્ધતિ હતી. ભગવંત મહાવીરની અનેકાંત દૃષ્ટિની વિચારણાથી ભારતવર્ષના મોટા ભાગમાં જૈન દર્શનની વિજયપતાકા ફરકી રહી હતી. ઐતિહાસિક નોંધથી સાબિત થયેલ છે કે—

"લિચ્છવીઓ કુલીન ક્ષત્રિયો હતા એટલું જ નહીં પણ તેઓ આચાર-વિચારે જૈન હતા, ભગવાન મહાવીરનાં માતાપિતા શ્રીપાર્શ્વનાથના અનુયાયી હતાં, એ જ એમ પુરવાર કરે છે કે લિચ્છવીઓ વૈદિક ક્રિયાકાંડથી વિમુખ હતા અને એ જ કારણે મનુ વગેરેએ તેમને વ્રાત્ય (આર્ય છતાં વૈદિક આચારને નહીં માનનારા) કહ્યા છે." ચેટક મહારાજ આદિ એ કાળના સંખ્યાબંધ રાજવીઓનો ધર્મ જૈન હતો. 'યથા રાજા તથા પ્રજા' એ જનવાયકા મુજબ સહજ અનુમાની શકાય કે એ કાળે "જૈનં જયતિ શાસનમ્" પૂર્ણ રૂપે અમલી બન્યું હતું.

સુમતિચંદ્ર, આટલા જુદા જુદા ઉલ્લેખો પછી પૂર્ણાહુતિ કરતાં મારે ભાર મૂકીને કહેવું જોઈએ કે અન્ય મતોની ટીકા કર્યા વગર આજના યુગના તમારા સરખા ઊંચી કેળવણી લેનારા પૂરી ખંતથી વીતરાગ ધર્મનો અભ્યાસ કરે, એમાં ઊંડા ઊતરે જુદા જુદા પ્રસંગે કહેવામાં આવેલી બાબતોની અપેક્ષાને સામે રાખી તાળો મેળવે તો આજના વિજ્ઞાન યુગમાં અન્ય કોઈ દર્શન કરતાં વિશ્વમાં શાંતિ પાથરનાર અને સાચી આઝાદી સમજાવનાર જૈનદર્શન વધારે હકદાર છે. એની એક જ વાત અને તે એ કે આત્મા, પ્રગતિ સાધતો 'મહાત્મા' અને પૂર્ણતા મેળવી 'પરમાત્મા' યાને ઈશ્વર થઈ શકે છે. આ હક પ્રત્યેક જીવ માટે સ્વીકારાયો છે. ભાઈ, તારે પણ જિનોક્ત નિમ્ન ક્રમ ધ્યાનમાં રાખી, કષાયને ઓછા કરતા, દર્શન જ્ઞાન અને ચારિત્ર રૂપ ત્રણ વિષયમાં પ્રગતિ સાધતા આગળ વધવું. પંચ સમવાયના યોગે મુક્તિદ્વાર એથી ઊઘડશે જ.

ભવિતવ્યતા યોગે અકામ નિર્જરાએ કર્મ ખપાવતાં બે પુદ્ગળપરાવર્ત કાળ સંસાર બાકી રહે ત્યારે જીવ આસ્તિકપણે જિનમાર્ગ સન્મુખ થાય. પછી જીવ ઊંચો આવતો જ્યારે દોઢ પુદ્ગલપરાવર્ત સંસાર રહે ત્યારે જિનોક્ત માર્ગમાં રુચિવંત થાય. જ્યારે એક પુદ્ગલપરાવર્ત સંસાર રહે ત્યારે જીવ માર્ગાનુસારીપણું પામે, મિત્રાદિક દૃષ્ટિ

પ્રગટે અને ન્યાયસંપન્ન વિભવાદિ પાંત્રીશ ગુણ યુક્ત થાય. પછી અનુક્રમે મિથ્યાત્વ મોહનીયની મંદતા કરતો જીવ અર્ધપુદ્‌ગલપરાવર્ત કાળમાં આવે ત્યારે આર્યદેશ, ઉત્તમ જૈનકુળ સંપન્ન થઈ સદ્‌ગુરુના ઉપદેશથી અથવા સહજ સ્વભાવે કોઈ નિમિત્ત પામી યથાપ્રવૃત્તિકરણ કરી ઉજ્જવળ એવા પોતાના આત્મવીર્યોલ્લાસથી બીજું અપૂર્વકરણ કરે, અર્થાત્ રાગદ્વેષ રૂપી ગ્રંથીનો ભેદ કરે. આ ભૂમિકા મહત્ત્વની ગણાય છે.

મિથ્યાત્વમોહનીય કર્મની સાત પ્રકૃતિને ઉપશમાવતો અનિવૃત્તિકરણમાં પ્રવેશી, અંતરકરણ કરી સમ્યગ્ દૃષ્ટિ પ્રાપ્ત કરે, એનું નામ જ માર્ગપ્રાપ્તિ.

સાત પ્રકૃતિમાં અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર કષાય અને મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વ રૂપ ત્રણ મોહિની ગણાય છે.

જ્ઞાની ભગવંતે જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોમાં મોહનીય કર્મને રાજા તરીકે દર્શાવ્યું છે. એની સ્થિતિ પણ સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની કહી છે, જે બાકીના સાત કરતાં અતિ મોટી છે. જ્યાં જીવ એના ઉપર વિજય મેળવતો આગળ વધવા માંડે અને સાચી શ્રદ્ધા અને પૂર્ણ ખંતથી એ પાછળ મંડયો રહે ત્યાં એ પૌદ્‌ગલિક કર્મની તાકાત ઘટવી શરૂ થાય. એના પરની જીત એટલે બાકીના સાતની ભિખારી શરણાગતિ સમજી લેવી.

ગુરુદેવ, થોડા સમયમાં આપે અને મુદ્દાની વાતો સમજાય એવી રીતે કહી દેખાડી છે. જૈનધર્મ અંગે ભણતી પ્રજામાં જે કેટલીક ઉપેક્ષાવૃત્તિ દૃષ્ટિગોચર થાય છે એમાં એક કારણ રૂપે, સમજાવનાર યાને ચાલુ દેશકાળની પદ્ધતિથી એ ગહન વાતોને સરળતાથી ગળે ઉતારનારનો અભાવ છે. આપ સાહેબ, શરૂઆતમાં વાત થઇ તે મુજબ, લેખમાળા શરૂ કરશો તો અમારા જેવાને ઘણો લાભ થશે.

ભાઇ! જ્ઞાનીએ દીઠું હશે તે બનશે. અભિલાષા તો છે જ. આજે તો સાથે જ આ શાશ્વતગિરિની પગથી-વટાવી શ્રી યુગાદિ જિનેશને ભેટીશું. (સંપૂર્ણ)

## ચિત્રાવેલી, ચિત્રવલ્લી, ચિત્ર(ક)લતા અને ચિત્રકુંડલિકા

(લેખક—પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

આ વિશ્વમાં ચમત્કારી વસ્તુઓનો અને વાતોનો કંઈ તોટો નથી. આત્મા જેવા સચેતન પદાર્થની આશ્ચર્યજનક શક્તિઓ—લબ્ધિઓની વાત બાજુ પર રાખીએ તો પણ પુદ્‌ગલની શક્તિયે જેવી તેવી નથી. 'તેજમંતૂરી' જેવો ધૂમનો પણ જો પ્રભાવ હોય તો વનસ્પતિઓના—ઔષધિઓ વગેરેના પ્રભાવની—તો વાત જ શી કરવી? સમરાઇચ્ચચરિય (ભાગ ૬, પત્ર ૫૦૨) માં હરિભદ્રસૂરિએ કહ્યું છે કે "अचिंतो हि मणिमंतोसहीणं पभावो." આ જ હકીકત હર્ષદેવકૃત રત્નાવલિ (અંક ૨, પૃ. ૨૯) માં નીચે મુજબ દર્શાવેલ છે:—

"अचिन्त्यो हि मणिमंत्रौषधीनां प्रभावः"

આમ મણિ, મંત્ર અને ઔષધિઓનો પ્રભાવ ચિંતવી ન શકાય એવો છે.

આ પૃથ્વી ઉપર જાત જાતની વનસ્પતિઓ જોવાય છે. અર્જુન, કાશ, અન્થિક, આમળી, નલ. મુંજા, મુસ્તા, ગૌહિપ, સ્તંબ ઇત્યાદિ એમ ઘાસ પણ કેટલાયે પ્રકારનું ઊગે છે વેલા પણ વિવિધ ગુણોવાળી નજરે પડે છે. અહીં હું એક વેલની—લતાની વાત

વિચારું છું. આ વેલને ગુજરાતીમાં 'ચિત્રાવેલી' કહે છે, સંસ્કૃતમાં એને ચિત્રવલ્લી તેમ જ 'ચિત્રલતા' કહે છે.

શુભવિજયના શિષ્ય પંડિત વીરવિજયે વિ. સં. ૧૮૮૭માં દિવાળીને દિવસે **દ્વાદશવ્રતપૂજા** રચી છે એમાં પાંચમા વ્રતની પૂજાને અંગેની ઢાલની અંતિમ કડીમાં 'ચિત્રાવેલી' નો ઉલ્લેખ છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"ધન શેઠ ધરી ધનમાન, ચિત્રાવેલીને પરિહરી રે,
શુભવીર પ્રભુને ધ્યાન, સંતોષે શિવસુન્દરી રે.—૫"

**વિનયવિજયગણિએ પજ્જોસવણકપ્પ** ઉપર સંસ્કૃતમાં **સુબોધિકા** નામની ટીકા વિ. સં. ૧૬૯૬માં રચી છે. એમાં એમણે નેમિનાથના અધિકારમાં (પત્ર ૧૩૫ આમાં) કાળી અને મૂલ્યશાળી ચીજો ગણાવતાં ચિત્રવલ્લીની નોંધ લીધી છે. વિશેષમાં એ હકીકત એમણે નિમ્નલિખિત પાઇય અવતરણ દ્વારા રજૂ કરી છે.

**" भू १ चित्तवल्लि २ अगुरु ३ कत्थूरी ४ घण ५ कणीणिगा ६ केसा ७।
कसवट्ट ८ मसी ९ रयणी १० कसिणा पए अणग्घफला ॥"**

અર્થાત્ (૧) પૃથ્વી, (૨) ચિત્રવલ્લી, (૩) અગુરુ યાને અગર, (૪) કસ્તૂરી, (૫) ઘણ, (૬) આંખની કીકી, (૭) કેશ, (૮) કસોટી, (૯) શાહી અને (૧૦) રાત્રી એ કાળાં અને અમૂલ્ય ફરવાળાં છે.

ઉપર્યુક્ત અવતરણ કર્યાનું છે તે જાણવું બાકી રહે છે. એ ગમે તે કૃતિનું હો પણ એ પદ્ય વિ. સં. ૧૬૯૬ કરતાં એક બે સદી જેટલી તો જૂની કૃતિનું હશે જ એમ લાગે છે.

**અર્થદીપિકા** રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૪૯૬માં રચી છે. એમાં પરિગ્રહવિરમણ વ્રતને અંગે શ્રેષ્ઠી ધનની કથા છે. એમાં બાર વર્ષના દુકાળની અને વસ્તુઓના ભાવ વધતા જતાની વાત આવે છે. એ વેળા કોઇક પક્ષીના મુખમાંથી ધનની આગળ કાળી ચિત્રલતા પડે છે. એને ઓળખીને ધાન્ય વગેરેમાં શેઠે એના ટુકડાઓ નાખ્યા, એથી એ ધાન્યાદિ અક્ષય બન્યાં—કેમે કર્યાં ખૂટે નહિ એવાં બન્યાં.

**કૃષ્ણ ચિત્રકલતા**—રત્નમંડનગણિએ **સુકૃતસાગર** નામનું કાવ્ય રચેલું છે. એના ત્રીજા તરંગમાંના પેથડની ભાગ્યપરીક્ષાને લગતા પ્રબંધમાં અનેક દુર્લભ વસ્તુઓ ગણાવતાં 'કૃષ્ણ ચિત્રકલતા' પણ ગણાવાઇ છે કે જે 'ચિત્રાવેલી' જ છે. પ્રસ્તુત પદ્ય નીચે મુજબ છે:–

'दुष्प्रापा नृप ! कृष्णचित्रकलता-स्पर्शोपल-स्वर्गसद्—
रत्न-स्वर्णनु-कुत्रिकापण मरुत्कुम्भा गिरां भूरुहः ।
धेनुः कामधुग बुकान्त-युगलीमुक्ताफलांम्भस्तर—
व्याघामध्वनि वेधकारि रसयुगूर्द्ध्वत्रिरेखाद्यः ॥ १०४ ॥

**ચિત્તયલયા** (ચિત્રકલતા)—જયસિંહસૂરિએ વિ. સં. ૧૧૭૬ પછી પરંતુ ૧૨૮૬[1] ની પૂર્વે રચેલા **હમીરમદમર્દન** નામના નાટકના ત્રીજા અંકમાં પૃ. ૨૮ માં નીચે મુજબનું પદ્ય છે:—

**को तुह विणु सुसमत्था इत्थं हम्मीरअहिमुद्दा फुरई ?।
विणु कालचित्तयल्लयं को जलपूरस्स संमुहं चडइ ? ॥"**

આમ અહીં કાળી ચીત્રકલતા'નો ઉલ્લેખ છે એટલું જ નહિ પણ જળના પૂરની સામે એ ચડી શકે છે એમ એની વિશિષ્ઠ શક્તિનો પણ નિર્દેશ છે.

---

૧. હમ્મીરમદમર્દનની એક તાડપત્ર પ્રત સં. ૧૨૮૬માં લખાયેલી છે.

રત્નમંડનગણિએ વિ. સં. ૧૫૧૯ પહેલાં રચેલી ઉપદેશતરંગિણીના લગભગ અંતિમ ભાગ (પત્ર ૨૭૦) માં કૃષ્ણ ચિત્રકવલ્લીનો ઉલ્લેખ છે. પ્રસ્તુત પદ્ય નીચે મુજબ છેઃ—

" द्युमणि-स्पर्शपाषाण—दक्षिणावर्तशङ्खवत् ।
कृष्णचित्रकवल्लीव लाभदं जिनशासनम् ॥

આ પ્રમાણેના ઉલ્લેખો ઉપરથી ફલિત થાય છે કે ગુજરાતી ચિત્રાવેલી, સંસ્કૃત ચિત્રકલતા અને પાઇય ચિત્તવલ્લી તેમજ ચિત્તયલયા એ એક જ વસ્તુનાં વિવિધ નામો છે. વળી આ ચિત્રાવેલીનો વર્ણ કાળો છે.

હવે હું ચિત્રકુણ્ડલિકા વિષે કેટલોક ઉલ્લેખ કરું છું, જેથી એને જ ચિત્રાવેલી માનવી કે કેમ તે વિચારી શકાય.

ચિત્રકુણ્ડલિકા—જિનમંડનગણિએ **શ્રાદ્ધગુણશ્રેણિસંગ્રહ** યાને **શ્રાદ્ધગુણવિવરણ** નામનો ગ્રન્થ વિ. સં ૧૪૯૨થી ૧૪૯૮ના ગાળામાં રચ્યો છે. એના પત્ર ૫ આ ૬ અ માં રંક શેઠની કથા છે. એ શેઠ ઘી વેચનારીની પાસેથી જાતે ઘી તોળતો. તેમ છતાં ઘી ખૂટતું ન હતું. એ જોઇ ઘીના વાસણની નીચે કૃષ્ણચિત્રકુણ્ડલિકા હોવાનો નિર્ણય કરી એણે એ લઇ લીધી. આ જ હકીકત રંક શેઠના પ્રબંધમાં **પ્રબન્ધચિન્તામણિમાં** એના કર્તા મેરુતુંગસૂરિએ આપી છે. આ કૃતિ વિ. સં. ૧૩૬૧માં રચાઇ છે. ભાષાંતર દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતીમાં કર્યું છે, સાથે સાથે એમણે ટિપ્પણો પણ આપ્યાં છે. પૃ ૨૨૬-૭માં ટિપ્પણ દ્વારા એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છેઃ—

" ચિત્રક તો એક વનસ્પતિ (ગુ. ચિત્રો) નું નામ છે. કાળાં ફુલવાળી એની જાતને કૃષ્ણચિત્રક કહી શકાય પણ કૃષ્ણ 'ચિત્રક કુણ્ડલિકા શું? ગુજરાતી 'કુંડળી' ઉપરથી આ આખો શબ્દ કોઇ જ્યોતિષની આકૃતિ ( Astrological Diagram ) નો વાચક છે એમ ટૉની કહે છે.

ચિત્રકુણ્ડલિકા પણ ચિત્રાવલીની જેમ કાળી છે. આ બંનેના નામમાં પણ 'ચિત્ર' છે એ પૂરતું સામ્ય છે. એ ઉપરથી એ બંને એક માનવા આપણે પ્રેરાઇએ તો કેમ!

ચિત્રાવેલીથી જે અક્ષયતા ઉદ્ભવે છે એ વાત વિચારતા સૂર્ય પાસેથી યુધિષ્ઠિરને અક્ષય પાત્ર મળ્યું હોવાની હકીકત યાદ આવે છે. આ હકીકત **મહાભારતના** વનપર્વ અધ્યાય ૩ શ્લો ૫૩-૫૪ માં છે. વિશેષમાં અહીં કહ્યું છે કે આ પાત્ર તાંબાનું છે, અને દ્રૌપદી ભોજન કરી રહે એટલે પછી અન્ન રહેતું નથી.

અંતમાં આ લેખ પરત્વે જે પ્રશ્નોના ઉત્તર બાકી રહે છે તે પ્રશ્ન રજુ કરી આ લઘુ લેખ હું પૂર્ણ કરું છું.

(૧) ચિત્રાવેલી કે એના પર્યાયરૂપ કોઇ શબ્દ કઇ અજૈન કૃતિમાં છે? એ કૃતિ કેટલી પ્રાચીન છે?

(૨) ચિત્રાવેલીના સ્વરૂપ ઉપર વિશિષ્ટ પ્રકાશ પાડનારા ઉલ્લેખો મળે છે? જો હોય તો તે શા છે?

(૩) ચિત્રકલતા તે જ ચિત્રાવેલી છે એમ માનીએ તો વિ. સં. ૧૨૮૬ પહેલાંની કઇ કૃતિમાં એને વિશે ઉલ્લેખ છે?

(૪) ચિત્રકુણ્ડલિકા વિષેનો ઉલ્લેખ વિ. સં. ૧૩૬૧ પહેલાંની કોઇ કૃતિમાં મળે છે ખરો અને હોય તો એ કઇ?

ગોપીપુરા, સુરત, તા. ૧૪-૧૨-૪૮

१३ आदीश्वर फाग दि. ज्ञानभूषण (अनेकान्त वर्ष ४)

१४ नेमि वसंत फाग दि. विद्याभूषण (दि. पंचायती मंदिर, दिल्ली)

इनके अतिरिक्त कहीं कहीं धमालकी भी फागु संज्ञा पाई जाती है। धमाल अब भी होलीमें सर्वत्र गाई जाती है। राजस्थानी एवं हिन्दी में कई जैनेतर धमालें प्राप्त हैं। राजस्थानमें धमालें डफके साथ भी गाई जाति हैं। जैन धमालो में निम्नोक्त ज्ञात हुई हैं—

१ नेमिनाथ धमाल गाथा ४९ ज्ञानतिलक (हमारे संग्रहमें)

२ स्थूलिभद्र धमाल—फाग (गाथा १०७) माल ( ,, )

३ नेमिनाथ धमाल, गाथा ६५ माल जै. गु. क. भा. ३ पृ. ४१६।

४ असाढभूति धमाल कनकसोम (सं. १६३८) (हमारे संग्रहमें)

५ आर्द्रकुमार धमाल ,, (सं. १६४४) ,,

६ चेतनपुद्‌गल धमाल बूचा जैसलमेर भंडार

७ ढमाल (दि०) (अनेकान्तमें)

उपर्युक्त सूचीसे एक नयी बातका पता चलता है कि श्वे. समाज की भांति दि. साहित्य में भी फाग और धमाल संज्ञावालीं रचनायें प्राप्त होतीं हैं।

यहां यह स्पष्टीकरण कर देना आवश्यक है कि कई रचनाओं की संज्ञा प्रतिलेखकोंने अपनी सूचिके अनुसार दे दी है, जैसे आर्द्रकुमार धमाल को कहीं धमाल लिखा है तो कहीं धवल। कभी कभी एक ही रचनाका विभिन्न प्रतियों में धवल, धमाल, फाग, विवाहला, सन्धि आदि मनमानी संज्ञा पाई जाती है। इसी प्रकार उन्हींको कहीं रास, चौपइ, सज्झाय आदि भी लिखा है। बहुतसी रचनाओंमें ग्रन्थकारोंने उसकी संज्ञा सूचित नहीं की और न ऐसी रचनाओंका कोई खास लक्षण व एकरूपता पाई जाती है अतः रचनाओंकी वास्तविक संज्ञाओंके सम्बन्ध में निश्चिततया कुछ कहा नहीं जा सकता।

कतिपय फागु काव्योंका अध्ययन कर पं. अंबालाल प्रेमचन्द शाहने उनका जो लक्षण बतलाया है वह फागु संज्ञक बहुतसी रचनाओं में घटित नहीं होता; यद्यपि उनकी संज्ञा "फागु" स्वयं ग्रन्थकारकी हीं दी हुई मिलती है। वास्तवमें प्रत्येक संज्ञावाली जितनी रचनायें उपलब्ध हों उनका संग्रह कर स्वतंत्र रूपमें प्रकाशित किया जाय तभी विशेष विचार किया जा सकना संभव है।

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

— લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૪ : અંક ૭ ] અમદાવાદ : તા. ૧૫-૪-૪૯ [ ક્રમાંક ૧૬૩

## विषय-दर्शन



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# શેઠ શાંતિદાસ મનિઆ

## [ એક જરૂરી ખુલાસો ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી), અમદાવાદ

“ શ્રી જૈન સત્ય પ્રકાશ ” અંક ૧૫૯–૧૬૦માં મારો “ ભટ્ટારક શ્રી. વિજયલક્ષ્મીસૂરિ ” શીર્ષક લેખ છપાયો છે. ૬૩મા આચાર્ય વિજયમાનસૂરિના પરિચયમાં મેં લખેલ છે કે–ઉપાધ્યાય શ્રી. માનવિજયજીએ નગરશેઠ શાંતિદાસની વિનંતિથી ધર્મસંગ્રહ ગ્રંથ રચ્યો વગેરે.

અમદાવાદના શેઠ મયાભાઇ સાંકળચંદે આ વાંચીને અમને જણાવ્યું કે–“ ઉપાધ્યાયજી મહારાજને ધર્મસંગ્રહ રચવાની વિનંતિ કરનાર શેઠ શાંતિદાસ તે નગરશેઠ શાંતિદાસ નહીં, કિન્તુ અમારા પૂર્વજ શેઠ શાંતિદાસ મનિઆ છે ” શેઠ મયાભાઇની આ સૂચના સાચી છે. કેમકે ઉપાધ્યાયજી મહારાજ પોતે જ ધર્મસંગ્રહની સ્વોપજ્ઞ વૃત્તિમાં બતાવે છે કે–જેણે શુદ્ધ તર્કબુદ્ધિથી દરેક દર્શનમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે, જે તપગચ્છમાં પ્રધાન છે, જેણે કાશીમાં મોટી સભાઓ જીતી જૈન શાસનમાં પ્રભાવના કરી છે, જેણે તર્ક પ્રમાણ નય વગેરેની વિવેચના વડે પુરાણા શ્રુતકેવલીપણાને રજુ કર્યું છે તે મહોપાધ્યાય યશોવિજયજી મહારાજે આ ગ્રંથમાં સંશોધન સંયોજન આદિ કરી મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. અને તેમનો હાથ પકડીને સમાચારી વગેરેથી દુર્ગમ એવા આ કાર્યમાં પ્રવૃત્તિશીલ થયો છું ( ૧૦–૧૨ ).

સિદ્ધાંત, વ્યાકરણ, છંદ અને કાવ્યાદિમાં નિષ્ણાત મહોપાધ્યાય લાવણ્યવિજયે આ શાસ્ત્રનું સંશોધન કર્યું છે (૧૩).

આ ગ્રંથ સં. ૧૭૩૧ ના વૈ૦ શુ૦ ૩ ના દિવસે બનાવ્યો છે. (૧૪ )

વળી ગુજરાતના અમદાવાદ શહેરમાં શ્રીમાલી મનિઆ શેઠ રહે છે, જે બહુ ધર્મી છે. અમે પણ તેનાં વિવિધ ધર્મકાર્યોનું સંપૂર્ણ કથન કરી શકીએ તેમ નથી (૧૫–૧૬). તેનો પુત્ર શાંતિદાસ છે જે ગુણવાન છે, ઉદાર છે, જગતમાં પ્રસિદ્ધ છે, જગડુશાહથી અધિક સત્કાર્યનો કરનાર છે, જેણે ગરીબોને અન્ન વસ્ત્ર ઔષધિ વગેરે આપી દુકાળનું નામ જ ભૂસી નાખ્યું છે, જેણે જ્ઞાતિવાળા અને સાધર્મિકોનું બહુ સન્માન કર્યું છે. જેણે વૃદ્ધાવસ્થામાં ઘરનો ભાર પુત્રોને સોંપી શાસ્ત્રશ્રવણ વગેરે ધર્મકાર્યમાં જ પ્રીતિ જોડી છે અને જેને સાધુધર્મ તથા શ્રાદ્ધધર્મ સાંભળવાની ઉત્કંઠા છે, તે શેઠ શાંતિદાસની પ્રાર્થનાથી મેં આ ધર્મસંગ્રહ બનાવવા પ્રયત્ન કર્યો છે (શ્લોક ૧૭–૧૮).

[ અનુસંધાન ટાઇટલના ત્રીજા પાને ]

॥ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | विक्रम सं. २००५ : वीरनि. सं. २४७५ : ई. स. १९४९ | क्रमांक |
|---|---|---|
| अंक ७ | चैत्र वदि ३ : शुक्रवार : १५मी एप्रील | १६२ |


पण्डितश्रीकल्याणकुशलकृतं

## श्रीवीरस्तोत्रम् ।

सं—पूज्य मुनिमहाराज श्रीरमणिकविजयजी

॥ वसन्ततिलका ॥

आनन्दमेदुरमहोदयबद्धलीलं, लीलावहीलितमदं गलितावहीलम् ।
देवासुरावनतपादतलं गभीरं, वीरं नये ×नवपथं विनयेन धीरम् ॥ १ ॥

नामाऽपि ते चिरनिकाचितपापपूग–माकन्दकन्दल निकन्दनकारिजापम् ।
नो सन्दिहे ननु भवन्तमलं नुवन्तो, नैके नरा अतुलसिद्धिभरं लभन्ते ॥ २ ॥

नूनं निरञ्जन ! चिरं जनरञ्जनाय, का का कला न कलितोदरपूरणाय ? ।
एका न काऽपि कलिता भवतो भदन्त !, जायेत रञ्जनमरं जैनतातिरेकि ॥ ३ ॥

देवी न काऽपि वरदा विमला [सु]मेधा, सिद्धा न काचन कला न कलं दिकाऽपि ।
नो वा निघण्टुघटना सुघटीबभूवा–ऽऽरम्भे तथापि मम *साहसमेव मूलम् ॥ ४ ॥

कामं भवन्तु भुवने भव वीतरागा, नीरागता तव महामुनिवन्दनीया ।
लोकोत्तराऽरुणसमानि भवन्ति किं वा, नानावसूनि वसुराजिविराजितानि ? ॥ ५ ॥

---

× नवपथं स्तुतिविषयमित्यर्थः ॥

१ पापानां पूगः समूहः तल्लक्षणो माकन्दो वृक्षः, माकन्दशब्दस्याम्रवाचकत्वेऽपि "विशेषशब्दा अपि क्वचित् सामान्यवाचका भवन्ती"ति न्यायमाश्रित्य वृक्षमात्रवाचकत्वम्, अर्घः पद्मानि इत्यादिवत् । प्राकृतपक्षे पकारस्य यदि वत्वसंदेहस्तदा "अपकिलंताणं"ति प्रयोगोऽन्वेषणीयः, अत्रापार्षत्वसन्देहे "अपशयं अपमाय"मित्यादिस्तोत्रमन्वेषणीयम् । २ लोकोत्तरमित्यर्थः । * स्तुतेरिति शेषः ॥ ३ निघण्टुर्नाम सङ्ग्रहः । ४ रत्नानि । ५ तेजः ।

जीवा निरञ्जन! समीहितसिद्धभावा, भावावधूतभवभङ्गुरभूरिभावम् ।
देवं भवन्तमवहाय निरुद्धसङ्गं, नालं ससङ्गमपरं मनसा भजन्ति ॥ ६ ॥

भावी भवोऽथ तनुको मम वीरदेव !, सेवा मया सकलपापहरी तवाऽऽपे[६] ।
किंवाऽनुहंसमुदयञ्चतमन्धकारं, पीडावहं भवति भूवलये कदापि ॥ ७ ॥

जातानुरागघरणीधवमाधवादि-संसेवनीयचरणं चरणं चरन्तम् ।
आसन्नसिद्धिकमला विमलावसाया, देवं नमन्ति न परं भवगा भवन्तम्? ॥ ८ ॥

लीलाविलासकिलिकिञ्चितहावभाव-बिब्बोकमन्थरगमागमचारुदेहा ।
सम्मोहिनी धवलबालमरालमत्त-मातङ्गहारिगमना पिकमञ्जुकण्ठी ॥ ९ ॥

बाढं विलोचनविकूणनसङ्गतेन, बिम्बाधरेण दरहासनिभालितेन ।
वेणीभुजङ्गमसहायमदोद्धुरेण, मोहं परं तरुणमानसमानयन्ती ॥ १० ॥

हारावलीकनकचम्पकचारुबद्ध-सन्नीलकञ्चुकपयोधरभारखिन्ना ।
भालेऽलकालीवलनेन मनो हरन्ती, नारी मनो नयति साऽपि न ते विकारम् ॥ ११ ॥

॥ त्रिभिर्विशेषकम् ॥

आगारवासविरमाय समुल्लसन्तु, सावेगमागमगणं सुचिरं भणन्तु ।
हे देव ! ते चरणकारणमन्तरेण, संसारपारमधिनाथ ! कथं लभन्ते ? ॥ १२ ॥

सम्पन्नसिद्धिरमणीवरसङ्गमाय, निस्सङ्गमानसरसालविहङ्गमाय ।
कामं नमो निखिलजन्तुसमीहितार्थं, सम्पूरणादरपराय परागमाय ॥ १३ ॥

आकन्दमन्दरमहीधरधीरभावं, संसारनीरनिधितारणनद्धनावम् ।
वीरं भजे सजलमेघगभीररावं, लोकावलोकितमहो ! विपुलानुभावम् ॥ १४ ॥

भावावबोधकरणं चरणाभिरामं, बाढं महोदयमयं नवमञ्जुलाभम् ।
वुद्धादरं सुगमभङ्गतरङ्गसङ्ग-[११]मीहे महामहिमगेह ! समागमं ते ॥ १५ ॥

---

६ प्राप्ता । ७ सूर्योदयानन्तरं तमः किं लोकं पीडयति, अपि तु नेत्यर्थः । ८ शैवाः संसारभ्रमणकारिणा वा । ९ कटाक्षः । १० आयो लाभः, अयो भाग्यं वा । ११ ते तव समागममीहे, समाऽविषम्श्वासावागमश्च तम्, यद् हृदये आगमनं वा । तत्रागमपक्षे-भावा० पदार्थमात्रप्रकाशकम्, च० चरणसप्तत्यादिविचारसुन्दरम्, म० मोक्षप्रधानम्, नव० अपूर्वार्थप्राप्तिकारकम्, बु० सौगतादिभयरहितम्, सु० शोभन-सदृशपाठभङ्गरचनारूपतरङ्गयुक्तम् । चित्तागमनपक्षे- भा० चित्ताह्लादकारकम्, च० चर्यामनोहरम्, म० उदयकारकम्, न० नवा मञ्जुला आभा यस्य भामण्डला-न्वितत्वात्, वु० ज्ञानिनामादरो यत्र, सु० सुलभा भा पदैकदेशे पदसमुदायोप-चारात् प्रतिभा यस्मात्, स० निरञ्जनमित्यर्थः ॥

कामं समोहमदमायसहायलोभं, हे वीर देव! कथमेकपदे निहंसि ?।
हुं नाम नागदमनी गरलं सकण्ठ–बन्धादिरोगमखिलं किमु नो निहन्ति? ॥ १६ ॥
उद्दामधामसुरदानववासवादि–मन्दारदामपरिपूजितमादरेण ।
पादारविन्दमघतापनिवारणाय, के के विभो! तव नरा न चिरं महन्ति? ॥ १७ ॥
कङ्केलिपल्लवनदुन्दुभिचामराली–भामण्डलाऽऽतपनिवारणफुल्लपुञ्जम् ।
सिंहासनं च वरभेरीरवाभिरामं, नूनं मनो रमयते जिन! ते समाजे ॥ १८ ॥
लोके न के हरिहरादिसुरा अनेके, जानामि सङ्गतगिरं हितदं भवन्तम् ।
किं नाऽवलोकयसि दीनमिमं भजन्तं, चिन्ताभरं किमपरं हर मे दयालो! ॥ १९ ॥
आखण्डलामरनराधिपवासुदेव–सम्पल्लतागहनपल्लवने पयोद ! ।
चामीकरच्छवितनो ! मम वीरदेव!, संवेगसङ्गमसङ्गम! मे विधेहि ॥ २० ॥
बाढं पराभवकरं चिरकालरूढं, गूढं ममाऽमम ! पुराभवमन्तरायम् ।
दूरं निराकुरु गुरो! करुणानिवास!, किं नो फलाय[12]सुरसालमरालसेवा? ॥ २१ ॥
के के नरा न कलयन्ति कलाविलासं, भिन्दन्ति दन्तितिवहं किमु नो सहेलम्?।
जानन्ति सूरिविसरा बलवन्तमन्त–रङ्गारिभङ्ग[13]चणमङ्ग ! भवन्तमेव ॥ २२ ॥
कल्लोललोलनविलोलतिमिङ्गलाली–सङ्कटभीममपि ते तव नामतोऽमी ।
गम्भीरतादुरवगाहजलावगाह–खिन्ना नरा लघुतरं जलधिं तरन्ति ॥ २३ ॥
कण्ठीरवोरगमहोदरवारणाजी–राजीसमुत्थदरदारगबद्धकच्छम् ।
वीरं सुराजनरराजसमाजपूजा–सम्भारभाजनमुरीकरवाणि चित्ते ॥ २४ ॥
केलीरसो न हि न सा रमणीरिरंसा, भूमण्डलं न च न वा कनकं समीहे।
नो नाकसम्पदमथो नर सम्पदं वा, हे देव! देहि मम ते सविधे निवासम् ॥ २५ ॥

॥ मालिनी ॥

विरम विरम कामाऽऽगामिलाभाय ग्रामा, अलमिह नहि रामा तानमानाभिरामाः ।
[14]गुणिगणगणिनाऽमा सिद्धिसंसिद्धिधामा, जयति परमधामा पारगो वीरनामा ॥२६॥

॥ हरिणी ॥

चरणकरणोपेताचारं गमावलीसङ्गमं, कुनयघटनाचिन्तापङ्केरुहालीघनागमम् ।
सदयजनताचित्तानीतोपकारसुरागमं, विदितमहिमालोकालोकं महामि तवागमम् ॥२७॥

---

१२ सुरसालाः कल्पवृक्षास्तेषु मरालो महान् । १३ दक्षम् ॥
१४ गुणिनां गणो यस्य तादृशेन गणिना गणधरेण अमा सार्द्धम् ॥

॥ शिखरिणी ॥

विगाहन्ते जीवा अवनिजलतेजोऽनिलगतिं, लभन्ते कीटालीनरसुरभवं वासवपदम् ।
सहन्ते ही! पीडां नरककुहरे केऽपि तदहं, समीहे संसारावसरविरमं देहि वितनो ! ॥२८॥

॥ मन्दाक्रान्ता ॥

जाने चिन्तामणि-सुरगवी-कामकुम्भाऽमरागा, जायन्तेऽमी सततकरगा देव! ते सेवनेन ।
एतावन्तं खलु तव पुरो नाथ! नाथेऽनुबन्धं, भूया भूयोऽगणितमहिमो चित्तचारी चिरं मे ॥२९॥

॥ शार्दूलविक्रीडितम् ॥

साहिश्रीमदकब्बरेण विदधे यस्योन्नतिर्भूयसी, स श्रीहीरगुरुः सुधर्मपदवीं बिभ्रत्तपस्तद्गुणे।
श्रीमन्मेहमुनीशितुस्तनुधिया शिष्याणुना निर्मितं, [१५]सैद्धार्थैः समसंस्कृतस्तवमिमं श्रुत्वा प्रसत्तिं
दधौ ॥ ३० ॥

॥ इति श्रीमहावीरजिनस्तोत्रम् ॥

॥ पण्डितश्रीकल्याणकुशलगणिभिः कृतम् ॥ ॥ गणिदयाकुशलपठनार्थम् ॥

આ સ્તોત્ર છાણિના શ્રીમુક્તિવિજયજી મહારાજના જ્ઞાનભંડારની પ્રતિ નં. ૧૦૪ અને પ્રતિ નં. ૧૦૫ ઉપરથી ઉતારીને અહીં આપવામાં આવ્યું છે.

# સિદ્ધરસ અને રસકૂપ

( લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. )

**ધનની લોલુપતા**—મનુષ્યોના સામાન્ય રીતે બે વર્ગો પાડી શકાય: (૧) ભોગી અને (૨) જોગી અર્થાત્ (૧) સંસારી અને (૨) સંન્યાસી. જેને દુનિયાદારીના વહેવારો સાચવવાના છે એવા સંસારીને ડગલે ને પગલે પૈસાની જરૂર પડે છે. કેટલાક સંસારીઓની ધનની લાલસા એટલી બધી તીવ્ર હોય છે કે એ ગમે તેવા ઉપાયો અજમાવીને પણ પૈસો મેળવે છે. એને મન તો પૈસો એ જ પરમેશ્વર છે. આવા કોઈ લોભી સંસારીને કોઈ કહે કે હું લોઢાનું સોનું બનાવવાની વિદ્યા જાણું છું તો એ રાજી રાજી થઈ જાય. કેટલાક કહેવાતા જોગીઓ તેમજ યોગભ્રષ્ટ સંન્યાસીઓ પાસે આવી વિદ્યા કે સિદ્ધરસ હોવાનું મનાય છે.

**સિદ્ધરસ**—સોમસુન્દરસૂરિના શિષ્ય જિનમંડને વિ. સં. ૧૪૯૮માં પૂર્ણ કરેલા [૧]શ્રાદ્ધગુણવિવરણ ( પત્ર ૫આ–૬અ ) માં [૨]રંક શેઠની કથા આવે છે. એમાં કહ્યું છે કે, એક દહાડો કોઈ એક કાપડી ( કાર્પટિક ) કલ્પ પ્રમાણે 'રૈવત' ( ગિરનાર ) ગિરિ ઉપરથી તૂંબડીમાં સિદ્ધરસ લઈ આવ્યો. માર્ગમાં 'કાકૂતુંબડી' એવી અશરીરી વાણી સિદ્ધરસમાંથી

૧૫ वीरस्य ॥

૧ કર્તાએ આનું નામ શ્રાદ્ધગુણશ્રેણિસંગ્રહ રાખ્યું છે.

૨ આ શેઠને કૃષ્ણચિત્રકુંડલિકા અને સુવર્ણસિદ્ધિ મળે છે, એમ આ કથામાં ઉલ્લેખ છે.

સાંભળી એ બીધો. એણે વલભીની નજીકમાં આવેલા એક વણિકને ઘેર એ તૂંબડી મૂકી અને પોતે સોમનાથની જાત્રાએ ગયો. કોઇ પર્વ આવતાં ચૂલા ઉપર તાવી (તાપિકા) મૂકાતાં તુંબડીના કાણામાંથી રસનું બિન્દુ એના ઉપર પડ્યું અને એ સોનાની બની ગઇ. એ ઉપરથી આ સિદ્ધરસ છે એમ જાણી એ રંક શેઠે તુંબડી તેમજ ઘરની બીજી ઉત્તમ વસ્તુ લઇ લીધી અને પછી પોતાના ઘરને આગ લગાડી અન્યત્ર જઇને એ રહ્યો.

મેરુતુંગસૂરિએ વિ. સં. ૧૩૬૧માં પ્રબન્ધચિન્તામણિ નામની કૃતિ રચી છે. એમાં (પૃ.૧૦ ૮, સિંઘી જૈન ગ્રન્થમાળા) પણ રંક શેઠની કથા છે કે જેના આધારે ઉપર્યુક્ત કથા યોજાઇ હશે એમ લાગે છે. રંકનું ખરું નામ કાકૂ છે. એના નાના ભાઇ પાતાકનો ઠપકો સહન નહિ થવાથી એ એક વેળા ઘર છોડી 'વલભી' ગયો. અને ત્યાં ઘાસની ઝૂંપડીમાં રહેવા લાગ્યો.

એક દિવસ કોઇ કાપડી કલ્પપુસ્તકના આધારે 'રૈવતક' પર્વત પરથી તુંબડીમાં સિદ્ધરસ લઇને આવતો હતો. રસ્તામાં 'કાકૂયતુંબડી' એવી અશરીરી વાણી સિદ્ધરસમાંથી નીકળતી સાંભળી એ બીધો અને રંકને ગરીબ જાણી એને ત્યાં એ રસ સહિત તુંબડી મૂકી સોમેશ્વરની યાત્રાએ ગયો.

એક વાર કોઇ પર્વ આવતાં ચૂલા ઉપર રંકે તાવડી મૂકી. તુંબડીના કાણામાંથી રસનું બિન્દુ પડતાં એ સોનાની થઇ ગઇ. એ જોઇ એણે તુંબડી તેમજ ઘરનું સર્વસ્વ લીધાં અને પછી ઘરને આગ લગાડી અન્યત્ર જઇને રહ્યો.

'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ યોગશાસ્ત્ર (પ્ર. ૧૨. શ્લો. ૧૨ [1]) માં સિદ્ધરસનો અને એ દ્વારા લોઢાનું સોનું બને છે એ બાબતનો નિર્દેશ કર્યો છે. 'સિદ્ધરસ' વિષે આ કરતાં પ્રાચીન ઉલ્લેખો ક્યાં ક્યાં છે?

---

**રસકૂપ અને એનો કલ્પ**—અજિતપ્રભસૂરિએ વિ. સં. ૧૩૮૪માં સંસ્કૃતમાં **શાન્તિનાથચરિત્ર** રચ્યું છે. એના છઠ્ઠા પ્રસ્તાવમાં પાંચમા વ્રતને અંગે સુલસની કથા નીચે મુજબ અપાઇ છે.

એક વેળા સુલસ એક પરિવ્રાજકને મળ્યો. અને પૈસાદાર થવાની પોતાની ઇચ્છા એણે એમે જણાવી. એ ઉપરથી એ પરિવ્રાજકે એને કહ્યું: મારી પાસે રસકૂપનો કલ્પ છે. એના એક બિન્દુ વડે લોઢાની અનેક કોટિઓ વીંધાય છે. તેથી તું એની સામગ્રી તૈયાર કર. સૌથી પ્રથમ તો ભેંસનું એક મોટું લાંબુ પૂછડું લાવ.

સુલસ એ લઇ આવ્યો એટલે પરિવ્રાજકે એને છ મહિના સુધી તેલમાં રાખી મૂક્યું. પછી એણે એક હાથમાં રસકૂપના કલ્પનું પુસ્તક રાખ્યું, અને બીજા હાથમાં પેલું પૂછડું અને બે રજ્જુ (દોરડાં) રાખ્યાં. એણે સુલસના માથા ઉપર બે તુંબડાં, એક માંચા, પૂજાની છાબડી અને અગ્નિસ્થિકા રાખ્યાં. પછી સુલસને લઇને પેલો પરિવ્રાજક પર્વતની ગુફા પાસે આવ્યો. ત્યાં દરવાજે સ્થાપન કરેલી યક્ષની પ્રતિમાની એણે પૂજા કરી. પછીથી એ અને સુલસ ગુફામાં પેઠા. આ તરફ સુલસ જે કોઇ ભૂત, વેતાલ, રાક્ષસ આવતા તેની સન્મુખ નિર્ભયપણે બળિ નાખતો.

૧. "श्रयते सुवर्णभावं सिद्धरसस्य स्पर्शतो यथा लोहम् ।
आत्मध्यानादात्मा परमात्मत्वं तथाऽऽप्नोति ॥ १२ ॥"

ભેંસના પેલા પૂંછડાના દીવા વડે દેખાતા માર્ગે થઇને ગુફામાં બે યોજન સુધી બંને
જણુ ગયા એટલે રસકૂપ નજરે પડયો. એ રસકૂપ ચાર હાથ લાંબો અને ચાર હાથ પહોળો
ચોખંડો હતો. એને જોઇને બંને જણુ રાજી રાજી થઇ ગયા.

માંચી તૈયાર કરી અને એને બે દોરડા વડે બાંધીને પરિવ્રાજકે સુલસને કહ્યું કે આ
માંચી ઉપર બેસી તું કૂવામાં ઊતર. સુલસ બે તુંબડાં લઇને માંચી ઉપર બેઠો. ધીરે ધીરે
ઊતરતાં એ રસકૂપને તળિએ પહોંચ્યો. નવકાર મંત્ર બોલીને એ રસ લેવા જતો હતો
ત્યાં તો એણે અવાજ સાંભળ્યો કે હે ભદ્ર ! આ કુષ્ઠિ નામનો રસ છે. એને તું હાથ વડે
અડકીશ નહિ, નહિ તો આ રસ તારા શરીરને લાગતાં તારો નાશ થશે. તું સાધર્મિક છે
એટલે હું તને મદદ કરું છું. લાવ, હું તને બંને તુંબડા રસ વડે ભરી આપું. મને આ
જ પરિવ્રાજકે કૂવામાં ઊતારી મારી પાસેથી તુંબડી પડાવી લઇ અહીં નાંખી દીધો છે.
તારી પણુ એએ જ દશા કરશે.

સુલસે તુંબડાં માંચીની નીચે બાંધ્યાં અને દોરડું હલાવ્યું. આથી પરિવ્રાજકે એને
કૂવાના ઉપલા કાંઠા સુધી ખેંચ્યો. અને એની પાસે તુંબડાં માગ્યાં. સુલસે કહ્યુંઃ એ મે
માંચીની નીચે બાંધ્યાં છે. પરિવ્રાજકે વારંવાર એ માગ્યાં પણુ સુલસે એને આપ્યાં નહિ
પણુ કૂવામાં નાંખ્યાં. આથી પરિવ્રાજક એને કૂવામાં છોડી દઇ ચાલતો થયો.

સુલસ મેખલા ઉપર પડયો, પણુ રસની અંદર ન પડયો. મોટેથી ‘ નવકાર ’ મંત્ર
બોલી એ અનસન ગ્રહણુ કરવા જતો હતો, ત્યાં તો કૂવામાં રહેલા પેલા માણુસે એને
રોકયો અને કહ્યું કે કોઇક રસ્તેથી અહીં ગોધા ( ઘો ) રસ પીવા આવે છે. એ આવે
ત્યારે તું એનું પૂંછડું પકડીને કૂવાની બહાર નીકળી જજે. અત્યારે હું અહીં મરવાની
અણી પર છું માટે મને તું આરાધના કરાવ.

સુલસે તેમ કર્યું. થોડી વારમાં પેલો શ્રાવક મરી ગયો. [1]એનામાં થોડી વારે એક
ગોધા રસ પીવા આવી. એનું પૂંછડું પકડી સુલસ કૂવામાંથી બહાર નીકળી ગયો.

૯ આ ઉપરથી નીચે મુજબના બાબતો તારવી શકાય છે.

(૧) રસકૂપ વિષે માહિતી આપનાર કોઇ પુસ્તક હોવું જોઇએ.

(૨) રસકૂપનો રસ શરીરને લાગે તો એથી જાન જાય એમ કહેવાય છે.

(૩) રસકૂપના રસનું નામ ‘ કુષ્ઠિ ’ છે અને એ રસ ગોધા પીએ છે.

**સુવર્ણુસિદ્ધિ**—આ **શાંતિનાથ ચરિત્રના** છઠ્ઠા પ્રસ્તાવમાં સુપાત્ર દાનનો પ્રભાવ દર્શાવતી
વ્યાઘ્ર નામના ખેડૂતની કથા છે. એ ખેડૂતને પણુ કોઇ એક યોગી ઉપર્યુંકત રસકૂપમાં ઉતારે છે. પછી
એ વ્યાઘ્રને કોઇ એ રસકૂપમાં પડેલો મનુષ્ય તુંબડું રસ વડે ભરી આપે છે. એ આ આપી
દેતો નથી તો એને અન્ય રીતે છેતરીશ, એવા વિચારથી યોગી એને બહાર કાઢે છે. પછી
યોગી એને કહે છે કે લોઢાને આ રસ વડે સીંચી એને અગ્નિમાં તપાવવાથી લોઢાનું સોનું
થાય છે. આ યોગી એને છેતરે છે, પણુ આગળ જતાં એ જ યોગી રસનું તુંબડું લાવી એને
સુવર્ણુ બનાવીને આપે છે. આમ આ કથામાં કહ્યું છે.

---

૧ આ સુલસને આગળ જતાં નાગની ફેણુમાંનું રત્ન મળે છે. એને ધાતુવાદીઓ
સાથે મેળાપ થાય છે. એ એક દિવસે ઊંઘી જાય છે ત્યારે ધાતુવાદીઓ એનું આ રત્ન
લઇ લે છે, અને એની જગ્યાએ પત્થર બાંધી દે છે.

**રસ કુપિકાની પ્રાપ્તિ**— નંદિરત્નગણિના શિષ્ય અને **ભોજપ્રબન્ધ**ના કર્તા રત્નમંદિરગણિએ **ઉપદેશતરંગિણી** રચી છે. એની એક હાથપોથી વિ. સં. ૧૫૧૯માં લખાયેલી મળે છે. આ પુસ્તકમાં પત્ર ૧૧૯માં જે નીચે મુજબનું પદ્ય છે તે રસકૂપિકા કયાં હોય તેનો નિર્દેશ કરે છે.

"पदे पदे निधानानि योजने रसकुपिका ।
भाग्यहीना न पश्यन्ति बहुरत्ना वसुन्धरा ॥"

કહેવાની મતલબ એ છે કે પગલે પગલે નિધાનો છે અને યોજને યોજને રસકૂપિકા છે. અભાગીને એ દેખાતાં નથી. પૃથ્વી અનેક રત્નોવાળી છે.

રત્નમંડનગણિએ **સુકૃતસાગર** નામનું કાવ્ય રચ્યું છે. આ **સુકૃતસાગર**નું નામ આપી એનો કાવ્ય તરીકે નિર્દેશ **ઉપદેશતરંગિણી** (પત્ર ૧૨૦) માં કરાયો છે. આ **સુકૃતસાગર**માં પેથડનું (પૃથ્વીધરનું) ચરિત્ર આલેખાયું છે. એમાં એના ત્રીજા તરંગમાં પેથડની ભાગ્યપરીક્ષાના અધિકારમાં નીચે મુજબના ૧૦૪મા પદ્યમાં દુષ્પ્રાપ્ય વસ્તુઓનો ઉલ્લેખ છેઃ

"दुष्प्रापा नृप ! कृष्णचित्रकलता-स्पर्शोपल-स्वर्गसद्—
रत्न-स्वर्णनृ-कुत्रिकापण-मरुत्कुम्भा गिरां भूरुहः ।
धेनुः कामधुगम्बुकान्त-युगली मुक्ताफलाम्भस्तर—
व्याघामध्वनि-वेधकारि रसयुग् दिव्यत्रिरेखादयः ॥ १०४ ॥"

આનો અર્થ એ છે કે હે રાજા ! કૃષ્ણ [1] ચિત્રાવલી, પારસમણિ, સુરમણિ, સુવર્ણપુરુષ, કુત્રિકાપણ, દેવકુંભ, કલ્પવૃક્ષ, કામધેનુ[2] જલકાંત, [3] મોતીની જોડી, [4]અંભસ્તર વજ્રધ્વનિ, [5]વેધિકારી રસ અને [6]દિવ્ય રેખાત્રયી ઇત્યાદિ દુષ્પ્રાપ્ય છે.

આ દુષ્પ્રાપ્ય[7] વસ્તુઓમાં જે વેધકારી રસનો ઉલ્લેખ છે તે નોંધપાત્ર છે, એટલું સૂચવી આ લેખ પૂર્ણ કરું છું.

ગોપીપુરા, સુરત. તા. ૧૫–૧૨–૪૮

---

૧ **સુકૃતસાગર** ( તરંગ ૩ ) માં ચિત્રાવલીની પરીક્ષા કરાઈ છે. એ જ હોય તો સામે પ્રવાહે તરી શકે. રાજાએ ચિત્રાવલીનો તંતુ નદીના પ્રવાહમાં મૂકયો તો એ સામે પ્રવાહે ચાલ્યો અને સર્પ થઈ ગયો. એને તારુ લોક પકડી શકયા નહિ ત્યારે રાજાએ 'રુકિમણિજિત્' મણિથી જડેલ અંગદ એક સુતારને આપ્યું. એ એની પાસે ગયો એટલે એ સાપ અદૃશ્ય થયો.

૨ આની સમજણ માટે જુઓ મારું પુસ્તક નામે **આગમોનું દિગ્દર્શન** (પૃ. ૨૩૫)

૩ શ્રી જૈન આત્માનંદ સભા તરફથી વિ. સં. ૧૯૮૬માં **સુકૃતસાગર**નું ભાષાન્તર **સુકૃતસાગર યાને માંડવગઢનો મહાન મંત્રીશ્વર** એ નામથી જે પ્રસિદ્ધ થયું છે તેના ૪૯મા પૃષ્ઠમાં આને બદલે 'મોતીનું સ્ત્રીપુરુષયુગલ' એવો અર્થ અપાયો છે.

૪ આનો અર્થ ઉપર્યુક્ત ભાષાન્તર (પૃ. ૪૯) ના ટિપ્પણમાં 'પાણીમાં તારે તેવું રત્ન' એમ કરાયો છે.

૫ આને માટે ઉપર્યુક્ત ભાષાંતર (પૃ. ૪૯) માં 'રસવેધ' એમ કૌંસમાં નિર્દેશ છે.

૬ 'દેવતાઈ (દક્ષિણાવર્ત) શંખ એવો અર્થ આ ભાષાંતર (પૃ. ૪૯)માં કરાયો છે,

૭ 'દક્ષિણાવર્ત' શંખ પણ દુષ્પ્રાપ્ય ગણાય છે.

# પરમધ્યેય શ્રી નવપદજી

લેખક—પૂજ્ય આચાર્યમહારાજ શ્રી વિજયજંબૂસૂરીશ્વરજી

આ સંસારચક્રમાં આત્માનું નિજસ્વરૂપ, જે સ્વભાવતઃ સંપૂર્ણ છે, તેને પરિણામતઃ સંપૂર્ણ કરવા માટે સંપૂર્ણ થએલ આત્મસ્વરૂપોનું ધ્યાન કરવું પ્રત્યેક અર્થિજનને આવશ્યક છે. ધ્યાતાને ધ્યેયસ્વરૂપમાં મૂકી દેવા માટે ધ્યાન કેટલું સમર્થ સાધન છે તે લોકમાં ઇયળભ્રમરના દૃષ્ટાંતથી પ્રસિદ્ધ છે. એ કહેવાની જરૂર નથી કે સૌ પ્રથમ ધ્યેય સુંદર જોઇએ, પશ્ચાત્ ધ્યાતા અને ધ્યાન પણ સુંદર જ જોઇએ. જેવો ધ્યાન, ધ્યાતા, ધ્યેયનો યોગ હોય છે તેવું તેનું ફળ–પરિણામ હોય છે.

શ્રી સિદ્ધચક્રજી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ધ્યેય સ્વરૂપોનો સમૂહ છે. કોઇ પણ સુંદર પરિપૂર્ણ ધ્યેય એનાથી બહાર નથી, અને અપરિપૂર્ણને એમાં સ્થાન નથી, માટે જ એનું નામ સિદ્ધચક્ર છે તે યથાર્થ છે. આવાં ધ્યેય સ્વરૂપો નવ હોવાથી તે શ્રી નવપદજી કહેવાય છે. અન્ય દર્શનો કોઇ સગુણ અથવા ગુણી ઉપાસનાને, તો કોઇ નિર્ગુણ અથવા ગુણ ઉપાસનાને જ કેવળ પકડી બેઠાં છે, તે સિક્કાની એક એક બાજુને જ માનવા રૂપ છે, જ્યારે શ્રી જૈન દર્શને શ્રી નવપદજીમાં ગુણી અને ગુણ ઉભય ઉપાસનાને બતાવીને સિક્કાની બેય બાજુ આપણી સમક્ષ મૂકી છે. આથી જૈન દર્શન એ જ એક એવું દર્શન છે કે જે સર્વાંગસુંદરપણાને ધારણ કરી જગતને મોક્ષનો સાચો રાહ બતાવવાનો મહાન ઉપકાર કરી શકે છે.

આ શ્રી નવપદજીમાં પ્રથમ પદે અરિહંત, દ્વિતીય પદે સિદ્ધ, તૃતીય પદે આચાર્ય, ચોથે પદે ઉપાધ્યાય, પાંચમે પદે મુનિ, છઠ્ઠે પદે દર્શન, સાતમે પદે જ્ઞાન, આઠમે પદે ચારિત્ર અને નવમે પદે તપ છે. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ આ પાંચ ગુણીપદો છે; અને દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ આ ચાર ગુણપદો છે. આ પદ–ભક્તિ, ખાલી વ્યક્તિ દૃષ્ટિરાગના કે જડપૂજાના દોષને નિવારે છે. જેને કેવલ વેષપૂજાના કે નિરાકાર ગુણપૂજાના એકાન્ત વ્યવહાર નિશ્ચયના દુરાગ્રહ ખાડામાં ન પડવું હોય કિન્તુ ઉભયને યથાયોગ્ય ન્યાય આપી સિદ્ધિસૌધના શિખર ઉપર આરૂઢ થવું હોય તેણે આ શ્રી નવપદજીનું જ સાપેક્ષ ધ્યાન કરવું રહ્યું.

શ્રી નવપદજીમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ આ પાંચ પદો તો પરમેષ્ઠી વાચક છે. તેમાં પ્રથમ બે પદો દેવતત્ત્વસ્વરૂપી છે, ઉત્તર ત્રણ પદો ગુરુતત્ત્વસ્વરૂપી છે. આ સિવાય શેષ ચાર પદો **વત્થુસહાવો ધમ્મો** લક્ષણે કરીને આત્મસ્વભાવ લક્ષક ધર્મતત્ત્વ સ્વરૂપી છે, કે જે રત્નત્રયી વાચક છે. આમ, શ્રી નવપદજી તત્ત્વત્રયી તથા રત્નત્રયીમય હોઇ સમગ્ર શ્રી જૈન શાસનનો સાર છે એમાં તલમાત્ર શંકાને સ્થાન નથી.

શ્રી નવપદજીનો ક્રમ પણ ખૂબ વિચારણીય છે. માર્ગના સ્થાપક તરીકે અવ્વલ ઉપકારી શ્રી અરિહંત મહારાજા છે, તે તેમનું પ્રથમ પદે રહેલું સ્થાન બતાવવાને સમર્થ છે. બીજે પદે સિદ્ધ ભગવાન સ્વયં અષ્ટકર્મ રહિત થઇને આ જ મોક્ષમાર્ગની સમુચિત આરાધનાના ફળને સાક્ષાત્ બતાવી રહ્યા છે. ત્રીજે પદે આચાર્ય મહારાજ શ્રી અરિહંત ભગવાનના પ્રતિનિધિરૂપે ભગવાનના પ્રકાશેલા માર્ગનો પાલનપૂર્વક પ્રચાર કરવાનો મુખ્ય ગુણ ધરાવે છે. ચતુર્થ પદે ઉપાધ્યાય મહારાજ વિનય ગ્રહણ કરાવે છે. સાધક આત્માઓને સાધનામાં

સહાય કરવાના ખાસ ગુણથી સાધુમુનિરાજ પાંચમે પદે બિરાજમાન છે. આ ત્રણમાં આચાર્ય ગચ્છના રાજા તુલ્ય છે, ઉપાધ્યાય દીવાનસ્વરૂપ છે, સાધુ સુભટ તુલ્ય છે. છઠ્ઠે દર્શનપદ આત્માનો તત્ત્વરુચિ ગુણ છે, તેના અભાવે જ્ઞાન તે જ્ઞાન નથી, ચારિત્ર તે ચારિત્ર નથી, તપ તે તપ પણ નથી, જેથી આત્મગુણોમાં પણ એને પ્રથમ નંબર મળેલો છે. તેનાથી નિશ્ચય-શ્રદ્ધાબળ જાગે છે. સાતમે પદે જ્ઞાનગુણ પ્રકાશધર્મિ છે. સમ્યગ્જ્ઞાનનું ફળ ચારિત્ર છે, એટલે તેનું સ્થાન આઠમું છે. ચારિત્ર ગુણથી આત્માને મલિન કરનારા દોષોનો પ્રતિરોધ કરાય છે. તપ એ ચારિત્રનો પ્રાણ છે, તેનાથી દોષમાત્રનો નાશ થાય છે, તે પણ આત્માનો સ્વભાવ છે, જેથી તે નવમા પદે સ્થાન પામેલ છે.

ધ્યેય ઊંચામાં ઊંચુ સંપૂર્ણ હોવું જોઈએ. અરિહંતાદિક પદોનું સ્વરૂપ હવે આપણે વિચારીએ. તે વિચારતાં આપણને નિશ્ચિત થાય છે કે વિશ્વભરમાં તેનાથી અન્ય કોઈ પણ વધારે ઉચ્ચ કે સંપૂર્ણ છે જ નહિ.

ભાવદયાની પરાકાષ્ઠાને પામેલી ‘ સવિ જીવ કરું શાસનરસી ’ આ પુણ્યભાવનાને સેવી તેને સફલ બનાવવા માટે પૂર્ણ આત્મવીર્ય ફોરવી જેઓએ ‘ તીર્થંકર ’ નામકર્મ જેવી પ્રકૃષ્ટ પુણ્ય પ્રકૃતિ ઉપાર્જન કરી છે તથા તેના બળે જેઓ નિયમા રાજકુલમાં જન્મી ચારિત્ર ગ્રહણ કરી ઘાતિકર્મોને ધુનાવી સર્વજ્ઞ સર્વદર્શી થઈ સર્વાતિશયસંપન્નપણે દેવકૃત સમવસરણમાં બિરાજી તીર્થંકર નામકર્મના ઉદયે કરી યથાર્થ દેશના આપી મોક્ષમાર્ગનો પ્રકાશ કરે છે, અને તેમ કરીને જેઓ શ્રી ચતુર્વિધ સંઘની યાને શ્રી ધર્મતીર્થની સ્થાપના કરે છે, તે અરિહંત વીતરાગ પરમાત્મા કહેવાય છે. એ કહેવાની જરૂર નથી કે આ પરમાત્માઓ સ્વભાવથી જ પરોપકારિતાના જ એક વ્યસનાદિરૂપ ગુણોને ધારણ કરનારા હોવાથી સર્વલોકમાં ઉત્તમ તરીકે માત્ર તેઓ જ ગણાય છે. ૧

પુદ્ગલ રમણતા રૂપ બહિરાત્મભાવનો ત્યાગ કરી સ્વભાવ રમણતા રૂપ અંતરાત્મભાવને ભજી સકલ કર્મ રહિત પરમાત્મા સ્વરૂપને વરેલા સિદ્ધ ભગવંતો કહેવાય છે. જિન, અજિનાદિ કોઇ પણ ભેદે સિદ્ધ થનારા અષ્ટ કર્મોનો ક્ષય કરી જન્માદિકલેશ રહિત અક્ષયસ્થિતિ યુક્ત સદાનન્દી સિદ્ધિપદને પ્રાપ્ત કરી શકે છે, તેની મનાઈ નથી, કિન્તુ તે સર્વ શ્રી જિન માર્ગને ફરસીને જ સિદ્ધિપદને વરે છે, એ હકીકત કોઈનાથી ઈન્કાર કરાય તેવી નથી. સિદ્ધ થવું એટલે નથી તો અભાવ રૂપ થવું કિંવા નથી તો જડ પાષાણ કલ્પ થવું, પરંતુ કર્મ વિકાર-થી મુક્ત બની અનન્ત જ્ઞાનાદિ ગુણમય આત્માનું સહજ આનંદી અમૂર્ત સ્વરૂપ પ્રકટ કરવું તે છે. ૨

કાર્યસદશ કારણ ભાવે કરી વીતરાગ થવા માટે ભવથી વૈરાગ્ય પામી જેઓ બાહ્ય કુટુંબ, કંચન, કામિની આદિ સંગ માત્રનો ત્યાગ કરે છે અને ઉત્તમ ગુરુકુલ વાસ સેવી મુનિ જીવન ઉજ્જવલ બનાવી વિનય આચાર શ્રુત સંપત્ આદિ વિશેષ યોગ્યતાઓ પામી જૈન શાસનમાં સૂર્યસમાન સૂરિપદને વિધિપૂર્વક પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે તથા તે પામીને જેઓ જૈનશાસનને દીપાવે છે–પ્રભાવના કરે છે તેઓ આચાર્ય કહેવાય છે. આવા ઉત્તમ પુરુષો પ્રભુશાસનના નેતા હોય છે, ધર્મના ધોરી હોય છે. તેમની જવાબદારીઓ મહાન્ હોય છે. ૩

ઉપાધ્યાયો પણ એ જ રીતે સંસાર ત્યાગી હોઇ ગચ્છની સર્વ ચિંતા કરવાના અને શિષ્યોને વિનય, સૂત્ર આદિ ગ્રહણ કરાવવાદિકના વિશેષ ગુણોના બળે જૈનશાસનમાં આચાર્યથી બીજે નંબરે ઉપાધ્યાય જેવું ગૌરવવંતુ પદ ધારણ કરનારા ઉપાધ્યાય, પાઠક અથવા વાચકવર્યો કહેવાય છે. ૪

આચાર્ય, ઉપાધ્યાયની નિશ્રામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ચારિત્ર ગ્રહણ કરી જ્ઞાનાદિ રત્નત્રયીનું સમ્યગ્‌પણે સ્વયં પાલન કરનારા અને પાલન કરવાના અભિલાષી આત્માઓને સહાયક થનારા ક્ષમા શાંત્યાદિ ગુણગણવિભૂષિત મુનિમતંગજો કહેવાય છે. ૫

દર્શન મોહનીયાદિ કર્મોનો ઉપશમ, ક્ષયોપશમ આદિ થતાં તત્ત્વરુચિ–શ્રદ્ધા ગુણ પ્રગટવારૂપ આત્મપરિણામ નિસર્ગાદિ અનેક ભેદથી દર્શન નામે કહેવાય છે. ૬

જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમાદિ ભાવે જીવ અજીવાદિ પદાર્થોની યથાવસ્થિત જાણકારી વિરતિગુણને લાવનારી જે આત્માને પરિણમે છે તે શ્રી મતિજ્ઞાનાદિ ભેદથી જ્ઞાન ગુણ કહેવાય છે. ૭

ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમાદિ બળે પરિણમતો, આશ્રય દોષ નિવારક અને સંવરગુણાધાયક સમ્યગ્દર્શનજ્ઞાનમૂલક સામાયિકાદિ ભેદ યુકત આત્માનો ચારિત્રગુણ હોય છે. ૮

વીર્યાન્તરાયાદિ કર્મોના ક્ષયોપશમાદિ થતાં અનાહારી સ્વભાવને સ્થાપન કરનાર આહારાદિ મૂર્ચ્છાના ત્યાગરૂપ ગુણને અનશનાદિ બાહ્યાભ્યંતર તપ કહેવાય છે.

અભ્યાસી સાધકને બરાબર સાફક આવી જાય તેવી આ શ્રી નવપદઆરાધનની વિધિ છે. પ્રતિવર્ષે ચૈત્ર તથા આશ્વિન માસમાં ઓળીના નવ દિવસો આવે છે. તેના પ્રતિદિવસે આયંબીલનો તપ કરી અરિહંતાદિ પદોનું ધ્યાન કરવું. યદ્યપિ આ ધ્યેય પદોના ગુણપર્યાયોનો પાર પમાય તેમ નથી, તથાપિ સાધક ગુંચાઇ ન જાય તે માટે પ્રથમ દિવસે અરિહંતના અષ્ટમહાપ્રાતિહાર્યાદિક બાર ગુણો લક્ષમાં લઇ શ્વેતવર્ણે ધ્યાન ઉપાસના કરવી. બીજે દિવસે સિદ્ધના અનંતજ્ઞાનાદિ અષ્ટ ગુણો લક્ષમાં લઇ રકત વર્ણે ધ્યાન ઉપાસના કરવી. ત્રીજે દિવસે આચાર્યના પાંચ ઇન્દ્રિય સંવરાદિ તથા પ્રતિરૂપાદિ અનેક પ્રકારે થતા છત્રીસ ગુણો લક્ષમાં લઇ પીત–પીળા વર્ણે ધ્યાન ઉપાસના કરવી. ચોથે દિવસે ઉપાધ્યાયના અગિયાર અંગ તથા ચૌદ પૂર્વના સ્વાધ્યાયાદિ પચીસ ગુણોના લક્ષ્યે કરી નીલ વર્ણે ધ્યાન ઉપાસના કરવી. પાંચમે દિવસે સાધુના છ વ્રત તથા ષટ્કાય સંયમાદિ સત્તાવીસ ગુણો લક્ષમાં રાખી શ્યામ વર્ણે ધ્યાન ઉપાસના કરવી. છઠ્ઠે દિવસે દર્શનના ચાર સદ્દહણાદિ સડસઠ પ્રકારો લક્ષમાં રાખી શ્વેત વર્ણે ધ્યાન ઉપાસનાદિ કરવી. સાતમે દિવસે જ્ઞાનના અવગ્રહાદિ એકાવન ભેદોને અનુસરી શ્વેત વર્ણે ધ્યાન ઉપાસના કરવી. આઠમે દિવસે ચારિત્રના મૂલ ગુણ ઉત્તરગુણરૂપ ચરણ સિત્તરી આદિ સિત્તેર પ્રકારોને અનુલક્ષી શ્વેત વર્ણે ધ્યાન ઉપાસના કરવી. નવમે દિવસે તપના યાવત્કથિત તથા ઇત્વર અનશનાદિ બાહ્યાભ્યંતર પચાસ ભેદો લક્ષમાં લઇ શ્વેત વર્ણે ધ્યાન ઉપાસના કરવી. ધ્યાન એટલે બ્રહ્મચર્ય પૂર્વક તે તે પદોનો કાઉસગ્ગ અને ૨૦૦૦ જાપ કરવા તથા ઉપાસના એટલે તેની સ્નાત્રપૂજા, ભકિત, સાથિયા, ખમાસમણ, પ્રતિલેખન, દેવવંદન, પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી.

આમાં પ્રતિનિયત વર્ણો બતાવવામાં આવ્યા તે પણ સહેતુક છે. ધ્યાન ચિત્તની સ્થિરતા અથવા તદ્દન એકાગ્રતા રૂપ છે. તેનો પૂર્વ વ્યાપાર ધારણા છે. ધારણા રાખવામાં જો સાધક પાવરધો બની જાય તો તેને ધ્યાનમાં પાવરધા થતાં જરાય હરકત આવતી નથી. આવી ધારણા નિયત વર્ણો વિના શક્ય નથી. નિયત વર્ણો નિયત તત્ત્વોનાં પ્રતીકો છે. આનું ફલિત એ છે કે તે વર્ણોને અવલંબી તે તે ધ્યેય પદાર્થમાં તે તે તત્ત્વના પ્રધાન ગુણની ધ્યાતાએ આત્માભેદે ધારણા કરવી જોઇએ.

જલતત્ત્વના પ્રતીક રૂપે અરિહંત પદનો શ્વેતવર્ણ છે. તેનો પ્રધાન ગુણ નિર્મલતાનો છે. સિદ્ધપદનો રક્ત વર્ણ અગ્નિતત્ત્વના પ્રતીક રૂપે છે. તેનો પ્રધાન ગુણ દાહકતા યાને જલાવવાનો છે. પૃથ્વીતત્ત્વના પ્રતીક રૂપે આચાર્યપદનો પીત–પીળો વર્ણ છે, જેનો પ્રધાન ગુણ કાઠિન્ય યાને આધારતાનો છે. આકાશતત્ત્વના પ્રતીકરૂપે નીલવર્ણ ઉપાધ્યાયપદનો છે, જેનો મુખ્ય ગુણ વિશાલતા–અવગાહકતાનો છે. વાયુતત્ત્વના પ્રતીક રૂપે શ્યામવર્ણ સાધુપદનો છે, જેનો પ્રધાન ગુણ અપ્રતિબદ્ધતાનો છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપપદો આત્મગુણો હોઈ નિર્મલતાકારક જલતત્ત્વના પ્રતીક રૂપે શ્વેત વર્ણે જ સિદ્ધચક્રયંત્રમાં સ્થાપન કરેલાં આપણે જોઈ શકીએ છીએ.

અરિહંત પદનું ધ્યાન કરતાં સાધકે તે પદ નિજાત્માને જાણે જલવત્ નિર્મલ કરી રહેલ હોય તેમ ધારણા કરવી. સિદ્ધિપદનું ધ્યાન કરતાં સાધકે નિજ કર્મોને અગ્નિવત્ જલાવી રહેલ હોવાની ધારણા કરવી. સૂરિપદના ધ્યાનમાં પૃથ્વીવત્ ઇષ્ટાનિષ્ટ સ્પર્શો પ્રત્યે સમભાવમાં સ્થિર નિજાત્માની ગુણભાજનતા ધારવી. વાચકપદના ધ્યાનમાં આકાશવત્ નિજની વિરાટ અવગાહકતા ધારવી. સાધુપદના ધ્યાનમાં સાધકે વાયુવત્ નિજાત્માની અપ્રતિબદ્ધતા–મુક્તતાની ધારણા કરવી. દર્શનાદિપદોનું ધ્યાન કરતાં પણ ધ્યાનકર્તાએ નિજાત્માની નિર્મલતાની જ ધારણા કરવી પ્રાપ્ત થાય છે.

આ શ્રી નવપદનું ધ્યાન એટલે આત્માનું જ ધ્યાન છે. કેમકે અરિહંત આત્મા છે, સિદ્ધ આત્મા છે, આચાર્ય આત્મા છે, ઉપાધ્યાય આત્મા છે, સાધુ આત્મા છે; દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ એ ચાર પણ આત્માના સ્વભાવભૂત ગુણો હોઈ આત્મા જ છે. અરિહંતાદિ સ્થાનાપન્ન આત્માનું ધ્યાન કરતો આત્મા ધ્યાનના ફલરૂપે પરમપદને પ્રાપ્ત કરનારો બને છે. એકએક પદનું ધ્યાન કરીને પણ અનન્ત આત્માઓ પરમપદને–મોક્ષને વર્યા છે, વરે છે, તથા વરશે; તે કાંતો અરિહંત થઇને, કાંતો પંદર ભેદે સિદ્ધ થઇને, કાંતો આચાર્ય થઇને, ઉપાધ્યાય થઇને, કે સાધુ થઇને જ વર્યા છે, વરે છે, વરશે. પરંતુ અન્યથા તો નહિ જ. જો તમારે પણ તે પદ વરવાની અભિલાષા હોય તો તમે પણ અરિહંતાદિ પદોનું એવું જ સક્રિય ધ્યાન કરો.

" અરિહંત થવા અરિહંત ભજું, અશરીરી ( સિદ્ધ ) થવા અશરીરી ભજું, આચાર્ય થવા આચાર્ય ભજું, ઉપાધ્યાય થવા ઉપાધ્યાય ભજું, મુનિરાજ થવા મુનિરાજ ભજું," એમ કહેવામાત્રથી કલ્યાણ થાય છે એમ નહિ, પરંતુ એ પ્રકારની ઉપાસના કરી નિજાત્માને તત્તત્સ્થાનારૂઢ કરવા તત્પર થવું જોઈએ, અને તે માટે સંસાર ભરની મોહમૂર્છાઓ વાસનાઓ, અને લાલસાઓને ફગાવી દેવી જોઇએ.

'અરિહંતનું ધ્યાન કરતો હું અરિહંત છું, સિદ્ધનું ધ્યાન કરતો સિદ્ધ છું,' એમ હું આચાર્ય છું, હું ઉપાધ્યાય છું, હું સાધુ છું, હું દર્શન છું, જ્ઞાન છું, ચારિત્ર છું, તપ છું,' આ ચિંતવણા પોતાના જીવનને પવિત્રતાથી ભરી દેવા માટે તથા જવાબદારીભર્યા યોગ્ય ગુણમાં નિજાત્માને લાવવા માટે બહુ જ ઉપયોગી છે. તે સાધકે ખૂબ ખ્યાલભરી રીતે કરવી જોઈએ.

આ ધ્યાન સાધન આ લોક, પરલોક સમગ્ર દૃષ્ટિએ અચિંત્ય ફલ આપનારું છે એ નિઃશંદેહ છે. તે માટે શ્રીપાલ મયણાં સુંદરીનાં દૃષ્ટાન્ત મૌજૂદ છે. છતાં 'આનાથી અમોને પૈસા મળે, સ્ત્રી પુત્રાદિ મળે, રોગ જાય, જય મળે' વગેરે કામનાઓ કરવી તે નરી અજ્ઞાનતા છે, આત્માને મલિન કરનારી છે. તે કોઈ પણ મુમુક્ષુ વિવેકી આરાધકે કરવી ન જોઈએ.

હવે સુરતરુ સમ, સકલસંકટચૂરક, મનવંછિતપૂરક, સકલસિદ્ધિદાયક, મહામંગલિક શ્રીનવપદજીનું ધ્યાન કરનાર ધ્યાતા કેવી લાયકાતવાળો હોવો જોઈએ તે વિચારીએ—
૧ પૂર્ણશ્રદ્ધામાન હોવો જોઈએ; ૨ ભક્તિમાન હોવો જોઈએ; ૩ શાન્ત ક્ષમા-ભાવીકષાયોપશમવાળો હોવો જોઈએ; ૪ દાન્ત-ઇન્દ્રિયો અને મનને કાબુમાં રાખનાર હોવો જોઈએ; ૫ પરોપકારી અને સૌનું ભલું ચાહનારો હોવો જોઈએ; ૬ પાપભીરુ નિસ્પૃહ-મેલી કામનાઓથી વર્જિત હોવો જોઈએ.

ઉત્તમ આરાધકની આરાધના ઉત્તમ ફલને જ આપનારી બને તે દીવા જેવી હકીકત છે. શ્રીનવપદજીનું ધ્યાન કરનાર કદી અશુભ દુર્ભગ ભવોને પામતો નથી, કોઈ દુશ્મન એનું ભૂંડું કરી શકતો નથી, કોઈ ભૂત, પ્રેત, વ્યંતર એને છલી શકતા નથી, એનું જ્યાં જાય ત્યાં ભલું થાય છે. એનાં પાપ ધોવાય છે, પુણ્ય વધે છે, યાવત્ સર્વ કર્મ નિર્જરીને તે સિદ્ધિપદને વરે છે. આવો સાધક દુઃખમાં રોતો નથી અને સુખમાં રાચતો નથી. શુભાશુભ કર્મોની લીલા સમજીને તે મહાનુભાવ નથી કોઈ ઉપર રાગ કરતો કે નથી કોઈ ઉપર દ્વેષ કરતો. આવી પાપભીરૂ કલ્યાણકામી ભદ્રમૂર્તિઓ જ વિશ્વનાં ઉત્તમ રત્નો છે. તેઓ જ સજ્જનતાના પૂર્ણાવતાર રૂપ હોય છે. આ શ્રીનવપદજીનું આરાધન કરનાર, તેની આરાધના, ઉપાસના, ધ્યાન, અમુક દિવસ પૂરતું જ ન સમજે, કિન્તુ તેને હંમેશ જીવનના શ્વાસોશ્વાસમાં વણી લે; એટલે સુધી કે તેનાં લોહીનું એકેએક બુંદ શ્રીનવપદજીની શુદ્ધ ભાવનામય બની જાય. આ માટે પ્રત્યેક સ્ત્રીપુરુષે મયણા-શ્રીપાલને પોતાના જીવનમાં સંપૂર્ણ ઉતારી દેવાં રહ્યાં.

પ્રાન્તે, આ વાંચી-સાંભળી સૌ કોઈ શ્રીનવપદજીની કલ્યાણકારિણી પુણ્ય આરાધના કરવા ખચિત પ્રેરાશે જ એવી શુભેચ્છા રાખીને હું અત્રે વિરમીશ. આ નશ્વર જગતમાં જો કોઈ ઉપાસ્ય હોય, સેવ્ય હોય, આરાધ્ય હોય, ધ્યાન કરવા યોગ્ય હોય તો તે એક શ્રીનવપદજી જ છે.

બોલો શ્રી સિદ્ધચક્ર મહારાજકી જય.

સં. ૨૦૦૫, ફાગણ સુદ ૩, ગુરુવાર.

પાનસરતીર્થ.

# ભગવાન મહાવીરસ્વામી

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

जयइ जगजीवजोणीविआणओ जगगुरु जगाणंदो।
जगनाहो जगबन्धू जयइ जगप्पिआमहो भयवं ॥ १ ॥
जयइ सुआणंप्पभवो तित्थयराणं अपच्छिमो जयइ।
जयइ गुरु लोयाणं जयइ महप्पा महावीरो ॥ २ ॥

જગતના જીવોની ઉત્પત્તિના જ્ઞાતા, જગતગુરુ, જગતને આનંદ આપનાર, જગતના નાથ, જગતબંધુ, જગત્પિતામહ એવા ભગવાન જયવંતા વર્તે છે. શ્રુતને ઉત્પન્ન કરનાર, અન્તિમ તીર્થંકર, લોકના ગુરુ અને મહાત્મા મહાવીર ભગવાન જયવંતા વર્તે છે.

**તે વખતની પરિસ્થિતિ**—આપણે ચૈત્ર સુદિ તેરશે ભગવાન શ્રીમહાવીરદેવનો જન્મદિવસ ઊજવીએ છીએ. સમસ્ત ભારતમાં જ્યારે અશાન્તિ, ત્રાસ–સંતાપ, ભય અને વ્યામોહ વ્યાપેલાં હતાં, જ્યારે થોડા પંડિતો ધર્મને નામે દંભ, અન્યાય, અત્યાચાર અને અધર્મનો ઢોલ પીટી રહ્યા હતા, અને નિર્દોષ પશુઓના બલિથી હાથ રાતા કરી એને પરમધર્મ મનાવી આર્યસંસ્કૃતિનાં મૂળમાં કુહાડા ઘાત કરી રહ્યા હતા, એવા અંધકાર યુગમાં અહિંસા, તપ, શાંતિ અને સંયમના પ્રકાશકિરણો ફેલાવવા આજથી અઢી હજાર વર્ષ પૂર્વે ભગવાન શ્રીમહાવીરદેવનો જન્મ થયો હતો.

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનું ઉત્થાન થાય છે ત્યારે ત્યારે જરૂર કોઈ ને કોઈ યુગપુરુષ સંસારમાં જન્મે છે, અને પૌદ્ગલિક સુખોને અને સંસારનાં બંધનોને છોડી "સર્વ જીવોના કલ્યાણ" માટે સત્યધર્મની ઉદ્ઘોષણા કરે છે. તેઓ **परित्राणाय साधूनां** બરાબર પાળે છે, પરંતુ **विनाशाय च दुष्कृताम्** ને બદલે પાપના નાશ માટે પ્રયત્ન કરે છે. ભ. મહાવીરે ભગીરથ પ્રયત્ન કરી તે વખતે પ્રચલિત હિંસાનો ત્યાગ કરાવ્યો, પાપમાર્ગ છોડાવ્યો હતો, અને અહિંસાનો મધુરો નાદ વગાડી આર્યાવર્તની જનતાને સન્માર્ગ બતાવ્યો હતો.

ભ. મહાવીરનું જીવન આત્મા કઈ રીતે પરમાત્મપદ પ્રાપ્ત કરે છે. એ શીખવે છે. આપણા જેવો જ એક સંસારી જીવ પોતાના ઉત્થાન અને ઉદ્ધારનો માર્ગ કઈ રીતે તૈયાર કરે છે તેને માટે ભગવાન મહાવીરનું જીવન એક ઉત્તમ આદર્શ પૂરો પાડે છે. ઉત્થાન અને ઉદ્ધારને માટે પ્રયત્ન કરતાં કરતાં એ જીવ ક્યાં ક્યાં લોભ, લાલચ, ભય, મદ અને મોહને વશીભૂત બની સામાન્ય માનવીની જેમ અધઃપાતના ઊંડા ગર્તમાં પડે છે, અને છતાં લગારે શોક, દુઃખ, ભય, રુદન કે હાયવોય કર્યા સિવાય એ જ ગૌરવ અને એ જ પ્રતિભાથી આગળ વધી પૂજનીય તીર્થંકરપદ પામી જગતના જીવોને પરમાત્મા બનવાનો માર્ગ દર્શાવે છે, અને અંતે જન્મ–જરા–મૃત્યુ વગેરેથી સર્વથા મુક્ત બની સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

## પૂર્વભવોનો ટૂંક પરિચય

**નયસાર**— ભગવાન મહાવીરનું પ્રથમ દર્શન આપણને **નયસારરૂપે** ખૂબ અદ્ભુત રીતે થાય છે. જંગલમાં લાકડાં કપાવવા જનાર એ મહાનુભાવની મહાનુભાવતા અને સરળતાનાં દર્શન ઘોર જંગલમાં થાય છે. મધ્યાહ્ન થયો છે, માથે સવિતાનારાયણ તપે છે, નીચે ધરતી તપી છે અને ઉદરમાં પણ ક્ષુધાની અગ્નિ પ્રગટી છે. ભોજન માટે બેસવાની તૈયારી છે. ત્યાં એમને એમ થાય છે કે કોઈ અતિથિ આવે તો

તેમનો આદર–સત્કાર કરીને પછી જમું. એના પુણ્યોદયે માસખમણના પારણાવાળા મુનિ-
મહાત્મા આવી ચઢે છે, અને નયસાર તેમનો સત્કાર કરી કૃતકૃત્ય થાય છે. મુનિમહાત્મા
પારણું કરી શાંતિ અનુભવે છે, અને મધ્યાહ્ન વ્યતીત થયા પછી નયસાર તેમને જંગલમાં
માર્ગ બતાવી સીધે માર્ગે ચઢાવે છે. નયસારની ભક્તિ ફળી–તેનો સત્સંગ ફળ્યો. મુનિ-
મહાત્મા આ દ્રવ્યમાર્ગદર્શકને ભાવમાર્ગ–જીવનપંથને અજવાળનાર મહામાર્ગ–નું દર્શન
કરાવે છે. સમ્યગ્દર્શનના લાભ સમા આ ભાવમાર્ગનું દર્શન કરી નયસાર કૃતકૃત્ય બને છે,
અને અમૃતમય ધર્મને જીવનમાં ઉતારી મૃત્યુ પામી સૌધર્મકલ્પમાં દેવ તરીકે ઉત્પન્ન થાય છે.

**મરીચિ**—સૌધર્મકલ્પમાં આયુષ્ય પૂર્ણ કરી નયસારનો જીવ આ ભરતક્ષેત્રના પ્રથમ
ચક્રવર્તી ભરત રાજાના પુત્ર મરીચિ તરીકે જન્મ લે છે. એક વાર શ્રીઋષભદેવ ભગવાન
અયોધ્યાના ઉદ્યાનમાં પધાર્યા, અને તેમનો ધર્મોપદેશ સાંભળી મરીચિએ અનેક રાજપુત્રો
સાથે દીક્ષા લીધી. પણ સમય જતાં સુકોમલ દેહધારી મરીચિને શ્રમણધર્મ કઠિન લાગ્યો અને
એણે નવો જ વેશ સજ્યો: હાથમાં ત્રિદંડ, શિર ઉપર શિખા, છત્ર અને પગમાં ચાખડી
પહેરવી શરૂ કરી, સાથે જ સ્નાનાદિ ક્રિયાઓ પણ રાખી. આમ છતાં તેઓ ભગવાનની
સાથે જ વિહાર કરતા અને ધર્મોપદેશ પણ શ્રી વીતરાગદેવના ધર્મનો જ આપતા.

એક વાર શ્રીઋષભદેવ ભગવાનને ભરત મહારાજાએ પ્રશ્ન પૂછ્યો કે આ પર્ષદામાં
એવો કોઈ જીવ છે ખરો કે જે ભવિષ્યમાં તીર્થંકર થવાનો હોય. શ્રીઋષભદેવ ભગવાને
કહ્યું કે તારો પુત્ર મરીચિ આ ભરતક્ષેત્રમાં પ્રથમ વાસુદેવ થશે, ત્યારપછી પશ્ચિમ મહાવિદેહ-
માં પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ થશે અને છેવટે આ ભરત ક્ષેત્રમાં મહાવીર નામના અંતિમ તીર્થંકર
થશે. આવી વાણી સાંભળી હર્ષિત થઇ ભરતમહારાજે મરીચિ પાસે આવી વંદન કરતાં કહ્યું કે
હે મરીચિ, હું તારા પરિવ્રાજકત્વને વંદન નથી કરતો, પણ તું આ ચોવીશીમાં આ ભરતક્ષેત્રમાં
અન્તિમ તીર્થંકર થવાનો છે તેથી તને વંદન કરું છું. તેમજ તું ભરતક્ષેત્રમાં ત્રિપૃષ્ઠ નામનો
પ્રથમ વાસુદેવ અને મહાવિદેહમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી પણ થવાનો છે. પરન્તુ હું તો તને
જે વંદન કરું છું તે એટલા માટે જ કે તું આ ભરતક્ષેત્રમાં આ ચોવીશીમાં અન્તિમ
તીર્થંકર થવાનો છું.

ચક્રવર્તિ ભરતના મુખથી આ વાત સાંભળી મરીચિ ખૂબ પ્રસન્ન થયો અને હર્ષાવેશમાં
પોતાનો ત્રિદંડ હાથમાં લઇ તાળી વગાડી બોલવા લાગ્યો–હું વાસુદેવ, ચક્રવર્તી અને તીર્થંકર
થઈશ, હું વાસુદેવોમાં પહેલો, મારા પિતા ચક્રવર્તિઓમાં પહેલા અને મારા દાદા તીર્થંકરોમાં
પહેલા, મારું કુળ કેવું શ્રેષ્ઠ છે! આ હર્ષોન્માદમાં કુલમદ કરી મરીચિએ તીવ્ર નીચગોત્ર
કર્મ ઉપાર્જન કર્યું. જૈન દર્શન કહે છે કે જે જીવ જાતિ, કુલ, બલ, ઐશ્વર્ય, રૂપ, જ્ઞાન,
વગેરેનું અભિમાન કરે છે તે જીવ જેનું અભિમાન કર્યું હોય તેથી હીન થાય છે. મરીચિએ
કુલમદ કર્યો, પરિણામે તેમને પણ અનેક ભવો સુધી નીચ કુલમાં જન્મ લેવો પડ્યો છે.

વળી તેમને સંસાર–વૃદ્ધિ થવાનો પણ એવો જ બીજો પ્રસંગ ઉપસ્થિત થયો હતો.
મરીચિ એક વાર બિમાર પડ્યા. અન્યવેશધારી હોવાથી અસંયમી સમજીને સાથેના સાધુઓએ
તેમની વૈયાવચ્ચ ન કરી. આથી મરીચિએ વિચાર્યું કે હવે હું સાજો થાઉં તો એક
શિષ્ય કરું. આમ કરતાં મરીચિ નીરોગી થયા. એમની પાસે કપિલ નામે એક રાજપુત્ર
આવ્યો. મરીચિનો ઉપદેશ સાંભળી કપિલ દીક્ષા લેવા તૈયાર થયો. મરીચિએ એને સાધુઓ

પાસે જઇને શ્રમણ દીક્ષા લેવા સૂચવ્યું, ત્યારે કપિલે કહ્યું કે હું તો આપના મતમાં દીક્ષા લઇશ. શું તમારા મતમાં ધર્મ નથી? મરીચિએ કહ્યું "ધર્મ અહીં પણ છે અને ત્યાં પણ છે." આ ઉત્સૂત્ર વચનથી મરીચિએ કોડાકોડી સાગરોપમ સંસાર વધાર્યો. કપિલ તેમનો શિષ્ય થયો અને મરીચિનો સંસાર પણ વધ્યો. આ ઉત્સૂત્રની આલોચના લીધા વિના જ મૃત્યુ પામી મરીચિ બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. કપિલ પણ મૃત્યુ પામી તે જ દેવલોકમાં દેવ થયો.

પછી પાંચમા ભવમાં એંશીલાખ પૂર્વના આયુષ્યવાળો 'કૌશિક' નામે બ્રાહ્મણ થયો. પૂર્વભવના સંસ્કારને લીધે અહીં પણ ત્રિદંડી થઈ મૃત્યુ પામ્યો. ત્યાંથી વચ્ચે ઘણા ભવો કરી છઠ્ઠા ભવમાં પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયો. ત્યાં પણ ઘણો કાળ ગૃહસ્થ જીવનમાં ગાળી અંતે ત્રિદંડી થઈ મૃત્યુ પામી સાતમા ભવમાં સૌધર્મ દેવલોકમાં દેવ થયો. પછી આઠમા ભવમાં અગ્નિઉદ્યોત નામે બ્રાહ્મણ થયો. અહીં પણ અન્તિમ અવસ્થામાં ત્રિદંડી બન્યો. ત્યાંથી મૃત્યુ પામી નવમા ભવે ઇશાન દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવ થયો. અનુક્રમે દશમા ભવે અગ્નિભૂતિ બ્રાહ્મણ, અગિયારમા ભવે સનત્કુમાર દેવલોકમાં દેવ, બારમા ભવમાં શ્વેતાંબીમાં ભારદ્વાજ નામે બ્રાહ્મણ, તેરમા ભવે માહેંદ્રકલ્પમાં દેવ, ચૌદમા ભવમાં રાજગૃહીમાં સ્થાવર નામે બ્રાહ્મણ થયો. ત્યાંથી મરી પંદરમા ભવમાં બ્રહ્મદેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ. આમાં દશમા, બારમા, અને ચૌદમામાં બ્રાહ્મણપણું પામી અન્તિમ અવસ્થામાં ત્રિદંડી થઇને મૃત્યું પામ્યા છે. મરીચિના ભવમાં નૂતન કલ્પેલો ત્રિદંડી વેશ, કુલમદ, એ બધું અહીં સુધી હનુમાનના લાંબા પૂછડાની જેમ ચાલ્યું આવે છે. પૂર્વસંસ્કાર ક્યાં સુધી અને કેવું કામ કરે છે તે આપણે અહીં શીખવા જેવું છે. ત્યારપછી પણ ઘણો સંસાર રખડી અનેક ભવ કરી નય સારનો જીવ ઉન્નતિના પંથે પડે છે અને સોળમા ભવમાં રાજગૃહીમાં વિશ્વનંદિ નામે રાજાના ભાઇ વિશાખાભૂતિના પુત્ર વિશ્વભૂતિ તરીકે જન્મ લીધો. અહીં વિશ્વભૂતિને રાજપુત્ર વિશાખાનંદી સાથે પુષ્પકરંડક ઉદ્યાનમાં વિલાસ કરવા માટે કલહ થવાથી પોતાના બળનો પરિચય એક જ મૂઠી મારી કોઠીના ઝાડનાં બધાં કોઠાં નીચે પાડીને આપતાં જણાવ્યું હું આવી જ રીતે બધાના માથાં નીચે ઉતારી શકું છું. પરન્તુ પિતાજી અને વડીલ કાકાની દાક્ષિણ્યતાથી તમને જવા દઉં છું. આમ કહી વૈરાગ્ય પામી આર્યસંભૂત સ્થવિર પાસે દીક્ષા લીધી. ઠેઠ મરીચિના ભવ પછી આ ભવે જ નય-સારના જીવને શ્રમણ દીક્ષા પ્રાપ્ત થઇ હતી.

શ્રમણદીક્ષા પ્રાપ્ત કરી છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ પંદર અને માસખમણ આદિની તપશ્ચર્યા કરી તે મહાતપસ્વી બન્યા. એક વાર મથુરામાં માસખમણના પારણે મધ્યાહ્ન સમયે વિશ્વ-ભૂતિ મુનિ ગૌચરી જતા હતા. ત્યાં વિશાખાનંદી રાજકુમાર પોતાના લગ્ન માટે આવ્યો હતો. તેના નોકરોએ વિશાખાનંદીને પૂછ્યું: પેલા દુબલા પાતળા ચાલ્યા આવતા તપસ્વી વિશ્વભૂતિ મુનિરાજને આપ ઓળખો છો ને? ત્યાં સામેથી ચાલી આવતી એક ગાયે શીંગડું મારી મુનિરાજને નીચે પાડ્યા. આ જોઇ વિશાખાનંદી અને તેના માણસો હસી પડ્યા અને કટાક્ષમાં બોલ્યા—એક જ મૂઠી મારી બધાં કોઠાં પાડવાનું એ તમારું બળ ક્યાં ગયું? આ સાંભળતાં જ મુનિરાજને ક્રોધ ચઢ્યો. ક્રોધના આવેશમાં આપતું શીંગડું

પકડી એને આકાશમાં ઉછાળી અને બોલ્યા—એમ ન સમજશો કે આ વિશ્વભૂતિમાં બલ નથી. બસ, ત્યાર પછી એ મુનિરાજે ત્યાં નિયાણું કર્યું કે જો મારું તપ, ચારિત્ર અને બ્રહ્મચર્યનું ફલ મલે તો હું મહાબલિષ્ઠ થાઉં.

આ નિયાણા માટે પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત્ત કર્યા સિવાય આ મુનિરાજ અનુક્રમે ત્યાંથી કાલધર્મ પ્રાપ્ત કરી સત્તરમા ભવમાં મહાશુક્ર કલ્પમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. અને ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી અઢારમા ભવમાં પોતનપુરમાં ત્રિપૃષ્ઠ વાસુદેવ તરીકે ઉત્પન્ન થયા. અનુક્રમે ભરજુવાનીમાં અશ્વગ્રીવ પ્રતિવાસુદેવની આજ્ઞાથી શાલીવનના રક્ષણ માટે ગયા અને ત્યાં શસ્ત્ર વગર જ યુદ્ધ કરી જંગલના રાજા કેસરીસિંહને પોતાના હાથે જ પરાસ્ત કરી જીર્ણ વસ્ત્રની માફક બે જડબા પકડી ઊભોને ઊભો જ ચીરી નાખ્યો. કેસરીસિંહ નીચે પડ્યો પડ્યો તરફડે છે. આ વખતે ત્રિપૃષ્ઠના સારથિએ કહ્યું: હે વનરાજ, તમે ગભરાશો નહિ. તમને મારનાર કોઈ સામાન્ય માનવી નથી, કિન્તુ અસામાન્ય નરકેસરી—નરપુંગવ છે. તમે જંગલના રાજા છો; આ મનુષ્યોના રાજા છે.

ત્યારપછી તો અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને મારી ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા. આ મહાન બલિષ્ઠ વાસુદેવે બલના મદમાં આવી અનેક પાપકર્મ કરી ઘોર કર્મ કર્યાં, પણ એ બધા ઉપર શિખા ચઢાવે તેવું એક ઘોર કાર્ય કર્યું:

એક વાર સુંદર ગવૈયા ગાયન કરવા આવ્યા હતા. ગાયન ખૂબ ચાલ્યું. વાસુદેવને નિદ્રાદેવીએ આવીને ઘેર્યા. ઊંઘવા પહેલાં તેમણે દ્વારપાલને હુકમ કર્યો કે મારા ઊંઘી જવા પછી આ ગાયન બંધ કરાવી દેશો. પોતે થોડી વારમાં ઊંઘી ગયા અને દ્વારપાલ ગાયનમાં લુબ્ધ બની આનંદથી ગીત સાંભળવાની મઝા લૂંટવા લાગ્યો. તે એટલે સુધી કે વાસુદેવ જાગ્યા ત્યાંસુધી સંગીત ચાલી રહ્યું હતું. બસ, આ સાંભળી તેમનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો અને ક્રોધના આવેશમાં દ્વારપાલને કહ્યું કે તને મારી આજ્ઞા કરતાં પણ સંગીત વધુ પ્રિય છે એમ? લે હવે એનાં ફલ ચાખ. આમ કહી આજ્ઞાભંગ કરનાર દ્વારપાલના કર્ણપુટમાં ખૂબ ગરમ ગરમ સીસું તપાવીને રેડ્યું. દ્વારપાલ આ વેદનાથી તરત જ મરણશરણ થયો. ત્રિપૃષ્ઠ વાસુદેવે આ ભવમાં ઘોર પાપકર્મ બાંધ્યાં અને મૃત્યુ પામી ઓગણીસમા ભવે ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય ભોગવી સાતમી નારકીએ તેત્રીશ સાગરોપમના આયુષ્યની સ્થિતિવાળા નૈરયિક તરીકે જન્મ્યા. ત્યાં ઘોર વેદનાઓ સહી, વાસુદેવના ભવમાં બાંધેલાં ઘોર પાપકર્મોનું ફલ ભોગવ્યું. ત્યાંથી નીકળી વીસમે ભવે સિંહ થયા. ત્યાંથી મૃત્યુ પામી એકવીસમા ભવે ચોથી નારકે ગયા. ત્યાંથી નીકળી વળી વચમાં થોડો સમય સંસારમાં રખડી બાવીશમા ભવે મનુષ્ય થયા. આ ભવમાં અનેક પુણ્યકાર્ય કરી શુભ કર્મ બાંધ્યું અને ત્યાંથી મૃત્યુ પામી તેવીસમા ભવમાં પશ્ચિમ મહાવિદેહમાં રાજધાની મુકાનગરીમાં પ્રિયમિત્ર નામના ચક્રવર્તી થયા. અહીં પણ એમના કુલમદનું અજીર્ણ કર્મ ઉદયમાં આવે છે. મુકા નગરીના રાજા પોતાની કન્યામાં જ લુબ્ધ બની તેને પરણ્યો છે, તેના ઉદરમાં ચક્રવર્તિના ભવનો જન્મ થયો છે. આ પણ કર્મની જ બલિહારી છે ને?

અનુક્રમે પ્રિયમિત્ર ચક્રવર્તીના ભવમાં ધર્મોપદેશ સાંભળી, શ્રમણધર્મ સ્વીકારે છે. અહીં સંયમ ધર્મ ઉત્તમ રીતે આરાધી ચોવીસમા ભવમાં મહાશુક્ર કલ્પમાં સર્વાર્થ વિમાનમાં દેવ તરીકે જન્મ લે છે. ત્યાંથી પચીશમા ભવમાં છત્રાનગરીના જિતશત્રુરાજાના **નંદન નામે**

રાજપુત્ર તરીકે જન્મ લે છે. બાલ્યાવસ્થામાં જ તેમને રાજ્ય મળે છે. ત્યાં ચોવીશ લાખ વર્ષ રાજ્ય પાળી પોટ્ટીલાચાર્ય પાસે દીક્ષા સ્વીકારી ઘોર તપસ્યા કરે છે અને નિરંતર માસખમણ કરીને અરિહંત, સિદ્ધ, પ્રવચન, આચાર્ય, સ્થવિર, ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, વિનય, ચારિત્ર, બ્રહ્મચર્ય, સમાધિ, તપ, દાન, વૈયાવચ્ચ, સંયમ, અભિનવજ્ઞાન, શ્રુતપદ, અને તીર્થપદ—એ વીશ પદના આરાધન માટે વીશ સ્થાનક તપ આદરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે. અને એક લાખ વર્ષ લગી શુદ્ધ સંયમ પાળી છેવટે એ માસની અન્તિમ સંલેખણા કરી પ્રાણત દેવલોકમાં પુષ્પોત્તર વિમાનમાં છવ્વીશમા ભવમાં દેવ તરીકે ઉત્પન્ન થાય છે.

જન્મ—ત્યાંથી આયુષ્ય પૂર્ણ થયે, કુલ મદ કર્મ અદ્યાવધિ અ-જીર્ણ હોવાથી, તે કર્મ ભોગવવા, સત્યાવીશમા ભવમાં આ ભરતક્ષેત્રમાં મગધદેશમાં બ્રાહ્મણકુંડ ગ્રામના ઋષભદત્ત બ્રાહ્મણની પત્ની દેવાનંદાની કુક્ષીમાં પુત્ર તરીકે અષાઢ શુદિ ૬ ને દિવસે ગર્ભમાં આવે છે. પરંતુ તીર્થંકરોનો જન્મ હીન કુલમાં, ભિક્ષુકુલમાં ન થાય એ શાશ્વત નિયમ પ્રમાણે ઇંદ્રરાજે હરિણૈગમેષી દેવદ્વારા તેમનું અપહરણ કરાવી ક્ષત્રિયકુંડ ગ્રામના પ્રતાપી અને પુણ્યશાલી રાજા સિદ્ધાર્થની સુશીલ સતી રાજરાણી ત્રિશલાદેવીની કુક્ષીમાં પધરાવ્યા; અને ત્રિશલાનો ગર્ભ દેવાનંદાની કુક્ષીમાં મુકાવ્યો એટલે નવ મહિના અને સાડી સાત રાત્રિ દિવસ પૂર્ણ થતાં ત્રિશલા દેવીની કુક્ષીમાં નયસારનો જીવ અન્તિમ તીર્થંકર શ્રી વર્ધમાન તરીકે જન્મ્યો.

માતૃભક્તિ—વર્ધમાન કુમાર હજી તો જન્મ્યા યે ન હતા ત્યારનો એક પ્રસંગ છે. ગર્ભમાં પોતાના હલનચલનથી માતાને કષ્ટ થશે એમ ધારી તેમણે ગર્ભમાં હલનચલન બંધ કર્યું. પોતાના ઉદરસ્થ ગર્ભનું હલન-ચલન બંધ થવાથી ત્રિશલા માતા ઊલટું જ સમજ્યાં અને એમને સંશય ઉત્પન્ન થયો કે મારા ગર્ભને કાંઇ અનિષ્ટ તો નથી થયું? જેમ જેમ વિચાર વધતો ગયો તેમ તેમ માતૃવત્સલ હૃદય ગભરાયું, દુઃખાયું અને આખરે રુદનકર્મમાં પરિણમ્યું. આ સમાચારથી રાજાને અને પ્રજાને પણ દુઃખ થયું. ત્રિશલામાતાને મૂર્છા આવી. આખરે અવધિજ્ઞાનથી ગર્ભસ્થ જીવે આ સ્વરૂપ જાણ્યું અને માતાની ભક્તિ માટે જે કર્યું હતું તે ઊલટું દુઃખને માટે થયું એમ વિચારી અંગ કમ્પાવ્યું. ઉદરમાં કમ્પન થતાં જ માતૃવાત્સલ્ય ઊભરાયું અને માતાને હર્ષ થયો. માતાનો આવો નિરવધિ પ્રેમ જોઇ ગર્ભમાં જ આ માતૃભક્ત પુત્રરત્ને પ્રતિજ્ઞા કરી કે જે માતાએ હજી મારું મુખ પણ જોયું નથી, ત્યાં જ આટલું વાત્સલ્ય છે તો મારા જન્મ પછી તેમનું વાત્સલ્ય કેટલું હશે? માટે માતાપિતાના જીવતાં સુધી સંસાર છોડી હું શ્રમણધર્મ નહીં સ્વીકારું. આમ નવ મહિના અને સાડી સાત દિવસ વ્યતિક્રાન્ત થયા પછી ચૈતર શુદિ તેરશની મધ્યરાત્રિએ તેમનો જન્મ થયો. જે વખતે તેમનો જન્મ થયો ત્યારે વસંતઋતુ પૂર બહારમાં ખીલી હતી. મધ્યરાત્રિએ પવન મંદમંદ શીતલ વહી રહ્યો હતો અને સુધાકર આકાશપટમાં શાંત રીતે ખીલી મધુરી જ્યોત્સ્નાથી જગતને શોભાવી રહ્યો હતો. આખું જગત્ શાંત રીતે નિદ્રાધીન થઈ રહ્યું હતું. તે વખતે તેમના જન્મ સમયે દેવેન્દ્રનું આસન કમ્પ્યું. દેવોએ જન્મોત્સવ ઊજવ્યો અને પ્રાતઃકાલે સિદ્ધાર્થરાજાએ પણ રાજપૂત્રનો જન્મોત્સવ ઊજવ્યો. અનુક્રમે પોતાના અભિલાષ પરિપૂર્ણ થવાથી પુત્રનું ગુણનિષ્પન્ન નામ શ્રીવર્ધમાન કુમાર રાખ્યું.

**મેરુકંપન**—બાલક હોવા છતાં વર્ધમાન કુમાર ધીર, વીર અને મહાપરાક્રમી છે. સૌથી પ્રથમ દેવોને પણ ચમત્કાર ઉપજાવે તેવો પ્રસંગ એમનો જન્મોત્સવ ઊજવતી સમયે જ ઉપસ્થિત થાય છે. ઈંદ્ર નવપ્રસૂત બાલકને ખોળામાં લઇને બેઠા છે. અને દેવતાઓ લાખ્ખો કળશો લઇ અભિષેક માટે ઊભા છે. તે વખતે ઇંદ્રને શંકા થઈ કે "આજના જન્મેલા આ બાલકનું શરીર આ સમયે આટલા બધા કળશોના અભિષેકને કેવી રીતે સહન કરશે?" બસ, આ શંકા થઇ ત્યાં જ ભગવાને અંગૂઠાથી મેરુને સ્પર્શ કર્યો અને ગિરિરાજ મેરુ કમ્પાયમાન થયો. એનાં શિખરો ડોલવા લાગ્યાં અને ધરણી ધ્રૂજી ઊઠી. સમુદ્રનાં પાણી ખળભળી ઊઠયાં અને પ્રલયકાળ જેવા અવાજો થવા લાગ્યા. ઇંદ્રે અવધિજ્ઞાનથી આ ઉત્પાતનું કારણ જાણ્યું અને પોતાની જ ભૂલ છે, એમ સમજી ક્ષમા માંગતાં કહ્યું કે હે ભગવાન, મારો અપરાધ માફ કરો. આપ તો અમાપ બલશાલી છો. આપનું બલ તો ઈંદ્રો, દેવેંદ્રો અને ચક્રવર્તીઓ કરતાં પણ અનંતગણું અધિક છે. ઇંદ્રમહારાજે ક્ષમા માંગતાં ઉપદ્રવ શાંત થઇ ગયો.

**આમલકી ક્રીડા**—શ્રીવર્ધમાન કુમાર અવસ્થાએ બાલક હતા છતાં શક્તિ, વીરતા, ધીરતા અને ગંભીરતામાં અબાલ હતા. એક વાર મિત્રોની સાથે ગામ બહાર ઉદ્યાનમાં ક્રીડા કરી રહ્યા હતા ત્યારે ઇન્દ્ર વર્ધમાન કુમારની વીરતા, ધીરતા અને ગંભીરતાના વખાણ કર્યાં. આ સાંભળી વર્ધમાન કુમારના બલની પરીક્ષા કરવા એક દેવ ભૂ-લોકમાં આવ્યો. અને બધા બાલકો રમતા હતા ત્યાં આવી એક ભયંકર કાળા નાગનું રૂપ કરી ઝાડને વીંટળાઈ વળ્યો. વર્ધમાન કુમારની સાથેના સૌ બાળકો આ ભયંકર નાગને જોઇને મૂઠીઓ વાળીને નાઠા, પણ વર્ધમાન કુમારે નાગને દોરડીની જેમ પકડી દૂર ફેંકી દીધો. સાપ ચાલ્યો જતાં છોકરાઓ પાછા આવ્યા અને ફરી રમત શરૂ થઇ. દેવ પણ બાળકનું રૂપ કરી બધાની ભેગો ભળી જઈ રમવા લાગ્યો. જે જીતે તેને હારનારે ખભા ઉપર બેસાડવાની શરત હતી. દેવ બનેલા બાલકે હાર કબૂલી વર્ધમાન કુમારને પોતાના ખભે બેસાડયા. હજી તો બધા જુવે જ છે ત્યાં તો પેલા દેવે એકદમ શરીર વધાર્યું અને સાત તાડ જેટલો વધ્યો. વર્ધમાન કુમારે જ્ઞાનથી તેનું સ્વરૂપ જાણી એવા જોરથી મૂઠી મારી કે દેવ મશકની જેમ સંકોચાઇ ગયો, અને વર્ધમાન કુમારની ક્ષમા માંગી કહ્યું કે હે વર્ધમાન કુમાર, ઈન્દ્ર મહારાજે કહ્યું છે તેમ ખરે જ તમે સાચા મહાવીર, મહાધીર અને મહાપરાક્રમી છો. આ પ્રસંગ પછી વર્ધમાન કુમાર 'મહાવીર' નામથી પ્રસિદ્ધિ પામ્યા.

**શાળા-ગમન**—વર્ધમાન કુમારને માતાપિતાએ બહુ જ હોંશથી પંડિત પાસે નિશાળે ભણવા મૂકયા. ત્રણ જ્ઞાનથી વિભૂષિત હોવા છતાં માતાપિતાની હોંશ પૂર્ણ કરવા વર્ધમાન કુમાર ઉત્સવપૂર્વક નિશાળે જાય છે. આ જ વખતે ઇંદ્રનું આસન કંપવાથી ઇંદ્ર બ્રાહ્મણ રૂપે નીચે આવે છે. અને વર્ધમાન કુમારને પંડિતના આસને બેસાડે છે. અને વર્ધમાન કુમાર પંડિતની બધી શંકાઓનો યથાર્થ જવાબ આપે છે. ત્યારપછી શબ્દશાસ્ત્રના નિયમો પૂછયા. વર્ધમાન કુમારે તેનું પણ યથાર્થ સ્વરૂપ કહ્યું. આ પ્રશ્નોત્તરોના સંગ્રહ રૂપ ઐંદ્ર વ્યાકરણ બન્યું. પછી બ્રાહ્મણ રૂપે આવેલા ઇંદ્ર મહારાજે બધાને કહ્યું કે આ બાલક કોઇ સામાન્ય માનવી નથી પણ ત્રણ જ્ઞાનથી યુકત છે અને અન્તિમ તીર્થંકર થવાના છે.

**વર્દ્ધમાન કુમારનું લગ્ન**—યોગ્ય ઉમ્મર થતાં માતાપિતાના આગ્રહથી વર્ધ્ધમાન કુમારનું સમરવીર રાજાની રાજકન્યા યશોદા સાથે લગ્ન કરવામાં આવ્યું. જલકમલ સમ નિર્લેપ રહી સંસારને ભોગવતાં તેમને પ્રિયદર્શના નામે પુત્રી થઇ.

**વર્દ્ધમાન કુમારની દીક્ષા**—વર્ધ્ધમાન કુમાર અઠ્ઠાવીશ વર્ષના થયા ત્યારે તેમના માતાપિતાનું સ્વર્ગગમન થયું. પોતે ગર્ભમાં ધારણ કરેલો અભિગ્રહ પૂર્ણ થયો જાણી વડીલ બન્ધુ નંદીવર્ધ્ધન રાજાને દીક્ષા ગ્રહણ કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. પણ વડીલ બંધુના અતિ આગ્રહથી બે વરસ ઘરમાં સાવ નિર્મમપણે રહેવાનું સ્વીકાર્યું. તેમણે કહ્યું કે મારા નિમિત્તે કોઇ પણ જાતના આરંભ સમારંભ કરશો નહીં. હું પ્રાસુક અન્ન જળ લઇશ, સર્વ આભૂષણોનો ત્યાગ કરીશ, બ્રહ્મચર્ય પાળી જીવન સાધુ જેવું જ રાખીશ. આ રીતે ગૃહસ્થ જીવનમાં પણ ઉચ્ચ સાધુદશા પાળતા વર્ધ્ધમાન કુમાર રાજમહેલમાં જ રહ્યા.

એક વર્ષ પછી લોકાંતિક દેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિનંતિ કરી અને વાર્ષિક દાન આપ્યું. બે વર્ષ તો ચપટી વગાડતામાં પૂર્ણ થઇ ગયા અને ત્રીશ વર્ષની ભર જુવાનીમાં રાજા-પ્રજા કુટુમ્બ પરિવારનાં સહકાર સાથે મહોત્સવપૂર્વક દીક્ષા સ્વીકાર કરી. એ મહોત્સવ ઉજવવા દેવો, દેવેંદ્રો, માનવો અને માનવેંદ્રો પણ હાજર હતા. આમ આ મહાપરાક્રમી વર્ધ્ધમાન કુમાર ત્રીશ વર્ષની વયે પંચમુષ્ટી લોચ કરી માગશર વદિ દશમે એક જ દેવદુષ્ય સ્વીકારી, બાકી બધાનો ત્યાગ કરી, નિઃસંગ બની શ્રમણ બન્યા. જે વખતે તેમણે દીક્ષા લીધી તે જ વખતે તેમને **મનઃપર્યવજ્ઞાન** પ્રાપ્ત થયું.

**વિહાર અને છદ્મસ્થ જીવન**—વર્ધ્ધમાન કુમાર શ્રમણ બન્યા પછી ભૂતલમાં વિચરવા લાગ્યા. દૂર સુદૂર અનેક પ્રદેશમાં વિચરતાં **ક્ષમાશ્રમણ** પદને સફલ કરતા, દેવ, દાનવ, માનવ અને પશુ-તિર્યંચકૃત ઉપસર્ગોને સમભાવપૂર્વક અદીન મને સહે છે, ઘોર તપશ્ચર્યા કરે છે અને કર્મ શત્રુને હણતાં દિન પ્રતિદિન આધ્યાત્મિક પ્રગતિ સાધતા જાય છે. પહેલે વર્ષે જ એક ગરીબ બ્રાહ્મણને એની યાચનાથી એક જ દેવદુષ્યમાંથી અર્ધ ફાડીને આપી દે છે અને બાકીનું અર્ધું વસ્ત્ર પણ એક વર્ષ પછી પડી જાય છે. પ્રથમ વર્ષમાં ગોવાળીયાના ઉપસર્ગથી ઉપસર્ગની પરંપરા શરૂ થાય છે અને પ્રથમ ચાતુર્માસમાં અસ્થિક ગ્રામમાં શૂલપાણી યક્ષના ઘોર ઉપસર્ગો સહન કરે છે.

આ પ્રથમ ઉપસર્ગ નિવારવા ઇંદ્ર નીચે ભૂલોકમાં આવી ઉપસર્ગનું નિવારણ કરી ભક્તિથી કહે છે કે હે ભગવાન, આપને છદ્મસ્થ અવસ્થામાં સાડાબાર વર્ષ પર્યંત ઘોર ઉપસર્ગો થશે. તેથી આપ આજ્ઞા આપો તો આપની સેવામાં રહી હું એ ઉપસર્ગો દૂર કરું. પરન્તુ ક્ષમાશ્રમણ મહાવીર તો ધીરતાથી કહે છે કે હે ઇંદ્ર! તીર્થંકરો કદી પણ કોઇની સહાયતાથી કેવળજ્ઞાન નથી પ્રાપ્ત કરતા. એ તો સ્વબલ પરાક્રમ અને વીર્ય ફોરવી, કર્મ ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. માટે મારે તારી સહાયતાની લગારે અપેક્ષા નથી.

**ઘોર ઉપસર્ગો**—ભગવાન અદ્‌ભુત ક્ષમા રાખતા વિચરે છે, ત્યાં, ચંડકાશિક નાગના ઉપદ્રવ સમયે તેના ઝેરી ડંખોને સહે છે અને છેવટે એ થાકે છે ત્યારે "બુજઝ બુજઝ ચંડકોશીય" કહી તેને પ્રતિબોધ પમાડે છે અને અનશન કરાવી કરુણાના અને ક્ષમાના અમૃતથી સીંચી નિર્વિષ બનાવી સ્વર્ગનો અધિકારી બનાવે છે. પછી નદી ઊતરતાં સુદંષ્ટ્ર

દેવનો ઉપસર્ગ થાય છે અને કંબલ શંબલ દેવ આ ઉપસર્ગનું નિવારણ કરે છે. પછી ગોશાળો ભગવાનને મળે છે અને ભગવંતનું શિષ્યત્વ સ્વીકારે છે. તેની સાથે પણ અનેક ઉપસર્ગો થયા જ કરે છે. ગોશાલો ભગવાનને મૂકીને ચાલ્યો જાય છે અને વળી આવે છે. ત્યાર પછી પાંચમા વર્ષમાં ભગવાન ક્લિષ્ટ કર્મના ક્ષય માટે અનાર્ય દેશમાં જાય છે. ત્યાં અનેક પ્રકારના અનાદરભર્યા ઉપસર્ગો થાય છે. ચોર માનીને રક્ષકો તેમને પકડે છે અને સજા પણ કરવાના સંકલ્પો કરે છે. ચોરો અપશુકન બુદ્ધિથી મારવા દોડે છે. ગુપ્તચર માની પકડે છે. આ બધામાંથી તેઓ ધીરતા અને વીરતાથી છૂટે છે. ઘોર કષ્ટ અને આવતી આપત્તિઓને હસતે મુખડે સહે છે. ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં અપમાનીત કરેલી કોઈ રાણી મૃત્યુ પામી ફરતી ફરતી વ્યંતરી થઈ છે, તે પણ ભગવાનને ઘોર ઉપસર્ગ કરે છે. તે કટપુતનાનો ઉપસર્ગ કહેવાય છે. ગોશાલો પણ આમાં સાથે રહી વિક્રિયાઓ કરી ઉપદ્રવ વધારે છે. છેવટે દશમા વર્ષમાં ગોશાળો જટાજૂટ ધારી વૈશ્યાયન તાપસની તેજોલેશ્યાથી બળ્યો. ભગવાને તેને બચાવ્યો ત્યારે તેજોલેશ્યાનો વિધિ ભગવાન્ પાસેથી જાણી ગોશાળો ભગવાનથી જુદો પડ્યો. એક કુંભકારની શાલામાં રહી તેજોલેશ્યાની શક્તિ પ્રાપ્ત કરી અષ્ટાંગનિમિત્ત ભણી પોતાને સર્વજ્ઞ કહેવરાવી તેણે નવો મત સ્થાપ્યો અને સ્વધર્મપ્રચારક બન્યો.

અગિયારમા વર્ષમાં સંગમ દેવના ભયંકર ઉપસર્ગો થયા છે. તે દુષ્ટ દેવે ભગવાનની ધીરતા, વીરતા અને ગંભીરતાની પરીક્ષા કરવા એક જ રાત્રિમાં વીશ મહાન્ ઉપસર્ગો કર્યા. અરે, એટલાથી ન થાક્યો તે છ મહિના સુધી ઘોર ઉપસર્ગ કર્યા. ભગવાનને શુદ્ધ આહાર અને પાણી પણ છ મહિના લગી મળવા ન દીધાં. ભગવાનને ફાંસીને માંચડે ચડાવવાના અને વધ સ્થાને લઈ જવાના ઉપસર્ગો કર્યા. અનેક જાતની હીલનાઓ–કદર્થનાઓ કરી. માતાપિતાની કરુણ રુદનો આકૃતિઓ બતાવી. જગત્ વિજેતા મોહરાજાના મુખ્ય સેનાની કામદેવની સંપૂર્ણ લીલાઓ રચી લોભાવવા પ્રયત્ન કર્યો. અનેક ભયજનક ત્રાસ આપ્યા. છતાં ભગવાન અડગ રહ્યા ત્યારે થાકીને તેમને હરાવવા કાલચક્ર મૂક્યું. ભગવાન આ કાલચક્રથી આજાનુ ભૂતલમાં પેસી ગયા. છતાં મેરુની જેમ અચલ નિષ્કમ્પ જ રહ્યા. અરે, મારા નિમિત્તે કર્મ બંધન કરતા આ જીવનનું શું થશે એમ ચીંતવી દયાર્દ્ર બન્યા; આંખમાંથી કરુણાનાં અમૃત વર્ષાવ્યાં. આખરે છ મહિને થાકીને તે દેવલોકમાં ગયો.

**મહાન્ અભિગ્રહ**—બારમા વર્ષમાં ભગવાને પોષવદિ એકમે મહાન્ અભિગ્રહ લીધો; "રાજપુત્રી છતાં દાસત્વ પામેલી, મસ્તકે મુંડિત, અઠ્ઠમતપવાળી હાથ–પગે બેડી નાંખેલી, હાથમાં સુપડામાં અડદના બાકુલા રહેલા હોય અને આંખમાં આંસુ વહેતાં હોય, એક પગ ડેલીની બહાર અને એક પગ ડેલીની અંદર હોય આવી પરિસ્થિતિમાં મને અડદના બાકુલાનો આહાર મલશે તો લઈશ. આ મહાન્ અભિગ્રહ છ મહિનામાં પાંચ દિવસ ઓછા હતા ત્યારે કૌશામ્બીમાં ચંદનબાલાના હાથે પરિપૂર્ણ થયો.

**કર્ણકીલનો ઉપસર્ગ**—તેરમા વર્ષમાં ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં જે શય્યાપાલકના કાનમાં ગરમ ગરમ સીસું રેડાવ્યું હતું તે શય્યાપાલક ભવભ્રમણ કરતો આ વખતે ભરવાડરૂપે જન્મ્યો અને તેણે ભગવાનના કાનમાં ખીલા મારવાનો મહાન્ ઉપસર્ગ કર્યો,

**ઉપસર્ગના પ્રકાર**—આ બધા ઉપસર્ગોમાં કટપુતનાનો ઉપસર્ગ જઘન્યમાં ઉત્કૃષ્ટ છે; સંગમદેવનો ઉપસર્ગ મધ્યમમાં ઉત્કૃષ્ટ છે અને ગોવાળીયાએ કાનમાં ખીલા ઠોક્યા તે ઉત્કૃષ્ટોમાં ઉત્કૃષ્ટ ઉપસર્ગ છે. આમાં સુદષ્ટ વાણ વ્યંતર, કટપુતના રાક્ષસી, કાનમાં ખીલા ઠોક્યા વગેરે ઉપસર્ગો તો પૂર્વભવના વૈરને કારણે થયા હતા; સંગમદેવના ઉપસર્ગો ભગવાનની દઢતા, સ્થિરતા ને વીરતાની પરીક્ષા માટે થયા હતા; જ્યારે હીલના, ચોર, વગેરેના જે ઉપસર્ગો થયા છે તે લૌકિક વ્હેમને લીધે થયા છે; અને અનાર્ય દેશમાં વિચરતાં ખમેલા ઉપસર્ગો અને ઘોર અભિગ્રહ વગેરે તો ભગવાને કર્મ ખપાવવા સ્વેચ્છાએ જ સ્વીકારેલા છે.

**તપશ્ચર્યા અને અપ્રમત્તપણું**—સાડા બાર વર્ષમાં ભગવાન શ્રીમહાવીર દેવે આ પ્રમાણેનાં મહાન્ તપ કર્યાં હતાં : પૂર્ણ છમાસી એક, પાંચ દિવસ ન્યૂન છમાસી એક, ચારમાસી નવ, ત્રણમાસી બે, અઢીમાસી બે, બેમાસી છ, દોઢમાસી બે, એકમાસી બાર, અર્ધમાસી બ્હોંતેર, પ્રતિમા અઠ્ઠમતપ બાર, બસો ને ઓગણત્રીસ છઠ, ભદ્ર, મહાભદ્ર, સર્વતોભદ્ર, એકએક મળી કુલ સોળ ઉપવાસ. આ સાડાબાર વર્ષમાં ૩૪૯ એકઠભક્ત પારણાં કર્યાં છે. બધા તપ ચોવીહારા જ કર્યા છે. એક ભકતમાં પણ આહાર પાણી સાથે જ લેતા. જઘન્ય તપ છઠ્ઠનું જ છે. અને સાડાબાર વર્ષના છદ્મસ્થકાળમાં માત્ર એક અહોરાત્રિનો જ નિદ્રા-પ્રમાદનો વખત છે, બાકી સદાયે જાગ્રત-અપ્રમત્તદશામાં જ વિચર્યા છે.

**કેવળજ્ઞાન**—આ રીતે સાડાબાર વર્ષ પર્યંત ઘોર તપશ્ચર્યા કરતા અને અનેક ઉપસર્ગોને સહન કરી કર્મનો ક્ષય કરતા ભગવાન્ એકદા ઋજુવાલુકા નદીના તીરે, શ્યામક ખેડુતના ખેતરમાં, શાલ વૃક્ષ નીચે, શુકલ ધ્યાનમાં હતા ત્યારે વૈશાખ શુદિ દશમે ચોથા પ્રહરમાં સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ બના-તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ત્યાં પ્રથમ અલ્પ સમય દેશના દઇ ત્યાંથી એક જ રાત્રિમાં બાર યોજનનો ઉગ્ર વિહાર કરી અપાપા નગરીમાં પધાર્યા.

**સંઘસ્થાપન**—ત્યાં મહસેન વનમાં દેવતાઓએ રચેલા સમવસરણમાં બેસી ધર્મ-દેશના આપે છે. આ જ વખતે અપાપા નગરીમાં સોમીલ બ્રાહ્મણને ત્યાં મહાન્ યજ્ઞ ચાલે છે. યજ્ઞક્રિયા કરાવવા અનેક દિગ્ગજ પંડિતો, ક્રિયાવેદી વેદાંતીઓ આવ્યા છે, તેમાં ઇંદ્ર-ભૂતિ ગૌતમ વગેરે ૧૧ બ્રાહ્મણ પંડિતો મુખ્ય હતા. તે દરેક પોતાને સર્વજ્ઞ જ માનતા હતા. આ ઇંદ્રભૂતિ વગેરે અગિયારે પંડિતોની શંકાઓનું સમાધાન ભગવાને એવી સચોટ રીતે કર્યું કે તેઓ પોતાના ૪૪૦૦ શિષ્યો સાથે ભગવાનના શિષ્ય થયા. ચંદનબાલા પ્રમુખ અનેક રાજકુમારીઓએ દીક્ષા લીધી અને અનેક મુમુક્ષુ ભવ્યાત્માઓએ શ્રાવકનાં વ્રતો લીધાં. ભગવાને અહીં વૈશાખ શુદિ અગિયારસે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી.

**સર્વજ્ઞાવસ્થામાં વિહાર અને ઉપદેશ**—સર્વજ્ઞ અવસ્થામાં ત્રીશ વર્ષ પર્યંત ભગવાન વિચર્યા. ભારતમાં અહિંસા પરમો ધર્મનો પડહ વગાડી નિર્દોષ પશુઓનાં બલિદાન બંધ કરાવ્યાં. જડ બાહ્ય ક્રિયાઓ અને આડંબરને બદલે અંતરની વિશુદ્ધિપૂર્વક જ્ઞાન-વિવેકપૂર્વકની ક્રિયાનું મહત્ત્વ સમજાવ્યું. આત્મા-પરમાત્મા, પરલોક-પુણ્ય-પાપ આદિ તત્ત્વોનું વ્યાખ્યાન કરી લોકોને સન્માર્ગે દોર્યા. "સત્ય તપ છે, ધૃતિ તપ છે, અહિંસા તપ છે અને ક્ષમા મહાતપ છે" એમ લોકોને સમજાવ્યું. પશુયજ્ઞને બદલે શાંતિયજ્ઞ, ઇંદ્રિયનિગ્રહયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, વાગ્યજ્ઞ, મનોયજ્ઞ, અને કર્મયજ્ઞનું મહત્ત્વ તેમાં દાખલ થયું. "સોને મહેલી

હજારો ગાયોનું દાન દેવાય, સાથે આખી પૃથ્વી આપવામાં આવે, તો પણ અભયદાનનું
મહત્ત્વ વધે." આવો અહિંસાનો મહિમા વૈદિક સાહિત્યમાંથી પણ તારવવામાં આવ્યો. એ
ભગવાનના ઉપદેશનો જ પ્રભાવ છે. ભગવાનના મૈત્રી, પ્રમોદ કારુણ્ય અને માધ્યસ્થ ભાવનાના
ઉપદેશથી લાખો માનવીઓ આકર્ષાતા. આત્માનું સાચું સ્વરૂપ સમજી આત્મ–કલ્યાણના
દરવાજા દરેકને માટે ખુલ્લા છે; આત્મિક ઉદ્ધાર માટે સ્ત્રીપુરુષ, શૂદ્ર, બ્રાહ્મણ બધાને
સમાન અધિકાર છે. એટલે જ ભગવાનનો ઉપદેશ રાજા મહારાજાઓ, શ્રીમંતો કે પંડિતોથી
માંડીને સર્વસામાન્ય જનતાના હૃદયમાં પણ વસી ગયો. અને રાય અને રંક, ગરીબ ને
તવંગર, શૂદ્ર અને બ્રાહ્મણ બધાય તેમના સંઘમાં ભળવા લાગ્યા. ભગવાનનો ધર્મ લોક-
ધર્મ હતો. અને તેમણે આ લોકધર્મનો પ્રચાર પણ લોકભાષામાં–અર્ધમાગધીમાં જ કર્યો.
કચડાયેલા, દીન, દુઃખી, અનાથ જનો પણ ભગવાનના ધર્મામૃતનું પાન કરી પોતે પણ મહાન
થઈ શકે છે એમ માનવા લાગ્યા. અરે, ધાડપાડુ, ખૂની કે અત્યાચારીઓ પણ ભગવાનના
ધર્મોપદેશ સાંભળી, પાપનો પશ્ચાત્તાપ કરતા, ફરીથી પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરી સન્માર્ગે
વળતા હતા.

**પ્રતિબોધ**—રાજા શ્રેણિક, અવંતિપતિ ચંડપ્રદ્યોત, સિંધુસૌવીરનો ઉદાયન, કાશી
અને કોશલ,–લિચ્છવી અને જ્ઞાતવંશના અનેક રાજા મહારાજાઓ, અભયકુમાર, કોણિક,
નંદીષેણ, મેઘકુમાર, હલ્લવિહલ્લ વગેરે રાજપુત્રોએ ભગવાનનો ધર્મ સ્વીકાર્યો. અને કેટલાકે
તો ભગવાનના હાથે દીક્ષા લઈને આત્મકલ્યાણ સાધ્યું. ચેલ્લણા, નંદા, નંદમતી, નંદોત્તરા,
નંદસેના, મૃગાવતી, સુજ્યેષ્ઠા, દુર્ગંધા વગેરે રાણીઓ કે રાજકુમારીઓએ રાજવૈભવનો ત્યાગ
કરી શ્રાવકનાં વ્રતો કે દીક્ષા વગેરે સ્વીકારી આત્મકલ્યાણ સાધ્યું હતું. પોગ્ગલ પરિવ્રાજક,
અંબડ પરિવ્રાજક, પરિવ્રાજક સ્કંદક, શિવરાજર્ષિ વગેરે પરિવ્રાજકો ભગવાનના ઉપદેશથી
પ્રતિબોધ પામી પોતાના શિષ્યો સહિત ભગવાનનો ધર્મ સ્વીકારી સાધુ થયા હતા, તેમાં
અષ્ટાપદ ઉપરના પંદરસો તાપસો તો શ્રમણ થયા પછી સર્વજ્ઞ પણ બન્યા હતા.
રોહણીયા જેવા ચોર પણ પ્રતિબોધ પામ્યા હતા. દુર્દુરાંકદેવ, વિદ્યુન્માલી દેવ વગેરે ઘણા
દેવો અને યક્ષો પણ પ્રતિબોધ પામ્યા હતા. કઠિયારા, કુંભાર જેવા પણ ભગવાનના શ્રાવક
અને સાધુ થયા હતા. આવા તો અનેક પ્રસંગો છે, જે ભગવાનના ધર્મને લોકધર્મ સિદ્ધ
કરે. "**मित्ति मे सव्व भूएसु, वेरं मज्झं न केणइ**" સર્વ જીવો સુખને ઇચ્છે છે, કોઈ
જીવને દુઃખ–મૃત્યુ પસંદ નથી. માટે કદી કોઈ પણ જીવને ભૂતમાત્રને સતાવશો નહિ; જીવો
અને જીવવા દ્યો; સંસારનું મૂળ રાગદ્વેષ કષાયો છે; ઇંદ્રિયસંયમ, ત્યાગ, તપ, મમત્વનો
જય, કષાયજય, અહિંસા, સત્ય, ક્ષમા એ ધર્મમાર્ગ છે. આ ભગવાનના ધર્મોપદેશનો
મુખ્ય ધ્વનિ હતો. સર્વજ્ઞાવસ્થામાં પણ ભગવાન ઉપર ગોશાલાએ તેજોલેશ્યા મૂકી ઉપદ્રવ
કર્યો હતો, જેથી ભગવાનને દાહજ્વરનો વ્યાધિ સહેવો પડ્યો. પરન્તુ એ જ તેજોલેશ્યાથી
સાત રાત્રિમાં જ ગોશાલાનું મૃત્યુ થયું અને મૃત્યુ સમયે એને પારાવાર પશ્ચાત્તાપ થયો.
એણે મુક્તકંઠે અંતે સત્ય સ્વીકાર્યું કે ભગવાન મહાવીર સાચા છે, તેમનો ધર્મ સાચો
છે, તેઓ સર્વજ્ઞ છે, હું સર્વજ્ઞ નથી વગેરે વગેરે.

**તે સમયના બીજા ધર્મસ્થાપકો**—તે સમયે મગધમાં બુદ્ધ, પૂરણ કાશ્યપ,
ગોશાલો, અજિતકેસકંબલ, પકુધકાત્યાયન, સંજયવેલટ્ઠીપુત્ત વગેરે બીજા ધર્માચાર્યો હતા.
પરંતુ તેમનો ધર્મોપદેશ ભગવાન મહાવીરની જેમ લોકાદર નહોતો પામ્યો. બુદ્ધદેવે તપ,

ત્યાગ અને ઉગ્ર સંયમને કાયક્લેશ અને કષ્ટરૂપ માની તે માર્ગને શિથિલ કર્યો, પરિણામે ભવિષ્યમાં તેમના સાધુસંઘમાં શિથિલાચાર, માંસાહાર વગેરે પેસી ગયાં. અહિંસા, સંયમ અને તપના મનઃકલ્પિત અર્થ કરી જુદી જુદી શાખાઓમાં બૌદ્ધ સંઘ વિભક્ત થઇ ગયો, અને શ્રમણ સંસ્કૃતિ તેમજ વૈદિક સંસ્કૃતિ સાથે ટકી ન શકવાથી તેને હિન્દ બહાર જવું પડ્યું. ગોશાલાને તો પોતાના અંતિમ સમયે જ પારાવાર પશ્ચાત્તાપ થયો અને છતાં તેનો નિયતિવાદ પ્રચ્છન્નરૂપે કે મિશ્રણરૂપે ચાલતો રહ્યો, પરન્તુ અત્યારે તો સેંકડો વર્ષોથી તે વિલીન થઇ ગયો છે. બૌદ્ધધર્મ ભારતની બહાર જઈને બર્મા, ચીન, જાપાનમાં ખૂબ ફાલ્યો ફૂલ્યો અને પાશ્ચાત્ય દેશોમાં પણ પહોંચ્યો છે, પરન્તુ અહિંસા પરમો ધર્મનો સિદ્ધાંત ભૂલાઈ ગયો. ચીની અને જાપાની બૌદ્ધ સાધુઓ પણ માંસાહારથી સર્વથા મુક્ત રહ્યા નથી અને માંસાહાર ખૂબ પ્રચલિત થઇ ગયો. હમણાં હમણાં ભારતમાં બૌદ્ધધર્મ પુનઃ પ્રચાર પામી પ્રતિષ્ઠિત થઇ રહ્યો છે. તે વખતના બીજા ધર્મપ્રચારકો નામશેષ બની બ્રાહ્મણ સંસ્કૃતિમાં રૂપાન્તર પામી વિલીન થઈ ગયા છે, ત્યારે ભગવાન્ મહાવીરનો ધર્મ તો આજે પણ ભારતમાં સર્વત્ર પ્રચલિત છે.

**નિર્વાણ**—ભગવાન ત્રીશ વર્ષ કૈવલ્ય અવસ્થામાં રહી, ૭૨ વર્ષનું આયુષ્ય પાળી, ઈ. સ. પૂર્વે ૫૨૪માં અપાપા નગરીમાં, હસ્તિપાલરાજાની રાજસભામાં ચોવીહારો છઠ્ઠ કરી, ધર્મોપદેશ દેતાં દેતાં આસો વદિ ૦)) ની પાછલી રાત્રે નિર્વાણ પામ્યા, સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની શાશ્વત સુખ-મોક્ષસુખ પામ્યા.

**આપણું કર્તવ્ય**—ભગવાન્ મહાવીરના જન્મ દિવસે આપણે બધાએ સંગઠિત થઇ સહકારપૂર્વક કામ કરવાનો સંકલ્પ કરવો જોઇએ. જ્યાંસુધી ભારતમાં ભગવાનના અહિંસા ધર્મની અસર પૂર્ણરૂપે રહી ત્યાંસુધી ભારત સુખી અને ઉન્નત રહ્યો. પરંતુ આપસની ફૂટ, ધ્રુબ્યાં, અહંભાવ અને દ્વેષ વધ્યાં ત્યારથી હિન્દનું ગૌરવ અને મહત્ત્વ ઘટ્યાં. અને દેશ પરાધીન થઈ ગયો. સદ્ભાગ્યે આપણે હવે પરદેશીઓના બંધનથી મુક્ત થયા છીએ, પરંતુ મેળવેલી સ્વતંત્રતા ટકાવી રાખવી હોય, આઝાદી પચાવવી હોય, તો આપણે ભગવાનના વિશ્વધર્મના સિદ્ધાંતો અપનાવવા પડશે. તે માટે અહિંસા અને સત્યની સૌથી પ્રથમ જરૂર પડશે.

આજના યંત્રવાદે ભારતની દશા દીન, હીન અને દયનીય બનાવી છે. આજે તો જાણે અન્ન-વસ્ત્રનાં પણ સાંસાં પડી ગયાં છે. આ બધાંમાંથી બચવાનો ઉપાય અહિંસા, સત્ય, સંયમ, તપ, સદાચાર અને સહકારમાં જ રહેલો છે. અને ભગવાન્ મહાવીરનો સિદ્ધાંત આપણને એ જ શીખવે છે. ભગવાન મહાવીરના દરેક ઉપાસકની ફરજ છે કે સંકુચિત વાડાઓ છોડી વિશ્વબન્ધુત્વના વિશાલ મેદાનમાં-બહાર આવે અને સાચા અહિંસક અને સત્યના ઉપાસક બની જગતના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરે. આપણે આપણી માનવતાને શોભાવવી કે સજીવન કરવી હોય તો સૌથી પ્રથમ આપણે જ સાચા અહિંસક બનવું પડશે, શત્રુ ઉપર પણ મૈત્રી ભાવ રાખતાં શીખવું પડશે અને વિરોધીને પણ પ્રેમથી જીતતાં શીખવું પડશે. અન્તમાં—

શિવમસ્તુ સર્વજગતઃ પરહિતનિરતા ભવંતુ ભૂતગણાઃ ।
દોષાઃ પ્રયાન્તુ નાશં સર્વત્ર સુખીભવન્તુ લોકાઃ ॥

—આ ભાવના સાથે આજના સંતપ્ત જગતને શાંતિ આપનારા ભગવાન મહાવીરનાં થોડાં વચનામૃતો નીચે આપી આ લેખ સમાપ્ત કરું છું.

## ભગવાનનાં અમૃતમય વચનો

સંસારના બધા જીવોને પોતાનું જીવન પ્રિય છે, અને દરેક જીવને સુખ પ્રિય છે; કોઈને દુઃખ અને વધની ઈચ્છા નથી. દરેક જીવ જીવવા ઈચ્છે છે.

—આચારાંગ

સૌથી પ્રથમ દમન આપણે આપણા આત્માનું જ કરવું જોઈએ, કઠિનમાં કઠિન વ્રત પણ એ જ છે. પોતાને દમન કરવાવાળો આ લોક અને પરલોકમાં સુખી થાય છે.

—ઉત્તરાધ્યયન.

જે માણુસ પોતે હિંસા કરે છે, બીજા પાસે હિંસા કરાવે છે અને હિંસા કરનારને ઉત્તેજન આપે છે તે પોતાના માટે જ વૈર વધારે છે.

વિવેકદીપક કાંઈ એકદમ નથી પ્રાપ્ત થતો. એને માટે તો કઠોર સાધનાની જરૂર પડે છે. માટે જ મહર્ષિઓ આળસનો–પ્રમાદનો ત્યાગ કરી, કામ ભોગોનો ત્યાગ કરી, સંસારનું યથાર્થ સ્વરૂપ સમજી આત્માની રક્ષા કરતા કરતા અપ્રમત્તપણે વિચરે છે.

પ્રમાદ એ વિષ છેઃ અપ્રમાદ–અપ્રમત્તદશા તે અમૃત છે.

ક્રોધને ક્ષમાથી જીતોઃ અભિમાનને નમ્રતાથી જીતો.

માયાને સરલતાથી જીતોઃ લોભને સંતોષથી જીતો.

લાખો યોદ્ધાઓને જીતનાર વીર કરતાં સાચો વીર તે છે જે પોતાને જીતે છે.

—ઉત્તરાધ્યયન તથા દશવૈકાલિક

અજ્ઞાની પુરુષ મહિના મહિનાના ઉપવાસ કરે અને ડાભના અગ્રભાગ ઉપર રહે તેટલું અનાજ લઈ પારણું કરે, પરંતુ તે જ્ઞાની સત્પુરુષોએ કહેલા ધર્મમાર્ગના સોળમા અંશને પણ પામતો નથી.

—ઉત્તરાધ્યયન

જે પુરુષ પ્રબલ પુણ્યના ઉદયથી વિવેકથી સમ્પન્ન છે તે કદી પણ સાંસારિક સુખ ભોગના પદાર્થોમાં આસક્ત નથી થતો અને તે મિથ્યા શાસ્ત્રોનો અભ્યાસ પણ નથી કરતો. મિથ્યા શાસ્ત્રો તે છે જે અજ્ઞાનને, હિંસાને, અવિદ્યાને અને સંસારિક સુખ ભોગના પદાર્થોની પ્રાપ્તિને ઉપદેશે છે

જે પુરુષ સાંસારિક સુખભોગના પદાર્થો મેળવવામાં જ મનુષ્યનું પરમ કર્તવ્ય સમજે છે એને કાર્યાકાર્યનો વિવેક નથી રહેતો. તેને મોટામાં મોટું પાપ કરવામાં પણ સંકોચ નથી રહેતો, તે માણસ જૂઠું બોલી, ચોરી કરી, વિશ્વાસઘાત કરી, નરહત્યા, સ્ત્રીહત્યા, બાલહત્યા અને પશુહત્યા ઈત્યાદિ પાપકર્મો કરીને પણ સાંસારિક સુખભોગની સામગ્રી મેળવે છે. તેનામાં દયાનો અંશ નથી રહેતો અને ક્રૂરતાથી ભરેલો રહે છે અને પાપથી લેપાય છે.

જ્યાં અહિંસા છે ત્યાં ધર્મનો નિવાસ છે. અહિંસા ધર્મનું પ્રધાન અંગ છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ એમ સમજે છે કે જેમ હું દુઃખથી ડરું છું તેમ બધા પ્રાણીઓ દુઃખથી ડરે છે. જેમ દુઃખ મને અપ્રિય છે તેમ સંસારનાં સમસ્ત પ્રાણીઓને દુઃખ અપ્રિય છે. કોઈ પણ પ્રાણી દુઃખ નથી ઈચ્છતું, સુખ ઈચ્છે છે. માટે દરેક જીવો ઉપર દયા રાખવી અને કોઈને પણ કષ્ટ ન દેવું એ ધર્મનું મુખ્ય અંગ છે.

સંસારમાં તત્ત્વદર્શી પુરુષ તે છે જે અહિંસાનું પાલન કરે છે અને અહિંસા ધર્મનો ઉપદેશ આપે છે. એ તત્ત્વદર્શી મહાપુરુષ કોઈની સાથે વૈર નથી બાંધતો, તેનો જગતમાં કોઈ શત્રુ નથી. અને એ તત્ત્વદર્શી મહાપુરુષ પોતાના પવિત્ર અહિંસાધર્મને સુંદર રીતે પાલન કરી, સર્વ દુઃખોથી રહિત બની, સર્વજ્ઞ–સર્વદર્શી વીતરાગ બની અક્ષય–શાશ્વત મોક્ષસુખ પામે છે.

[ ટાઈટલના બીજા પાનેથી ચાલુ ]

આ પ્રશસ્તિથી સ્પષ્ટ છે કે ઉ. માનવિજયજી મહારાજે શેઠ શાંતિદાસ મનિઆની વિનંતિથી ધર્મસંગ્રહ રચ્યો છે.

આ શેઠ શાંતિદાસ મનિઆનો ટૂંકો પરિચય આ પ્રમાણે છે. અમદાવાદમાં શ્રીમાળી લહુવાશાહ શેઠ હતા, તેણે દીક્ષા લીધી. તેમના પુત્ર પનજીને હીરજી, મનજી, મદનજી, રતન, અને ધરમ એમ પાંચ પુત્રો થયા. તે પૈકીના મનજીનો જન્મ સં. ૧૬૪૦ના અષાડ શુદિ ૧૧ થયો હતો, જેનાં બીજાં નામો મનરાજ તથા મનીઆ છે. તેણે સાધર્મિકની ભક્તિ કરી, જમાડી પાન સોપારી આપ્યાં, વસ્ત્રની પહેરામણી કરી, જ્ઞાતિ અને સાધર્મિકમાં મહમુદીની પ્રભાવના કરી, ખાંડ ભરી થાળીઓ વહેંચી, પાંચપર્વીનાં પારણાં કરાવ્યાં, પાર્શ્વનાથ ભગવાનનું મંદિર બનાવ્યું (?) ત્યારે અમદાવાદનાં જિનાલયોમાં પૂજાઓ કરાવી, સંઘમાં મહમુદીની પ્રભાવના કરી. સં. ૧૭૦૨માં મોટો દુકાલ પડ્યો ત્યારે ગરીબોને દરેક જાતની સહાય આપી તે દુકાળને દૂર કર્યો. બીજો જગડુ હોય એવું બિરુદ પ્રાપ્ત કર્યું. શત્રુંજયનો સંઘ કાઢ્યો, સાત ક્ષેત્રમાં દાન આપ્યું, વિમલનાથની પ્રતિષ્ઠા કરી, શ્રીપૂજ્યજીની પધરામણી કરી, યતિઓને પ્રતિલાભ્યા, ચોરાશી ગચ્છમાં રૂપૈયાની લહાણી કરી, મોટી જિન પૂજાઓ કરાવી. એક દિવસે મનિઆ શાહને શરીરમાં પીડા ઊપડી, એટલે તેણે વૈરાગ્ય પામી પં. મેરુવિજયજી પાસે દીક્ષાનો સ્વીકાર કર્યો. તેમનું નામ માણેકવિજયજી રાખવામાં આવ્યું.

માણેકવિજયજી સં. ૧૭૧૧માં અનશન કરી મૃત્યુ પામી સ્વર્ગે ગયા. તેના પુત્ર શાંતિદાસ તથા શ્રીસંઘે તેના દેહને વાજતે ગાજતે લઈ જઈ અગ્નિસંસ્કાર કર્યો.

મનિઆ શાહનો પુત્ર બહુ ધર્મી હતો. સં. ૧૭૨૦માં મોટો દુકાળ પડ્યો. શાંતિદાસે દાનશાળા બનાવી ગરીબોને અન્ન, જલ, વસ્ત્ર, ગોળ, ખાંડ, સાકર, ઘી, ધાતુપાત્ર અને દવા વગેરે આપી દુકાળનો ભય દૂર કરાવ્યો, વગેરે વગેરે.

આ પ્રમાણે તેનો ટૂંકો પરિચય છે. આ સંબંધી વિશેષ વર્ણન આચાર્ય વિજયમાનસૂરિશિષ્ય રત્નકીર્તિકૃત "મનિઆ શાહ રાસ", આચાર્ય વિજયમાનસૂરિકૃત "ધર્મ સંગ્રહ" અને વીરવંશાવલીમાંના "આ. વિજયરાજચરિત્રાંશ" માં સુરક્ષિત છે, જિજ્ઞાસુઓએ તે ત્યાંથી જાણી લેવું.

❧

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




અમદાવાદ : વિ. સં. ૨૦૦૫, જેઠ શુદિ ૫ : તા. ૧૫-૬-૪૯, શનિવાર

## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# मदनयुद्धके रचयिता हेमकविका समय

( लेखक–श्रीयुत अगरचन्दजी नाहटा )

पांच वर्ष हुवे जब मैं अहमदाबादमें श्रीयुत् साराभाई नवाब से मिला था। उनसे अपने प्रेषित चंदन–मलयागिरि चौपई की सचित्र प्रतिके उपयोग करने के सम्बन्ध में पूछने पर उन्होंने आ. आनंदशंकर ध्रुव स्मारक ग्रन्थ को दिखाया। उसके पश्चात् हमारी शार्दूल राजस्थानी रिसर्च इन्स्टीटयुट से उक्त ग्रन्थकी प्रति मंगाके देखने पर उसमें प्रकाशित "मदनयुद्ध" नामक हेमकवि की रचनाको भी ध्यान से पढा तो उसके सम्पादक पं. अंबालाल प्रेमचन्द शाहने दो तीन भूलें की हैं ऐसी प्रतीति हुई, उसके संशोधन के लिये प्रस्तुत लेख लिखा जा रहा है।

१ मदनयुद्धका रचनाकाल ग्रन्थ में " सतरसे छीडोतरे " दिया गया है, जिससे आपने सं १७७६का ग्रहण किया है। पर वास्तवमें वह सं १७०६ ही है। कवि अंचलगच्छीय कल्याणसागरसूरिके शिष्य थे और इस रचनामें उन्होंने मदन को जीता इसीका वर्णन है एवं अंत के 'विराजे' शब्दसे भी उनकी विद्यमानता में ही ग्रन्थ रचा गया स्पष्ट है। आ. कल्याणसागरसूरिका स्वर्गवास सं १७१८ में हो चुका था अतः १७७६ का ग्रहण सर्वथा असंगत है। वैसे "छीडोतर" ६ संख्याका ही सूचक है, ७६ के लिये छीहोतर शब्द प्रयुक्त होता है। इस सम्बन्धमें सबसे प्रबल प्रमाण कविका अन्य ग्रन्थ छंदमालिका' हमें प्राप्त हुआ है वह है। वह भी सं १७०६ में रचा गया है व वहाँ भी "सत्तरसे छीडोतरे" शब्द प्रयुक्त है। उसमें कल्याणसागरसूरि को सूरत के निकटवर्ती हंसपुरमे श्रावकों के चोमासा कराने का भी उल्लेख है। इन सब बातों पर विचार करने से मदनयुद्ध का रचनाकाल सं १७७६ न हो कर १७०६ ही सिद्ध होता है।

२ पं. अंबालालजीने हेमकवि के मेदपाट देशाधिपति प्रशस्ति वर्णन को संपादित कर 'बुद्धिप्रकाश' वर्ष ८९ अंक २ में प्रकाशित किया है। उसके रचयिता को मदनयुद्ध के रचयिता हेम से अभिन्न होने को आपने संभावना की है, पर वह सर्वथा असंभव है। उक्त प्रशस्ति वर्णनमें उदयपुरके महाराणा जवानसिंहका वर्णन होनेसे उसकी रचना सं १८८५ के पीछेकी है तब प्रस्तुत हेमकवि १७०६ के हैं। उक्त मेदपाट वर्णन प्रशस्ति को पढने से कवि तपागच्छीय सिद्ध होते है तब प्रस्तुत कविने अंचलगच्छीय होनेका स्वयं स्पष्ट उल्लेख किया है अतः दोनों कवि भिन्न भिन्न ही हैं।

---

१ प्रस्तुत ग्रन्थ का विवरण मेरे सम्पादित हिन्दी ग्रन्थ विवरण भाग २ में प्रकाशित है, जो कि हिंदी विद्यापीठ उदयपुर से प्रकाशित है।

[ અનુસંધાન ટાઇટલના ત્રીજા પાને ]

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
श्री जैन सत्य प्रकाश
जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ८–९ | વૈશાખ-જેઠ વદિ ૫ : બુધવાર : ૧૫મી મે-જુન | १६४–६५ |


# શ્રીગોડીપાર્શ્વનાથ-સ્તવન

સંગ્રાહકઃ—સ્વ. પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

તે દિન ધન ધન હો કિં જહિ જિન ભેટસ્યાં, જિનને ભેટી હો કિં દુશ્મન મેટસ્યાં;
પ્રભુને ભેટી હો કિં સુખમાં લેટસ્યાં, દુરજનના મુખ હો કિં ત્યારે દાટસ્યાં ॥ ૧ ॥

ગોડી દોડી હો કિં જઈઈ ભામણે, ભવ ભવ શરણુ હો જ્યો કિં ચરણે તુમતણે;
દેવ દયા કર હો કિં ઠાકુર માહરો, નજર નિહાલો હો કિં ચાકર તાહરો ॥ ૨ ॥

તુજ વિના અન્યની હો કિં સેવા નવી ગમે, અન્ય દેવ નિર્ગુણી હો કિ મુઝ ચિત્ત નવી ગમે;
તું હી સુગુણી હો કિં હવે મેં પરખીયો, અખય કૃપાનિધિ હો કિં તુમે જાણીઓ ॥ ૩ ॥

તું પ્રભુ નાયક હો કિં લાયક તું સહી, શિવપુર દાયક હો કિં પાયક તુ સહી;
અનુભવ દેજ્યો હો કિં સાહિબ માહરા, હું નવિ છોડું હો કિં પદકજ તાહરા ॥ ૪ ॥

અશ્વસેનનંદન હો કિં વંદન જગતને, ચંદન સરખુ હો કિં તુઝ તનુ સહુ નમે;
વામા માતા હો કિં ધ્યાતા ભવિતલે, પરતા પૂરે હો કિં પરતક્ષ મહીયલે ॥ ૫ ॥

તું મુઝ સાહિબ હો કિં તું હી જ જગધણી, જગજીવાઠણ હો કિં જાણે દિનમણિ;
ભવ ભવ માગું હો કિં સેવા તાહરી, ઓછી કહીઈ હો કિં ન કરૂં ચાકરી ॥ ૬ ॥

જય જય જિનજી હો કિં સૌભાગ્યનો ધણી, સેવા માગે હો કિં અહનિશિ પ્રભુતણી;
બાંહગ્રહ્યાની હો કિં લાજ વિચારીઈ, જય સૌભાગ્યને હો કિં સુખ અતિ આપીઈ ॥ ૭ ॥

॥ ઈતિ સ્તવનમ્ ॥

# સિદ્ધરસ અને રસકૂપના વધુ ઉલ્લેખો

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી રમણિકવિજયજી

'જૈન સત્ય પ્રકાશ'ના ચાલુ (૧૪મા) વર્ષના ૭મા અંકમાં ભાઈશ્રી હીરાલાલ કાપડિયાએ "સિદ્ધરસ અને રસકૂપ" શીર્ષક એક લેખ લખ્યો છે, જેમાં તેમણે આ વિષયને લગતા અનેક અર્વાચીન ઉલ્લેખો આપ્યા છે. પરંતુ જૈન કથાસાહિત્યમાં મુખ્ય સ્થાન ભોગવતા વસુદેવહિંડી, સમરાઇચ્ચકહા જેવા પ્રાચીનતમ ગ્રન્થોમાં પણ આ અંગેના અનેક ઉલ્લેખો આપણને મળી શકે તેમ છે, જે પૈકી વસુદેવહિંડીમાં ગંધર્વદત્તા લંભકમાં ચારુદત્તની કથા પ્રસંગે આવતો અહીંનો એક ઉલ્લેખ વિદ્વાનોના રસ ખાતર આ નીચે આપવામાં આવે છેઃ—

પૂર્વ અને દક્ષિણ દિશાના પટ્ટણોમાં પ્રવાસ ખેડીને તથા કમલપુર, યવનદ્વીપ અને સિંહલમાં તેમજ પશ્ચિમે બર્બર અને યવનમાં વ્યાપાર કરીને મેં આઠ કોટિ ધન પેદા કર્યું. માલમાં રોકતાં તથા એ માલ જળમાર્ગે લાવતાં ધન બમણું થાય છે. આથી વહાણમાં હું સોરઠના કિનારે કિનારે પ્રવાસ કરતો હતો ત્યારે, કિનારો મારી દૃષ્ટિમર્યાદામાં હતો તે જ વખતે વાવાઝોડું થયું અને એ વહાણ નાશ પામ્યું. ઘણી વારે એક પાટિયું મને મળ્યું. મોજાઓની પરંપરાથી આમતેમ ફેંકાતો હું તેનું અવલંબન કરીને સાત રાત્રિને અંતે ઉંબરાવતીવેલા-કિનારા ઉપર ફેંકાયો. આ રીતે હું સમુદ્રમાંથી બહાર નીકળ્યો. પાણીના ખારને લીધે સફેદ શરીરવાળો હું જાળાની નીચે બેસીને વિશ્રામ લેવા લાગ્યો.

તે સમયે એક ત્રિદંડી આવ્યો. મને ટેકો આપીને તે ગામમાં લઈ ગયો. પોતાના મઠમાં તેણે મને સ્નાન કરાવ્યું, અને પૂછ્યું, "ઇભ્યપુત્ર! આ આપત્તિમાં તું કેવી રીતે પડ્યો?" હું કેવી રીતે ઘેરથી નીકળ્યો અને વહાણ કેવી રીતે ભાંગ્યું તે મેં સંક્ષેપમાં કહી બતાવ્યું એટલે ક્રોધ પામીને તે બોલ્યો, "હં! નિર્ભાગી, મારા મઠમાંથી ચાલ્યો જા." આથી હું તો પાછો તે વનમાં નીકળ્યો. થોડે દૂર ગયો, એટલે તે ત્રિદંડી વળી મને કહેવા લાગ્યો, પુત્ર! મેં તો વિનય જાણવા માટે તારો તિરસ્કાર કર્યો હતો. તું ખરેખર અજ્ઞાન છે કે મૃત્યુસ્થાનમાં તારી જાતને ફેંકે છે. જો તું ધનની ઇચ્છાવાળો હોય તો અમારો વશવર્તી થા. અમારી ઉપાસના કરતાં તને કોઈ પણ પ્રકારના કલેશ વગર ધન પ્રાપ્ત થશે.' પછી કિંકર જનોએ મને નવરાવ્યો અને જવની રાબ પીવડાવી. એ પ્રમાણે મારા કેટલાક દિવસ વીતી ગયા.

એક વાર સગડી સળગાવીને તે પરિવ્રાજક મને કહેવા લાગ્યો, 'જો.' પછી તેણે પોલાદ ઉપર રસ ચોપડ્યો અને પોલાદ અંગારામાં નાખ્યું. ધમણ વડે ધમતાં તે ઉત્તમ સુવર્ણ થઈ ગયું. તેણે મને કહ્યું, 'પુત્ર! આ તેં જોયું?' હું બોલ્યો, 'મેં અત્યંત આશ્ચર્ય જોયું.' પછી તેણે મને કહ્યું, 'મારી પાસે સોનું નથી, પણ હું મોટો સૌવર્ણિક છું. તને જોઈને મને પુત્રવત્ સ્નેહ થયો છે. તું અર્થપ્રાપ્તિને સારુ કલેશ કરે છે, માટે તારે ખાતર હું જલદી અને શતસહસ્રવેધી રસ લાવીશ. પછી તું કૃતકૃત્ય થઈને તારે ઘેર જજે. આ તો મારી પહેલાંનો મેળવેલો થોડોક રસ હતો.' લોભી એવા મેં સન્તુષ્ટ થઈને કહ્યું, 'તાત!

એમ કરો.' પછી તેણે સાધનો સજ્જ કર્યાં અને ભાથું તૈયાર કર્યું. અંધારી રાત્રિએ અમે ગામમાંથી નીકળ્યા અને હિંસક પશુઓથી ભરેલી અટવીમાં પહોંચ્યા. અમે રાત્રે પ્રવાસ કરતા હતા અને બીજાના ભયથી દિવસે છુપાઈને રહેતા હતા. અનુક્રમે પર્વતની ગુફામાંથી નીકળી અમે ઘાસથી ઢંકાયેલા એક કૂવા આગળ પહોંચ્યા. ત્યાં પરિવ્રાજક ઊભો રહ્યો. મને પણ તેણે કહ્યું, 'વિશ્રામ લે.' પછી તે ચામડાનું વસ્ત્ર પહેરીને અંદર ઊતરવા લાગ્યો. એટલે મેં તેને કહ્યું, 'તાત! આ શું?' તેણે કહ્યું, 'પુત્ર! ઘાસથી ઢંકાયેલો આ કૂવો ઊંધા પાડેલા કોડિયાના આકારનો છે. એની અંદર વજ્રકુંડ છે, તેમાંથી રસ ઝરે છે. હું ઊતરું છું. ખાટલીમાં બેઠેલા મને તું અંદર લટકાવજે એટલે પછી હું રસનું તુંબડું ભરી લઈશ.' મેં કહ્યું, 'હું ઊતરું છું, તમે ન ઊતરશો.' તે બોલ્યો, 'ના પુત્ર! તને ડર લાગશે'. મેં કહ્યું, 'હું ડરતો નથી.' પછી મેં ચર્મવસ્ત્ર પહેર્યું. તેણે યોગવર્તી સળગાવીને મને અંદર લટકાવ્યો. હું ઠેઠ કૂવાના તળિયે પહોંચ્યો. મેં રસકુંડ જોયો. પછી તેણે તુંબડી નીચે નાખી. મેં કડછીથી તુંબડી ભરી અને ખાટલીમાં મૂકી. દોરડું હલાવતાં પરિવ્રાજકે ખાટલી ઉપાડી લીધી. હું રાહ જોતો હતો કે મારે માટે ફરી પાછો તે ખાટલી નીચે લટકાવશે. મેં બૂમ પાડી કે 'તાત! દોરડું નીચે લટકાવો.' પણ કૂવો ખૂબ ઊંડો હતો અને મને પશુની જેમ તેમાં ફેંકી દઈને પરિવ્રાજક ચાલ્યો ગયો હતો.

તે વખતે મેં વિચાર કર્યો કે, સાગરમાં પણ મર્યો ન હતો એવો હું લોભને કારણે મરણ પામું છું. મારી યોગવર્તી દીપિકાઓ પણ ઓલવાઈ ગઈ. પ્રભાતમાં ત્યાં સૂર્ય દેખાતો નહોતો. માત્ર મધ્યાહ્ન કાલે કૂવામાં પ્રકાશ આવ્યો. નીચે જોયું તો અંદરથી ખૂબ પહોળો પણ સાંકડા મુખવાળો કુંડ મારી નજરે પડ્યો. ઘણી વાર સુધી તાકી રહેતાં, જેનું જીવન કંઈક અવશિષ્ટ રહ્યું છે એવા એક પુરુષને કુંડથી થોડેક દૂર મેં જોયો. મેં તેને પૂછ્યું, 'તું અહીં કેવી રીતે આવ્યો?' ઘણા દુઃખ પૂર્વક તેણે કહ્યું, 'આર્ય! પરિવ્રાજક મને અહીં લાવ્યો હતો.' મેં કહ્યું, 'મને પણ તે જ લાવ્યો છે.' પછી મેં તેને પૂછ્યું, 'મિત્ર અહીંથી બહાર નીકળવાનો કોઈ ઉપાય છે ખરો?' તેણે ઉત્તર આપ્યો, 'જ્યારે સૂર્યનાં કિરણોથી આ કૂવો પ્રકાશિત થાય છે ત્યારે આ વિવરમાંથી એક મોટી ઘો પાણી પીવાને માટે આવે છે. અને તે જ માર્ગે પાછી જાય છે. ભીરૂ અને અસાહસિક એવો હું અશક્ત થઈ ગયો હોવાને કારણે બહાર નીકળ્યો નહીં. જો તમે સાહસ કરી શકો તો ઘોના પૂંછડે વળગી પડજો, એટલે બહાર નીકળી શકશો.' પછી ઘો આવી અને તેણે પાણી પીધું. તે બહાર નીકળતી હતી તે વખતે મેં તેનું પૂંછડું પકડી લીધું. પછી સુરંગના વિવરમાંથી જતરડું ખેંચે તેવી ગતિથી મને ખેંચતી તે દૂર સુધી જઈને બહાર નીકળી. મેં ચામડાનું કપડું પહેરેલું હોવાથી મારા શરીરને કંઈ ઈજા ન થઈ.

—(વસુદેવહિંડી ભાષાન્તર, ભા ૧, પૃ. ૧૮૯-૯૧)

ઉપરનો મહત્ત્વનો ઉલ્લેખ નોંધ્યા બાદ પ્રભાવકચરિત્રમાં આવતો આ અંગેનો એક ઉલ્લેખ પણ નીચે આપવામાં આવે છે.

સં ૧૩૩૪માં રચાયેલા પ્રભાચન્દ્રસૂરિના 'પ્રભાવક-ચરિત્ર'માં 'પાદલિપ્તસૂરિચરિત્ર'માં નાગાર્જુન વિષે કહ્યું છે કે તે રસસિદ્ધિ કરનાર ઔષધિઓનો સંગ્રહ કરવા લાગ્યો તથા તૃણ-રત્નમય પાત્રમાં સિદ્ધરસ લાવીને શ્રી પાદલિપ્ત ગુરુ આગળ ધર્યો.

—(પ્રભાવકચરિત્ર. ભાષાન્તર, પૃ. ૬૧)

# સંસારનું પ્રથમ ધર્મચક્ર

લેખક—સુધાકર

આ સંસારમાં એવી અનેક અદ્‌ભુત વસ્તુઓ છે જેનાં આદિ કે અંત નથી જણાતાં. કાળા માથાનો માનવી ઘણી વાર એમ સમજે છે કે આ મેં કર્યું. પરન્તુ કેટલીક વસ્તુઓ એવી હોય છે જે આપોઆપ નિર્મિત થઇ જાય છે. અને છતાં માનવી એને નિર્માણ કરવાનો હર્ષ માણે છે. કેટલાક માનવીઓ પણ એવા હોય છે, જે જ્યાં જાય છે ત્યાં પૂજાય છે અને મહાત્મા–સંત તરીકે બહુમાન અને આદર પામે છે. એમની કીર્તિની, આમ્રમંજરી સમી, મીઠી સુવાસ સૌ કોઈને એમના તરફ આકર્ષે છે, અને ભાવભીની અંજલિની પુષ્પમાળા સમર્પવા પ્રેરે છે. આવા પુરુષો, પુરુષોત્તમો, મહામાનવીઓ કે નર રૂપ નારાયણ બની પૂજાય છે. આવા મહાપુરુષોની જીવનસૌરભ આપણને આકર્ષે છે, છતાં કેટલીક વાર આપણે વિચારને વમળે ચઢી વિચારીએ છીએ કે—થાય છે, શું જલદી છે? કાલે જવાશે. પણ આ પામર માનવીને એક ક્ષણ પછી શું થવાનું છે તેની જ્યાં ખબર નથી ત્યાં કાલની વાતો કરવાથી શું વળે? પાછળથી આપણને એ વાતનો પસ્તાવો રહી જાય છે અને આ ન કર્યું, તે ન કર્યું એમ વલોપાત થયા કરે છે. આવા જ એક વલોપાતમાંથી દુનિયાએ ન જોયેલું, ન જાણેલું, અદ્‌ભુત એવું સંસાર ભરનું પ્રથમ ધર્મચક્ર બન્યું એની આ કથા છે.

આ યુગના પ્રથમ પૃથ્વીનાથ અને પ્રથમ સાધુપુંગવ શ્રીઋષભદેવ પ્રભુ ચાર હજાર રાજાઓ સાથે સાધુ બન્યા. સંસારના આ પ્રથમ મુનિપુંગવને એક વર્ષ અને ચાલીસ દિવસ સુધી નિર્દોષ શુદ્ધ આહાર–પાણી ન મળ્યાં એટલે ઉપવાસી થઈને જ તેઓ વિચર્યા. સાથેના ચાર હજાર દીક્ષિત રાજાઓ તો તેમને છોડી જંગલવાસી ઋષિમુનિ, ત્યાગી તપસ્વી અને જટાધારી જોગી બન્યા. શ્રીઋષભદેવ તો નરકેશરી હતા. ભૂખ અને તરસની લગારે પરવા કર્યા સિવાય સ્ફટિક સમ ઉજ્જવળ સંયમ પાળતા તેઓ હસ્તિનાપુરમાં પધાર્યા, અને શ્રેયાંસ કુમારના હાથે, એક વર્ષ અને ચાલીશ દિવસ પછી, શેરડીના રસથી પારણું કર્યું. જ્યાં તેમનું પારણું થયું તે પવિત્ર સ્થાને શ્રીશ્રેયાંસકુમારે રત્નમય પીઠ કરાવ્યું અને જ્યાં જ્યાં પ્રભુજીનાં પારણાં થતાં ત્યાં ત્યાં રત્નમય પીઠ બનતાં, જેને "આદિત્યપીઠ" કહેવામાં આવે છે. આ પ્રથમ આદિત્ય પીઠની શ્રીશ્રેયાંસકુમાર, તેને ભગવંતના ચરણ સમજી, ત્રિકાલ પૂજા કરતા હતા.

---

આ વિષેના આવા અનેક ઉલ્લેખો બીજા અનેકાનેક પ્રાચીન ગ્રંથો જેવા કે સમરાઇચ્ચકહા, ભવભાવના, ભુવનસુંદરી, જૈનકથાકોશ, પાર્શ્વનાથચરિત્ર, ધર્મકલ્પદ્રુમ વગેરેમાં આવે છે. પરંતુ વિહારને કારણે એ પુસ્તકોમાંના ઉલ્લેખો તુરત મેળવવાનો સમય મળ્યો નથી.

સિદ્ધરસ અને રસકૂપ વિષેના ઉલ્લેખો આમ આપણા પ્રાચીન–પ્રાચીનતમ સાહિત્યમાં ઠેરઠેર વેરાયેલા પડયા છે. એ બધાય એકત્ર કરીને એમનો પદ્ધતિસર અભ્યાસ કરવાથી પ્રાચીન કાલની એ વિષેની માન્યતાનો સંપૂર્ણ ખ્યાલ આવી શકશે.

અક્ષય તૃતીયા, ૨૦૦૫

જૈન ધર્મશાળા, મડિયાળી પોળ, વડોદરા.

શ્રીઋષભદેવ ભગવંતનું પ્રથમ પારણું થઈ ગયું છે. જનતા હવે સાધુઓને ભિક્ષા આપવાની વિધિથી પરિચિત થઈ છે. પ્રભુજી અદીનપણે ધ્યાની બની વિચરી રહ્યા છે. આ સાધુશિરોમણિ પદ્ધત્યની વિચારણા કરતા વિવિધ તપ અને અભિગ્રહ ધરતા, મૌનપણે વિચરી રહ્યા છે. તેમને માટે તો निरवधिः कालश्च, विपुला च पृथ्वी પડયાં છે. એમને ક્યાંય બંધન નથી, ક્યાંય મમતા નથી, ક્યાંય માયા નથી. સંસારભરના પ્રાણીમાત્ર પ્રતિ મૈત્રી, પ્રેમ, કરુણા અને આર્દ્રતા વરસાવતા, સંસારના પ્રાણીમાત્રનું મંગલ વાંછતા "शिवमस्तु सर्वजगतः" ના મંગલ આશીર્વાદ વરસાવતા, મૌન છતાં દર્શકને હૃદયોલ્લાસ પ્રગટાવતા વિચરી રહ્યા છે.

તેઓ નગર બહાર ઉદ્યાનમાં શાંતપણે રાત્રિ વીતાવતા, "या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी" પદને ચરિતાર્થ કરતા, દિવસે ભૂતલમાં ઉઘાડા માથે, ખુલ્લે પગે વિચરતા, ક્વચિત્ ભિક્ષા માટે નગરમાં જતા અને પુનઃ જંગલમાં જઈ રહેતા. જંગલનાં પશુ પક્ષીઓ પણ આ મહાત્માના પ્રેમ-કરુણા ભર્યા અંતરથી આકર્ષાઈ એમના ચરણે આવી બેસતાં. જંગલની વનરાજી પણ પ્રભુજીના આગમનથી હર્ષોલ્લસિત બની પુષ્પ, પત્ર, ફૂલ આદિથી અંજલિ આપતી. અંધારી રાત્રિ જાય અને પ્રાતઃકાલમાં સવિતા નારાયણના દર્શનથી વનશ્રી નાચી ઊઠે તેમ ત્યાગ, તપ અને સંયમથી ઓપતા પ્રભુજીના પધારવાથી જંગલની સમસ્ત વનશ્રી નાચી ઊઠતી.

એકદા ભગવાન વિચરતા વિચરતા તક્ષશિલા તરફ પધાર્યા. મહાબાહુ બાહુબલી આ પ્રાંતના રાજાધિરાજ હતા. એમની અખંડ આણ આખા સામ્રાજ્ય પર વર્તી રહી હતી. તેમના બલથી બધા સુપરિચિત હતા. તે વખતના રાજા મહારાજાઓ, અરે, દેવો ને દાનવો સુદ્ધાં, એમની હાકથી કાંપતા હતા. કોઈ શત્રુ, કોઈ વિરોધી, કોઈ ચોરની હિમ્મત નહોતી કે તેમના બહલી પ્રદેશ તરફ આંખ ઊંચી કરીને જુએ. એમના રાજ્યની પ્રજાને પીડવા કે સંતાપવા કોઈ કદી હિમ્મત ન કરતું. એમની સમસ્ત પ્રજા ન્યાય, નીતિ અને ધર્મ પ્રમાણે ચાલતી. એમના રાજ્યમાં કદી કોઈ હિંસા ન કરતું, જૂઠું ન બોલતું, ચોરી અને સકાચારનું નામ-નિશાન ત્યાં નહોતું. એમના ધર્મરાજ્યમાં કોઈ અન્યાય અનીતિ ન કરતું. પ્રજા બાહુબલીને પ્રેમ, અને શ્રદ્ધાથી પિતાતુલ્ય માનતી અને બાહુબલી પોતાના પુત્ર કરતાં અધિક સ્નેહ અને વાત્સલ્ય પ્રજા પ્રત્યે રાખતા. આખો બહલી પ્રાંત ધન, ધાન્ય, ફળફૂલથી ભરેલો હતો. એમના રાજ્યમાં દૂધ, દહીં, ઘીની નદીઓ વહેતી. ગંગા યમુનાનાં નિર્મળ પ્રવાહો આખા પ્રદેશને પુનિત કરતા હતા.

આ બહલી પ્રાંતમાં શ્રીઋષભદેવજીનાં પુનિત પગલાં થયાં. આખા પ્રાંતમાં ઉત્સાહ અને ભક્તિનું પ્રબળ મોજું ઊછળ્યું. જનતા પ્રફુલ્લિત બની. ગુંજારવ કરતા મધુકરોનું ટોળું ઊડતું હોય તેમ ભક્તજનો ભગવાનની પાછળ ઊમટ્યા. સૌ કોઈ ભગવાનને ભિક્ષા આપવા માટે લ્યો, આવ્યો, તે લ્યો-ના નાદ લઈ બેઠા હતા. જનતાને શ્રેયાંસ કુમારનો દિવ્યતાં દિવ્યતાંનો અવાજ પહોંચી ગયો હતો. ખુદ બાહુબલીરાજ પણ ભગવંતનાં દર્શન અને ભક્તિ માટે ચાતકની જેમ રાહ જોઈ રહ્યા હતા. સવિતા નારાયણ પશ્ચિમ તરફ ઢળી રહ્યા હતા, વસંતનો નમતા પહોરનો તડકો કંઈક મીઠો લાગતો હતો. આવા સમયે ઋષભદેવ પ્રભુ ઉઘાડા પગે અને ખુલ્લા માથે એકાકી ચાલી રહ્યા હતા. એમનું ગંભીર સ્વરૂપ

ઊંડા ચિંતનના ભાવો દર્શાવી રહ્યું હતું. જોનારને એમ લાગે જાણે ગજરાજ ચાલ્યો જાય છે. પોયણા જેવાં અર્ધનિમિલિત નેત્રો એમના સર્વોતમ ધ્યાનને સૂચવતાં હતાં. વનરાજીએ પોતાનાં પાંદડાં નમતા પહોરના સૂર્યના તડકામાં પીળાં બનાવી હેમમય તોરણો બાંધ્યાં હોય એમ દેખાતું. ત્યાં તો સંધ્યાના આવાગમનને સૂચવનારા લાલ ગુલાલે દર્શન દીધાં. સવિતા નારાયણ ભૂતલમાં વિચરતા મહર્ષિનાં દર્શન કરવા ઇચ્છતા હોય તેમ નીચે નમ્યા અને શ્રીઋષભદેવજી ભગવંત એક વિશાલ વટવૃક્ષ નીચે સ્થિર થયા.

ઉદ્યાનપાલકે બાહુબલીરાજને શુભ સમાચાર આપ્યા કે આજે આપના પિતાજી, આદિમ પૃથ્વીનાથ અને આદિમ યતીંદ્રે આપણા ઉદ્યાનમાં પુનિત પગલાં કર્યાં છે. બાહુબલીજી આજે હર્ષથી પુલકિત બની વિચારી રહ્યા છે કે અહોભાગ્ય છે કે મારા પિતાજીનાં પુનિત પગલાં મારા રાજ્યમાં થાય છે. ધન્ય છે એ રાજર્ષિ મુનિપુંગવને કે એમણે રાજરાજેંદ્રનાં સુખો છોડયાં, ઇંદ્રને પણ દુર્લભ એવી સમૃદ્ધિ અને સાહ્યબી છોડી, અરે, કુટુમ્બપરિવાર, વાત્સલ્યવેલી જનેતા મરુદેવા એ બધાયની મમતા છોડી, શરીરની પણ મમતા મૂકી, બધો પરિગ્રહ છોડી, એકાકી ભૂતલમાં વિચરી મૌનપણે રહી, ઘોર તપ તપતા આત્માને વિશુદ્ધ બનાવી રહ્યા છે. મારા પુન્યનો ઉદય ક્યારે થશે કે હું પણ પિતાજીને પુનિત પગલે સંચરી સંયમમાર્ગની આરાધના કરીશ. હું મારા અંતઃપુર સહિત પ્રભુજીનાં દર્શન કરી કૃતાર્થ થઇશ. મંત્રીશ્વરને બોલાવી હુકમ કર્યો—આવતી કાલે પ્રાતઃકાલમાં ત્રણ લોકના નાથ દેવાધિદેવ શ્રીઋષભદેવ પ્રભુનાં દર્શન કરવા સૌએ આવવાનું છે. તેમજ મધ્યાહ્ને પ્રભુજી આપણી તક્ષશિલામાં મધુકરી માટે પધારશે એટલે આખી તક્ષશિલાને શણગારજો.

આજે તક્ષશિલામાં રાત્રે પણ સૂર્ય ઊગ્યો હોય એમ અજવાળું અજવાળું થઈ રહ્યું છે. રત્નના દીવા દીપી રહ્યા છે. ધજા પતાકા ને તોરણો બંધાઇ રહ્યાં છે. આખી રાત બાહુબલીરાજને નિદ્રા નથી આવી. એમનાં જીવનમાં આજે જ એમને રાત્રિ આવડી મોટી-આવી લાંબી લાગી. અરે ! આ તે વર્ષ જાય છે કે રાત્રિ જાય છે, એવડી લાંબી રાત્રિ બાહુબલીરાજને આજે લાગી. રાત્રિના પટ્ટરાણી વસંતશ્રીએ પૂછ્યું ? નાથ ! કેમ ઊંઘતા નથી.

બાહુબલી—દેવી ! મારા પિતાજી તો રોજ રાતના જાગરણ જ કરે છે.

વસંતશ્રી—આર્યપુત્ર ! સાધુ પુરુષો સદાયે અપ્રમત્ત હોય છે.

બાહુબલી—હું એ જાણું છું. મારા પિતાજી રાજમહેલના બદલે જંગલમાં વસે છે. પલંગને બદલે ધરતીને પલંગ ગણે છે. રેશમી સુંવાળાં વસ્ત્રોને બદલે દિશારૂપી વસ્ત્રોથી તેઓ અલંકૃત છે. ધ્યાન એ જ એમનું સર્વોત્તમ ધન છે. સુવર્ણપાત્રોને બદલે કર (હાથ)એ જ એમનું પાત્ર છે. ક્ષમા, સમભાવ અને શાંતિરૂપી અનુપમ વસ્ત્રોથી વિભૂષિત બની એ કર્મશત્રુને હણી રહ્યા છે. તેમનો મૈત્રિભાવ, પ્રેમભાવ અને વાત્સલ્યભાવ જગજ્જંતુને એમના ઉપાસક બનાવે છે. દેવી, એમનાં દર્શન કરી હું કૃતકૃત્ય થાઉં એ જ અભિલાષાથી આજે નિદ્રા દેવી વિદાય થઈ ગયાં છે.

વસંતશ્રી—નાથ ! વાત તો સાચી છે. આપનો એ અભિલાષ ફળો. ચાલો, તૈયારી કરીએ. પ્રાતઃકાલને સૂચવતાં પંખીગણનાં મીઠાં મધુરાં ગીત સંભળાય છે.

ત્યાં તો રાજ્યભરનાં ચોઘડિયાં ગાજી ઊઠ્યાં અને પક્ષીગણનો કોલાહલ એમાં છુપાઈ ગયો. આખી પ્રજા જાગૃત થઈ. પ્રભુજીને વાંદવા જવાની તૈયારી થઈ રહી. રાજભવનમાં હાથી, ઘોડા, પાલખી અને રથની કતારો ખડી થઈ ગઈ. ઘોડેસવારો, હાથીસવારો અને પાયદળો આવી ગયા. વિવિધ વાદિંત્રોના નાદ ગાજવા લાગ્યા. બાહુબલીરાજને એમ થયું. હું મારી પૂર્ણ વિભૂતિથી અલંકૃત બની પિતાજીને વંદન કરવા જાઉં; એટલે મણિરત્નમય મુગુટ, રત્નના બાજુબંધ અને મુક્તામય બે કુંડળો ધારણ કરી અને શરદ્‌પૂર્ણિમાના ચંદ્રની જ્યોત્સના જેવાં ઉજ્જવળ વસ્ત્રો પરિધાન કરી બાહુબલીરાજ હાથી ઉપર બેઠા. જાણે ઐરાવત ઉપર બેઠેલ ઇંદ્રરાજ હોય એમ આજે બાહુબલી શોભી રહ્યા હતા. શચીપતિને પડખે બેઠેલી ઇંદ્રાણી હોય તેવાં રાજરાણી વસંતશ્રી બાજુમાં બેઠાં હતાં. બાહુબલીરાજ બેઠા અને ડંકા નિશાનના અવાજ ઘણુંઘણી ઊઠ્યા. સેના-પરિવાર અને આખું રાજ્ય પ્રભુજીનાં દર્શન માટે ઊમટ્યું. આખો માનવસમુદ્ર ચાલતો ઉદ્યાન પાસે આવ્યો. બાહુબલીરાજ હાથી ઉપરથી નીચે ઊતર્યા અને મુકુટ, છત્ર, ચામર, શસ્ત્ર અને પદત્રાણ ત્યાં મૂકી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. એમનો હર્ષ માતો નથી. પરંતુ ઉદ્યાનમાં પગ મૂકતાં જ બાહુબલીરાજને વનશ્રી નિસ્તેજ લાગી, ઉદ્યાન સૂનું લાગ્યું. આકાશ નિરભ્ર છતાં એમને દુર્દિન જેવું લાગ્યું. એમનું ડાબું નેત્ર ફરક્યું. એ આગળ વધવા લાગ્યા, પણ પગ ઊપડતા ન્હોતા. ત્યાં આવીને જોયું તો ઉદ્યાનમાં ક્યાંય પ્રભુજીરૂપી સુધાંશુનાં દર્શન ન થયાં. ક્યાં છે? ક્યાં છે? એમ શોધતા હતા ત્યાં ઉદ્યાન-પાલકે આવીને નિસ્તેજ વદને કહ્યું: નાથ!! દેવાધિદેવ તો થોડી વાર પહેલાં જ અહીંથી પ્રયાણ કરી ચાલ્યા ગયા. અમે આપને આ સમાચાર આપવા આવતા જ હતા, ત્યાં આપની સવારી પધારી.

આ સાંભળતાં જ બાહુબલીને મૂર્છા આવી. હાય! હું કેવો હતભાગી કે રાત્રિ રાજ-મહેલમાં સૂઈ રહ્યો. આવા પ્રતાપશાળી, આવા ત્યાગી તપસ્વી અને સંયમી-મારા આંગણે આવ્યા છતાં નિર્ભાગી બની દર્શન ન કરી શક્યો.

અરે, હું વૈભવના મોહમાં રહ્યો. મારા તો અભિલાષ હતા કે આજે પ્રભુના ચરણ-કમલ પૂજીશ. પણ મારા મનોરથ ખારી ભૂમિમાં વાવેલા બીજ જેવા નિષ્ફલ ગયા, અરેરે, આ ત્રિભુવનપતિ આ ઉદ્યાનમાં રાત્રિ રહ્યા અને મેં નિર્ભાગીએ રાજમહેલમાં રાત્રિ આરામથી ગાળી. જ્યાં બાહુબલીરાજ આવી આત્મનિંદા કરી રહ્યા છે, ત્યાં મંત્રીશ્વરે કહ્યું: મહારાજ, હવે ચિંતા કરવી નકામી છે. વળી આપના હૃદયકમલમાં તો એ દેવાધિદેવ વાસ કરીને રહેલા જ છે. છતાં આ જુઓ, આ શું દેખાય છે?

બધા ટોળે મળી જુએ છે અને પ્રભુજીનાં ચરણકમલનાં દર્શન થાય છે. ચરણ-કમલમાં અંકિત દરેક રેખાઓ સાફ ઊઠી આવી છે. વિશાલ ઊર્ધ્વરેખા, વજ્ર, અંકુશ, ચક્ર, કમલ, ધ્વજ, મત્સ્ય દરેક આકૃતિઓ અંદર ઉઠી છે.

મંત્રીશ્વર—રાજન્, ભુવનપતિનાં પ્રત્યક્ષ દર્શન ન થયાં પરંતુ તેમના ચરણન્યાસ અહીં સાફ દેખાય છે. આખો રાત્રિ અહીં પ્રભુજી ધ્યાનમાં ઊભા લાગે છે, જેને લીધે આ ચરણકમલ અને તેની અંદરની મંગલિક રેખાઓની આકૃતિઓ સાફ દેખાય છે. માટે ભાવથી પ્રભુજીને જ જોતા છે, તેમ માની આ ચરણબિંબનાં દર્શન કરો. બાહુબલીરાજે, સમસ્ત અંતઃપુરે અને સમસ્ત પ્રજાજનોએ ભગવંતના એ ચરણબિંબનાં દર્શન કર્યાં.

ભગવંતનાં આ ચરણ બિંબનું કોઈ અતિક્રમણ ન કરે એ બુદ્ધિથી તેની ઉપર **રત્નમય-ધર્મચક્ર** સ્થાપિત કર્યું. આ ધર્મચક્ર આઠ યોજન વિસ્તારવાળું, ચાર યોજન ઊંચું અને સહસ્ર આરાવાળું હતું. આખું ધર્મચક્ર જાણે તેજસ્વી સૂર્યબિંબ હોય એવું શોભતું હતું. દેવોને પણ દુર્લભ એ ધર્મચક્રની બાહુબલીરાજે ઉદ્યાનનાં નવ વિકસિત સુંદર પુષ્પસમૂહથી પૂજા કરી. એટલાં બધાં પુષ્પો એકઠાં થયાં કે જાણે પુષ્પોનો પર્વત હોય એવું દૃશ્ય દેખાયું. બાહુબલીરાજે આ પવિત્ર ધર્મચક્રના સ્થાન ઉપર અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. ગીત, નૃત્ય અને ઉત્સવથી અને આ ધર્મચક્રના સ્થાપનથી તેમનો શોક દૂર થયો. હૃદયમાં અપાર હર્ષ વ્યાપ્યો. આ રીતે સંસારમાં પ્રથમ ધર્મચક્રનું સ્થાપન થયું

આ યુગની મૂર્તિપૂજાનો પ્રારંભિક ઇતિહાસ આમાં દેખાય છે. સૌથી પ્રાચીન ધર્મચક્રની સ્થાપનાનો આ ઇતિહાસ એકધારો જૈન આગમ સાહિત્યમાં જળવાયો છે. ચૌદપૂર્વધર શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામીની આવશ્યક નિર્યુક્તિમાં '**धम्मचक्के**' અને ટીકામાં "**तक्षशिलायां धर्मचक्र**" નાં પ્રમાણો મળે છે.

આ પછી સંપ્રતિ મહારાજાના સમયમાં તક્ષશિલામાં ધર્મચક્રના અસ્તિત્વનો ઉલ્લેખ મળે છે. તેમજ પ્રાચીન તીર્થયાત્રાના ઉલ્લેખોમાં મથુરાનો સ્તૂપ અને તક્ષશિલાનું ધર્મચક્ર ખાસ ધ્યાન ખેંચે છે. વિવિધ તીર્થકલ્પમાં શ્રીજિનપ્રભસૂરિજી, ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ પહેલામાં અને બીજા અનેક ગ્રંથોમાં આ ધર્મચક્રનું વર્ણન રસભરી ભાષામાં વર્ણવાયું છે.

આપણે છેલ્લા ઇતિહાસયુગમાં પણ વાંચીએ છીએ કે તક્ષશિલાના ખોદાણ કામમાંથી એક પ્રાચીન સ્તુપ-ધર્મચક્ર મળ્યું હતું.

સંસારના આ પ્રથમ ધર્મચક્રને કોટી કોટી વંદન!

# જૈનધર્મની વિચિત્ર ઓળખાણ

(ઇતિહાસ અને સંશોધનની વિપુલ સામગ્રીવાળા આ સમયમાં પણ જૈનધર્મ માટે કેવું વિચિત્ર લખાણ કરવામાં આવે છે તે અંગે ભાવનગરના 'જૈન' પત્રના તા. ૧-૫-૪૯માં સામાયિક સ્ફુરણમાં લખવામાં આવેલ નીચેની નોંધ અહીં સાભાર આપીએ છીએ. **તંત્રી**)

પચાસેક વર્ષ પહેલાં જૈનધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા છે એ માન્યતા, ખાસ કરીને પશ્ચિમના વિદ્વાનોમાં, એટલી સજ્જડ રીતે પ્રવર્તતી હતી કે એને દૂર કરવા માટે લાંબા સમય લગી ભગીરથ પ્રયત્ન કરવો પડ્યો હતો અને છેવટે છેવટે એ પશ્ચિમના વિદ્વાનોમાંના જ કેટલાક વિદ્વાનોને ગળે એ વાત ઉતારવામાં આવી કે- જૈનધર્મ બૌદ્ધધર્મની શાખા નથી પણ સાવ સ્વતંત્ર ધર્મ છે એટલું જ નહિ પણ જૈનધર્મ તો બૌદ્ધધર્મથી પ્રાચીન ધર્મ છે ત્યારે જ જૈનધર્મ સંબંધી સાચી હકીકત જનતાના અને ખાસ કરીને પાશ્ચાત્ય વિદ્વાનોના ખ્યાલમાં ઉતરી શકી. હવે એવી મોટી ગેરસમજને અવકાશ નથી રહ્યો એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ ગઈ છે એ સદ્ભાગ્યની વાત છે. અને એવી પરિસ્થિતિ ઉપસ્થિત કરવામાં જૈન વિદ્વાનો ઉપરાંત જૈનેતર-પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બન્ને વિદ્વાનોએ પ્રશંસનીય

ભાગ ભજવ્યો છે એ વાતનો સ્વીકાર કરવો જોઈએ. આમ છતાં જૈનધર્મ અંગે કોઈ કોઈ વાર આડી-અવળી વાતો કરવામાં આવે છે તો તે હાસ્યાસ્પદ થયા વગર નથી રહેતી.

જૈનધર્મની વિચિત્ર પ્રકારની ઓળખાણ કરાવતા આવા જ-હાસ્યાસ્પદ લાગે એવા- એક પ્રયત્ન તરફ જૈન સંઘનું ધ્યાન દોરવા માટે આ નોંધ અમે લખીએ છીએ.

સુરત શહેરમાંથી 'હિંદુ મિલન મંદિર' નામક એક માસિકપત્ર ચાર માસથી પ્રગટ થાય છે. એ માસિક પર એનો પરિચય આ પ્રમાણે આપવામાં આવ્યો છે-" યુગાચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ પ્રવર્તિત ભારત સેવાશ્રમ સંઘનું ગુજરાતી માસિક મુખ-પત્ર." આ પત્રના તંત્રી છે-સ્વામી શ્રી વેદાનંદજી અને એનું પ્રકાશનસ્થાન છે હિંદુ મિલન મંદિર કાર્યાલય, એનીબેસેન્ટ રોડ, સુરત.

આ માસિકના વર્ષ ૧, અંક ૪-એપ્રિલ ૧૯૪૯ ના અંક-માં ૧૦૭-૧૦૮મા પાને 'ઐતિહાસિક પ્રસંગ' એ મુખ્ય મથાળા નીચે 'આસામની ઓળખ' નામક ચાલુ લેખમાં 'ધર્મ-મતોનો ઇતિહાસ' આપતાં જૈનધર્મનો ઇતિહાસ (!) નીચે પ્રમાણે વિચિત્ર-વિલક્ષણ રીતે આપવામાં આવ્યો છે.

" મત્સ્યેન્દ્રનાથથી કામરૂપની રાણીને બે પુત્રો જન્મ્યા હતા—પરેશનાથ અને નિમ-નાથ. પરેશનાથ જૈનધર્મના મુખ્ય પ્રવર્તક તરીકે વિખ્યાત છે. પરેશનાથ અને નિમનાથ નાથ સંપ્રદાયના સાધક હતા. પછી કોઈ કોઈ બાબતોમાં મતભેદ ઊભો થવાથી તે બન્નેએ જિનસંપ્રદાય સ્થાપ્યો. વખત ગયો તેમ જિનસંપ્રદાયમાં પણ કારણવશાત્ મતફેર થયો. પરેશનાથના શિષ્યોએ શ્વેતામ્બરી જૈન અને નિમનાથના શિષ્યોએ દિગમ્બરી જૈન એવી બે શાખાઓની સ્થાપના કરી."

જૈનધર્મની ઓળખ આપતા આ વિધાનનો ખુલાસો આપવા માટે તેની સાથે નીચે પ્રમાણે નોંધ આપવામાં આવી છે:—

" પ્રખ્યાત સંન્યાસી યોગી સુંદરનાથના વિશિષ્ટ શિષ્ય શ્રીયુત ફણીભૂષણ મજુમદાર મહાશય પાસેથી નાથસંપ્રદાય અને જૈન સંપ્રદાયના મૂળ સંબંધ બાબતનો આ ઇતિહાસ લીધેલો છે. આસામના ઇતિહાસ સંબંધી તેમની વિદ્વત્તાનો અસ્વીકાર સ્વર્ગવાસી પંડિત નલિનીકાંત ભટ્ટશાળી મહાશય પણ કરી શકેલા નહિ,"

જૈનધર્મનો પરિચય આપતા આ વિધાનમાં અનેક વિચિત્રતા-વિલક્ષણતાઓ ભરી પડી છે. પણ સૌથી મોટી વિચિત્રતા તો એ છે કે 'ધર્મમતોના ઇતિહાસ' ના નામે લખવામાં આવેલ આ લેખમાં એના લેખકનું નામ જ આપવામાં આવ્યું નથી. પણ એ લેખકનું નામ આપવામાં આવ્યું કે ન આવ્યું એ આ નોંધને લાગેવળગે છે ત્યાં લગી બહુ મહત્ત્વની વાત નથી. લેખકે ભલે નામ ન આપ્યું, પણ માસિકનું અને તેના તંત્રીનું નામ તો છે જ; એટલે આપણે લેખકને જે કંઈ કહેવા માગીએ તે આ માસિકના તંત્રીની મારફત કહી શકીએ એમ છીએ.

જૈનધર્મ માટે આવું વિલક્ષણ વિધાન કરવા બદલ શું લખવું? આવું આકાશ-કુસુમ જેવું વિધાન વાંચીને તો ઊલટું એનો પ્રતિકાર કરવાની વૃત્તિ પણ દબાઈ જાય છે; પ્રતિકાર કરવા જેટલું પણ એને મહત્ત્વ આપવું વાજબી નથી લાગતું. ક્યાં પરેશનાથ (પાર્શ્વનાથ!) ક્યાં નિમનાથ (નેમિનાથ)? એ બે સમકાલીન હોવાની પણ કેવી વિલક્ષણ

વાત! અને એ બેથી ઉત્પન્ન થયેલા શ્વેતામ્બર અને દિગમ્બરના ભેદોની પણ શું વાત કરવી? અને વળી ક્યાં નાથસંપ્રદાયના અનુયાયીઓ દ્વારા જિન સંપ્રદાયની સ્થાપનાની વાત!

સંસ્કૃતમાં આવી જ વિલક્ષણતાની સૂચક એક ઉક્તિ છે કે–**शंखः कदल्यां कदली च भेर्यां, तस्यां च भेर्यां सुमहद् विमानं** એટલે કે એક કેળમાં એક શંખ છે; એ કેળ એક ભૂંગળમાં રહેલી છે અને વળી એ ભૂંગળમાં એક મોટું વિમાન રહેલું છે. ઉક્ત લેખમાં આપેલ જૈનધર્મનો પરિચય વાંચીને બરાબર આ જ વાત યાદ આવે છે; એટલે કે એના લેખકે બધાંય ઐતિહાસિક નામોને, સ્થળ અને કાળની મર્યાદાનાં બંધનો તોડી પાડીને, મનગમતી રીતે, એક જ સ્થળે અને એક જ કાળમાં ભેગાં કરી દીધાં છે. અને આવું વિધાન જેમના આધારે કરવામાં આવ્યું તે ફણીભૂષણ મજુમદાર માટે પણ શું કહેવું!

એટલો સંભવ હોઈ શકે કે આસામમાં પ્રવર્તતા નાથસંપ્રદાય અંગે કંઈક વિલક્ષણ એવી લોકમાન્યતા પ્રવર્તતી હોય અને એનો સંબંધ જૈનધર્મ સાથે પણ જોડી દેવામાં આવતો હોય. પણ એવી વાતને 'ઈતિહાસ'નું જવાબદારીભર્યું નામ શી રીતે આપી શકાય? એ સમજી શકાતું નથી.

પ્રથમ દૃષ્ટિએ જ હાસ્યાસ્પદ લાગે એવા આ વિધાન અંગે વધુ લખવું એ છાણે વીંછી ચઢાવવા જેવું, અર્થશૂન્ય પ્રવૃત્તિ કરવા જેવું છે, છતાં એનો કુતૂહલની દૃષ્ટિએ એટલો જરૂર ઉપયોગ છે કે જૈનધર્મને માટે આજે પણ કેવી કેવી વિચિત્ર માન્યતાઓ પ્રવર્તે છે; અથવા વધુ સાચું તો એ છે કે ઇતિહાસના નામે એવી માન્યતાઓ પ્રવર્તાવવામાં આવે છે—એ એના ઉપરથી જાણવા મળે છે.

'હિંદુ મિલન મંદિર'ના તંત્રી મહાશયને અમે એટલું જ કહેવા માગીએ છીએ કે આવાં લખાણોથી નથી કોઈને લાભ થવાનો કે નથી કોઈનું સંગઠન સધાવાનું. એટલે આશા છે કે તેઓ આવા લેખના લેખકનું નામ પ્રગટ કરીને આવાં વિચિત્ર વિધાનો ભવિષ્યમાં ન થાય તે માટે જાગ્રત થશે અને જે વિધાન થઈ ગયું છે તે માટે ઘટતો ખુલાસો કરશે.

જૈન ધર્મ અંગે દૂરના વિદ્વાને જે કંઈ કહ્યું હોય તેને સાચું માની લેતાં પહેલાં સુરત જેવા જૈનોની મોટી વસતી ધરાવતા શહેરમાંથી એ સંબંધી સાચી બિના જાણવાની કોશીશ કરી હોત તો પણ આવું વિચિત્ર વિધાન કરવામાંથી બચી શકાત, એટલું ઉમેરી આ નોંધ પૂરી કરીએ છીએ.

ઉપર આપવામાં આવેલ "જૈન" પત્રની નોંધ વાંચ્યા પછી 'હિંદુ મિલન મંદિર'ના મે (૧૯૪૯)-ના અંકમાં નીચે મુજબ ખુલસો પ્રગટ કરવામાં આવ્યો છે

"આ માસિકના ગયા એપ્રીલના અંકમાં 'આસામની ઓળખ' નામક ચાલુ લેખમાં નાથ સંપ્રદાય અને જૈન સંપ્રદાય-ના સંબંધની બાબતમાં જે લખાયું છે તે ઉપરથી ભાવનગરથી પ્રગટ થતા 'જૈન' પત્રના તા. ૧લી મેના અંકમાં જે ટીકા થઈ છે તે પ્રત્યે અમારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તે અંગે અમારે એટલું કહેવાનું કે લેખકના અભિપ્રાય સાથે અમે સહમત નથી. જૈન સંપ્રદાયના ઇતિહાસ વિષે લેખકના લેખમાં જે અસંગતિ રહી ગઈ છે તે કેટલાક કારણવશાત્ અમારી ગેરહાજરીમાં જ ઉતાવળે છપાઈ ગઈ છે. અને તે બદલ અમે ખેદ દર્શાવીએ છીએ."

# કોણ પરણે ?

(લેખક:—પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

જયચંદ્ર મુનીશ્વરના શિષ્ય જિનહર્ષે ચિત્રકૂટ (ચિત્તોડ) નગરમાં રયણવઇ (રત્નવતી) અને રયણસેહર (રત્નશેખર)ની કથા નામે **રયણસેહરી-કહા** પાઇયમાં-મરહટ્ઠીમાં રચી છે. એની એક હાથપોથી વિ. સં. ૧૫૧૨માં લખાયેલી છે. આ કથામાં પર્વને વિષે ધર્મ કરવાનો ઉપદેશ અપાયો છે. એમાં અંતર્કથા તરીકે એક લોકવાર્તા વણી લેવાઈ છે એમ લાગે છે. આ વાર્તાનું મૂળ કેટલું પ્રાચીન છે તેમજ આ વાર્તાની સંકલના કયા પ્રકારની છે એ બાબતો આગળ ઉપર વિચારવાનું રાખી હું આ લોકવાર્તાનો-પાગડબંધ (પ્રાકૃતગન્ધ)માં રચાયેલી અંતર્કથાનો-છાયાનુવાદ આપું છું.

હસ્તિનાપુરમાં સૂર નામનો એક રાજપુત્ર રહેતો હતો. એ વિવિધ ગુણોથી વિભૂષિત હતો. એને ગંગા નામની પત્ની હતી. એને શીલ ઇત્યાદિ ગુણોથી અલંકૃત અને ઉત્તમ સૌભાગ્યના સારરૂપ **સુમતી** નામની પુત્રી હતી. એના કોઈક કર્મના ઉદયને લઇને એનાં માતાએ, પિતાએ, ભાઈએ અને મામાએ એને માટે જુદાજુદા વર પસંદ કર્યા. એ ચારે જણ એક જ દિવસે એને પરણવા આવ્યા. તેઓ પરસ્પર કજીઓ કરવા લાગ્યા. તેમની વચ્ચે સખત લડાઈ થતાં અનેક જન નાશ પામ્યા. એ જોઈને સુમતિ કન્યા અગ્નિમાં બળી મુઈ.

એના તરફ ગાઢ મોહને લેઇને પેલા ચારમાંનો એક વર પણ એ અગ્નિમાં પેઠો. બીજો એક વર સુમતિનાં હાડકાં ગંગામાં પધરાવવા ગયો. ત્રીજો વર ચિતાની રાખને ત્યાં જ જળના પૂરમાં પધરાવીને એના દુઃખે મોહરૂપ મહાગ્રહથી ગૃહીત બની પૃથ્વી પર ફરવા લાગ્યો. ચોથો વર ત્યાં જ રહ્યો. એ સ્થાનની એ રક્ષા કરતો અને દરરોજ અન્નનો પિંડ મૂકતો. આમ એ વખત પસાર કરતો.

પેલો ત્રીજો વર પૃથ્વી પર ફરતો ફરતો કોઈક ગામમાં ગયો. ત્યાં રસોડામાં ભોજન તૈયાર કરાવી એ જમવા બેઠો. એ ઘરની સ્વામિની એને પીરસતી હતી. એવામાં એનો નાનો છોકરો ખૂબ રડવા લાગ્યો. પછી પુષ્કળ ક્રોધે ભરાવાથી એ સ્ત્રીએ એ છોકરાને અગ્નિમાં નાખ્યો. પેલો વર ભોજન કરતો કરતો ઊઠવા જતો હતો ત્યાં તો એ સ્ત્રીએ કહ્યું: બાળકો કોને અપ્રિય હોય ? એમની ખાતર તો માબાપો અનેક દેવતાનાં જાતજાતનાં અર્ચન, દાન, મન્ત્ર અને જાપ કરતાં નથી ? તમે સુખેથી ભોજન કરો. પછી હું આ છોકરાને જીવતો કરીશ. ત્યાર બાદ એણે ભોજન કર્યું અને એ ઊઠયો.

એટલામાં પેલી સ્ત્રી ઘરમાં જઈને અમૃતરસની કુપ્પી લઈ આવી. પછી એણે અગ્નિમાં એનાં બિન્દુઓ છાંટયાં. છોકરો હસતો હસતો ઊઠયો. માતાએ એને ખોળામાં લીધો.

આ ઉપરથી પેલા વરને વિચાર આવ્યો કે, અહો ! આશ્ચર્ય, આશ્ચર્ય કે આવા અગ્નિમાં બળેલો પણ જીવે છે. જો આ અમૃતરસ મને મળે તો હું પેલી કન્યાને જીવતી કરું." આમ વિચારી ધૂર્તપણાથી કપટ-વેષ કરી રાતે એ ત્યાં જ રહ્યો. તક મળતાં એણે પેલી અમૃતની કુપ્પી લીધી. પછી એ હસ્તિનાપુર આવ્યો. એણે સુમતિના પિતા વગેરેની સમક્ષ ચિતામાં અમૃત રસ છાંટયો. તરત જ અલંકારથી શોભતી એવી એ કન્યા બેઠી થઇ. સાથે એક વર (કે જેણે અગ્નિમાં ઝંપલાવ્યું હતું તે) પણ જીવતો થયો.

૭૫-૯૯માં 'વેતાલ-પંચવિંશતિકા' અપાઈ છે તેમાં બીજા વેતાલને અંગેનું વક્તવ્ય એ ઉપર્યુક્ત લોકકથાનું મૂળ હશે.

ગુણાઢ્યની પેસાઈ (પૈશાચી) ભાષામાં રચાયેલ **બિહુકકહા** (બૃહત્કથા)નો સાર આપવાના આશયથી ક્ષેમેન્દ્રે[1] બૃહત્કથામંજરી રચી તેમ સોમદેવ ભટ્ટે આ બૃહત્કથામંજરીને જોઈને તેમજ એની રુચિરતા પણ ઓછી છે એ ખ્યાલમાં રાખીને **કથાસરિત્સાગર** રચ્યો. આ વિચારતાં **વેતાલ-પંચવિંશતિકા**નું અને એથી તો પ્રસ્તુત લોકવાર્તાનું મૂળ **બિહુકકહા** હશે એમ લાગે છે. **કથાસરિત્સાગર**નું ગુજરાતી ભાષાંતર બે ભાગમાં બહાર પડેલુ છે. તેમાં બીજા ભાગમાં બારમા 'શશાંકવતી' લંબકના નવમા તરંગમાં પૃ. ૮૩૮-૮૪૦માં ત્રણ જણ એક જ કન્યાને એક વખતે પરણવા આવે છે. અને એ સમયે કન્યા અચાનક તાવમાં પટકાઈ મરણ પામે છે અને આગળ ઉપર એ ત્રણમાંથી એક એને સજીવન કરે છે ઇત્યાદિ હકીકત અપાઈ છે. આ હકીકત વિ. સં. ૧૬૧૯માં હેરશીલે (પ્રમોદશીલના શિષ્યે) રચેલી [2]**વૈતાલપંચવીસી**ની બીજી વાર્તામાં જોવાય છે. આ પદ્યાત્મક[3] કૃતિની સાથે સાથે ગદ્યમાં જાણે અનુવાદ ન હોય તેમ અજ્ઞાતકર્તૃક એક કૃતિ છપાયેલી છે. તેના પ્રણેતા કે તેની નકલ કરનાર હીરવિજયસૂરિને 'પરમ ગુરુ' માનનારા છે એ ઉપરથી આ ગદ્યાત્મક કૃતિના રચના-સમયનો કંઈક ખ્યાલ આવે છે.

**વેતાલપંચવિંશતિ** એ નામની એક કૃતિ સંસ્કૃતમાં છે. આમાંની બીજી વાર્તા જે મંદારવતીની છે તેની સાથે શામળકૃત સિંહાસનબત્રીસીમાંની "અમોલ રાણીની વાર્તા"નું સામ્ય આશ્ચર્યજનક છે. આ તેમજ બીજી વાર્તાઓમાં કન્યાને જીવતી કરવા કે પાછી મેળવવા જેવી બાબતમાં સંયુક્ત પ્રયાસ કારણરૂપ બને છે. જેમકે ચાર મિત્રો મળીને પૂતળીમાંથી સ્ત્રી તૈયાર કરે છે. ઘડનારને પિતા, વસ્ત્ર અર્પનારને ભાઈ, ઘરેણાં ઘડાવનાર પતિ અને જીવ મૂકનાર ઈશ્વર એમ તકરારનો ચુકાદો અપાયો છે. આવી વાર્તા તુતીનામામાં પણ જોવાય છે. શામળની **મડાપચીસી**માંની ૨૧મી વાર્તામાં પણ એવી વાર્તા છે.

સોમદેવની વૈતાલપંચવિંશતિની પાંચમી વાર્તા તે ઉપર્યુક્ત **મડાપચ્ચીસી**ની પાંચમી વાર્તા સાથે મળતી આવે છે. કન્યાને રાક્ષસ ઉપાડી લાવે છે. આમાં પણ સંયુક્ત પ્રયાસ છે. શામળે કન્યાના ઉમેદવારો ત્રણ જ નહિ પણ ચાર રાખ્યા છે. આ જોતાં ઉપર્યુક્ત લોકવાર્તામાં પણ મૂળે ત્રણ જ વર (મુરતિયા) હોય તો ના નહિ. આ વિષય અહીં કેવળ દિગ્દર્શન રૂપે આલેખવાનો ઇરાદો રખાયો હોવાથી આ વાત અહીંથી જ પડતી મૂકું છું.

ગોપીપુરા, સુરત તા, ૧૭-૩-૪૯

---

૧. આ અનંતરાજના સમયમાં ઈ. સ. ૧૦૨૮-૧૦૮૦માં કાશ્મીરમાં થઈ ગયા છે.

૨. આ જગજીવન દયાલજી મોદી દ્વારા સંપાદિત થઈ એમના તરફથી એ ઈ. સ. ૧૯૧૬ છપાઈ છે.

૩. વિ. સં. ૧૬૪૬માં હીરાણંદે અને વિ. સં. ૧૬૭૨માં સિંહપ્રમોદે વૈતાલ-પંચવીસી રચી છે. આ તેમજ આ નામની બીજી કૃતિઓ પણ અન્તુલનાર્થે વિચારી શકાય.

# શ્રી જીરાવલા તીર્થ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

(ક્રમાંક ૧૬૨થી ચાલુ)

જીરાવલાજી તીર્થના પ્રાચીન લેખો જે અમે લીધા છે તે નીચે આપવામાં આવે તે પહેલાં એ અંગે થોડી સૂચના લખું છું. વાચકો આ સૂચનાનો બરાબર ખ્યાલ રાખશે તો ક્યાંય મૂંઝવણ કે અપૂર્ણતા નહિ લાગે. અહીં જે લેખો ઉતાર્યા છે તેમાં જે સરલતાથી જલદી સારી રીતે વાંચી શકાયા છે તે તો સંપૂર્ણ ઉતાર્યા છે. જે લેખો ઉપર સફેદો, ચૂનો લગાવ્યો છે અને જે પૂરા નથી વંચાયા તે નથી લીધા. મુશ્કેલીથી વંચાતા લેખોમાંથી છેવટે સંવત અને આચાર્યના નામ પણ લીધાં છે. ઘણા લેખોની ભાષા શુદ્ધ નથી. લીપી પણ સારી નથી. મારવાડી લીપી અને લોકભાષાનો છૂટથી ઉપયોગ થયેલો છે. એટલે લેખ શુદ્ધ નથી આવ્યા. ત્યાં પુનરુક્તિ આવી છે ત્યાં માત્ર સંવત, ગોત્ર અને આચાર્યનાં નામ જ આપ્યાં છે.

દેરી નં. ૨: ડાબી બાજુની બાર શાખા ઉપર નીચે પ્રમાણે લેખ છે.

॥ स्वस्ति श्री संवत १४०
८१ वर्षे वैशाकसु
दि ३ वृहत्रण पक्षें
भट्टा० श्रीरत्नाकर
सूरीणामनु
पक्रमेणे—श्रीमद् अ
मयसिंहसूरी
णां पट्टे श्री जय
तिलकसूरीश्व
रपट्टावंतस भ
ट्टाश्री रत्नसिंह
सूरीणामुप
देशेन श्रीविस
लनगरवासिना प्राग्वाटयण
नयो०खेत सांदर्य
द्धन श्री देवकु
लिका कारापिता खोख
तस्य भार्या सं. पींग
लदे एनयो: सुता
सं. सादा० सं० हाहा सं.
डादा सं. लाखा सं० सि
घामिधैरेने कारि
ता ॥

નાની નાની ૨૩ પંક્તિનો આ લેખ છે.

એનો ભાવ આ પ્રમાણે છે—

સં. ૧૪૮૧માં વૈશાખ સુદિ ત્રીજે (અક્ષય તૃતીયાના દિવસે) બૃહત્પક્ષના ભટ્ટારક શ્રી રત્નાકરસૂરિજી, તેમના પટ્ટધર શ્રી અભયસિંહસૂરિજી, તેમના પટ્ટધર શ્રીજયતિલકસૂરિ, તેમના પટ્ટધર શ્રી રત્નસિંહસૂરિજીના ઉપદેશથી વીસલનગરનિવાસી પોરવાડ જ્ઞાતિના શ્રેષ્ઠી ખેતસિંહ અને (?) અને તેમનાં પત્ની સં. પિંગલદેના પુત્રો સંઘવી સાદા, સંઘવી હાહા, સં. ડાહા, સં. લાખા અને સં. સિધાએ આ દેવકુલિકા કરાવી છે.

દેરી નં. ૩માં નીચે પ્રમાણે લેખ છે—

॥ स्वस्ति श्री सं १४
८१ वर्षे वैशाख
सुदि ३ दिने वृहत्र
णपक्षे भट्टा. श्री

रत्नाकरसूरिणा
मनुक्रमेण भट्टा.
श्रीजयतिलकसू
रिपट्टावतंस गच्छ
नायक श्री श्री र
त्नसिंहसूरीणा
मुपदेशेन श्री वी
सलनगरवासिना
प्राग्वटीयमंड
नी अं. खी(खे)तसि
दसूत्रए.देडल
संस (त)गंगत्रयं श्रो
श्री खोखा तत्पत्नी सं.
पिंगलदे एनयोः
सुताः सं. सादा
सं हाहा सं. मा(डा)दा
सं.लाखा सं.
संघाभिधिरि
निहिः सु श्रीयांस
ऽत्रतीर्थे श्रीदे
वकुलिकात्र
ये कारितं सुभं
भवतु ॥ प. गु
ल्यमंडप्रभु यरिः
श्रीपार्श्वनाथं
प्रणमति ।

આ લેખમાં પણ પહેલાના લેખની જ વસ્તુ છે. બંનેનો ભાવ એક જ છે.

દેરી નં. ૪—આમાં ૨૯ લીટીઓ છે. પરન્તુ આખો લેખ વંચાયો નથી, છતાં પ્ર. આચાર્યનાં નામ અને શ્રાવકનાં નામ જોતાં આ ત્રણે દેરીઓ સં. ખેતસિના કુટુમ્બીઓ –પુત્રોએ જ કરાવી છે એમ દેખાય છે.

स्वस्तिश्री सं. १४
८१ वर्षे वैशा
ख सुदि ३ दि
ने वृहत्तपाप
क्षे भट्टा. श्री ज
यतिलकसू
रिपट्टा० वतं
स गच्छनायक
भट्टा ० श्रीरत्न
सिंहसूरीणा
मुपदेशेनं वी
सलनगरवा
स्तव्य प्रागवा
ट ज्ञातीय खे
तसि

(આગળ વંચાતું નથી.)

આ લેખમાં 'બૃહત્તપાપક્ષે' આ લખાણ બહુ જ સારૂં વંચાય છે. પહેલાના બન્ને લેખોમાં આ વસ્તુ અસ્પષ્ટ જણાતી હતી. તે આમાં સારૂ સમજાય છે.

દેરી નં. ૬ માં નીચે પ્રમાણે લેખ છે.

संवत १४८७
वर्षे पोष सुदि
२ रवौ दिने
श्रीअंचल

गच्छे श्रीमेरु
तुंगसूरि
पट्टेधर श्री
गच्छनाय
क श्री जय
कीर्तिसूरी
णामुपदेशे
न श्रीपुगल
वासिना प्रा
गवाटज्ञाती
य सा० भा
दा सुत सा०
जामद भार्या
संघे X X ॥

છેલ્લી પાંચ લીટીઓ વંચાતી નથી. લેખનો ટૂંક ભાવ આ પ્રમાણે છે:—

સં. ૧૪૮૭માં પોષ શુદિ બીજને રવિવારે અંચલગચ્છના આચાર્ય શ્રીમેરતુંગસૂરિજી, તેમના પટ્ટધર ગચ્છનાયક શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી 'પુગલ'ના રહેવાસી પોરવાડ જ્ઞાતિના શ્રે. ભાદાસા, તેમના પુત્ર જામદસા, તેમની પત્ની સંઘે વગેરેએ આ દેરી બંધાવી છે.

દેરી નં. ૭ માં નીચે પ્રમાણે લેખ છે.

संवत् १४
८७ वर्षे पो
स सुदि २ रवौ
दिने श्री तपा
गच्छे श्रीदेव
सुंदरसूरि
पट्टोधर श्री
सोमसुंदर
सूरि श्रीमुनि
सुंदरसूरिश्री
जयचंद्रसूरि
श्रीजिनसुंदर
सूरि उपदेशे
न श्रीतप्तन
वास्तव्य प्राग्
वाटज्ञातीय
सा० लीला
सुत साम(म)र्थ
सा० मेघा सुत
रूपचंद भीमा
खीमा श्रेयो
र्थं कारापिता
: ॥ श्री : ॥

આ લેખનો ભાવાર્થ આ પ્રમાણે છે.

સંવત્ ૧૪૮૭માં પોષ શુ. ૨ ને રવિવારે, તપાગચ્છીય આ. શ્રી. દેવસુંદરસૂરિ, તેમના પટ્ટધર સોમસુંદરસૂરિ, આ. શ્રી મુનિસુંદરસૂરિ, આ. શ્રી. જયચંદ્રસૂરિ, આ. શ્રી. જિનસુંદરસૂરિજીના ઉપદેશથી તપ્તનનિવાસી, પોરવાડજ્ઞાતીય સા. લીલા તેમના પુત્ર સામર્થ, સા. મેઘા તેમના પુત્ર રૂપચંદ, ભીમા અને ખીમાના શ્રેયાર્થે આ દેરી કરાવી છે.

દેરી નં. ૮માં જમણી બાજુ નીચે પ્રમાણે લેખ છે.

॥ श्री ॥ सं. १४८३ वर्षे भाद्रपद वदि
७ कृष्णपक्षे (?) गुरौ दिने श्री तपाग
च्छनायक श्री देवसुंदर
पट्टधार दुर्धरी
चारित्रधार श्री सोमसुंदरसूरि

श्रीमुनिसुंदरसूरि श्रीजयचंद्रसूरि
श्रीभुवनसुंदरसूरि उपदेशेन
कलवर्गा उसवंश ज्ञातीय
सा० धणसिंह संताने सा०
जयतासु भार्या बाइ तिलकु पुत्र
संघवी समरसिंघ संघवि मेघसि
जिराउला भुवने देवकुलिका का
रिता शुभम् भवतु श्रीपार्श्व
नाथप्रसादात् ॥ श्री ॥

**ભાવાર્થ**—સં. ૧૪૮૩માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે તપાગચ્છ નાયક શ્રી દેવસુંદરસૂરિ, તેમના પટ્ટધર દુર્ધર ચારિત્રધારી સોમસુંદરસૂરિ, તેમના શિષ્ય આ. શ્રી મુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ. શ્રી ભુવનસુંદરસૂરિજીના ઉપદેશથી કલવર્ગાનગરનિવાસી ઓસવાલ સા. ધનસિંહ, તેમના પુત્ર સા. જયતા, તેમનાં પત્ની બાઈ તિલકુ, તેમના પુત્ર સંઘવી સમરસંઘ, અને સંઘવિ મેઘસિંહે શ્રી જીરાઉલા પાર્શ્વનાથજીના મંદિરમાં દેવકુલિકા કરાવી.

દેરી નં. ૯મા નીચે પ્રમાણે લેખ છે.

सं. १४८३ वर्षे भादरवा वदि ७
कृष्णपक्षे श्री तपागच्छनायक श्री दे
वसुंदरसूरिपट्टे श्री सोमसुंदर
सूरि श्री मुनिसुंदरसूरि श्री जय
चंद्रसूरि श्री भुवनसुंदरसूरि
उपदेशेन कलवर्गानगरे श्री
उसवालज्ञातीय ॥ सा० धणसिंह
संताने सा० जयता भार्या बाइ
तिलकु सुत सा० समरसि सा०
मेघसि श्री जीराउलाभुवने
देवकुलिका कारापिता सुभं
भवतु श्री पार्श्वनाथप्रसादात् ॥

**ભાવાર્થ**—આઠમી અને નવમી દેરીનો એક જ ભાવાર્થ છે. ઉપદેશક આચાર્યવર્ય અને દેરી કરાવનાર ભાગ્યશાળી શ્રાવકો બન્નેનાં નામો એક જ સરખાં હોવાથી જુદો ભાવાર્થ નથી આપ્યો.

દેરી નં. ૧૦માં નીચે પ્રમાણે લેખ છે.

॥९॥ सं० १४८३ व
र्षे भाद्रवा वदि ७
गुरुदिने कृष्णपक्षे
श्रीतपागच्छनायक
श्रीदेवसुंदरसुरिपट्टे
श्रीसोमसुंदरसूरि
श्रीमुनिसुंदरसूरि
श्रीजयचंद्रसूरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन श्री
कलवर्गानगरे
श्रीउसवालज्ञातीय
सा० धणसि सं
ताने सा० जयता
भार्या, बा. तिलकु सुत
सं.समरसिह सं० मोघ (ख) सि
श्री जिराउलाभुवने
देवकुलिका कारापिता
सुभं भवतु
श्रीपार्श्वनाथप्रसादात्

આ લેખનો ભાવ પણ આઠમી અને નવમી દેરી પ્રમાણે જ છે.

દેરી નં. ૧૧મા નીચે પ્રમાણે લેખ છે.

॥ सं १४८३ वर्षे
भाद्रवा वदि ७ गुरु

कृष्णपक्षे श्रीतपागच्छ
नायक श्री श्री
देवसुंदरसूरिपट्टे
श्रीसोमसुंदरसूरि
श्रीमुनिसुंदरसूरि
श्रीजयचंद्रसुरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन कल
वर्ग्रानगरे कोठारी
बाहड सा तत्संताने
को. नरपलि (ति) भा०
देमाइ पुत्र सं. कुकदे
पासदे पुंगसि म.
ना श्रीउसवालज्ञा
तीय कटारीग्रागोत्र
श्री जीराउलाभुवने
देवकुलिका कारा
पिता ॥ सुभं भवतु
श्री पार्श्वनाथ प्रसादा
त् कटारियागो
त्रवंवदियं ना
कुंपिता मे जननी
देमाइ । श्रीसोमसुं
दरगुरु गुर्वंश्च
देवा श्री विल
जमेऽत्रडात्र
सा X मं ॥ १ ॥

**ભાવાર્થ**—ઉપદેશક આચાર્યપરંપરા તો તપાગચ્છક નાયક શ્રી દેવસુંદરસૂરિથી શરૂ થાય છે તે જ પ્રમાણે આ લેખમાં છે. દેરી કરાવનાર કલવર્ગાનગરનિવાસી ઓસવાલજ્ઞાતીય કટારીયા ગોત્રીય કોઠારી બાહડ અને તેમના સંતનમાં કો. નરપાલ (તિ), તેમનાં પત્ની દેમાઇ તેમનાં પુત્ર સં. કુકદે, પાસદે, પુનસિ વગેરે છે. તેમણે જીરાવલા પાર્શ્વજિનમંદિરમાં ૧૪૮૩માં ભાદરવા વદિ ૭મે દેરી કરાવી છે.

લેખને અન્તે નાનો શ્લોક આપ્યો છે.

દેરી નં. ૧૨ માં નીચે પ્રમાણે લેખ છે.

॥ ९ ॥ सं. १४८३ व
र्षे भाद्र वदि ७
गुरु दिने कृष्णप
क्षे श्रीतपागच्छ
नायक श्रीदेवसुं
दरसूरिपट्टे श्री
सोमसुंदरसुरि
श्रीमुनिसुंदरसूरि
श्रीजयचंद्रसूरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन कलवर्ग्रानग
रे सा० जांजासं
ताने सा० उदा भा०
बा० छितुसुत. सं.
आसपाल श्रीउसवाल ज्ञातीय
वराहडिया (वरहुडिया)
गोत्रे श्री जी
राउलाभुवने देव
कुलिका कारापिता
सुभं भवतु श्री
पार्श्वनाथ प्रसादा
त ॥

**ભાવાર્થ**—આ લેખમાં ઉપદેશક આચાર્યપરંપરા તો ઉપર મુજબ જ છે; દેરી કરાવ-

નાર ઓસવાલ જ્ઞાતીય વરહુડીયા ગોત્રીય સા. છીંગા તેમના સંતાનમાં સા. ઉદા તેમના પત્ની બઇ ધીર્દુ તેમના પુત્ર સં. આસપાલ: તેમણે શ્રી જીરાવલા પાર્શ્વનાથના મંદિરમાં દેરકુલિકા કરાવી છે.

દેરી નં. ૧૩ માં (જમણી બાજુમાં) નીચે પ્રમાણે લેખ છે.

॥ श्री ॥ सं. १४८३ व

र्षे भाद्रवा वदि ७

गुरुदिने कृष्णप

क्षे श्रीतपागच्छ

नायक श्री देवसुंदर

सूरिपट्टे श्री

सोमसुंदरसूरि

श्रीमुनिसुंदरसूरि

श्रीभुवनसुंदरसूरि

श्रीजयसुंदरसूरि

उपदेशेन

कलपुरु

वर्गानगरे नाहर

गोत्रे उसवालज्ञा

तीय सा० छिगा सं

ताने सा० उदयसि

भा तामलदेसु

त सा० पदमसि

श्रीजीराउलाभुवने

चतुष्कीका

कारापिता । शुभम्

भवतु ॥ श्रीपार्श्व

नाथदेवप्रसादा

त् ॥

ભાવાર્થ—આ લેખમાં ઉપદેશક તપગચ્છ નાયક શ્રી દેવસુંદરસૂરિજીની પટ્ટપરંપરાનાં નામો ઉપર પ્રમાણે જ છે. ગામ પણ એ જ કલવર્ગા નગર છે. દેરી–ચોમુખજી બંધાવનાર મહાનુભાવ ઓસવાલ–જ્ઞાતીય નહારગોત્રના સા. ઉદયસિંહજી, તેમના પત્ની તામલદે; અને તેમના પુત્ર પદમસિંહે શ્રી જીરાવલા પાર્શ્વનાથના મંદિરમાં ચોમુખજીની દેરી બનાવી છે.

દેરી નં. ૧૪માં (જમણી બાજુમાં) નીચે પ્રમાણે છે.

॥ ९ ॥ श्री ॥

सं. १४८३ व

र्षे भाद्रवा वदि ७

गुरुदिने कृष्णपक्षे

श्रीतपागच्छनायक

श्री देवसुंदरसूरि

पट्टे श्रीसोम

सुंदरसूरि

श्रीमुनिसुंदरसूरि

श्रीजयचंद्रसूरि

श्रीभुवनसुंदरसूरि

श्रीकलवर्गा

नगरे उसवाल

ज्ञातीय म०

मलुसिसंताने

सं. रतनभार्या

बा. ठीहसुत सं.

आमसिं श्रीजी

राउला भुवने

देवकुलिका

कारापिता वाइ सु

भं भवतु श्रीपार्श्वनाथप्रसादा

त् ॥ सा० आ

मसीपुत्रगुण

राजलहसराज

ભાવાર્થ—આ લેખમાં પણ ઉપદેશક આચાર્યશ્રીઓનાં નામ તો ઉપર પ્રમાણે જ છે. નગર પણ કલવર્ગા જ છે. દેરી બનાવન

ઓસવાલ જ્ઞાતીય મલુસ સંતાને સં. રતનસિં; તેમનાં પત્નિ બાઇ ઠીરૂ તેમના પુત્ર આમસિંહે શ્રી જીરાવલ્લા પાર્શ્વનાથજીના મંદિરમાં દેરી બનાવી છે.

દેરી નં. ૧૫માં નીચે પ્રમાણે લેખ છે.

|| श्री || १ ||
सं. १४८३ व
र्षे भाद्रवा वदि ७
गुरुदिने कृष्ण
पक्षे श्रीतपा
गच्छनायक
श्रीदेवसुंदरसूरि-
पट्टधर श्री
सोमसुंदरसूरि
श्री मुनिसुंदरसूरि
श्रीजयचंद्रसूरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन श्री कल
वरर्गानगरे उसवालज्ञातीय
सावलगोत्रे सा० धणसी सं
ताने सं. माला भा०
सं. पुनाइ पुत्र जगसि
सं० खोखदे भा०
बा० हीरु सुत सं०
कमलसि श्रीजीरा
बला भुवने देव
कुलिका कारापि
ता । श्री शुभं भवतु
श्रीपार्श्वनाथ प्र
सादात्
वइ × × ×

આ દેરીમાં ઉપદેશક આચાર્યોનાં નામ તો ગ્રંથ પ્રમાણે જ છે. દેરી કરાવનાર ઓસવાલ જ્ઞાતીય વરગાનગરના સાવલગોત્રના—સા. ધણસી, સંતાને સં. માલા તેમના પત્ની સં. પુનાઇ; તેમના પુત્ર જગસિંહ સં. ખોખદે; તેમના પત્ની બાઇ હીરૂ, તેમના પુત્ર સં. કમલસિંહે શ્રી જીરાવલ્લા પાર્શ્વનાથના મંદિરમાં આ દેરી કરાવી છે.

દેરી નં. ૧૬માં જમણી બાજુએ નીચે પ્રમાણે લેખ છે.

श्री श्री तिलक
सूरिणां पु
ण्यार्थे श्रीआदिनाथस्य
देवकुलिका
कारापिता
श्रीमद्देश्वर
सूरिभिः || छः ||

ભાવાર્થ—આ લેખમાં સંવત નથી તેમજ દેરી બનાવનાર શ્રાવકોના નામ પણ નથી. આ. શ્રી તિલકસૂરિજીના પુણ્યાર્થે આ. શ્રીભદેશ્વરસૂરિજીએ ઉપદેશ આપીને આ દેરી કરાવી છે.

દેરી નં. ૧૭ માં ભારવટીયામાં બે પંક્તિનો લેખ છે.

[१] संवत १४७४ वर्षे श्रावणमासे शुक्लपक्षे तिथौ ५ वार शनौ मं (सं) रतनपुत्र मं(सं) लुणासंताने मं × ×
[२] मं माला पुत्र मं, भीमा || डिडुसंताने

[ આગળ વંચાતું નથી ]

ભાવાર્થ—સં. ૧૪૭૪માં શ્રાવણશુદિ ૫ શનિવારે સં. રતન, તેમના પુત્ર સં. લુણા તેમના સંતાનમાં સં. ... માલા તેમના પુત્ર સં. ભીમા, ડીડુ, તેમના સંતાનમાં ... શ્રયેક્ષા તેમણે આ દેરી કરાવી છે.

દેરી નં ૧૮નો લેખ આ પ્રમાણે છે.

|| श्री || सं. १४८३
वर्षे भाद्रवा व
दि ७ गुरुदिने

कृष्णपक्षे श्री
कृष्ण(र्षि)गच्छे
तपापक्षे श्री
पुण्यप्रभसू
रिपट्टे गच्छनाय
क श्री जय
सिंहसूरि उ
पदेशेन छामक
गोत्रे चउधरी
पद्मसिंह पुत्र
रत्नसिंहपुत्र भा
णा पुत्र पुनसिं
ह भा० पुनसी
री सा धर्म्म
सिंह भा० बीई
पुत्र सं. चतुरा
ज उसवंसे श्री
जीराउलासु
वने चतुष्कि
का शिखरं का
रापितं । सुभं
भवतु ॥ श्री ॥

**ભાવાર્થ**—સં. ૧૪૭૩માં ભાદરવા વદિ ૭ ગુરુવારે કૃષ્ણગચ્છમાં તપાપક્ષમાં આ. શ્રીપુણ્યપ્રભસૂરિ, તેમના પટ્ટધર ગચ્છનાયક શ્રી જયસિંહસૂરિજીના ઉપદેશથી ઓસવાલ વંશમાં; છામડીગોત્રમાં ચોધરી પદ્મસિંહ, તેમના પુત્ર રત્નસિંહ, તેમના પુત્ર ભાણા, તેમના પુત્ર પુનસિંહ, તેમની પત્ની પુંસીરી, તેમના પુત્ર ધર્મસિંહ, તેની ભાર્યા બીઈ, તેમના પુત્ર ચતુરાજ; તેમણે શ્રીજીરાવલા પાર્શ્વનાથમંદિરમાં ચૌમુખજીની દેરીનું શિખર કરાવ્યું.

દેરી નં. ૧૯ નો લેખ આ પ્રમાણે છે.

॥ ९ ॥ श्री ॥
सं. १४८३ व
र्षे भाद्रवा वदि ७
गुरुदिने कृष्णपक्षे
श्रीतपागच्छ
नायक श्री देवसुं
दरसूरिपट्टे श्री
सोमसुंदरसूरि
श्रीमुनसुंदरसूरि
श्रीजयचन्द्रसूरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन श्री कलव
र्ग्रावास्तव्य सोनीह
रगोत्रे उसवाल
ज्ञातीय संघ०
खेतसी पुत्र सं.
पोता सं०
करणसि सं. पा
सवीर की बहीनी
बा० तीलकु श्री
श्री जराउलासुवने
चतुष्किका
शिखरं कारा
पितं ॥ सुभं × × ×

**ભાવાર્થ**—સં. ૧૪૮૩માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે તપાગચ્છીય આ. શ્રી દેવસુંદરસૂરિજીની પટ્ટપરંપરા જે આગળ આવી છે' તેમના ઉપદેશથી કલવર્ગ્રામનિવાસી ઓસવાલ જ્ઞાતીય સોનીહર ગોત્રમાં થયેલા સંઘવી ખેતશી, તેમના પુત્ર સંઘવી પોતા, તેમના પુત્ર સં. પાસવીર; તેમની બહેન બાઈ તિલકુ વગેરેએ શ્રીજીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ચતુષ્કિકાનું શિખર કરાવ્યું. [ ચાલુ ]

# પ્રશ્નોત્તર-કિરણાવલી

## પ્રયોજક:-પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

सिरिसंखेसरपासं वंदिय गुरुनेमिसूरिपयपोम्मं ॥
सिरिपण्हुत्तरकिरणा-वलिं रएमि प्पबोहदयं ॥ १ ॥

૧. પ્રશ્ન—શ્રી ભરત મહારાજા કયા પુણ્યથી ચક્રવર્તીપણું પામ્યા?

ઉત્તર—શ્રી ઋષભદેવ ભગવંતના મોટા પુત્ર ભરત ચક્રવર્તી પૂર્વભવમાં નિર્મલ સંયમધારી સાધુ હતા. તે વખતે તેમણે મુનિવરોને આહાર પ્રદાનાદિ દ્વારા ભક્તિ કરી સંતુષ્ટ કર્યા હતા. પરમ ઉલ્લાસથી કેવલ આત્મકલ્યાણની જ દૃષ્ટિથી કરેલી મુનિભક્તિના પ્રતાપે બાંધેલ પુણ્યાનુબંધિ પુણ્ય વગેરે કારણોથી ભરત મહારાજા ચક્રવર્તીનામકર્મના ઉદયે ચક્રવર્તી થયા, એમ શ્રી ઉપદેશપ્રાસાદાદિમાં જણાવ્યું છે. ૧

૨. પ્રશ્ન—શ્રી બાહુબલીએ અપૂર્વ બાહુબળ શાથી મેળવ્યું?

ઉત્તર—મુનિવરોની વૈયાવચ્ચ કરી બાંધેલા પુણ્યાનુબંધિ પુણ્ય આદિ કારણોથી શ્રી બાહુબલી અપૂર્વ બાહુબળવાળા થયા હતા, એમ શ્રી ઉપદેશચિંતામણિ વગેરે ગ્રંથોમાં કહ્યું છે. ૨

૩. પ્રશ્ન—શ્રી રામચંદ્રજીના પરમભક્ત હનુમાનને દીક્ષા લેવાના કારણભૂત વૈરાગ્ય શાથી થયો?

ઉત્તર—એક વખત ચૈત્રી પૂર્ણિમાએ હનુમાન શાશ્વત જિનચૈત્યોની વંદના માટે મેરુપર્વતની ઉપર ગયા હતા, ત્યાં તેમણે સૂર્યને અસ્ત થતો જોયો. તે જોઈ તેમને વિચાર થયો કે-'અહો! આ જગતમાં સર્વનો ઉદય અને અસ્ત થયા કરે છે, આ બાબતમાં આ સૂર્યનું સાક્ષાત્ દૃષ્ટાંત છે. માટે જેમાં શરીર, ધન વગેરે પદાર્થો ક્ષણભંગુર છે, એવા આ સંસારને ધિક્કાર છે.'! આવો વિચાર કરી હનુમાને પોતાના નગરમાં જઈ પુત્રને રાજ્ય આપીને 'ધર્મરત્ન' આચાર્યની પાસે સાડા સાતસો રાજાઓની સાથે દીક્ષા લીધી. અને તેમની પત્નીઓ પણ દીક્ષા લઈ શ્રી લક્ષ્મીવતી સાધ્વીજીની શિષ્યાઓ થઈ. અનુક્રમે હનુમાનમુનિ, ધ્યાનરૂપ અગ્નિથી સર્વ કર્મ રૂપી લાકડાંને બાળી નાંખી શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરીને સિદ્ધ થયા. ૩

૪. પ્રશ્ન—શ્રી રામચંદ્ર, સીતા, સુગ્રીવ, લક્ષ્મણ, વિશલ્યા, રાવણ, વિભીષણ, તથા ભામંડલ પાછલા ભવોમાં કઈ કઈ ગતિમાં કેવા કેવા સ્વરૂપે હતાં?

ઉત્તર—રાવણના નાના ભાઈ વિભીષણે શ્રી જયભૂષણ નામના કેવલી મહારાજને ત્રણ પ્રશ્નો પૂછ્યા, તે આ પ્રમાણે; ૧-પૂર્વ જન્મના કયા કર્મથી રાવણે સીતાનું હરણ કર્યું? ૨-કયા કર્મથી લક્ષ્મણે તેને યુદ્ધમાં માર્યો?-૩ સુગ્રીવ, ભામંડલ, લવણ, અંકુશ અને હું કયા કર્મથી આ રામની ઉપર અત્યંત રક્ત થયા છીએ? આ ત્રણ પ્રશ્નના જવાબમાં કેવલી ભગવંતે શ્રી રામચંદ્ર વગેરે આઠે જણાંની પૂર્વ ભવોની બીના જણાવી તે આ પ્રમાણે:—

દક્ષિણાર્ધભરતમાં ક્ષેમપુર નગરમાં નયદત્ત નામે એક વણિક રહેતો હતો. તેને સુનંદા નામની સ્ત્રીથી ધનદત્ત અને વસુદત્ત નામે બે પુત્રો થયા. તે બંનેને યાજ્ઞવલ્ક્ય નામના એક બ્રાહ્મણની સાથે મિત્રાચારી થઈ. તે નગરમાં સાગરદત્ત નામે એક વાણિયો રહે

તેને ગુણધર નામે પુત્ર અને ગુણવતી નામની કન્યા હતી. સાગરદત્તે નયદત્તના યોગ્ય ગુણવાળા પુત્ર ધનદત્તને ગુણવતી કન્યા આપી. અને કન્યાની માતા રત્નપ્રભાએ ધનના લોભથી શ્રીકાન્ત નામના એક ત્યાંના ધનાઢયને ગુપ્ત રીતે ગુણવતીને આપી. આ વાત યાજ્ઞવલ્કયના જાણવામાં આવી, એટલે મિત્રની છેતરપિંડીને નહિ સહન કરનારા યાજ્ઞવલ્કયે પોતાના મિત્ર નયનદત્તના પુત્રોને આ વાત કહી દીધી. તે સાંભળી વસુદત્તે રાત્રે જઇને શ્રીકાંતને મારી નાખ્યો; અને ઘાયલ થતા શ્રીકાંતે પણ તરવારથી વસુદત્તને મારી નાખ્યો. તે બંને ત્યાંથી મરણ પામીને વિંધ્યાટવીમાં હરણ થયા–ગુણવતી કુંવારી જ મરીને તે જ વનમાં મૃગલી થઈ. ત્યાં પણ તેણીને માટે યુદ્ધ કરીને તે બંને મૃત્યુ પામ્યા. એ રીતે પરસ્પર વેરથી તેમણે લાંબા કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કર્યું. હવે અહીં ધનદત્ત પોતાના ભાઈના વધથી પીડિત થઈ ધર્મ રહિતપણે ભટકવા લાગ્યો. એક વખતે રાત્રે ભૂખ્યા થયેલા તેણે કાઈ સાધુઓને જોયા એટલે તેમની પાસે તેણે ભોજન માંગ્યું. તે સાધુઓમાંથી એક મુનિ બોલ્યા: 'હે ભાઈ, મુનિઓ દિવસે પણ ભાતપાણીનો સંગ્રહ રાખતા નથી, તો રાત્રે તો તેમની પાસે ભોજન કયાંથી જ હોય ? વળી હે ભદ્ર, તારે પણ રાત્રે ભોજન કરવું કે પાણી પીવું ન જોઈએ, કારણ કે આવા રાતના અંધકારમાં અન્નાદિકમાં રહેલા જીવોને કોણ દેખી શકે ? આ પ્રમાણે મુનિના ઉપદેશથી શ્રાવક ધર્મને પામી અંતે મરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો.

ત્યાંથી ચ્યવીને તે મહાપુર નામના નગરમાં મેરુ શેઠની ધારિણી સ્ત્રીને પદ્મરુચિ નામે પરમ શ્રાવકપુત્ર થયો. એક વખત પદ્મરુચિ ઘોડા ઉપર બેસીને દૈવયોગે ગોકુલમાં જતો હતો ત્યાં આર્ગમાં એક વૃદ્ધ બળદને પડીને મરણ પામતો તેણે જોયો, એટલે તે દયાળુ શેઠ ઘોડા ઉપરથી નીચે ઊતરી તેની નજીક આવીને તેના કાનમાં પંચ પરમેષ્ઠી નમસ્કાર મંત્ર સંભળાવ્યો. તેના પ્રભાવથી મૃત્યુ પામીને તે તે જ નગરમાં છત્રચ્છાય રાજાની શ્રી દત્તારાણીથી વૃષભધ્વજ નામે પુત્ર થયો. તે કુમાર સ્વેચ્છાએ ફરતો ફરતો એક વખતે તે વૃદ્ધ વૃષભની મૃત્યુભૂમિ પાસે આવ્યો. ત્યાં પૂર્વ જન્મના સ્થાનના દર્શનથી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી ત્યાં તેણે એક જિનચૈત્ય કરાવ્યું. અને ચૈત્યની એક તરફની ભીંત ઉપર તેણે મરણ સ્થિતિ પર આવેલા વૃદ્ધ વૃષભનું ચિત્ર આેળખ્યું. તેમજ તેની પાસે તેના કાનમાં નમસ્કાર મંત્ર આપતા તે પુરુષને અને તેની પાસે પલાણ સહિત તેના ઘોડાને આેળખ્યા. પછી ચૈત્યના રક્ષકોને આજ્ઞા કરી કે–જે કોઈ આ ચિત્રને સત્ય સ્વરૂપે જાણે, તે પુરુષના મને તત્કાળ ખબર આપવા. આ પ્રમાણે કહી કુમાર વૃષભધ્વજ પોતાના મહેલમાં ગયો.

એક વખતે પેલો પદ્મરુચિ શેઠ તે જિનચૈત્યમાં વંદન કરવા માટે આવ્યો. ત્યાં અરિહંત પ્રભુને વંદના કરીને તેણે તે ભીંત પર કરેલાં ચિત્ર જોયાં, તેથી વિસ્મય પામીને બોલ્યો કે–'આ ચિત્રનું વૃત્તાંત તો બધું મને જ લાગુ પડે છે. રક્ષકોએ જઈને તત્કાળ રાજકુમાર વૃષભધ્વજને તે ખબર આપી. એટલે તત્ જ તે ત્યાં આવ્યા. અને તેણે પદ્મરુચિને પૂછ્યું કે–'શું તમે આ ચિત્રનો વૃત્તાંત જાણો છો ? તેણે કહ્યું–'આ મરણ પામતા બળદને નમસ્કાર મંત્ર સંભળાવતા એવા મને કોઈ જાણીતા પુરુષે અહીં ચીતર્યો છે. તે સાંભળી વૃષભધ્વજકુમાર તેને નમસ્કાર કરીને બોલ્યો–કે 'હે ભદ્ર ! જે આ વૃદ્ધવૃષભ હતો, તે તમે સંભળાવેલા નમસ્કારમંત્રના પ્રભાવથી આ હું પોતે રાજપુત્ર થયો છું. જો તમે દયાળુએ

તે મરણ કાલે મને નમસ્કાર મંત્ર ન સંભળાવ્યો હોત, તો હું તિર્યંચ યોનિમાં અથવા કોઈ અધમ યોનિમાં ગયો હોત. તમે સર્વથા મારા ગુર, સ્વામી અને દેવતા છો, માટે તમે આપેલું આ વિશાળ રાજ્ય તમે જ ભોગવો. આ પ્રમાણે કહીને વૃષભધ્વજ શ્રાવકવ્રતને પાળતો છતો પદ્મરુચિની સાથે અભેદપણે (સ્નેહ રાખીને) રહેવા લાગ્યો. લાંબા કાળ સુધી રૂડી રીતે શ્રાવકપણું પાળી મૃત્યુ પામીને તે બંને ઈશાન દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયા. પદ્મરુચિ ત્યાંથી ચવીને મેરુગિરિની પશ્ચિમ બાજુએ વૈતાઢ્ય પર્વતની ઉપર નંદાવર્ત્ત નામના નગરમાં નંદીશ્વર નામે રાજા અને કનકાભા રાણીનો નયનાનંદ નામે પુત્ર થયો. ત્યાં રાજ્ય ભોગવી દીક્ષા લઈને માહેન્દ્ર નામે ચોથા દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવી પૂર્વ મહાવિદેહમાં ક્ષેમાપુરીના રાજા વિપુલ વાહન અને પદ્માવતી રાણીનો શ્રીચંદ્રનામે કુમાર થયો. તે રાજ્ય ભોગવી શ્રી સમાધિગુપ્ત નામના મુનિની પાસે દીક્ષા લઈ કાળધર્મ (મરણ) પામી બ્રહ્મદેવલોકમાં ઈંદ્ર થયો. ત્યાંથી ચવીને તે ધનદત્તનો જીવ આ મહા બલવાન બલભદ્ર શ્રી રામચંદ્ર થયો. અને વૃષભધ્વજનો જીવ અનુક્રમે આ સુગ્રીવ થયો.

પેલા શ્રીકાંતનો જીવ ભવભ્રમણ કરી મૃણાલકંદ નામના નગરમાં શંભુરાજા અને તેની હેમવતી રાણીનો વજ્રકંઠ નામે પુત્ર થયો. પહેલાં કહેલ વસુદત્ત, ભવમાં ભમી તે શંભુ રાજાના પુરોહિત વિજય અને તેની સ્ત્રી રત્નચૂડાનો શ્રીભૂતિ નામે પુત્ર થયો. પેલી ગુણવતી ભવભ્રમણ કરી તે શ્રીભૂતિની અને તેની સરસ્વતી નામની સ્ત્રીની વેગવતી નામે પુત્રી થઈ. તે મોટી થઈ ત્યારે તેણીએ એક વખત સુદર્શન નામના મુનિને લોકો વંદન કરતા હતા, તે જોઈ હાસ્યથી કહ્યું કે—'હે લોકો આ સાધુને મેં પૂર્વે સ્ત્રીની સાથે ક્રીડા કરતાં જોયા છે, તે સ્ત્રીને તેણે હમણાં બીજે ઠેકાણે મોકલી દીધી છે, માટે તેવા સાધુને તમે કેમ વંદના કરો છો?' તે સાંભળીને તત્કાળ સર્વલોકો તે સાધુની ઉપર અરુચિવાળા થયા, ને વેગવતીએ કહેલી વાત ફેલાવવા પૂર્વક મુનિને ઉપદ્રવ કરવા લાગ્યા. એટલે જ્યાં સુધી 'આ કલંક મારા ઉપરથી ઊતરશે નહિ, ત્યાં સુધી કાયોત્સર્ગમાં રહીશ' એવો તે મુનિએ અભિગ્રહ કર્યો. પછી શાસનદેવના રોષથી વેગવતીનું મુખ તરત જ વ્યાધિગ્રસ્ત થઈ ગયું. અને વેગતીએ સાધુની ઉપર મૂકેલા કલંકની બીના જાણીને તેના પિતાએ વેગવતીનો ઘણો તિરસ્કાર કર્યો. પિતાના રોષથી અને રોગથી ભય પામીને વેગતીએ સુદર્શન મુનિની પાસે આવી સર્વ લોકોની સમક્ષ ઊંચે સ્વરે આ પ્રમાણે કહ્યું કે—'હે સ્વામી તમે નિર્દોષ છો. મેં તમારી ઉપર આ ખોટો દોષ આરોપિત કર્યો છે-એટલે મેં તમને ખોટું કલંક દીધું છે. માટે હે ક્ષમાનિધિ મુનિ-રાજ ! મારા આ એક અપરાધની કૃપા કરી ક્ષમા આપો.' તે વચન સાંભળી લોકો પાછા ફરીથી તે મુનિને પૂજવા લાગ્યા. ત્યારથી તે વેગવતી પરમ શ્રદ્ધાળુ શ્રાવિકા થઈ. તેને સુંદર રૂપવાળી જોઈને શંભુરાજાએ તેની માગણી કરી. તેના જવાબમાં શ્રીભૂતિએ કહ્યું કે હું મારી પુત્રી મિથ્યાદૃષ્ટિને આપવા ચાહતો નથી. તે સાંભળી શંભુરાજાએ શ્રીભૂતિને મારી નાંખીને વેગવતીની સાથે બળાત્કારે ભોગ કર્યો. તે વખતે વેગવતીએ રાજાને શાપ આપ્યો કે 'હું ભવાંતરે (હવે પછીના ભવમાં) તને મારનારી થઈશ. પછી શંભુરાજાએ તેને છોડી દીધી. એટલે વેગવતી હરિકાંતા સાધ્વીની શિષ્યા (ચેલી) થઈ, સંયમને સાધી, અંતે કાલધર્મ પામી બ્રહ્મદેવલોકમાં ગઈ. ત્યાંથી ચ્યવીને તે જનક રાજાની પુત્રી સીતા થઈ. અને પહેલા આપેલા શાપને લઈને શંભુરાજાના જીવ રાવણને મૃત્યુ પમાડવામાં કારણભૂત થઈ પડી. પૂર્વે સુદર્શન મુનિની ઉપર ખોટો દોષ આરોપણ કરવાથી આ ભવમાં તેના ઉપર લોકોએ ખોટું કલંક મૂક્યું.

શંભુરાજાનો જીવ ઘણાં ભવોમાં ભમીને કુશધ્વજ બ્રાહ્મણની અને તેની સાવિત્રી સ્ત્રીનો પ્રભાસ નામે પુત્ર થયો. એક વખત વૈરાગ્ય થતાં તેણે વિજયસેન મુનિની પાસે દીક્ષા લઈ આકરાં તપ કરવા માંડ્યાં. એક વખત તે પ્રભાસ મુનિએ ઇંદ્રના જેવી સમૃદ્ધિવાળા કનકપ્રભનામના વિદ્યાધર રાજાને સમેતશિખરતીર્થે યાત્રા કરવા જતાં જોયો એટલે તેણે 'આ તપનાં ફળ વડે હું આ વિદ્યાધર રાજાની જેવી સમૃદ્ધિવાળો થાઉં' એવું નિયાણું બાંધ્યું. અંતે તે મુનિ કાળધર્મ પામી સનત્કુમાર દેવલોકમાં દેવ થયો. અહીંથી અંતે ચવીને હે વિભીષણ, આ રાવણ નામે તારો મોટો ભાઈ થયો. નિયાણાના પ્રભાવે તે ખેચરોનો સ્વામી થયો. ધનદત્ત અને વસુદત્તનો મિત્ર યાજ્ઞવલ્ક્ય બ્રાહ્મણ ઘણાં ભવોમાં ભમીને તું વિભીષણ થયો. શંભુરાજાએ મારી નાંખેલ પેલો શ્રીભૂતિ સ્વર્ગમાં ગયો. ત્યાંથી ચવી સુપ્રતિષ્ઠ નગરમાં પુનર્વસુ નામે વિદ્યાધર થયો. એક વખત કામાતુર થયેલા તેણે પુંડરીક વિજયમાંથી ત્રિભુવનાનંદ નામે ચક્રવર્તીની અનંગસુંદરી નામે કુંવરીનું હરણ કર્યું. ચક્રવર્તીએ તેની પછવાડે વિદ્યાધરો મોકલ્યા. તેમની સાથે યુદ્ધ કરવામાં આકુળ વ્યાકુળ થયેલા તે પુનર્વસુના વિમાનમાંથી અનંગસુંદરી એક લતાગૃહની ઉપર પડી ગઈ. તેને મેળવવા માટે પુનર્વસુએ નિયાણું બાંધી દીક્ષા લઈ મૃત્યુ પામી દેવલોકમાં જઈ ત્યાંથી ચવીને તેનો જીવ આ લક્ષ્મણ થયો. પેલી અનંગસુંદરી વનમાં તપ કરવા લાગી. અંતે અનશન ભાવમાં રહેલી તેને અજગર ગળી ગયો. સમાધિથી મૃત્યુ પામી દેવલોકમાં દેવી થઈ ત્યાંથી ચવીને લક્ષ્મણની વિશલ્યા રાણી થઈ. તથા પહેલાં કહેલ ગુણવતીનો ભાઈ ગુણધર ભવભ્રમણ કરી કુંડલ મંડિતના નામે રાજકુંવર થયો. અહીં શ્રાવકપણું પાળી અંતે મરણ પામી સીતાનો ભાઈ ભામંડલ થયો.

## રામચંદ્રના બંને પુત્રોના પૂર્વભવની બિના

કાકંદી નગરીમાં વામદેવ બ્રાહ્મણની શ્યામલા સ્ત્રીને વસુનંદ અને સુનંદ નામે બે પુત્રો હતા. તેમણે માસોપવાસિ મુનિને ભક્તિથી આહાર પાણી વહોરાવ્યાં. તેના પ્રભાવે અંતે મરણ પામી ઉત્તર કુરુમાં યુગલિયા થયા. ત્યાંથી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવ થયા. ત્યાંથી ચવીને પાછા કાકંદીપુરીમાં જ વામદેવ રાજા ને સુદર્શન રાણીના અનુક્રમે પ્રિયંકર અને શુભંકર નામે બે પુત્રો થયા. અહીં રાજ્ય પાળી દીક્ષા આરાધી ગ્રૈવેયક દેવ થઈ, રામના લવણ અને અંકુશ નામે બે પુત્રો થયા. તેમના પૂર્વભવની માતા સુદર્શના ચિરકાલ ભવભ્રમણ કરીને આ સિદ્ધાર્થ થયેલ છે, કે જેણે લવણ અને અંકુશને ભણાવ્યા.

પૂર્વભવોની બીના ઉપરથી સ્પષ્ટ સમજવાનું એ મળે છે કે—રાવણ જ્યારે પાછલા ત્રીજા ભવની પણ પહેલાં શંભુરાજા થયો હતો તે વખતે તે વેગવતી ઉપર રાગી થયો હતો. તે જ રાગના સંસ્કારો અહીં રાવણના ભવમાં ઉદય પામવાથી વેગવતી અનુક્રમે સીતા થઈ, ત્યારે તેણે તેનું હરણ કર્યું. એટલે એ બધો રાગનો જ વિલાસ છે. આથી પહેલા પ્રશ્નનો ખુલાસો સ્પષ્ટ થયો. બીજા પ્રશ્નના ઉત્તરથી જાણવાનું મળે છે કે પૂર્વભવમાં લક્ષ્મણનો જીવ શ્રીભૂતિને રાવણના જીવ શંભુરાજાએ માર્યો, એ દ્વેષના સંસ્કારો અહીં વાસુદેવ પ્રતિવાસુદેવપણામાં ઉદય પામ્યા, તેથી લક્ષ્મણના હાથે રાવણ મરાયો. આ બીજા પ્રશ્નનો ખુલાસો કર્યો. ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવેલી બીના ઉપરથી એ બીના સ્પષ્ટ સમજાય છે કે, વિભીષણ, સુગ્રીવઆદિ જીવો રામચંદ્રના પૂર્વભવોના સ્નેહી હતા, તેથી જ તેઓ વર્તમાન ભવમાં રામની ઉપર તીવ્ર ભક્તિભાવ રાખતા હતા. ૪

# તિત્થોગાલી પઇન્નગ

[ એ ગ્રંથ સંબંધી મહત્ત્વની વિચારણા ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)

હમણાં હમણાં પુરાતત્ત્વવિશારદો સંશોધનમાં "તિત્થોગાલી" ને પણ બહુ મહત્ત્વનું સ્થાન આપે છે. ખાસ કરીને પૂ. પં. મ. શ્રી કલ્યાણવિજયજી મહારાજે "મહાવીર નિર્વાણની કાલગણના"માં આ ગ્રંથના આધારે પ્રકાશ પાડ્યો ત્યારથી તો આ સૂત્ર વિદ્વાનોની જિજ્ઞાસાનું વિશેષ અંગ બન્યું છે. આ સૂત્ર જૈન ભંડારોમાં સુરક્ષિત છે. હજી છપાયું નથી. તેથી આ સૂત્રનું નામ સાંભળનાર હરકોઈ સહસા એમ બોલી ઉઠે છે કે–આ કયું સૂત્ર છે? આમાં કયો વિષય છે? વગેરે વગેરે.

આ સૂત્રમાં ઘણાં મહત્ત્વનાં નિદર્શનો છે, કિન્તુ આ સૂત્ર કોણે રચ્યુ? ક્યારે રચ્યું? ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તરો મળી શકે તેમ નથી.

શ્રી નંદીસૂત્ર, પક્ખિસૂત્ર અને બીજાં આગમોમાં જૈન સૂત્રોની નામાવલી મળે છે, તેમાં તિત્થોગાલીનું નામ નથી. જુદા જુદા પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોમાં સાક્ષી ગ્રંથો તરીકે ઘણાં ઉપલબ્ધ–અનુપલબ્ધ શાસ્ત્રોનાં નામો મળે છે તેમાં પણ 'તિત્થોગાલી'નો ઉલ્લેખ નથી. વળી પ્રસ્તુત સૂત્રમાં સૂત્રકારનો પણ નામોલ્લેખ નથી. આ સ્થિતિમાં આ 'પઇન્નગ' ક્યારે બન્યો અને કોણે બનાવ્યો—તેનો સ્પષ્ટ ઉત્તર ક્યાંથી મળી શકે?

આ 'પઇન્નગ'માં આપેલ ઇતિહાસના આધારે એનો રચનાકાળ તારવી શકીએ તો વીરનિ. સંવત્ ૨૦૦૦ લગભગમાં આ સૂત્ર બન્યાનું કલ્પી શકાય છે.

છતાંય એ નક્કી વાત છે કે–બીજાં આગમોમાં કે ગ્રન્થોમાં નથી મળતી એવી ઘણી વસ્તુઓ 'તિત્થોગાલી પઇન્નગ'માં છે. આ વસ્તુઓ પ્રમાણિક છે કે અપ્રમાણિક છે, એનો નિર્ણય કરવાનું કામ તદ્વિદો ઉપર છોડું છું. પરન્તુ "તિત્થોગાલી"માં શું શું વિષયો છે? તેનો ટૂંક પરિચય કરાવવા આ લેખ લખું છું. જેના પરિશીલનથી વાચકો "તિત્થોગાલી"નું યત્કિંચિત્ સ્વરૂપ સમજી શકશે.

આ લેખ લખી રહ્યો છું ત્યારે મારી સામે આ ગ્રંથની બે પ્રેસ નકલ છેઃ

એક નકલ પૂજ્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ સાહેબની પાસેથી પ્રાપ્ત થયેલ પાદ, જેની મૂળ પ્રતિની પુષ્પિકા નીચે મુજબ છેઃ

गाथा १२३२ ॥ श्लोक १५६५ ॥ तित्थोगाली समत्ता ॥

श्रीयोगिनीपुरवास्तिभिर्महर्द्धिकैः राजमान्यैः सकलनागरिकलोकमुख्यैः ठ० दूदा ठ० ठकुरा ठ० पद्मसीहैः स्वपितुः सा० राजदेश्रेयसे अनुयोगद्वारचूर्णिः १ षोडशकसूत्रवृत्ती २ तित्थोगाली ३ श्रीताडे, तथा श्रीऋषभदेवचरित्रं १८ सहस्र- कागदे पत्रं पुस्तिका ४ तपागच्छनायकसुंदरसूरीणामुपदेशेन संवत १४५२ श्रीपत्तने लेखिता इति भद्रं ॥ छ ॥

બીજી નકલ અમદાવાદના ડહેલાના ઉપાશ્રયની [illegible] પ્રતના આધારે લખેલ પાદ, જેની પાછળ પુષ્પિકા નથી, પણ માત્ર એટલું જ લખાણ છે કે—

श्लोक ग्रंथ १५७० ॥ शुभं भवतु ॥ कल्याणमस्तु ।

આ બંને પ્રેસ નકલોની પહેલી અને છેલ્લી ગાથાઓ આ પ્રમાણે છેઃ—

जयइ ससिरयनिम्मल-तिहुयणविच्छिण्णपुंण्णजसकुसुमो ।
उसभो केवलदंसणदिवायरो दिट्ठदट्ठव्वो ॥१॥
जं उद्धि द्धि)तं सुयाओ अहव मतीए य थोवदोसेण ।
तं च विरुद्धं नाउं सोहेयव्वं सुयधरेहिं ॥...॥
तेतीसं गाहाओ दोन्नीसताउ सहस्समेगं च ॥
तित्थोगालीए संखा एसा भणिया उ अंकेणं ॥...॥

ઉક્ત ગાથાઓ બન્ને પ્રેસ નકલોમાં એકસરખી છે. છેલ્લી ગાથામાં આ સૂત્રની ૧૨૩૩ ગાથાનું પ્રમાણુ બતાવ્યું છે. જ્યારે પહેલી પ્રતિમાં છેલ્લો ગાથાઅંક ૧૨૫૧ છે, અને બીજી પ્રતિમાં છેલ્લો ગાથાઅંક ૧૨૫૭ છે એટલે પહેલી પ્રતિમાં ૧૮ ગાથાઓ અને બીજી પ્રતિમાં ૨૪ ગાથાઓ વધારે છે.

બીજી પ્રતિના આધારે તેનો વિષયક્રમ નીચે પ્રમાણે છે;

ભગવાન ઋષભદેવ, ૨૨ તીર્થંકર,અને ભ. મહાવીરસ્વામીનું મંગલાચરણ (ગાથા ૧ થી ૩).

ભગવાન મહાવીરસ્વામીએ રાજગૃહીમાં ગણુધરોને લાખ પદપ્રમાણુ તિત્થોગાલી ઉપદેશ્યો હતો, જેના આધારે આ અલ્પાક્ષર તિત્થોગાલી બનાવું છું. (૪થી ૬).

કાળનું વર્ણુન, પલ્યોપમ, ૬ આરાનું વર્ણુન (૭થી ૨૬).

યુગલિકોનું વર્ણુન, કુલકરવર્ણુન (૨૭થી ૯૦).

દશ ક્ષેત્રોમાં પહેલા તીર્થંકરનું ચ્યવન, ૧૪ સ્વપ્ન, (પ્રાસાદ અને નાગભુવનનું જુદું જુદું વર્ણુન), જન્મ, દિક્કુમારીકૃત મહોત્સવ, ઐરાવણ હાથી દ્વારા ઇન્દ્રાગમન, પાંચ રૂપે પ્રભુને લાવવું, જન્માભિષેક વગેરે (૯૧થી ૨૭૨).

ભ. ઋષભદેવનું ચરિત્ર, દશ ક્ષેત્રના પહેલા તીર્થંકર અને પહેલા ચક્રવર્તીના નામો, તીર્થંકરોના જુદા જુદા બોલો, દશ ક્ષેત્રના ચક્રવર્તી વાસુદેવો, તેનાં બોલો (૨૭૩થી ૬૧૭).

ભ. શ્રી મહાવીરસ્વામી પછીની રાજાવલી આ પ્રમાણે આપવામાં આવી છેઃ—

जं रयणीं सिद्धिगओ अरहा तित्थंकरो महावीरो ।
तं रयणीमवंतीए अभिसित्तो पालओ राया ॥६२०॥
पालगरण्णो सट्ठी पणपण्णसयं वियाणी णंदाणं ।
मरुयाणं अट्ठसयं तीसा पुण पूसमित्ताणं ॥६२१॥
बलमित्तभाणुमित्ता सट्ठा चत्ताय होंति नहसेणे ।
गद्दभए सेमेगं पुण वड्डिरण्णो तो सगो रायो ॥६२२॥
पंच य मासा पंचय वासा छच्चेव होंति वाससया ।
परिनिव्वुयस्स अरहतो तो उप्पन्नो सगो राया ॥६२३॥
सगवंस सय तेरससयाइं तेवीसाइं च होंति वासाइं ।
होही जम्मं तस्स ओ कुसुमपुरे दुट्ठवुद्धिस्स ॥६२४॥

કલ્કીનું વિસ્તૃત વર્ણુન, દત્તરાજ, ત્યારપછીનો રાજવંશ, વિમલવાહન રાજા વગેરે (૬૨૪થી ૬૯૭).

શ્રુતહાનિનો ઇતિહાસ, વી. નિ. સં. ૬૪માં તીર્થ કરના સાધુઓ, કેવલી જંબૂસ્વામી અને ૧૦ વસ્તુનો વિચ્છેદ, વી. નિ. સં. ૧૭૦માં છેલ્લા ચાર પૂર્વનો વિચ્છેદ, તત્સંબંધી પ્રશ્નોત્તર (૬૯૭ થી ૭૦૬).

ઇતિહાસ, ચોથા આરાના ૭૨ વર્ષ + ૩ વર્ષ + ૮।। મહિના (=૭૫ વર્ષ ૮।। મહિના) શેષ હતા ત્યારે ભ૦ મહાવીરસ્વામીનો જન્મ, ૩ વર્ષ ૮।। મહિના બાકી રહ્યા ત્યારે ભગવાનનું નિર્વાણ, શ્રી સુધર્માસ્વામીથી સ્થૂલિભદ્રસ્વામી સુધીની પરંપરા, મધ્યદેશમાં મોટો દુકાળ અને ચાર પૂર્વના વિચ્છેદનો વિસ્તૃત ઇતિહાસ (૭૦૭થી ૮૦૧).

આ. શ્રી ભદ્રબાહુસ્વામીએ કરેલી આ. શ્રી સ્થૂલિભદ્રસ્વામીની પ્રશંસા, તેનો મહાન ત્યાગ, દુષ્કર કાર્ય, મહાસ્વાધ્યાય, મહાધ્યાન વગેરે વગેરે, ઋદ્ધિગારવનું દૂષણ. (૭૭૫થી ૭૯૬).

શ્રુતજ્ઞાનવિચ્છેદ અને રાજવંશવિચ્છેદોનો ઇતિહાસ આ પ્રમાણે આપ્યો છેઃ—

एतेण कारणेण उ पुरिसजुगे अट्ठमंमि वीरस्स ।
सयराहेण पणट्ठाइं जाण चत्तारि पुव्वाइं ॥८०२॥
अणवट्ठप्पो य तवो तवं पारंचीयं दोवि वोच्छिन्ना ।
चोद्दस पुव्वव(ध)म्मि धरंति सेसा उ जा तित्थं ॥८०३॥
तं एवमगवंसो य नंदवंसो य मरुयवंसो य ।
सयराहेण पणट्ठा समयं सज्झायवंसेण ॥८०४॥

સ્વાધ્યાયવંશ (ચૌદપૂર્વમુખપાઠી શ્રમણપરંપરા) નો વિચ્છેદ થયો તે દરમિયાન અંગવંશ નંદવંશ અને મરુઅવંશ, (કલ્પક બ્રાહ્મણનો મંત્રીવંશ) નો પણ વિનાશ થયો.

पढमो दसपुव्वीणं सयडालकुलस्स जसकरो धीरो ।
नामेण थूलभद्दो अ विहिंसा धम्मभद्दो त्ति ॥८०५॥
नामेण सच्चमित्तो, समणो समणगुणनिउणच्चिवतिउ ( विचंतिउ ) ।
होही अपच्छिमो किर दसपुव्वीधारओ वीरो ॥८०६॥
एयस्स पुव्वसुयसायरस्स उदहिव्व अपरिणयस्स ।
सुणसु जह अ( इ )त्थकाले परिहाणी होलते पच्छा ॥८०७॥
पुव्वसुयतेल्लभरिए विज्जा( ज्झा )ए सच्चमित्तदीवम्मि ।
धम्मावाय निमिल्लो होही लोगो सुयनिमिल्लो ॥८०८॥
वोलीणंमि सहस्से वरिसाणं वीरमोक्खगमणाउ ।
उत्तरवायगवसभे पुव्वगयस्स भवे च्छेदो ॥८०९॥
वरिससहस्से अ पुणो तित्थोग्गालीए वद्धमाणस्स ।
नासिही पुव्वगयं अणुपरिवाडीए अजंजस्स ॥८१०॥
पण्णासा वरिसे विय बारसवरिससएहिं वोच्छेदो ।
दिण्णगणि पूसमित्ते सविवादरणं च्छलंगाणं
( सविवाहरणंछलंगाणं ) ॥८११॥
नामेण पुसमित्तो समणो समणगुणनिउणच्चिचतितो ।
होही अपच्छिमो कर विवाह सुय धीधारको वीरो ॥८१२॥
तंमिय विवाहरुक्खे चुलसीतिपयसहस्सगुणकलिओ ।

सद्दसच्चिअ संपत्तो होही गुणणिप्फलो लोगो ॥८१३॥
समवायववच्छेदो तेरसहिं सतेहिं होही वासाणं ।
माढरगोत्तस्स इहं संभूतजतिस्स मरणंमि ॥८१४॥
तेरसवरिससएहिं पण्णासा समहिएहिं वोच्छेदो ।
अज्जवजतिस्स मरणे ठाणस्स जिणेहिं निद्दिट्ठो ॥८१५॥
चोद्दसवरिससएहिं वोच्छेदो जिट्ठभूतिसमणंमि ।
कासवगोत्तेण ओ कप्पववहारसुत्तस्स ॥८१६॥
भणिदो दसाण छेदो पन्नरससएहिं होइ वरिसाणं ।
समणंमि फग्गुमित्ते गोयमगुत्ते महासत्ते ॥८१७॥
भारद्दायस्स गोत्ते सुयगडंगं महासमणनामे ।
गुणवीस सतेहिं जा वी वरिसाण वोच्छित्तो ॥८१८॥
वरिससहस्सेहिं इहं दोहिं विसाहे मुणिम्मि वोच्छेदो ।
वीरजिणधम्मतित्थे होही तिन्नी सहस्स निद्दिट्ठो ॥८१९॥
विण्हुमुणिम्मि मरंते हारितगोत्तम्मि होती वीसाए ।
वरिसाण सहस्सेहिं आयारंगस्स वोच्छेदो ॥८२०॥
अह दूसमाए सेसे होही नागेण दुप्पसहसमणो ।
अणगारो गुणगारो धम्मागारो तवागारो ॥८२१॥
सो किर आयरधरो अपच्छिमो होहिती भरहवासे ।
तेण समं आयारो नरिसही समं चरित्तेणं ॥८२२॥
अणुओगछिण्णयरो अह समणगणस्स दाविथायारो ।
आयारंमि पणट्ठे होहीति तइया अणायारो ॥८२३॥
संकमिउं वरतरं तिमिसगुहा समंधकाराए ।
नय तइया समणेणं आयारसुत्ते पणट्ठम्मि ॥८२४॥
निज्झीणी पासंडा चोरेहिं जणा विलुप्पते अहियं ।
होहिंति तया गामा केवल नामावसेसाउ ॥८२५॥
वीसाए सहस्सेहिं पंचहियसएहिं होई वरिसाणं ।
पूसे वच्छसगोत्ते वोच्छेदो उत्तरज्झाए ॥८२६॥
वीसाए सहस्सेहिं वरिससहस्सेहिं नवहिं वोच्छेदो ।
दसवेतालियसुत्तस्स ।
( दसवेतालियसुत्तस्स ) दिण्ण साहुम्मि बोधव्वो ॥८२७॥
प( प )विरलगामजणवदं पविरलमणुएसु नामदेसेसु ।
नामेण नाइलो नाम गहणरो ( गणहरो ) होही महप्पा ॥८२८॥
धम्मंमि निरालोए जिणमतदुस्सहंमि लोगम्मि ।
पव्वावे ही सीसं दुप्पसहं नाम नामेण ॥८२९॥

એટલે કે આ૦ સ્થૂલભદ્રજી સ્વર્ગે જતાં ચાર પૂર્વ, અંગવંશ, નંદવંશ અને મંત્રી-વંશનો વિનાશ થયો. આ આચાર્ય પહેલા દશપૂર્વધર છે અને આ૦ સત્યમિત્ર છેલ્લા

દશપૂર્વધર છે. વીરનિ. સં૦ ૧૦૦૦માં પૂર્વ જ્ઞાનનો વિનાશ, ત્યારપછી વીરનિ. સં૦ ૧૨૫૦માં આ૦ દિન્નગણી (સંભવતઃ જેની પરંપરામાં શ્રી સિદ્ધસેનગણી થયા છે.), યુગ૦ પુષ્પમિત્ર પછી ભગવતી સૂત્રનો, ૧૩૦૦માં યુ૦ માઢર સંભૂતિગુપ્ત પછી સમવાયાંગનો, ૧૩૫૦માં યુ૦ આર્ય (રક્ષિત) પછી સ્થાનાંગસૂત્રનો. ૧૪૦૦માં યુ૦ જ્યેષ્ઠાંગગણિ પછી કલ્પ-વ્યવહારનો, ૧૫૦૦માં ફલ્ગુમિત્ર પછી દશાકલ્પનો, ૧૯૦૦માં ભારદ્વાજ ગોત્રીય મહાશ્રમણ પછી સૂત્રકૃતાંગનો, ૨૦૦૦માં યુ૦ વિશાખ પછી..........૨૦,૦૦૦માં વિષ્ણુમુનિ પછી આચારાંગનો, ૨૧૦૦૦માં આ. દુઃપ્પસહસૂરિ પછી આચારનો વિનાશ. ૨૦૫૦૦ વચ્છગોત્રીય પુષ્પ પછી ઉત્તરાધ્યયનનો વિનાશ. ૨૦૯૦૦ (?) દિન્નમુનિ પછી દશવૈકાલિક સૂત્રનો વિનાશ. આ૦ નાગિલ આ૦ દુપ્પસહસૂરિ (૮૦૨થી ૮૨૯).

આ૦ શ્રી દુપ્પસહસૂરિનો પૂર્વભવ, જન્મ, નાગિલાચાર્ય પાસે દીક્ષા, દશવૈકાલિકસૂત્રનું અધ્યયન, દશે ક્ષેત્રમાં છેલ્લા સંઘમાં એકેક વ્યક્તિ હોય, ભરતમાં આ૦ દુપ્પસહસૂરિ, સાધ્વી ફલ્ગુશ્રી, નાગિલ શ્રાવક અને સત્યશ્રી શ્રાવિકા, વિમલવાહન રાજા, સુમુખ મંત્રી, ૨૦ વર્ષ આયુષ્ય, ઉત્કૃષ્ટ તપ અટ્ઠમભક્ત. ઇંદ્રે કરેલ સંઘસ્તુતિ (નંદીસૂત્ર ગાથા પ્રમાણે) આચાર્ય વગેરેનું જુદા જુદા દેવલોકમાં ગમન, દશવૈકાલિક સૂત્રનો ઉચ્છેદ, તીર્થવિચ્છેદ, અનુયોગદ્વારાસૂત્ર નંદીસૂત્રનો વિનાશ, એ ચારિત્રોનો વિચ્છેદ, ૨૧૦૦૦ વર્ષનો શાસનકાળ, વચમાં ધર્મ આદિનો નિષેધ કરનારને દંડ, ગણિપિટક, સ્યાદ્વાદ, પાંચમા આરાની સમાપ્તિ ( ૮૩૦થી ૮૭૯ )

ત્રીજા ચોથા આરાના ભરત ક્ષેત્રનું વર્ણન, ૧૦ આશ્ચર્યો, દુષ્ષમકાળના ચતુર્વિધ સંઘ, રાજા પ્રજા. પરિસ્થિતિ, ધર્મો, દાન શીલ, ઔષધ આદિનું સ્વરૂપ (૮૮૦થી ૯૨૬).

દુષ્ષમદુષ્ષમકાળની ભવિષ્યવાણી, વિસ્તૃત વર્ણન (૯૨૭ થી ૯૭૯).

ભાવી ઉત્સર્પિણી કાળનું વર્ણન, દશે ક્ષેત્રના કુલકર તીર્થંકર ચક્રવર્તી વાસુદેવ બળદેવ વગેરેની નામવાલી, પહેલા તીર્થંકરનું ચરિત્ર, યુગલિકોનું સ્વરૂપ, ૧૨ આરાનું વર્ણન સમાપ્તિ (૯૨૭થી ૧૧૮૫).

તિત્થોગાલીના શ્રવણના અધિકારી, સામાયિક, કષાયજય, દશવિધ યતિધર્મ, સમ્યગ્ દર્શન, શ્રદ્ધા, સમ્યગ્ જ્ઞાન, સિદ્ધશિલા, સિદ્ધોની અવગાહના, સિદ્ધોનું સુખ વગેરેનો ઉપદેશ (૧૧૮૬થી ૧૨૫૧).

અંતિમ સૂત્ર નીચે મુજબ છેઃ—

एसा य पयसहस्सेणं गंथिया समणगंधहत्थीण ।

पुट्ठेण उ रायगिहे तित्थोगालीउ वीरेणं ॥१२५२॥
सोउं तीत्थोगालीं जिणवरवसहस्स वद्धमाणस्स ।
पगमह सगहगगाणं सिद्धाणं निट्ठि(ट्ठि)तट्ठाणं ॥१२५३॥
भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसितस्स भद्दं धुअरयस्स ॥१२५४॥
गुणगहणभवण सुत्तरयणभरिय-दंसणविसुद्धरत्थागा ।
संघनगर ! भद्दं ते अखंडचारित्तपागारा ! ॥१२५५॥

जं उद्धितं सुयाओ अहव मताए य थोवदोसेण ।
तं च विरुद्धं नाउं सोहेयव्वं सूयधरेहिं ॥१२५६॥
तेत्तीसं गाहाओ दोन्निसताउ सहस्समेगं च ।
तित्थोगालीए संखा एसा भणिआ उ अंकेणं ॥१२५७॥

તિત્થોગાલીપઇન્નગનો વિષયક્રમ ઉપર પ્રમાણે છે.

આમાં અવસર્પિણી કાળ અને ઉત્સર્પિણીકાળના ક્રમથી ઘણી વસ્તુઓનું દર્શન છે. તે પ્રમાણિક છે કે અપ્રમાણિક છે તેનો નિર્ણય કરવાનું કામ તદ્વિદો ઉપર છોડું છું.

છતાંય એક વાત તો કહી દઉં કે–મારા ધારવા પ્રમાણે આ સૂત્ર પૂર્ણતયા આગમાનુસારી સૂત્ર નથી.

આમાં કેટલીક વસ્તુઓ શ્વેતામ્બરો માને છે એ રીતે જ વર્ણવવામાં આવી છે, જ્યારે અમુક વસ્તુઓ શ્વેતામ્બર અને દિગમ્બર એ બન્ને સંપ્રદાયોની માન્યતાથી તદ્દન ભિન્ન રૂપે પણ વર્ણવવામાં આવી છે જેમકે–જન્માભિષેકમાં આવનાર ઇંદ્રનું વાહન, વીર નિ. સં. ૧૦૦૦ પછીનો શ્રુતહાનિનો ઇતિહાસ, વગેરે વગેરે.

શ્રુતહ્રાસનો ઇતિહાસ વાંચ્યા પછી તો એમ જ લાગે છે કે–આ ઇતિહાસક્રમ જોડવા માટે જ પ્રસ્તુત સૂત્રની રચના થઇ હશે. પરંતુ લેખકે બહુ જ સાવધાનીથી કામ લીધું છે. દરેક વાતોમાં શ્વેતામ્બર માન્યતાને વફાદાર રહીને માત્ર જિનાગમોનો–જિનાગમોની હાનિનો–કલ્પિત ઇતિહાસ જ તેમાં ભેળવી દીધો છે. પરંતુ જિનાગમો તો ગ્રંથકારની સામે હતા, તે જ આજે મોજૂદ છે. તોપછી શ્રુતહાનિનો આ ઇતિહાસના અર્થ શું છે ?

દિગમ્બરો તો વીર નિ. સં. ૬૮૩માં જ જિનવાણીનો સમૂળ વિનાશ માને છે, એટલે એ પક્ષની આ રચના ન હોઇ શકે.

શ્વેતામ્બરો પૂર્વ સિવાયના અંગ, કાલિક, ઉત્કાલિક, પઇન્નય વગેરે શ્રુતજ્ઞાનને આજે પણ વિદ્યમાન હોવાનું માને છે અને તે ઉપલબ્ધ શ્રુતજ્ઞાનને સર્વથા અનુસરે છે. એટલે આ પક્ષ તરફથી પણ કોઇ ઉપર દર્શાવેલ શ્રુતહાનિના કલ્પિત ઇતિહાસને રચે જ નહીં, એ પણ નિઃશંક બિના છે.

આ રીતે શ્વેતાંબર અને દિગંબર સિવાયની ત્રીજી વ્યક્તિ જ આ "હાનિ" ને રચી શકે ! પણ તે કોણ હશે ?

ઇતિહાસ કહે છે કે–વીર નિ. સં. ૨૦૦ લગભગ સુધી "યાપનીય સંઘ"[૧] નામનો એક જૈન સંપ્રદાય હતો. તે શ્વેતામ્બર માન્ય આગમોને પૂરો વફાદાર હતો, માત્ર દિગમ્બર રહેવાની તરફેણ કરતો હતો. તે ૧૨ અંગો, અનુયોગ, નંદી અને ૧૪ પ્રકીર્ણકોને માનતો હશે કે જેનો "હાનિક્રમ" આવા સૂત્રથી બતાવ્યો હોય.

આ સૂત્રમાં( ૨૩ ઉદય પૈકીના )બે ઉદયના યુગપ્રધાનોનાં નામો છે. દિન્નગણી અને ગંધહસ્તિ જેવા પ્રયોગો છે, અને મધ્યકાલીન ભાષા શૈલી છે આથી પ્રસ્તુત સૂત્ર વીર નિ. સં. ૨૦૦૦ની આસપાસ બન્યું હોય, એ બહુ સંભવિત ઘટના છે. એટલે ધવલા–મહાધવલા ગ્રંથો તૈયાર થયા પછી ઘણે સમયે આ ગ્રંથ હયાતીમાં આવ્યો હોય એમ માની શકાય.

શાસ્ત્રજ્ઞો આ "પઇન્નગ" ઉપર વિશેષ ચર્ચા કરે અને સત્ય બહાર પાડે એવી આશા રાખી વિરમુ છું.

---

૧. આ યાપનીય સંઘનો પરિચય ટૂંક વખતમાં આ માસિકમાં આપવા ધારણા છે.

[ ટાઇટલના બીજા પાનાનું અનુસંધાન ]

३ पं. अंबालालजीने ग्रन्थकी भाषा राजस्थानी बतलाई है पर वास्तवमें वह हिन्दी कहलाने [1] योग्य है।

यहां एक बातका स्पष्टीकरण कर देना आवश्यक समझता हुं कि 'हेम' नामके कई अन्य जैन कवि हो गये हैं, जिनमें से १ खरतरगच्छीय उपा० लक्ष्मीवल्लभ भी हैं, उनका गृहस्थावस्था का नाम हेमराज था। २ जोधपुर के महाराजा गजसिंह के सम्बन्ध में गुणरूपक व गुणभाषाचित्र ग्रन्थ बनानेवाले एक और हेम कवि का उल्लेख मारवाड राजा के इतिहास में महो० विश्वेश्वरनाथ रेऊने किया है। इस ग्रन्थको मैंने देखा नहीं है।

एक अन्य जरूरी बातका स्पष्टीकरण कर देना भी परमावश्यक है। वह यह है कि प्रस्तुत अंचलगच्छीय हेम कविका मुझे जो 'छंदमालिका' ग्रन्थ मिला है उसकी रचना सं १७०६ को भाद्रवा वदी ९ को सूरत के पासके हंसपुर स्थान में हुई थी। प्रस्तुत मदनयुद्धका निर्माण १७०६ के भाद्रवा सुदी ६ को बुरानपुर में होनेका उल्लेख है। इनमें एक विरोध नजर आता है, क्योंकि पहेले तो भाद्रवा वदी ९ के पश्चात् पर्युषण पर्व आ जाता है उसके ८ दिनों में मदनयुद्ध जैसे ग्रन्थकी रचना चालु रखना संभव कम है। कदाचित् वैसा मान भी लें तो स्थान मिलना तो संभव ही नहीं है। कहां सूरत के पासका हंसपुर और कहां बुरानपुर। चौमासे व विशेषकर पजूसणों में विहार भी संभव नहीं। अतः इसके सम्बन्ध में दो ही कल्पना हो सकती हैं। पहली बुरानपुर हंसपुर का ही अपर नाम हो या एकदम पासके ही किसी स्थानका नाम बुरानपुर हो, जहां धर्माराधन कराने के लिये जाना संभव हो। दूसरी कल्पना गुजराती (कार्तिकादि) एवं मारवाडी (चैत्रादि) संवत का अन्तर होने की है। मुझे दूसरी कल्पना ही संगत प्रतीत होती है। बुरानपुरे में संभवतः चैत्रादि संवत का प्रचार हो और सूरत तो गुजरातवर्ती होनेसे वहां कार्तिकादि संवत होनेसे चैत्रादि १७०७ होने पर भी गुजरात प्रचलित १७०६ का ही निर्देश किया गया हो। कवि की दोनों रचनाओं को पढनेसे दोनों ग्रन्थो के रचनाके समय आ. कल्याणसागरसूरि के साथ ही थे एसा प्रतीत होता है। छंदमालिका की लेखनप्रशस्ति के अनुसार कवि का पूरा नाम हेमसागर था।

---

१ आचार्य ध्रुव स्मारक ग्रंथ में साराभाईने चंदनमलयागिरि चउपई प्रकाशित की है। उसकी भाषा भी राजस्थानी बतलाइ गई है। पर उसे भी हिन्दी कहना ही ज्यादा उचित है।

---

—: મદદ :—

૩૦) શાંતાક્રુઝ તપગચ્છ જૈનસંઘ તરફથી.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દસમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા પાકીના અઢી રૂપિયા.

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ


વર્ષ ૧૪ : અંક ૧૦ ] અમદાવાદ : તા. ૧૫-૭-૪૯ [ ક્રમાંક ૧૬૬


## विषय-दर्शन




લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# રામજી ગંધારિયાની ઉદારતા

લેખક : સુધાકર.

આ પ્રસંગ છે તો બહુ જ ગંભીર પણ નાનો ને નાજુક છે. જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરીશ્વરજી મહારાજ હજી સમ્રાટ અકબરના દરબારમાં પહોંચ્યા નહોતા, છતાં તેમનો યશોનાદ ભારતવર્ષમાં સંભળાતો હતો. ભારતીય સમસ્ત જૈનસંઘ આ પુણ્યાત્મા, તપસ્વી અને સંયમી જૈનાચાર્યથી ગૌરવવંતો હતો. એમના ઉજ્જવલ ચારિત્ર, વિશુદ્ધસંયમ અને ઉગ્ર તપ તો પ્રસિદ્ધ હતા. સાથે જ એમનું સૌજન્ય, ઔદાર્ય અને સૌહાર્દ એવું સરસ હતું. કે કોઈ પણ માનવી એમને જોતાં જ એમનો ભક્ત અને ઉપાસક બની જતો. એમની ભવ્ય, પૂર્ણિમાના ચંદ્ર જેવી મુખાકૃતિ શાંતિ અને ક્ષમાની જ્યોત્સ્નાથી ઓપી રહી હતી. શુદ્ધ બ્રહ્મચર્યનું અનુપમ ઓજસ અને અગાધ જ્ઞાનનું તેજ એમના લલાટ ઉપર ચમકી રહ્યું હતું. એમની વિજળીના ચમકારા જેવી મેધા અને પ્રતિભાથી પરદર્શનવાદીઓ પણ અપરિચિત નહોતા. બને ત્યાંસુધી એમની સાથે કોઈને પણ વિતંડાવાદ કે વ્યર્થવાદ કરવાનું પસંદ ન પડતું. એમની જ્ઞાનગોષ્ઠી અને સ્વાધ્યાય બધાને આકર્ષતા હતા. એ યુગના તેઓ સમર્થ પ્રતિનિધિ હતા માટે યુગપ્રધાન સમ પૂજાતા અને માન સન્માન આદર પામતા હતા.

: ૨ :

ગંધારના ધનકુબેર રામજી ગંધારિયાએ સૂરીશ્વરજીના ગુણ સાંભળ્યા. એમના ઉત્તમચારિત્ર, વિશુદ્ધ સંયમ અને ઉજ્જવલ જ્ઞાનાદિ ગુણો સાંભળી એ સંયમમૂર્તિનાં દર્શન કરવાના અભિલાષ જાગ્યા. અને સૂરજીનાં દર્શન થાય ત્યારે જ ઘી ખાવાની પ્રતિજ્ઞા કરી અને ભક્તિપૂર્ણ હૃદયે એક વિનંતિપત્ર લખીને કાસદ મોકલ્યો. સૂરીશ્વરજી મહારાજે ભક્તિપૂર્ણ હૃદયની આ વિનંતિ વાંચી અને પોતાના સાધુધર્મ મુજબ જવાબ આપ્યોઃ મહાનુભાવ, જેવી ક્ષેત્રફરસના.

ગંધારની ક્ષેત્રફરસના જ્યાંસુધી સૂરિજીમહારાજ ન કરે અને સૂરિજીનાં દર્શન ન થાય ત્યાંસુધી આ ધનપતિ શ્રાવકે પ્રતિજ્ઞા કરી જ હતી કે મારે ઘી ન ખાવું. હવે આ પ્રતિજ્ઞાની જાણે કસોટી થવાની હોય તેમ, આજે આવશે. કાલે આવશે, એમ કરતાં કરતાં ત્રણ ચાતુર્માસ વચ્ચે ગયાં, પણ ગંધારની ક્ષેત્રફરસના ન થઈ તે ન જ થઈ. શ્રાવકે પણ પ્રતીક્ષા કરવામાં જ ડાહપણ માન્યું. એને પોતાની પ્રતિજ્ઞાનું મહત્ત્વ પ્રતીક્ષા કરવામાં જ દેખાયું.

પ્રતિજ્ઞાનું ચોથું વર્ષ ચાલે છે ત્યાં એક શુભ ક્ષણે કાસદે આવીને સમાચાર આપ્યા કે પરમગુરુદેવ સૂરીશ્વરજી મહારાજ ગંધાર તરફ આવે છે અને અમુક દિવસે અહીં પધારશે અને ગંધારને પુનિત કરશે. આ સાંભળતાં જ શેઠ ઊભા થયા. જે દિશામાંથી આ સમાચાર આવ્યા ત્યાં સામે જઈ સૂરિજી મહારાજને ભાવવંદન કર્યું અને આ શુભ સમાચાર લાવનાર કાસદના મુખમાં મોતી ભરી દીધાં—એને મોતીઓનું ઇનામ આપ્યું અને પોતાની પાસે પાંચસો રૂપીઆનો ઝૂડો (ઝૂમખો) હતો તે તેની તરફ ફેંકતાં કહ્યું કે આ ઝૂડામાંથી

( અનુસંધાન માટે જુઓ ટાઈટલ પાન ૩ જું. )

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

विक्रम सं. २००५ : वीरनि. सं. २४७५ : ई. स. १९४९ | क्रमांक १६६

वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯
अंक १० | આષાઢ વદિ ૫ : શુક્રવાર : ૧૫મી જુલાઈ

## श्रीजीरापल्लीपार्श्वनाथ-स्तवः ।

श्रीजीरापल्लीपार्श्वनाथ-स्तवः ।
सं०—पूज्य मुनिमहाराज श्रीरमणिकविजयजी

पणयजणणप्पसंकप्पकप्पद्दुमं, तिजगदिप्पंतमाहप्पसिरिसंगमं ।
पासजिणनाहजीराउलीमंडणं, संथुणिस्सामि पइदुरिभगरखंडणं ॥ १ ॥
नेय सक्केइ सक्को वि गुणमंडलं, तुज्झ परिकित्तिउं सरयससिनिम्मलं ।
तहवि तुह संथवे भत्तिपरवसमई, बुद्धिहीणो वि नहु नाह ! अवरज्झई ॥ २ ॥
धरणफणिरायपउमावईसंगयं, देव ! समरंति जे तुज्झ पयपंकयं ।
तेसि सुहकित्तिसोहग्गसिरिसम्मुहा, परमपयरज्जलच्छी वि नो दुल्लहा ॥ ३ ॥
तुज्झ पयपउमरेणूण माहप्पयं, विप्फुरइ किं पि भुवणम्मि अच्छेरयं ।
जे विलुंपंति पच्चक्खदुक्खायरे, पणयभालम्मि विहिलिहियदुट्ठक्खरे ॥ ४ ॥
वयणमणअविसयाऽणंतसुहहेउणो, अप्पइहलोयमित्तत्थसंसाहणो ।
तुज्झ पायप्पसायस्स सुरपायवो, सोलसिं पि हु कलं नग्घई दूहवो ॥ ५ ॥
सामि ! कलिकालपसरम्मि परदेवया, जाय पब्भट्ठनीसेसमहिमव्वया ।
इक्कु तं चेव पूरेसि भुवणत्तए, पणयपणमंतजणसयलमणइट्ठए ॥ ६ ॥
वाय-कफ-पित्त-खय-कास-सासाइणो, दुट्ठजर-कुट्ठ-सूलाइ तह वाहिणो ।
तस्स सव्वे वि पसमंति जो पायडा, लहइ तुह नामपणिहाणअमयच्छडा ॥ ७ ॥
नरवई खत्तिया वेस वणि बंभणा, तावसाई य अन्ने वि विविहा जणा ।
मिच्छदिट्ठी वि विसयाइसुहकामिणो, नाम एगग्ग झायंति तुह सामिणो ॥ ८ ॥
उरग-जल-जलण-रण-सीह-करि-दुज्जणा, भूय-वेयाल-गह-जक्ख-रक्खसगणा ।
ताव एएसि आयंक उप्पज्जए, जाव तुह नाममंतो न समरिज्जए ॥ ९ ॥

पणयलोयाण तणू–माणसावेयणा, विलयमुवजंति झाणम्मि तुह तक्खणा ।
दिप्पमाणंम्मि खरकिरणकिरणुक्करे, किं व चिट्ठंति तिमिराइं भुवणोदरे ? ॥ १० ॥
सत्थपल्हत्थगयवाइरहसंकडे, सरभसन्नुन्नपहरंतउब्भडभडे ।
जयसिरिं ते पवज्जंति समरंगणे, सामि ! तुह नाम समरंति जे नियमणे ॥ ११ ॥
तिजगअणिमित्तमित्तम्मि पइ पुज्जए, नाह ! मज्झत्थभावो वि गरिहिज्जए ।
जेसि पुण दोस कलुसत्तणं विज्जए, का गई तेसि होहित्ति न मुणिज्जए ॥ १२ ॥
किमिह दाणेण सीलेण भावेण वा, किं तवेणावि अज्झप्पझाणेण वा ? ।
तुम्ह वंछेह जइ सव्वसुहसंकरं, पासनाहत्तिता सरह तत्तं परं ॥ १३ ॥
पणवपढमक्खरं मायवीयं नमो, जयइ चिंतामणीनाममंतो इमो ।
तुह परो भत्तिमं जो सि लक्खं सरइ, तं सयं चेव तेलुक्कलच्छी वरइ ॥ १४ ॥
ते इमे मज्झ सुविसुद्धपुन्नोदया, हुंतु जम्मम्मि जम्मम्मि वड्ढंतया ।
जेहिं झाइज्झसे तं पुलोइज्जसे, नाह ! वंदिज्जसे अहव वन्निज्जसे ॥ १५ ॥
मंजुसिंजंतमंजीरकरकंकणा, लोलमणिकुंडला मणुयदेवंगणा ।
सवणसुहहेउबहुभत्तिरसरासगे, तुम्ह गुणगहण गायंति हल्लीसगे ॥ १६ ॥
दुल्लहे भवियजणनयणअमयंजणे, हरिसपडिहत्थया जे न तुह दंसणे ।
ते वि अइ हुंति लोयम्मि सच्चेयणा, के तया ताय ! वुच्चन्ति निच्चेयणा ? ॥१७॥
वंछियं जं न पावेमि जं दुत्थिओ, जं पराहवपयं जं च गुणवज्जिओ ।
देव ! सेवयजणो वि क्खणं हाउणं, जइ न दूसिज्जए तुज्झ नाहत्तणं ॥ १८ ॥
अत्थि न हु तुह परो परमकरुणापरो, नेय दीणत्तपत्तं च मत्तो परो ।
ता पसीयसु मए नाह ! तह इक्कसो, सयलदुक्खाइं पसमंति जह सव्वसो ॥१९॥
तं सि करुणिक्करसियाणचूडामणी, तं मणोइट्ठसव्वट्ठचिंतामणी ।
तं भवोहम्मि पडियाण आलंवणं, तं दुहत्ताण सत्ताण ताणं च (घ)णं ॥२०॥
तं पहू तं पिया जणणि तं जीवियं, तं गई तं मई तं सि मित्तं पियं ।
तं गुरु तं च नीसेससुहकारणं, रक्ख मं रक्ख ता देव ! दीणं जणं ॥ २१ ॥
तुम वि जाणेसि जिण ! मज्झ सुह भावणं, तुज्झ कारुन्नयं तिजगसाहारणं ।
पुव्वसुकयं च तुह दंसणा निच्छियं, तह वि किं नाह ! न लहामि मणवंछियं ? ॥ २२ ॥
वाहि–दुह–दाह सव्वंगतत्तं ममं, पबलदावग्गिदड्ढं व सेलद्दुमं ।
तुज्झ दिट्ठी नवा मेहवुट्ठी जहा, कुणउ सविसेस सिरि संगयं सव्वहा ॥२३॥
ते मणोवंछियां सेस सुहसुट्ठिया, पुन्नपुन्नाण धन्नाण धुरि संठिया ।
ताण माणुस्सजम्मं च सलहिज्जए, जेहिं तुह आण सीसम्मि धारिज्जए ॥ २४ ॥

# રત્નકંબલ (કંબલરત્ન) તે શું ?

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

સમય સમયની બલિહારી છે. એક સમય એવો હતો કે જ્યારે મનુષ્યને પોતાના
જીવનની ખાસ જરૂરિયાતોને (દા. ત. અનાજ તૈયાર કરવા અને રાંધવા વગેરે માટે
વાસણો બનાવવા) માટેની આવડતનાંયે ફાંફાં હતાં. આજે એવો સમય આવ્યો છે કે જરૂરિ-
યાતોની વાતો તો દૂર રહી પણ દિન પ્રતિદિન વધારે ને વધારે સુખ સાહ્યબી અને અમન
ચમન કરવાનાં એક પછી એક નવાં નવાં સાધનો એ માનવ યોજતો જાય છે. આજે એ
પ્રાકૃતિક દૃશ્યો જોઈને તેની સામે પગે લાગીને ઊભો રહેતો નથી, પણ એના રહસ્યના ઉકેલ
માટે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા મથે છે. આજે એ ઉપર આકાશમાં વિહરે છે અને
જમીનમાં–દરીયામાં પણ નીચે ઊતરે છે.

સાહિત્યની બાબતમાં વિચારીશું તો ભલે અનેકવિધ ગ્રંથો નાશ પામ્યા છે, પણ
જે છે તેને મેળવતાં એને ખાસ મુસ્કેલી નડે તેમ નથી. વળી અનેક ગ્રન્થો સંશોધનાત્મક
દૃષ્ટિએ મુદ્રિત થતા જાય છે અને જ્ઞાનની વિવિધ શાખાઓનો બોધ કરાવનારા કેટલાયે
ગ્રન્થો રચાતા જાય છે. ખાસ આજ ચોમેર બુદ્ધિવાદનો–વિજ્ઞાનનો ડંકો વાગે છે. આવી
પરિસ્થિતિમાં હું "રત્નકંબલ તે શું ?" એ પ્રશ્ન ઉઠાવું છું અને એને અંગે જે કંઈ
માહિતી હું એકત્રિત કરી શક્યો છું તે અહીં રજૂ કરું છું, જેથી વૈજ્ઞાનિકો આ બાબતમાં
પોતાનો અંતિમ અભિપ્રાય દર્શાવી શકે.

જેમ જૈન સાહિત્યમાં ભારંડ, અષ્ટાપદ વગેરે અજબ જાતનાં પ્રાણીઓ વિષે ઉલ્લેખો
જોવાય છે તેમ 'રત્નકંબલ' જેવી એક અજબ વસ્તુ વિષે પણ અહીં ઉલ્લેખો છે, અને
એ વાત જૈન જગતમાં સુપ્રસિદ્ધ છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો જૈન સાહિત્યના અભ્યાસી–
કથાનુયોગના તેમજ તત્ત્વજ્ઞાનાદિકના અભ્યાસી અને અવારનવાર મુનિવરોમાં વ્યાખ્યાનો
સાંભળનારા 'રત્નકંબલ' શબ્દ કે એના ગુણ વગેરેથી થોડે ઘણે અંશે તો પરિચિત છે
જ, કેમકે એક બાજુ નરેશ્વર શ્રેણિક, ઋદ્ધિશાળી શાલિભદ્ર અને મુનિરત્ન સ્થૂલભદ્રનાં
જીવનચરિત્રોમાં રત્નકંબલ વિષેની હકીકત આવે છે તેમ બીજી બાજુ નિહ્નવવાદ–
દિગંબરોની ઉત્પત્તિના અંગેના ઊહાપોહમાં પણ રત્નકંબલનો નિર્દેશ જોવાય છે. આ ઉપરાંત
બીજા પણ કેટલાક પ્રસંગો છે. એ આપણે હવે વિચારીશું.

**અર્થ**—'રત્નકંબલમાં, રત્ન અને કંબલ એમ બે સંસ્કૃત શબ્દો છે: કંબલના બે
અર્થ થાય છે: (૧) કામળી અને (૨) ગાય બળદની ગોદડી–ડોકની નીચે લટકતી જાડી
ચામડી. અહીં પહેલો અર્થ પ્રસ્તુત છે. એથી કરીને 'રત્નકંબલ' એટલે 'રત્નોની બનાવેલી
કામળી' એમ સમજાય છે. આને માટે પાઇયમાં 'રયણકંબલ' એવો પ્રયોગ હોઇ શકે.

---

इय भत्तिवसमणपणयसज्जणतावमरजयचंदणं,
जीरपल्लियमंडणं ।
पइ पासजिणवर ! थुणइ जो नर निच्चयं,
सम्मोहरिउबलसबलमविकल निद्दलितु स निद्दयं,
पावेइ सासयसुक्खसंपय पुन्नरायसुहोदयं ॥ २५ ॥

॥ इति श्रीजीरापल्लीनायक–श्रीपार्श्वनाथस्तवः ॥

ઉલ્લેખ—'રત્નકંબલ' શબ્દ 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ **ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર** ( પર્વ ૧, સર્ગ ૧, શ્લોક ૭૪૬. ૭૪૮, ૭૬૪, ૭૭૦, ૭૭૧, ૭૭૪, ૭૭૮ ) માં વાપર્યો છે. પ્રસ્તુત પ્રસંગ નીચે પ્રમાણે છે:—

એક વેળા વૈદ્યપુત્ર જીવાનન્દને [1] ત્યાં એક સાધુ ભિક્ષાર્થે આવ્યા. તે સમયે **મહીધર** કુમારે એ વૈદ્યપુત્રનો પરિહાસ કર્યો કે તમારામાં કૃપા નથી અને પૈસા લીધા વિના રોગીને તમે જોતા પણ નથી. વિવેકીને આ શોભે નહિ માટે તમારે આ મુનિની ચિકિત્સા કરવી. એ ઉપરથી જીવાનન્દે કહ્યું કે મારી પાસે અહીં લક્ષપાક તેલ છે, પણ ગોશીર્ષ-ચન્દન અને રત્નકંબલ નથી તો એ લઈ આવો. મહીધર કુમાર અને એના ચાર સોબતી—વેચનારની દુકાને ગયા. એકેકનું મૂલ્ય લાખ દીનાર છે એમ વેચનારે કહ્યું, અને આ ખરીદવાનું કારણ પૂછ્યું. પાંચેએ જવાબ આપ્યો કે આ રહ્યું મૂલ્ય; અમે એક મુનિની ચિકિત્સા માટે આ ખરીદવા આવ્યા છીએ. વેચનારને સદ્વિચાર આવ્યો અને એણે મૂલ્ય લીધા વિના બંને વસ્તુઓ આપી.

જીવાનન્દ પાસે એઓ આવ્યા. પછી છ જણ પેલા મુનિ પાસે ગયા. જીવાનન્દે મુનિની અનુજ્ઞા મેળવી એમને શરીરે તેલ ચોળ્યું. એથી મુનિ સંજ્ઞા વિનાના બન્યા. આ તરફ એમના શરીરમાંથી કૃમિ (કરમિયાં) નીકળી આવ્યાં. જીવાનન્દે મુનિને રત્નકંબલ વડે આચ્છાદિત કર્યા. રત્નકંબલની શીતળતાને લઈને કૃમિઓ નાશ પામવા લાગ્યા. વૈદ્યે ગાયના શબ ઉપર રત્નકંબલને ધીમેથી ખંખેરીને કૃમિઓને એ શબ ઉપર પાડયા. પછી એણે મુનિને ગોશીર્ષચન્દન ચોપડયું. ચામડીમાંના કૃમિ નીકળી ગયા છે એ જાણી એણે ફરીથી મુનિને શરીરે તેલ ચોપડ્યું. મુનિના માંસમાં રહેલા કૃમિઓ બહાર નીકળી આવ્યા. રત્નકંબલ ઓઢાડતાં એ કૃમિઓ એને વળગ્યા. ફરીથી એને ગાયના શબ ઉપર ખંખેરી કૃમિઓને એના ઉપર પાડ્યા. ગોશીર્ષચંદન ચોપડી ફરીથી એણે મુનિને શરીરે તેલ લગાડ્યું. એટલે હાડકાંમાં રહેલા કૃમિઓ બહાર નીકળ્યા. એને પણ પહેલાંની જેમ દૂર કર્યા. ફરીથી ગોશીર્ષચન્દન ચોપડી એણે મુનિને સંરોહણ—ઔષધિ વડે સાજા કર્યા. મુનિ અન્યત્ર વિહાર કરી ગયા પછી ગોશીર્ષચન્દન અને રત્નકંબલ વેચીને એના પૈસાનું સોનું વસાવી એ છ જણે જિનચૈત્ય બનાવરાવ્યું. આગળ જતાં એ છ જણે દીક્ષા લીધી.

આ કથા ઉપરથી આપણે રત્નકંબલનું મૂલ્ય એક વેળા એક લાખ દીનાર જેટલું હતું એ હકીકતની તેમજ અત્યંત શીતળતારૂપ એના ગુણ વિષેની બાબતની માહિતી મેળવી શકીએ છીએ. વિશેષમાં રત્નકંબલ જેવી વસ્તુ હેમચન્દ્રસૂરિના સમય જેટલી તો પ્રાચીન છે જ. ઉપર્યુક્ત જીવાનન્દનો અધિકાર **આવસ્સયચુણ્ણિ** ( ભા. ૧, પત્ર ૧૩૨ ) માં તેમજ **આવસ્સયની** હરિભદ્રસૂરિકૃત ટીકા ( ભા. ૧, પત્ર ૧૧૬ આ ) માં કંબલ-રયણ (રત્નકંબલ)ના નિર્દેશપૂર્વક આવે છે એ ઉપરથી આપણે રત્નકંબલની પ્રાચીનતા ઈ. સ. ના છઠ્ઠા સૈકા જેટલી તો કરી શકીએ. હવે એના ગુણ ઉપર પ્રકાશ પાડનારું પદ્ય હું નોંધીશ.

ગુણ—**આયાર** (સુય.૧)ના ગુપ્ત સંવત્ ૭૭૨માં સંસ્કૃતમાં ટીકા રચનાર **શીલાંક-સૂરિએ સૂયગડ** ઉપર પણ ટીકા રચી છે. આ બીજા અંગના પહેલા સુયક્ખંધના તેરમા

---

[1] ઋષભદેવનો આ નવમો ભવ છે, એમના પહેલાંના આઠ ભવો તે **ધન** સાર્થવાહ, ઉત્તર કુરુમાં યુગલિક, દેવ, મહાબલ, દેવ, વજ્રજંઘ, ઉત્તર કુરુમાં યુગલિક અને દેવ તરીકેના છે.

અજ્ઝયણ પત્ર ૨૩૦આ)માં એમણે કંબલરત્ન અંગે નીચે મુજબનું પદ્ય આપ્યું છે:—

“ उण्हे करेइ सीयं सीए उण्हत्तणं पुण भवेई ।
कंबलरयणादीणं एस सहावो मुणेयव्वो ॥”

અર્થાત્ કંબલરત્ન (રત્નકંબલ) ઓઢનારને ઊનાળામાં એ શીતળતા આપે છે અને શિયાળામાં ઉષ્ણતા આપે છે. રત્ન ઇત્યાદિની બનેલી કામળનો આ પ્રમાણેનો સ્વભાવ જાણવો.

શીલાંકસૂરિનો સમય વિક્રમની નવમી સદી મનાય છે. આ હિસાબે રત્નકંબલના ગુણોનો નિર્દેશ એમના સમય જેટલો તો ઓછામાં ઓછો પ્રાચીન ગણાય જ.

**પ્રાપ્તિ**—એક સમય એવો હતો કે જેને રત્નકંબલ જોઇએ તેને 'નેપાળ' જવું પડતું એમ સ્થૂલભદ્રની કથા જોતાં જણાય છે. આ હકીકત હું થોડાક વિસ્તારથી કહીશ.

જયાનન્દ નામના કોઈ મુનિવરે સંસ્કૃતમાં પદ્યમાં સ્થૂલભદ્ર-ચરિત્ર રચ્યું છે. અને એ દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી ઈ. સ. ૧૯૬૫માં છપાયું છે. એમાંનાં ૫૦૧-૫૧૦ સુધીનાં પદ્યો અત્ર પ્રસ્તુત છે.

કોશા વેશ્યાને ત્યાં સિંહગુફા સાધુ ચાતુર્માસ માટે આવે છે. એ સાધુને કોશા પ્રત્યે વિકાર ઉત્પન્ન થાય છે અને એ અનુચિત માગણી કરે છે, ત્યારે કોશા એને કહે છે કે વેશ્યા-તો પૈસાની સગી છે, માટે તમે ધન કમાઇ લાવો. સાધુએ એનો ઉપાય સૂચવવા કહ્યું ત્યારે કોશા બોલીઃ 'નેપાળનો રાજા સાધુઓને રત્નકંબલ આપે છે તે લઈ આવો.' એ ગયો અને રાજાને વિનવી એણે રત્નકંબલ મેળવી. દંડક (દંડા)માં સારી રીતે છૂપાવી એ આવતો હતો ત્યારે કોઈ એક પલ્લીમાંથી પસાર થતી વેળા પોપટે એને જોઈને ચોરના સેનાપતિને કહ્યું: 'લાખ આવે છે.' એણે ઊઠીને જોયું તો સાધુ જણાતાં એણે એની ઉપેક્ષા કરી. સાધુ જતાં પોપટ બોલ્યોઃ 'લાખ ગયા.' એ ઉપરથી પેલો સેનાપતિ શંકિત બન્યો અને એણે સાધુ પાસે આવી તપાસ કરી. સાધુએ બીકના માર્યા બધી વાત કહી. એ ઉપરથી દયા લાવી સેનાપતિએ એને જતો કર્યો.

એ કોશા પાસે આવ્યો અને એણે એને એ રત્નકંબલ આપી. કોશાએ લઈને એ ખાળમાં નાખી દીધી. ત્યારે સાધુએ કહ્યું: 'મુગ્ધા! તેં આ ખોટું કર્યું. કેટલી મહેનતે હું આ લાવ્યો છું.' કોશાએ ઉત્તર આપ્યોઃ 'હું મૂર્ખ નથી પણ તું છે, કેમ કે સાત ધાતુથી બનેલા મારા દેહમાં રાગી બની તું દુર્લભ સંયમને મલિન કરવા તૈયાર થયો છે.'

લગભગ આ જ હકીકત હેમચન્દ્રસૂરિએ પરિશિષ્ટપર્વ (સ. ૮, શ્લો. ૧૪૬–૧૬૩)માં આપી છે. આથી એ ફલિત થાય છે કે હેમચન્દ્રસૂરિના સમયમાં તો એમ મનાતું કે સ્થૂલભદ્રના ચરિત્ર સાથે રત્નકંબલનો સંબંધ છે અને એ રત્નકંબલ એક સમયે નેપાળનો રાજા સાધુને મફત આપતો હતો.

---

૧ ઉત્તરજ્ઝયણની નિજ્જુત્તિ (ગા. ૧૦૫)માં 'કંબલ' શબ્દ છે એના ઉપરની 'વાદિવેતાલ' શાન્તિસૂરિએ રચેલી પાઈય ટીકા (પત્ર ૧૦૫આ)માં 'કંબલરયણ' શબ્દ છે.

**સોળ રત્નકંબલ**—શાલિભદ્રના અને એ દ્વારા શ્રેણિકના જીવનચરિત્રમાં સોળ રત્નકંબલનો અધિકાર જોવાય છે. પરંતુ એ ચરિત્રો પૈકી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રથી જે કોઈ પ્રાચીન હોય તે અત્યારે મારી સામે નથી. એથી **ત્રિષ્ટિ૦** ( પર્વ ૧૦, સર્ગ ૧૦ ) માં **શાલિભદ્રનું** જે ચરિત્ર આલેખાયેલું મળે છે તેમાંથી પ્રસ્તુત ભાગ ( શ્લો. ૮૮–૯૪ ) પૂરતો હું ઉલ્લેખ કરીશ.

એક વેળા કેટલાક વણિકો રત્નકંબલો લઈને શ્રેણિક પાસે આવ્યા, પરંતુ એનું મૂલ્ય ઘણું હોવાથી એણે એકે ખરીદી નહિ. આથી એ વણિકો શાલિભદ્રને ત્યાં ગયા. એમની માતાએ મોંમાગી કિંમત આપીને રત્નકંબલો ખરીદી. ત્યારબાદ ચેલ્લણાએ પોતાના પતિ શ્રેણિકને કહ્યું કે મારે માટે એક ( રત્ન ) કંબલ ખરીદો. રાજાએ વણિકો પાસે એ માગી ત્યારે તેમણે કહ્યું કે ભદ્રાએ એ બધી ખરીદી છે. એ ઉપરથી રાજાએ ભદ્રા પાસે એક પ્રવીણ પુરુષને મોકલ્યો અને મૂલ્ય આપીને કંબલ લાવવા કહ્યું. ભદ્રા પાસે આવી એણે યાચના કરી ત્યારે તેણે કહ્યું કે **શાલિભદ્રની** ( બત્રીસ ) પત્નીઓને પગ લૂંછવા માટે મેં આ ( પ્રત્યેક ) રત્નકંબલના ( બે ) કટકા કરીને આપી છે. તો આ જીર્ણ ( ફાટેલી ) રત્નકંબલોનો ખપ હોય તો રાજાને પૂછીને લઈ જજો.

અહીં જો કે સોળ રત્નકંબલ એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી, પણ એવી હકીકત **શાલિ**-ભદ્રની કથામાં આવે છે. દા. ત. દેવગુપ્તસૂરિકૃત **નવપયપયરણ** (નવપદ પ્રકરણ) ના ઉપર યશોદેવ ઉપાધ્યાયે જે બૃહદ્‌વૃત્તિ રચી છે તેના પત્ર ૩૦૨ આમાં **શાલિભદ્રની** ૩૨ પત્ની પૈકી દરેકને અડધી અડધી રત્નકંબલ આપ્યાનો ઉલ્લેખ છે.

જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે **વિસેસાવસ્સયભાસ** રચ્યું છે એમાં એમણે બોટિક દૃષ્ટિની –દિગંબરની ઉત્પત્તિ વિષે ગાથા ૨૫૫૦–૨૫૫૧માં સંક્ષેપમાં એ હકીકતનું સૂચન કર્યું છે અને તે માટે એમણે **આવસ્સય**ના મૂલ ભાસમાંની ૧૪૫–૧૪૭ ગાથા તરીકે મળી આવતી ગાથા રજૂ કરી છે. આથી કરીને આ **વિસેસા૦** તેમજ **આવસ્સય**ભાસને લગતાં વિવરણોમાં **શિવભૂતિનું** રત્નકંબલમાં મૂર્ચ્છિત થવું એ બાબત ઓછેવત્તે અંશે મળી આવે એ સ્વભાવિક છે. આ વિવરણો પૈકી સૌથી પ્રથમ હું મલધારીય હેમચન્દ્રસૂરિએ **વિસેસા૦** ઉપર જે વૃત્તિ રચી છે તેમાંથી પ્રસ્તુત ભાગ (પત્ર ૧૦૨૦–૧૦૨૧) અહીં આપું છું.

'રથવીરપુર' નગરમાં શિવભૂતિ નામનો રાજસેવક હતો. એનું બીજું નામ **સહસ્ર**-મલ્લ હતું. એક વેળા એણે જાતે લોચ કર્યો એટલે મુનિઓએ એમને સાધુવેષ આપ્યો. પોતાના જન્મસ્થાનથી વિહાર કરી કાલાંતરે એ **શિવભૂતિ** એ જ સ્થાનમાં આવ્યા એ જાણીને એ નગરના રાજાએ એમને બહુ મૂલ્યવાળું કંબલરત્ન (રત્નકંબલ) આપ્યું. આનો ત્યાગ કરવા ગુરુએ કહ્યું પણ એમણે માન્યું નહિ. એમણે એ સંતાડી રાખ્યું અને દરરોજ ગોચરીથી આવીને એઓ એને સંભાળતા પણ એને વાપરતા નહિ.

આમ કંબલરત્ન ઉપર એમનો ગાઢ મોહ જોઈ એમના ગુરુએ એક દિવસ **શિવ**-ભૂતિ બહાર ગયા ત્યારે આ કંબલરત્નના નાના નાના ટુકડા કરી સાધુઓને પગ સાફ કરવા માટે આપી દીધા. આ બનાવની ખબર પડતાં શિવભૂતિનું ચિત્ત કષાયિત બન્યું પણ એઓ કંઈ બોલ્યા નહિ. આગળ ઉપર એમના ગુરુ આર્ય કૃષ્ણસૂરિ પાસે જિનકલ્પનું

વર્ણન સાંભળતાં એમણે એ કલ્પ આદરવાનો કદાગ્રહ સેવ્યો. જિનકલ્પનો તો જંબૂસ્વામીના
સમયથી ઉચ્છેદ થયો છે એ વાત તેમજ એ નહિ આચરી શકાય તે માટેની અનેક યુક્તિઓ
કૃષ્ણસૂરિએ રજૂ કરી. અને બીજા સાધુઓએ પણ શિવભૂતિને સમજાવવા પ્રયાસ કર્યો,
પણ એમણે માન્યું નહિ. એઓ વસ્ત્ર ત્યજી દઈ ઉદ્યાનમાં ગયા. એમના તરફના પક્ષપાતને
લઈને એમની બેન સાધ્વી ઉત્તરાએ પણ નગ્નત્વ સ્વીકાર્યું. એક ગણિકાએ એને વસ્ત્ર
ઓઢાડ્યું. શિવભૂતિને એણે વાત કરી ત્યારે એણે કહ્યું કે દેવતાએ વસ્ત્ર આપ્યું છે માટે
એનો ત્યાગ કરવો નહિ. કેટલાક દિવસે શિવભૂતિએ કૌંડિન્ય (કુન્દ કુન્દ?) અને કોટ્ટવીરને દીક્ષા
આપી. એમના શિષ્યની પરંપરાથી ઉત્પન્ન થયેલી આ બોટિક-દૃષ્ટિ વૃદ્ધિ પામી. આમ દિગંબર
સંપ્રદાય ઊભો થયો અને પોષાયો.

આ ઉપરથી આપણે એ જાણી શકીએ છીએ કે 'રથવીરપુર'ના રાજા પાસે બહુ
મૂલ્યવાળું કંબલરત્ન હતું. તે એ રાજાએ શિવભૂતિને આપ્યું. એમાં એમનું મુગ્ધ બનવું,
ગુરુ સાથે જિનકલ્પને અંગે કદાગ્રહી બની વાદવિવાદ કરવો અને અંતમાં વસ્ત્ર ત્યજી જુદા
પડવું એ બાબત વીરસંવત ૬૦૯માં બની એટલે આ વાત સાચી માનનાર એમ અનુમાન
દોરી શકે કે કંબલરત્ન (રત્નકંબલ) વીરસંવત ૬૦૯માં મળતું હતું.

**વિસેસા૦** ઉપર કોટ્યાચાર્યની ટીકા છે. તેમાં રત્નકંબલ વિષે કશો ઉલ્લેખ
નથી, જો કે એમણે **વિસેસા૦**ની નીચે મુજબની ટીકા આપી છે—

" पुव्वमणापुच्छच्छिणणकंबलकसायकलुसियो चेव ।
सो बेइ परिग्गहओ कसायमुच्छाभया ईया ॥ २०५७ ॥ "

**વિસેસા૦** ઉપર છટ્ઠા ગણધરની વક્તવ્યતા સુધીની સ્વોપજ્ઞ ટીકા મળે છે. ત્યાર પછીની
ટીકા કોટ્ટાર્યવાદિગણિ મહત્તરે પૂર્ણ કરી છે. પણ આ હજી સુધી અમુદ્રિત છે એટલે એમાં
રત્નકંબલ વિષે ઉલ્લેખ છે કે કેમ તે જાણવું બાકી રહે છે.

**આવસ્સય** ઉપર નિજ્જુત્તિ, ભાસ, ચુણ્ણિ વગેરે રચાયાં છે. તેમાં મૂલ ભાસની
નીચે મુજબની ગાથાને લગતું વિવરણ છે—

" रहवीरपुरं नयरं दीवगमुज्जाण अज्जकण्हे य ।
सिवभूइस्सवहिंमि य पुच्छा थेराण कहणा य ॥ १४६ ॥ "

આ અંકને બદલે **વિસેસા૦**ના ભાષાંતરમાં અન્ય અંક અપાયો છે. આ
ગાથા ઉપર **હરિભદ્રસૂરિજી**એ પાઇયમાં કથા આપી છે. તેમાં રાજાએ કંબલરત્ન આપી,
આચાર્યે યતિઓને આ શા કામની એમ કહ્યું, શા માટે લીધી એમ કહી શિવભૂતિને પૂછ્યા
વિના ફાડી નાખી એમ હકીકત અપાઈ છે.

જિનદાસગણિ મહત્તરે રચેલી મનાતી **આવસ્સયચુણ્ણિ** (પત્ર ૪૨૮)માં કહ્યું છે કે
એક વેળા વસ્ત્રની યાચના કરતાં શિવભૂતિને કંબલરત્ન મળ્યું. એને પૂછ્યા વિના ગુરુએ
એ ફાડી નાખ્યું અને સાધુઓને નિપદ્યા માટે—આસન માટે આપી દીધું.

**ઉત્તરજ્ઝયણ** (અ. ૩)ના ઉપર 'रहवीरपुरं नयरं' વાળી ગાથા છે. એનો ક્રમાંક
૧૭૮ છે. એના ઉપર 'વાદિવેતાલ' **શાન્તિસૂરિ**એ આ ભાવાર્થને સ્પષ્ટ કરતો સંપ્રદાય
પાઇયમાં આપ્યો છે. એમાં એમણે (પત્ર ૧૮૦ અમાં) કહ્યું છે કે રાજાએ શિવભૂતિને કંબલ-
રત્ન આપ્યું. આચાર્યે કહ્યું: 'આ યતિઓને શા કામનું? કેમ લીધું?' એમ કહી એમણે
એને પૂછ્યા વિના ફાડી નાંખ્યું અને એ નિપદ્યા માટે વાપરવા આપી દીધું.

વાદિવેતાલે કહેલી હકીકત નેમિચન્દ્રસૂરિએ પાઇયમાં પદ્યમાં ઉત્તરજ્ઝયણની વૃત્તિ (પત્ર ૭૫ આ) માં કહી છે. આમ જે અનેક સ્થળે કંબલરત્નનો ઉલ્લેખ છે તેને જ 'રત્નકંબલ' તરીકે ભાવવિજયે ઉત્તરજ્ઝયણ (અ. ૩)ની ટીકા (પત્ર ૧૩૩ આ) માં ઓળખાવેલ છે. આ રહ્યું એ પદ્યઃ—

" अनिच्छतोऽपि तस्याऽदाद् भूधवो रत्नकम्बलम् ।
तमादायागतं सूरिः शिवभूतिं तदेत्यवक् ॥ "

આ ભાવવિજયે આના પછીના પર(બાવન) માં પદ્યમાં કહ્યું છે કે શિવભૂતિ એને ઉપધિમાં ગોપવી રાખીને છાનામાના રોજ એનું રક્ષણ કરતા હતા. આમ જે અહીં ઉપધિ કહી છે તે રોજ વપરાશની ન હેવી જોઈએ એટલે એ વીંટિયું કે જેને આપણે ઓશીકા તરીકે ઓળખાવી શકીએ તે હોવાનો સંભવ છે. આગમોદ્ધારક આનન્દસાગરસૂરિવરે જે એક વ્યાખ્યાનમાં 'વીંટિયું' કહ્યું છે તે આવી કોઈ વિચારણાને આભારી જણાય છે.

ઉત્પત્તિ—રત્નકંબલની ઉત્પત્તિની બાબતમાં એમ કહેવાય છે કે જેમ જળાશયમાં માછલી જીવે છે તેમ અગ્નિમાં જીવનારા–કુંભારના નીભાડામાં રહેનારા ઉંદરોની રુંવાટીમાંથી રત્નકંબલ બનાવાય છે. પ્રથમ તો આ બાબત વિચારતાં બે પ્રશ્ન ઊઠે છેઃ—

(૧) અગ્નિમાં ઉંદરો જીવે ખરા?

(૨) એની રુંવાટીમાંથી રત્નકંબલ બને છે એવો કોઈ ગ્રન્થસ્થ ઉલ્લેખ મળે છે ખરો?

આ પૈકી પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો અણુઓગદ્દારની મલધારીય હેમચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૧૨ અ)ની નિમ્નલિખિત પંક્તિમાંથી હકારમાં મળે છેઃ—

" इष्टकापाकाद्यग्निर्मूषिकावास इत्युच्यते । तत्र ह्यग्नौ किल
मूषिकाः सम्मूर्च्छन्ति । "

અર્થાત્ ઈંટ વગેરેની ભઠ્ઠીનો અગ્નિ–ઉંદરોનું સ્થાન ગણાય છે. એ અગ્નિમાં સંમૂર્ચ્છિમ ઉંદરો ઉત્પન્ન થાય છે. આ હકીકતનું મૂળ અણુઓગદ્દારની ચુણ્ણિ (પત્ર ૬)માં નિમ્નલિખિત પંક્તિ હોય એમ જણાય છેઃ—

" जीवाण वहूण जधा भणंति अगणिं ति मूसआवासं "

આ પંક્તિ નીચે મુજબ હારિભદ્રીય ટીકા (પત્ર ૭)માં મળે છેઃ—

" जीवाण वहूण जहा भणंति अगणिं तु मूसगावासं "

બીજા પ્રશ્નનો ઉત્તર કોઈ ગ્રંથમાં વાંચ્યાનું મને સ્ફુરે છે, પણ એ ગ્રન્થનું નામ અત્યારે તો યાદ આવતું નથી; બાકી આયાર (સુય. ૨, ચૂ. ૧, અ. ૫, ઉ. ૧) શીલાંકસૂરિકૃત ટીકા (પત્ર ૩૯૨ આ)માં એવો તો પાઠ છે. આથી જો કોઈ ગ્રન્થસ્થ પ્રાચીન અને પ્રામાણિક ઉલ્લેખ હોય તો તે " पञ्चेन्द्रियनिष्पन्नं कम्बलरत्नादि ' જણાવવા વિશેષજ્ઞોને મારી વિજ્ઞપ્તિ છે. સાથે સાથે એ ઉમેરીશ કે રત્નકંબલને અંગે કોઈ વિશિષ્ટ બાબત વિચારવી રહી જતી હોય તો તે પણ તેઓ સૂચવવા કૃપા કરે.

ગોપીપુરા, સુરત,
તા–૨૬–૪–૪૯

શ્રીસોમસુંદરસૂરિસેવક જિનદેવકૃત સત્તાવીસ ભવનું

# શ્રીમહાવીરસ્વામી-સ્તવન*

સંગ્રાહક : પૂજ્ય મુનિમહારાજ શ્રીકંચનવિજયજી (આગમોદ્ધારક-ચરણકિંકર)

## ઢાલ-૧

ગોયમ ગણહર પાય લગાઉં, કરિસ્યા કવિત શક્તિ હઉં માગઉં,
હિઉ મઝ કરીસ પસાય ।
જય જિણ વીર અખય સુખ વાસી, સત્તાવીસ ભવ હઉં ભણિસુ વિમાસી,
સફલ કરીશું નર જનમ ॥ ૧ ॥
પહિલઇ (૧) ભવિ નયસાર નયરપતિ, સમકિતધારી નિપુણ ચતુર મતિ,
બિજઇ (૨) ભવિ સોહંમે ।
મરીચ નામઇં ભરહેસર નંદન, ત્રીજઈ (૩) ભવિ ઉદયઉ જિણ વંદણ,
આદિનાથનું સીસો ॥ ૨ ॥
ભરહેસર પૂછી રિસહેસર, તમ્હ ટાલીકો અછઇ તિત્થેસર,
સમોસરણ મઝારે ।
સાંભલિ ભરહ મરીચિ તીર્થંકર, અમ્હ સરિસઉ હોસિઇ વિણ અંતર,
વર્ધમાન તસ નામ ॥ ૩ ॥
સપરીવાર ભરહેસર સામીય, ત્રિણિ પ્રદક્ષિણ દેઇ શિર નામિય,
તુંહજી તીર્થંકર હોસિઇ ।
અમ્હરઈ તાતિ વાત ઇમ ભાખી, ચરમ જિણેશ્વર તુહમ દાખી,
મરીચિ મ કરિજે શંક ॥ ૪ ॥
જાણીઅ વાત જિવારઈ સાચી, અહો ઉત્તમ કુલ કહી ઈમ નાચી,
નીચ કરમ બાધંતે ।
ચઉથઈ (૪) ભવિ સુરલોઅ પુહતુ, મનવંછિત સુખ તિહિં ભોગવતુ,
ગમતુ કાલ અસંખો ॥ ૫ ॥

### વસ્તુ છંદ

આઉ પુરીઅ આઉ પૂરીઅ, ચવિય સુરઠાણ,
રમણિ રંગિ જિણ દૂરિ છંડીયા ।
પરિવ્રાજક કુલિ અવતરી, અચલ ચિત્ત તિણિ કષ્ટ મંડિય ।
તાપસ પણઉં જિણિ આદરીય, સજ્જ પંચ (૧૫) સુરલોઈ (૫-૧૫)
છઈ (૧૦) વાર અવતાર ઇમ, પાર ન પામઈ કોઇ ॥ ૬ ॥
કાલ વિચા લઇ જે ગયઉ,

---

* જે રીતે પ્રતમાં આ સ્તવન છે તે રીતે અત્રે આપવામાં આવ્યું છે. પણ કૌંસ ( ) માં મૂકેલ અંક તેમજ બીજું બધુંય લખાણ મારું છે. સં.

ઢાળ-૨

ભવ સોલમઈ (૧૬) હુઉ ભૂપાલ, સતરસમઈ (૧૭) દેવ વલી સુક(કુ)માલ।
અઢારમઈ (૧૮) ભવિ વાસ(સુ) દેવ જયઉ, ઓગણીસમઈ (૧૯) અધોગતિ ગયઉ ॥ ૭ ॥
ભવિ વીસમઇ (૨૦) સિંહ અવતરઈ, એકવીસમઈ (૨૧) નરગિ સોઈ ફિરઈ।
બાવીસમઇ (૨૨) હુઉ વલી રાય, સુખઈ સમાધિઈ પૂરીઅ આય ॥ ૮ ॥
ત્રેવીસમઉ (૨૩) ભવંતર જોઇ, જસ રિધિ પાર ન પામઇ કોઈ।
ચઉસઠિ સહસ અંતેઉર મલી, ચક્રવર્તિ લછિ લાધી ભલી ॥ ૯ ॥
ચઉવીસમઉ (૨૪) ભવંતર હુઉ, અસૂરાપુરે નૃપ નંદન હુઉ।
પંચવીસમઈ (૨૫) રાજ જિણિ લહી, લાખ વરસ દીક્ષા તિણુ વહી ॥ ૧૦ ॥
માસખમણુ માહે નવિ જિમઇ, આલસ એક ઘડી નવિ ગમઇ।
ઘણા દિવસનું ક્ષય રિષિ કરી, છવીસમઇ (૨૬) અમર અવતરી ॥ ૧૧ ॥

વસ્તુ છંદ

દેવ સંતતિ દેવ સતતિ કરઇ જયકાર,
વાટ જોઅંતા આવીઉ, વાત એક પૂછઉં સુસારીય।
પૂરવ કુણુ કર્મ આચરીયં, કહિન દેવ વેગિઇ વિચારીય।
અરિહંત પૂજિઉ એક મનઈ, સુગુરુ પાલી આણુ।
તિણિ કારણિ તમ્હે સાંભલુ, પામિઉં સરગ વિમાન ॥ ૧૨ ॥

ઢાળ-૩

વીસહ સાગર આય, પૂરીયનઈ સુરલોઇ ભવે,
ભરહ ક્ષેત્રે સિણુગાર, માહણકુંડ નયર જાણૂં અ।
ઉસભદત્ત વિપ્ર નામ, દેવાણંદા ભજા તિહિં,
તાસ ઉયરિ જગનાહ, અવતરીઉ સતાવીસમઇએ (૨૭) ॥ ૧૩ ॥
જાણી અછેરાભૂત, ઇંદ્રિ સેનાની મોકલિઉ એ,
તિણિ કીઉ ગર્ભ પહાર, આવીય ખતીયકુંડપુરે।
તિહિં સિદ્ધારથ રાઉ, પટરાણી ત્રિશલા ભણૂ એ,
તાસ ઉઅરિ અવતાર, કરિય અમર નિય ઠાણુ ગયું એ ॥ ૧૪ ॥
નસિભર ત્રિશલા તામ, ચઉદ સપન પેખઈ ભલાં એ,
ચૈત્રહ માસ મઝારિ, અજૂઆલી તેરસ જનમ।
ચઉસહિ ઇંદ્ર મિલેવિ, ન્હવણુ મહોત્સવ મેરુસિરે,
કરિય સમોપિય માય, સુરપતિ નિય ઠાણુ ગયા એ ॥ ૧૫ ॥

જાણીય સુઅ અવતાર, રાસ મહોછવ બહુ કીઉ એ,
**વરધમાન** તસ નામ, સિદ્ધ મહુરતિ સંઠવીય ।
દિન દિન વાધઇ સોઇ, રૂપ ગુણે સસિ જિમ કુમર, ॥ ૧૬ ॥
ત્રિભુવન જન સિણગાર, આસિય સવ્વ કલા કુશલ
મિત્ર તણઇ પરિવાર, પરવરીઉ રામતિ કરઇ એ,
તિણિ ખિણ **સોહંમરાઉ**, કરઇ પ્રસંસા વિવહ પરે ।
ભરહ ખેત્ર મઝારિ, સાહસવંત નિપુણ સગુણ, ॥ ૧૭ ॥
ઇમ બોલઇ સુરરાય, વર્દ્ધમાન દીસઇ કુમાર

વસ્તુ છંદ

ઇંદ્ર વયણિ ઇંદ્ર વયણિ અમર આવેઇ,
રૂપ કરી બાલક તણઉં, વર્દ્ધમાન સાહિ રમંતુ ।
કંધિ ચડાવી આપણઇ, પરવત પ્રાય કાયા કરંતુ ।
કુમરઇ ક્ષાની જોઇ કરી, અહલિઉ મુષ્ટિ પ્રહાર । ॥ ૧૮ ॥
અમર પડિઉ સહિ મંડલિઇં, વરતિઉ જય જયકાર

ઢાળ-૪

યોવન ભરિ સામીય પુત્ત જામ, પરણાવિઉ કન્યા રાય તાંસ ।
તીસ વરસ વસી ગિહવાસિ જોઇ, પછઇ દાન સંવછર દિઇ સોઇ ॥ ૧૯ ॥
**માગસિર વદિ દસમી** દીખ લેઇ, મહિ મંડલિ ફિરતુ કર્મ ખિપેઇ ।
વૈશાખહ શુદિ દસમી જાણિ (ઋજુવાલિ), ઇણિ નાણ(મ)ઇ નયરિ ઉપનઉં **નાણ** ॥ ૨૦ ॥

ઇંદ્ર આવઇ ચઉસઠિ અમર કોડિ, જિનં વંદઇ બે કર કમલ જોડિ ।
**સમોસરણ** રચઇ મણિ રયણ સાર, તિહાં બઇસઇ ત્રિભુવન તારણહાર ॥ ૨૧ ॥

જિન ભાખઇ ચઉવિહ ધમ્મ ભેઅ, તિહિં તુ વલી ચાલિઉ વિશ્વદેવ ।
**અપાપા નયરી વર્ધમાન**, સંઘ થાપિઉ ચઉવિહ ગુણ નિધાન ॥ ૨૨ ॥
ત્રિભુવન જન તારણ **વીરદેવ**, સુર દાનવ માનવ કરઇ સેવ ।
તમ્હ નામિ પણાસઇ રોગ સોગ, તમ્હ દંસણિ પામઇ અમરભોગ ॥ ૨૩ ॥

વસ્તુ છંદ

**વીર જિણવર વીર જિણવર ભરહ** ખિતંમિ,
સપરિવાર વિહરંતિ જિણ, ભવીય લોઅ સંસાર તારિય ।
તેહ પાર નવિ જાણઇ, કહિસુ તોઇ કેતા વિચારીય ।
જે જિણવાણી સાંભલી, હઉયાં મન સંજત્ત । ॥ ૨૪ ॥
તાસ નામ લેઇ કરી, જિહા કપિસ પવિત્ત

ઢાળ-૫

ગણુધર હવઇ અગ્યાર સુહુઉ તુ ભમારુલી, મુનિવર સહસ ચઉદ તુ ।
સહસ છતીસઇ મહાસતી તુ ભમારુલી, વર ગુણમણિ ભંડાર તુ ॥ ૨૫ ॥
દહઉ લાખ નવ સહસ વલી તુ ભમારુલી, શ્રાવક સમકિત ધાર તુ ।
સહસ છત્રીસ નવઇ ત્રિણિ લાખ તુ ભમારુલી, શ્રાવીય બોહિય વીર તુ ॥ ૨૬ ॥
ઇણિ એતલઇ પરિવાર મિલી તુ ભમારુલી, વીર વચનિ વ્રતધાર તુ ।
સપરિવાર જે બોહિયા તુ ભમારુલી, તેહ નવિ પામું પાર તુ ॥ ૨૭ ॥
તીસ વરસ ગિહવાસિ વસી તુ ભમારુલી, વર્ધમાન સુકમાલ તુ ।
વરસ બઇતાલીસ વીરજિણુ (તુ) ભમારુલી, પાલીય સંજમ ભાર તુ ॥ ૨૮ ॥
એવં કારઇ વીરજિણુ તુ ભમારુલી, વરસ બહુત્તરિ આય (તુ) ।
દીપોત્સવિ નિરવાણુ હયું તુ ભમારુલી, સિદ્ધિ ગયુ જિનરાય તુ ॥ ૨૯ ॥

વસ્તુ છંદ

જામ ભૂતલિ જામ ભૂતલિ અચલગિરિરાઉ,
જાં સાયર સસિ સીયલુ, સર્વ વસ્તુ પ્રતિ સૌમ્ય કરાઉ ।
વીરતિત્થ જયવંતતાં, ભવીય લોઅ નિતુ નિતુ જહારુ ।
સંખેપઇ સત્તાવીસ ભવ, તવન રચિઉ સવિસાર ।
રિધિ વૃદ્ધિ ઘરિ તેહ તણુઇ, જે ભણુસિઇ નર નારિ ॥ ૩૦ ॥
સિરિ સોમસુંદર સૂરિપુરંદ, તસ સેવક કર જોડિ હુઅ ।
ભલુ ભણુઇ જિણુદેવ, ભવિ ભવિ સેવા, દેજ્યો અમ્હ સેવક ભણી ય ॥ ૩૧ ॥

इति श्रीसत्तावीसभव श्रीमहावीरस्तवः ॥ संपूर्णः ॥ श्रीरस्तु ॥
संवत १५७३ वर्षे आसोमासे लिखितम् ॥ श्रीवीरवाडानगरे ॥
व्य० देला सुत मोकाघाराराजा मणानार्थं ॥

### સ્તવન અંગે કંઇક

**નામ**–આ સ્તવનનું નામ સત્તાવીસ ભવનું શ્રીમહાવીરસ્તવન છે.

**સ્તવનઃ**–આ સ્તવનમાં પાંચ ઢાળ છે. દરેકમાં પાંચ પદ્યો અને છઠ્ઠું પદ્ય વસ્તુ છંદમાં એટલે ૩૦ પદ્યો છે. વળી એક કર્તાના નામનિર્દેશનું પદ્ય છે. એમ ૩૧ પદ્યોમાં આ સ્તવન છે.

વિષયઃ–આ સ્તવન મહાવીર ભગવાનને ઉદ્દેશીને છે. તેમાં સમ્યક્ત્વ પામ્યાના ભવથી ક્રમે કરીને નીચે પ્રમાણે નોંધ જોવાય છે.

પહેલાં ૧–૫ પદ્યોમાં ચોથા ભવ સુધીનો, છઠ્ઠા પદ્યમાં પરિવ્રાજકના અને વચમાં દેવના એમ બીજા અગિયાર ભવોનો, ૭–૧૨ પદ્યમાં સોળમા ભવથી છત્રીસમા ભવ સુધીનો, ૧૩–૨૪ પદ્યમાં સત્તાવીસમે ભવ–ચ્યવન કલ્યાણકથી યાવત્ તીર્થસ્થાપના સુધીનો; ૨૭મા પદ્યમાં પરિવારનો, ૨૮–૨૯મા પદ્યમાં ભગવાનના પર્યાય અને નિર્વાણનો, ૩૦મા પદ્યમાં સામો કાળ સ્તવન ટકા અને ૩૧મા પદ્યમાં પોતે સોમસુંદરસૂરિ સેવક જિનદેવ છે –એમ વિષયો જણાવ્યા છે.

**વિશિષ્ટતા**–આ સ્તવનમાં એક વિશિષ્ટતા એ છે કે બીજાઓ **મહાવીરચરિયં**ના આધારે
રાજા પછીના ચક્રવર્તીના ભવની પહેલાં ( રાજા ને ચક્રવર્તીની વચમાં ) બીજો ભવ પૂછે છે,
પણ આ સ્તવન જોતાં આ સ્તવનકાર તે પૂછતા નથી એ એની **વિશિષ્ટતા** છે.
**કર્તા**–આ સ્તવનના કર્તા **સોમસુંદરસૂરિજી**ના **સેવક જિનદેવ** છે. તે તેમાંનું પદ્ય
૩૧મું જોવાથી જણાય છે. ( **સોમસુંદરસૂરિજી**ની હાજરી સિવાયના **જિનદેવ**ને આ
સ્તવનના કર્તા તરીકેનું સ્થાન નથી. )
**સમયઃ**–સ્તવનના કર્તા **જિનદેવ** પોતાને **સોમસુંદરસૂરિજી**ના 'સેવક' જણાવે છે
તેથી એ વાત સિદ્ધ થાય છે કે તેમણે **સોમસુંદરસુરિજી** મહારાજના વિદ્યમાનપણામાં આ
સ્તવન રચેલું છે, કારણ કે 'સેવક' તરીકે પોતાને જણાવનાર તેમના વિદ્યમાનપણામાં હોય.
જ્યારે **સોમસુંદરસૂરિજી**નો સૂરિ[1]પણાનો સમય વિ. સં. ૧૪૫૭થી ૧૪૯૯ છે. તેથી
તે વાત માનવી પડે કે તેમણે આ સ્તવન તે અરસામાં રચ્યું હશે. તેમ માનવાથી એ વાત
સાબિત થઈ કે આ સ્તવન **પંદરમી** સદીમાં રચાયેલું છે. વળી તેની ભાષા ઉપરથી પણ એમ
સનાય તેમ છે કે એ **પંદરમી** સદીમાં રચાયેલું છે.
**પ્રાપ્તિ**–આ સ્તવન સુરતના વડાચૌટાના રહેવાસી શાહ **ડાહ્યાભાઈ મોતીચંદ**ને ત્યાંથી
આવેલાં હાથપોથીનાં પત્રો ફેંદતાં ફેંદતાં પરમતારક આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી
**આનંદસાગરસૂરીશ્વરજી**[2] મહારાજને મળી આવેલ છે.
**ભાષા**–આ સ્તવનમાં કોઈ કોઈ જગો પર અપભ્રંશ શબ્દો દેખાય છે. પણ તેની
ભાષા તો પંદરમી સદીની ગુજરાતી જ છે. પરંતુ જે અપભ્રંશ શબ્દો છે તે તો આ
સ્તવનના લાલિત્યને વધારવા માટે હોય તેમ લાગે છે.

૧ **तपगच्छपट्टावली** ( पट्टावलीसमुच्चय, पृ० ६६ ) માં તેમનો સમય આ પ્રમાણે
છે " पण्णत्तो श्रीदेवसुंदरसूरिपट्टे पंचाशत्तमः श्रीसोमसुंदरसूरिः ॥ तस्य वि०
त्रिशदधिके चतुर्दशशत १४३० वर्षे मा० व० चतुर्दश्यां १४ शुक्रे जन्म, सप्त-
त्रिशदधिके १४३७ व्रतं, पंचाशदधिके १४५० वाचकपदं, सप्तपंचाशदधिके १४५७
सूरिपदं, × × × वि० नवनवत्यधिकचतुर्दशशत १४९९ वर्षे स्वर्गभाक्। વળી તે જ
પ્રમાણે **पट्टावलीसारोद्धार** (प० स० पृ० ६६)માં તેમનો સમય જણાવેલો છે.
૨ આવી અતંદુરસ્ત તબિયત બાદ પણ તેઓશ્રી બીજાં પણ હાથપોથીનાં પત્રો ફેર-
વતાં બીજાં પણ તેવાં પત્રો પ્રાપ્ત કરી શક્યા છે. જેમકે (૧) કર્તાના હાથે લખાયેલા અનુ-
માનવાળું **संतिकरथोत्त** (જેમાં समं વગેરે પાઠો છે. જુઓ જૈન પુ. સુરત, નં. ૪૧૬૪,
રચાયા બાદ ટૂંક સમયમાં લખાયેલું.) વળી (૨) આનસુર ગચ્છ (સુરત)ના ભંડારમાંથી
**ઉપદેશરત્નાકર** સંપૂર્ણ (અપર તટ સહિત. તે મૂળ તથા ભાવાર્થ સાથે શ્રી **જૈન
પુસ્તકપ્રચાર** સંસ્થા તરફથી છપાય છે.) તેમજ (૩) સહસ્રાવધાની શ્રી **મુનિસુંદરસૂરિ**
વિરચિત શ્રી **ત્રિદશતરંગિણી**નો પ્રથમ સ્રોત તથા તેનો વર્તમાન હદ ( તે છપાવવાના
પ્રયત્નો થશે. ) એમ પ્રાપ્ત થયા થયાં છે.
**ત્રિદશતરંગિણી**નો **ત્રીજો** સ્રોત **ગુર્વાવલી** છે તો તે અને ઉપર જણાવેલા એ
સિવાયનું બીજું શું તેમાં બાકી ? અને તે ક્યાંથી પ્રાપ્ય તે સજ્જન પુરુષો જણાવશે
એ જ આશા !

**કલ્પના**—કેટલાકો એવી કલ્પના કરનારા હોય છે કે સત્તરમી સદીથી સ્તવન, સજ્ઝાયોનો રિવાજ ચાલ્યો આવે છે, પણ આ કલ્પના તેમની યોગ્ય સ્થાને નથી. કારણ કે આ સ્તવનના કર્તા જિનદેવનો સમય પંદરમી સદી જ લેવાય તેમ છે, તેથી પંદરમી સદીમાં સ્તવનો રચાતાં હતાં તે વાત સાબિત થાય છે. તેમજ પંદરમી સદીમાં સ્તવનોનો પ્રચાર હતો તે પણ માનવું જ પડે. વળી આ ઉપરથી એક વાત એ પણ સાબિત થાય છે કે ત્યારે પણ **મહાવીર** મહારાજનું સતાવીસ ભવનું સ્તવન કહેવાતું હશે.

**પુષ્પિકા**—સ્તવનના અંતે તેની પુષ્પિકા આપેલી છે. તેમાં તે ક્યારે, ક્યાં અને શા માટે લખ્યું તે જણાવવા નીચે પ્રમાણે જણાવ્યું છે:—

"**संवत १५७३ वर्षे आसोमासे लिखितं ॥ श्री पीरवाडानगरे ॥ व्य० देला सुत मोका धारा राजा भणनार्थं ॥**" આથી એ વાત જણાય છે કે આ હાથપોથી **વિ. સં. ૧૫૭૩** ના આસો માસમાં વ્યવહારી દેલાના પુત્રો મોકા, **ધારા** અને **રાજા**ને ભણવાને માટે લખાઈ છે. આ પુષ્પિકા ઉપરથી એ વાત પણ ફલિત થાય કે આ સ્તવન **૧૫૭૩**ની પહેલાં રચાયેલું છે. અને તેના રચયિતા જિનદેવ તે પૂર્વેના જ છે. એટલે પંદરમી સદીમાં રચાયામાં કાંઈ હરકત જેવું નથી જ.

**કદ અને પત્રઃ**—આ સ્તવનની હાથપોથીનું કદ ૪$\frac{3}{4}$ × ૨$\frac{1}{2}$ ઇંચ છે. તેનાં પાનાં પાંચ છે, પણ ચાર પાનાં બન્ને બાજુએ લખાણવાળાં અને પાંચમું પાનું એક બાજું લખાણવાળું છે આની એક એક બાજુએ બાર બાર લાઇનો છે. (આ હાથપોથી શ્રી જૈનાનંદ પુસ્તકાલય સુરત. નં. ૪૨૦૬ માં દાખલ કરાઈ છે.)

સુરત. ગોપીપુરા, મંછુભાઇ દીપચંદ ધર્મશાળા. સં૦ ૨૦૦૫, જે. સુ. ૧૪

# યાપનીય સંઘનો પરિચય

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)

'શ્રી જૈન સત્ય પ્રકાશ' ના ગત અંકમાં છપાયેલ '**तित्थोगाली पइन्नग**' શીર્ષક મારા લેખમાં મેં જણાવ્યું હતું કે યાપનીય સંઘનો પરિચય હું જુદા લેખરૂપે આપવા ધારું છું. મારા એ નિવેદન મુજબ હું યાપનીય સંઘનો પરિચય આ લેખમાં અહીં આપું છું.

ભગવાન શ્રી મહાવીરસ્વામીના સમયથી લઈને આજ સુધીમાં જૈન સંઘમાં અનેક ગચ્છ–મતો નિકળ્યા. ઇતિહાસમાં શ્વેતાંબર અને દિગમ્બર જુદા પડ્યા તે પહેલાંના મતભેદો નીચે મુજબ લખાયા છેઃ—

૧—વીરનિર્વાણ સંવત્ ૧૬ પૂર્વે બહુરત; ૨—વી૦ નિ૦ સં. ૧૪ પૂર્વે જીવપ્રદેશી મત; ૩—વી૦ નિ૦ સં૦ ૨૧૪માં અવ્યક્ત; ૪—વી૦ નિ૦ સં૦ ૨૨૦માં સામુચ્છેદિક; ૫—વી૦ નિ૦ સં૦ ૨૨૮માં દ્વિક્રિય; ૬—વી૦ નિ૦ સં૦ ૫૪૮માં ત્રૈરાશિક; ૭—વી૦ નિ૦ સં૦ ૫૮૪માં અબદ્ધિક અને ૮—વી૦ નિ૦ સં૦ ૬૦૯માં દિગમ્બર મત નિકળ્યા છે.

દિગમ્બર ગ્રંથોમાં આ મતભેદોનો ઉલ્લેખ મળતો નથી, કારણ કે તેની ઉત્પત્તિ પહેલાંના આ મતભેદો છે.

દિગમ્બર ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે કે—આ૦ અર્હદ્બલીજીએ વિક્રમની ત્રીજી સદીમાં ચાર દિગમ્બર સંઘોની સ્થાપના કરી હતી. તે આ પ્રમાણે—

૧ **સિંહસંઘ**—કેનૂરગણ, ચંદ્રપાટક ગચ્છ.

૨ **નંદીસંઘ**—બલાત્કાર ગણ, સરસ્વતી ગચ્છ, પારિજાત ગચ્છ.

૩ **સેનસંઘ** (વૃષભસંઘ)—સુરસ્થગણ, પુષ્કરગચ્છ. (ત્રૈરાશિક મત આમાં શામેલ મનાય છે.)

૪ **દેવસંઘ**—દેશીય ગણ, પુસ્તકગચ્છ.

આ સંઘો સંબંધી વધુ માહિતી કશી મળતી નથી. ત્રીજા સેનસંઘની પટ્ટાવલી મળે છે.

ત્યારપછી દિગમ્બર સંઘમાંથી નીચે પ્રમાણે મતમતાંતરો જુદા પડ્યા છેઃ—

૧ **મૂળસંઘ**—દિગમ્બર સમાજમાં દ્રાવીડસંઘ નીકળ્યો, તેને અર્વાચીન બતાવવા માટે બાકીના દિગમ્બર સંઘે પોતાનું 'મૂળસંઘ' એમ બીજું નામ જાહેર કર્યું છે. સામાન્ય રીતે મધ્યકાલીન જિનપ્રતિમાઓના લેખોમાં દિગમ્બરો માટે "મૂળસંઘ" અને શ્વેતામ્બરો માટે "શ્રીસંઘ" શબ્દો વપરાયેલા મળે છે.

૨ **દ્રાવીડસંઘ**—આ૦ પૂજ્યપાદ (દેવનંદી)ના શિષ્ય વજ્રનંદીએ વિ૦ સં૦ ૫૩૬માં દ્રવીડદેશની મદુરામાં આ સંઘ સ્થાપ્યો. આના દ્રાવીડ, દ્રમ્મીલ અને પુન્નાટ એમ ત્રણ નામ છે. આ૦ વજ્રનંદીએ નવા છેદ ગ્રંથો બનાવ્યા છે. (દર્શનસાર)

૩ **યાપનીય સંઘ**—આ સંઘનું બીજું નામ "ગોપ્ય" સંઘ છે.[૧]

દિગમ્બર આચાર્યો યાપનીય સંઘને "જૈનાભાસ" તરીકે ઓળખાવે છે.[૨]

આ૦ હરિષેણજી લખે છે કે — બારવર્ષી દુકાલ પડ્યો ત્યારે "અર્ધફાલક" સંઘ નીકળ્યો હતો. તેમાંથી કંબલસંઘ નીકળ્યો અને તેમાંથી દક્ષિણના સાવલીપત્તનમાં "યાપનીય સંઘ" શરૂ થયો છે (કથાકોષ, ભદ્રબાહુકથા શ્લોક ૬૧ થી ૬૮)[૩]

આ૦ દેવસેન લખે છે કે—શ્વેતામ્બર આચાર્ય શ્રીકલશે વિ૦ સં૦ ૨૦૫માં કર્ણાટકના કલ્યાણનગરથી "યાપનીય" સંઘ શરૂ કર્યો છે. (દર્શનસાર, ગાથા ૨૯)

યાપનીય સંઘના શક સં૦ ૬૯૯થી શક સં. ૯૩૫ સુધીનાં શિલાલેખો તથા દાનપત્રો મળે છે. તે શિલાલેખોમાં નંદીગણ, પુન્નાગવૃક્ષ અને મૂળસંઘ સાથે યાપનીય સંઘનો સંબંધ હોવાનું દર્શાવેલ છે.

---

૧. દિગમ્બરોના ૪ સંઘોમાં ૧ યાપનીય (ગોપ્ય) સંઘ પણ છે. (આ૦ ગુણરત્નસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચયટીકા)

૨. गोपुच्छकः श्वेतवासा, द्राविडो यापनीयकः । निष्पिच्छश्चेति पंचैते, जैनाभासाः प्रकीर्तिताः ॥ (नीतिसार १०, पृष्ठ ५९) यं पंचजैनाभासैरंचलिकरहिताऽपि नग्नमूर्तिरपि प्रतिष्ठिता भवति, सा न वंदनिया न चार्यनीया च । (आ० श्रुतकीर्तिकृता षट्प्राभृतटीका, पृ० ८९)

૩. આ ભદ્રબાહુ કથાના ૪૯ થી ૫૬ સુધીના શ્લોકો પ્રક્ષિપ્ત હોય એમ લાગે છે.

( ઈ૦ સ૦ ૮૧૨ લગભગનું રાષ્ટ્રકુટવંશી રાજા અમોઘવર્ષનું દાનપત્ર, એપિગ્રાફિઆ ઇન્ડિકા પુ૦ ૪ નં૦ ૩૯; ઈ૦ સ૦ ૧૦૨૦નો હામીરજ્જનો રાજબાગનો શિલાલેખ; બોમ્બે હિસ્ટોરિકલ સોસાયટી પત્રિકા પુ૦ ૩, પૃ૦ ૧૯૨થી ૨૦૦; તથા કોલ્હાપુરની મંગલવાર વસતીના જિનાલયની જિનપ્રતિમાનો લેખ; કનડી પત્ર જિનવિજયજી, જૈનદર્શન, વ૦ ૪, અં૦ ૭, પૃ૦ ૨૯૭ )

શ્રીમાન્ નાથુરામ પ્રેમી યાપનીય સંઘ માટે લખે છે કે લલિતવિસ્તરાના કર્તા આ૦ હરિભદ્રસૂરિ[૪], ષડ્દર્શનસમુચ્ચયના ટીકાકાર આ૦ ગુણરત્નસૂરિ અને ષટ્પ્રાભૃતના ટીકાકાર શ્રુતસાગરસૂરિના ઉલ્લેખોથી જાણી શકાય છે કે—યાપનીય સંઘના મુનિઓ નગ્ન રહેતા હતા, મોરની પીંછી રાખતા હતા, હાથમાં ભોજન કરતા હતા, નગ્ન પ્રતિમાઓને પૂજતા હતા, અને શ્રાવકોને "ધર્મલાભ" કહેતા હતા. આ માન્યતાઓ દિગમ્બરોને મળતી છે. પરંતુ તેઓ માનતા હતા કે સ્ત્રી મોક્ષમાં જાય, કેવલી ભગવાન આહાર કરે, દ્રવ્ય ગ્રંથી મોક્ષે જાય, અન્યશાસની પણ મોક્ષે જાય વગેરે વગેરે.

આ૦ શાકટાયનની અમોઘવૃત્તિના પાઠોથી નક્કી છે કે તે સમય સુધી યાપનીય સંઘમાં આવશ્યક છેદસૂત્ર નિર્યુક્તિ અને દશવૈકાલિક વગેરે સૂત્રોનું પઠનપાઠન થતું હતું.[૫] આ માન્યતાઓ શ્વેતામ્બરોને મળતી હતી. ( જૈન સાહિત્ય ઔર ઇતિહાસ, પૃ૪ ૪૪ )

આ૦ શિવાર્ય ( શિવકોટિ )–જેણે ભગવતી આરાધના તથા રત્નમાળા બનાવેલ છે, આ૦ અપરાજિત–જેણે શ્રી વિજયોદયા વગેરે ટીકાઓ બનાવી છે, આ૦ શાકટાયન જેણે શાકટાયન વ્યાકરણ તથા અમોઘવૃત્તિ બનાવી છે, જે વિ૦ સં૦ ૯૩૭ લગભગમાં થયેલ અમોઘવર્ષ રાજાના ગુરુ હતા, કવિ સ્વયંભુ–જેણે પઉમચરિય તથા અરિષ્ટનેમિ ચરિઉ (હરિવંશ પુરાણ) બનાવેલ છે, તથા વિશેષાભ્યુદયના વિશેષવાદિ—આ દરેક યાપનીય સંઘના વિદ્વાનો છે.

( જૈન સાહિત્ય ઔર ઇતિહાસ, પૃ૦ ૪૨, ૬૦)

યાપનીય સંઘના કેટલાંએક શિલાલેખો તથા દાનપત્રો શક સં૦ ૬૯૮ થી શક સં૦ ૯૩૫ સુધીના મળે છે. શક સં૦ ૧૩૧૬નો કાગવાડાનો એક શિલાલેખ મળ્યો છે, જેમાં તે સંઘના ભટ્ટારકની સમાધિનો ઉલ્લેખ છે ( જૈન સાહિત્ય ઔર ઇતિહાસ, પૃ૦ ૨૬, ૪૨, ૫૩. )

---

૪ णो खलु इत्थीअजीवो, णयावि अभव्वा, णयावि दंसणविरोहिणी, णो अमानुसा, णो अणारियउप्पत्ति, णो असंखेज्जाउआ, णो अइकूरमइ, णो ण उवसंतमोहा, णो ण सुद्धाचारा, णो असुद्धबोंदी, णो ववसायवज्जिया, णो अपुव्वकरणविरोहिणी, णो णवगुणट्ठाणरहिया, णो अजोगा लद्धीए, णो अकल्लाणं भायणं त्ति, कहं ण उत्तमधम्म सहिस्ति ?

(લલિત વિસ્તરા ( સુરતથી પ્રકાશિત ) પૃ૦ ૧૦૯).

૫ एतकमावश्यकमध्यापय । इयमावश्यकमध्यापय । –અમોઘવૃત્તિ ૧–૨–૨૦૩, ૨૦૪

भवता खलु छेदसूत्रं वोढव्यं, निर्युक्तिरधिश्व, निर्युक्तिरधिते ।

—અમોઘવૃત્તિ, ૪—૪–૧૩૩થી ૧૪૦

कालिकसूत्रास्यऽनध्यायदेशकालाः पठिताः । —અમોઘવૃત્તિ. ૩–૨–૪૭

अथो क्षमाश्रमणैस्ते ज्ञानं दीयते । —અમોઘવૃત્તિ ૧–૨–૨૦૧

૪. **કાષ્ઠાસંઘ**—આ૦ જિનસેનસૂરિ કે જેણે આદિ પુરાણ રચ્યું છે તેના ગુરુભાઇ વિનયસેનના શિષ્ય કુમારસેને વિ૦ સં૦ ૭૫૩માં નંદીતટથી કાષ્ઠાસંઘ ચલાવ્યો છે, જેની નંદીતટ, માથુર, વાગડ અને લાડવાગડ એમ ચાર શાખાઓ હતી.

કોઈ કોઇ માને છે કે—લોહાચાર્યજીએ વીર સં૦ ૫૩૫થી કાષ્ઠા સંઘ ચલાવ્યો છે.

૫. **માથુરસંઘ**-કાષ્ઠાસંઘના આ૦ રામસેને વિ૦ સં૦ ૯૦૦ પછી મથુરાથી માથુર-સંઘ ચલાવ્યો છે.

૬ **તારણપંથ**—તારણસ્વામીએ વિ૦ સં૦ ૧૫૧૪થી ૧૫૭૨ની વચ્ચે ટીકરાજ્યના સેમરખેડીમાં પ્રતિમાવિરોધી તારણ પંથ સ્થાપ્યો.

૭. **ભટ્ટારક**—આ૦ વસન્તકીર્તિએ માંડવગઢમાં તટ્ટી—સાદડી પહેરવાનું શરૂ કર્યું ત્યારથી દિગમ્બર આચાર્યો ભટ્ટારકરૂપે જાહેર થયા છે.૭ (દર્શનપ્રાભૃત, ગા૦ ૨૪ ની ટીકા)

૮. **તેરહપંથ**—આગરાના દશાશ્રીમાળી પં૦ બનારસીદાસ ખરતરગચ્છના શ્રાવક હતા. તેને ચતુર્ભુજ, ભગવતીદાસ, કુમારપાલ અને ધર્મદાસ એ ચાર મિત્રો હતા. તેઓએ શ્વેતામ્બર મત છોડી દિગમ્બર ધર્મમાં પ્રવેશ કર્યો અને ત્યાં પણ પસંદ ન પડવાથી વિ. સં. ૧૬૮૦માં તેરહપંથ ચલાવ્યો. તેઓ ગૃહસ્થનાં ૨૦ કર્તવ્યોમાંથી માત્ર ૧૩ કર્તવ્ય માને છે તેથી તેનું નામ "તેરહપંથ" પડ્યું છે. બનારસી મત એ તે પંથનું બીજું નામ છે. આ પંથવાળા પાંચ મહાવ્રત, ચારિત્ર, અને સત્પાત્રદાનને માનતા નથી. દિગમ્બર ભટ્ટા-રકને ગુરુ તરીકે માનતા નથી, દિગમ્બરગ્રંથો અને પુરાણોને માનતા નથી. તેમણે પુરાણોના હિંદીભાષા ગ્રંથો પોતાની માન્યતા પ્રમાણે બનાવ્યા છે. પં૦ બનારસીદાસના ગ્રંથોને માને છે.

૯. **ગુમાનપંથ**-પં૦ ટોડરમલજીના પુત્ર ગુમાનીરામજીએ વિ. સં. ૧૮૧૮થી ૧૮૩૭ ની વચ્ચે જયપુરથી ગુમાનપંથ ચલાવ્યો છે. આ પંથના અનુયાયીઓ જયપુર તથા દિલ્લીમાં છે. તેઓ કટોરીમાં આહ્વાન તથા સ્થાપના કરી જિનપૂજા કરે છે. બીજો પણ ક્રિયાભેદ છે.

૧૦. **સસેયાપંથ**-વિ. સં. ૧૮૭૭થી ચાલ્યો.

આ પ્રમાણે અનેક મત-મતાંતરો છે.

ઉપરના વિવેચનથી આપણે જાણી શકીએ છીએ કે–દિગમ્બર સંઘોમાં યાપનીય સંઘ પણ એક પ્રધાનસંઘ છે, જે દિગમ્બર હોવા છતાં વિદ્યમાન જૈનઆગમોને પૂરી રીતે વફાદાર હતો.

શ્વેતામ્બરો બાર અંગ વગેરે ૮૪ આગમોને માને છે જેમાંથી હાલ ૪૫ આગમો વિદ્યમાન છે. દિગમ્બરો પણ બાર અંગ અને તે સિવાય ૧૪ પ્રકીર્ણકોને આગમ તરીકે માને છે. પણ સાથોસાથ માને છે કે વીર સં. ૬૮૩ સુધીમાં આ આગમોનો વિચ્છેદ થયો છે એટલે ત્યારપછી એક પણ આગમ વિદ્યમાન નથી.

---

૬ તારનસ્વામીના જીવનચરિત્રમાં તેના ૮ ભવ વર્ણવ્યા છે. ૧—ભીલ, ૨—મહારાજા શ્રેણિક, ૩—પહેલી નરકમાં નારકી આયુ વર્ષ ૧૭૫૦, ૪—આ૦ ભદ્રબાહુ આયુષ્ય વર્ષ ૯૯, ૫—આ૦ કુંદકુંદ આયુ વર્ષ ૮૪, ૬—તારણસ્વામી આયુ વર્ષ ૬૭ ૭—સર્વાર્થસિદ્ધિદેવ આયુ વર્ષ ૮૨૦૦૦, અને ૮—આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકર પદ્મનાભ.

તારનસ્વામીનો જન્મ સં ૧૫૦૫ માગશર શુદ ૭, સ્વર્ગ સં૦ ૧૫૭૨ જે૦ શુ૦ ૬, તેમણે ૧૪ શાસ્ત્ર બનાવ્યાં છે, ૩૯૩૯ મનુષ્યને પ્રતિબોધ કર્યો છે. ૬ સંઘની સ્થાપના કરી છે. વગેરે (જૈન હિતૈષી, ભા૦૯, અં૦૪, પૃ૦૧૯૮ થી ૨૦૨)

આ બન્ને સંપ્રદાયના આગમો વાસ્તવિક રીતે તો એક જ છે, કિન્તુ તેમાંથી એક પરંપરાએ ૮૪ને માન્યા અને બીજી પરંપરાએ ૨૬ને માન્યા. એમ માનવા પૂરતો જ તફાવત છે, બાકી આગમો તો તેના તે જ છે.

દિગમ્બરો એક તરફથી વી૦ સં૦ ૬૮૩થી શ્રુતજ્ઞાનનો વિચ્છેદ માને છે અને બીજી તરફથી ત્યારપછીના દિગમ્બર આચાર્યો સાક્ષી તરીકે જૈનાગમના ઉધ્ધૃત પાઠો આપે છે. આનો અર્થ એ જ છે કે શ્વેતામ્બરો જે આગમોને માને છે તેનો દિગમ્બરોએ એકાંત દિગમ્બરત્વની સિદ્ધિ માટે વી૦ સં૦ ૬૮૩થી ત્યાગ કર્યો. અને જરૂર લાગી ત્યાં ત્યાં તેના જ પાઠોનો સાક્ષી તરીકે પણ ઉપયોગ કર્યો.

દિગમ્બર શાસ્ત્રો પણ વી૦ સં૦ ૬૮૩ પછી જિનાગમો વિદ્યમાન હતાં એમ સ્વીકારે છે, જેની થોડી યાદી આ પ્રમાણે છે—

(૧) દિ૦ આચાર્ય લખે છે કે—વી૦ સં૦ ૬૮૩માં શ્રુતજ્ઞાનનો વિચ્છેદ થયો ત્યાર પછી બીજા ભદ્રબાહુ આચાર્ય થયા' ત્યાર પછી આ૦ધરસેન થયા, જે ગિરનારની ગુફામાં રહેતા હતા, અને પૂર્વજ્ઞાનના ધારક હતા. ( સુઅખંધો ગા૦ ૭૮થી ૮૭ )

(૨) આ૦ ઇંદ્રનંદી પણ ઉપર પ્રમાણે જ જણાવે છે. (શ્રુતાવતાર શ્લો૦ ૧૦૩થી ૧૪૪)

(૩) આ૦ ઇંદ્રનન્દી ફરી લખે છે કે—આ૦ ગુણધરજી પૂર્વજ્ઞાનના ધારક હતા. તેમણે કસાયપાહુડ બનાવી. આ૦ મંગુ તથા આ૦ નાગહસ્તિને ભણાવ્યા. (આ આચાર્યોનો સમય વિક્રમની પાંચમી સદી છે.) (શ્રુતાવતાર, શ્લો૦ ૧૫૦થી ૧૫૯)

(૪) પં૦ ફુલચંદજી શાસ્ત્રી લખે છે કે—વી૦ નિ૦ સં૦ ૬૮૩ પછી આચાર્યો દરેક અંગો તથા પૂર્વોના એક દેશના ધારક હતા. આ૦ ગુણધર આ જ્ઞાનના ધારક હતા. ( કસાયપહુડ, જય ધવલાની પ્રસ્તાવના, પૃ૦ ૪૦, ૪૧ )

(૫) આ૦ શિવકોટીજી આચારાંગસૂત્ર, જીતકલ્પ, બૃહત્કલ્પ વ્યવહાર, બૃહત્કલ્પભાષ્ય અને નિર્યુક્તિ વગેરે આગમોને જિનવાણી તરીકે સ્વીકારે છે.

(મૂલારાધના–ભગવતી આરાધના, ગાથા ૧૩૦, ૪૦૭, ૪૨૮, ૧૧૩૨, તથા વિજયોદયા ટીકા)

(૬) આ૦ અકલંકદેવ વિ૦ સં૦ ૮૦૭માં લખે છે કે—ભગવતી સૂત્રમાં દેવોની ગતિ આગતિનું વર્ણન છે વગેરે. ( રાજવાર્તિક, પૃ૦ ૧૭૫ )

(૭) આ૦ શાકટાયન માને છે કે—નિર્યુક્તિ, છેદસૂત્ર, કાલિક સૂત્ર, સિદ્ધસેનીય શાસ્ત્ર, આગમ અને અંગો આ આગમ. (અમોઘવૃત્તિ, સ્ત્રીમુક્તિ પ્રકરણ, કેવલિમુક્તિ પ્રકરણ. )

(૮) આ૦ અપરાજિતસૂરિ તત્કાલીન જિનાગમોને પ્રામાણિક માને છે.

( આરાધનાની વિજયોદયા ટીકા )

આ પ્રમાણે દિગમ્બર શાસ્ત્રોમાં અનેક ઉલ્લેખો છે કે, જે વી૦ સં૦ ૬૮૩ પછી પણ જિનાગમોનુ અસ્તિત્વ બતાવે છે, અને તેનાં ઉદ્ધરણોને સાક્ષી તરીકે રજુ કરે છે.

આમાં એક વાત બહુ સ્પષ્ટ તરી આવે છે કે, યાપનીય સંઘના આચાર્યોએ તો શ્વેતાંબરો પાસેના જૈન આગમોને સાચા આગમો તરીકે જ સ્વીકાર્યા છે. અમો અહીં "વિજયોદયા"ના કેટલાક પાઠો આપીએ છીએ. જે જોવાથી વાચકોને એ વાતની પૂરી ખાતરી થશે.

---

૭ આ૦ હેમકીર્તિ સં. ૧૨૧૯માં સ્વર્ગે ગયા. તેના શિષ્ય અભયચંદ્ર અને પ્રશિષ્ય ચારુનંદી થયા છે. દિલ્લીના બાદશાહે આ૦ ચારુનંદીને વસ્ત્ર પહેરાવ્યાં ત્યારથી ભટ્ટારક સંસ્થાનો પ્રારંભ થયો છે.(રામચંદ્ર દીનાનાથની 'પ્રબંધ ચિંતામણિ'ની પ્રસ્તાવના તા. ૧૪–૧૦–૧૯૧૮)

વિક્રમની નવમી સદીમાં આ૦ અપરાજિતસૂરિ થયા છે, જેમણે આ૦ શિવકોટિની આરાધના પર " વિજયોદયા " ટીકા અને દશવૈકાલિક સૂત્ર પર " શ્રી વિજયા " ટીકા બનાવેલ છે. આમાંની પહેલી ટીકા છપાઈ ગઈ છે, બીજી ટીકા ઉપલબ્ધ નથી. તેઓએ વિજયોદયામાં સ્થાન સ્થાન પર આચારાંગ સૂત્ર, સૂત્રકૃતાંગ સૂત્ર, નિશીથસૂત્ર, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, અને બૃહત્કલ્પ વગેરે જિનાગમોને માનનીય આપ્તાગમ તરીકે સ્વીકાર્યાં છે જે નીચે પ્રમાણે છે.

મૂલારાધના ગાથા૦ ૧ सिद्धे૦ ની વિજયોદયા ટીકા—

क्वचिज्जीवगुण एवानाश्रितार्हदादिस्वामिविशेषो निरूपितः

" धम्मो मंगलमुक्किट्ठ " मिति ( पृष्ठ०२ )

મૂલારાધના ગાથા૪૨૭ ( દશ કલ્પ )

आचेलुक्कुद्देसिय सेज्जाहर रायपिंड किदियकम्मे ।

जेठ्ठ पडिक्कमणे वि य मासो पज्जोसवणकप्पे ॥

વિજયોદયા ટીકા—

( १ ) अथैवं मन्यसे पूर्वागमेषु वस्त्रपात्रादिग्रहणमुपदिष्टं, तद्यथा० । आचारप्रणिधौ ( दशवैकालिकसूत्रस्याष्टमाध्ययने ) भणितं प्रतिलिखेत्पात्रकम्बलं ध्रुवमिति ॥

( २ ) असत्सु पात्रादिषु कथं प्रतिलेखना ध्रुवं क्रियते ? ॥

( ३ ) आचारस्यापि द्वितीयाध्ययनो ' लोकविचयो ' नाम, तस्य पंचमे उद्देशे एवमुक्तं—पडिलेहणं पादपुंछणं उग्गहं कडासणं अण्णहरं उवधिं पावेज्ज इति ।

( ४ ) तथा वत्थेसणाए ( आचारांगे ) वुत्तं—तत्थ एसे हिरिमणे सेगं वत्थं वा धारिज्जा पडिलेहणं विदियं । तत्थ एसे जुग्गिदे दुवे वत्थाण धारिज्ज पडिलेहणं तिदियं । तत्थ एसे परिस्सहं अणधिहासस्स तओ वत्थाणि धारेज्ज पडिलेहणं चाउत्थं ।

( ५ ) पुनश्चोक्तं तत्रैव ( पात्रैषणायां—आचारांगे ) आलावुपत्तं वा दारगपत्तं वा मट्टिगपत्तं वा अप्पपाणं अप्पबीजं अप्पप्पसरिदं तथा अप्पाकारं पात्रलाभे सति पडिग्गहिस्सामीति।

( ६ ) वस्त्रपात्रे यदि न ग्राह्ये, कथमेतानि सूत्राणि नीयन्ते ?

( ७ ) आचारांगे भावनायां—वरिसं चीवरधारीतेन परम चेलकेतु जिणे ।

( ८ ) सूत्रकृतस्य पुण्डरीके अध्याये कथितं—ण कहेज्जो धम्मकहं वत्थपत्तादि हेदुमिदि ( पृ. ६११ )

( ९ ) निषेधे( निशीथे )प्युक्तं—कसिणाइं वत्थ कम्बलाइं इति ( पृ. ६१२ )

( १० ) एवं सूत्र निर्दिष्टे चेले अचेलतां कथं ? इति ।

( ११ ) आर्यिकाणामागमे अनुज्ञातं वस्त्रम् ।

( १२ ) कल्पे ( बृहत्कल्पे ) उक्तं—हिरिहेतुकं धारेज्ज सियं वत्थं ।

( १३ ) द्वितीयमपि सूत्रं कारणमपेक्ष्य वस्त्रग्रहणमित्यस्य प्रासाधकं आचारांगे विद्यते —अह पुण एवं जाणेज्ज, पातिकंते हेमंतेहिं सुपडिवण्णे सेअत्थ पडिजुण्णमुवधिं पडिठावेज्ज

.......प्रक्षालनादिसंस्कारविरहात् परिजीर्णता वस्त्रस्य कथिता, न तु दृढस्य त्यागकथनार्थं पात्रप्रतिष्ठापनो सूत्रेणोक्तेति ।

(१४) यच्च भावनायामुक्तं—वरिसं चीवरधारी तेण परमचेलगो जिणो ।

(१५) शीतदंशमशकतृणस्पर्शपरिसहवचनं परिषहसूत्रेषु (उत्तराध्ययने) ।

(१६) उत्तराध्ययने "आचेलक्को" इति (पृ. ६१३) ।

(१७) "णगस्स" इति दशवैकालिकायामुक्तं (६१३) ।

આ પાઠોથી નક્કી છે કે યાપનીય સંઘ વિક્રમની નવમી સદી સુધી ઉપલબ્ધ જૈનાગમોને આગમ તરીકે બરાબર માનતો હતો.

પ્રાચીન દિગમ્બર આચાર્યોએ વી૦ સં૦ ૬૮૩થી શ્રુતજ્ઞાનનો વિચ્છેદ બતાવ્યો, છતાંય પછીના દિગમ્બર આચાર્યોએ આગમોને વાંચવાનું ચાલુ રાખ્યું હશે. ધવલા, જયધવલા, મહાધવલા, મહાપુરાણ અને હરિવંશ પુરાણ વગેરે શાસ્ત્રો બન્યા પછી જ તેને માનવાનું બંધ કર્યું હશે. અને સમય જતાં યાપનીય સંઘના આચાર્યો પણ તેને જ અનુસર્યા હશે એમ લાગે છે.વીર નિર્વાણથી બે હજાર વર્ષ જતાં તે દિગમ્બર સંઘોમાં આગમોને માનવાનું સદંતર બંધ જ થઈ ગયું,

યાપનીય સંઘ પણ દિગમ્બરોથી અલગ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી શકે તેમ ન હતું, તેથી તે દિગમ્બર સંઘમાં જ ભળી ગયો. અને તેના કોઈ એક વિદ્વાને તો 'તિત્થોગાલી' પઇન્નગ શાસ્ત્ર બનાવી તે દ્વારા હવે તો ખરેખર શ્રુતજ્ઞાનનો વિચ્છેદ થઈ ગયો છે, થઈ જશે, એમ જાહેર પણ કરી દીધું.

'તિત્થોગાલી' માં વીર સં૦ ૧૨૫૦થી ૨૦૦૦ સુધીમાં. "તિત્થોગાલી" એટલે દ્વાદશાંગીરૂપતીર્થનો વિચ્છેદ બતાવ્યો છે (જુઓ ગાથા ૮૦૨ થી ૮૨૯)

આ ગ્રંથની સર્વ વસ્તુ શ્વેતાંબરોને અનુસરતી છે. ભિન્નતા એટલી જ છે કે વીર નિ૦ સં૦ ૨૦૦૦ સુધીમાં દ્વાદશાંગીનો વિચ્છેદ માન્યો છે, જે વાત શ્વેતામ્બરો માનતા નથી.

આપણે ઉપર જોઈ ગયા છીએ કે યાપનીય સંઘ વીર નિર્વાણથી બારમી તેરમી સદી સુધી આગમો વગેરેને અને તેના આધારે સ્ત્રીમોક્ષ, કેવલીઆહાર વગેરે માનતો હતો અને ત્યાર પછી તેણે તે માન્યતાનો ત્યાગ કર્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે—આ શાસ્ત્ર તે યાપનીય સંઘની રચના છે એ વાત પણ ભૂલવી ન જોઈએ કે—આજે દિગમ્બર સમાજ પાસે જે જે શાસ્ત્રો છે તે અસલી જિનવાણી નથી કિન્તુ તેના આધારે બનેલ માત્ર ગ્રંથ રૂપે જ છે,

દિ૦ પં૦ લાલારામજી અને પં૦ ચંપાલાલજી તો સાફ સાફ કહે છે કેઃ—

"वर्तमान कालके जो ग्रंथ हैं सो सब मूलरूप इस पंचम कालके होनेवाले आचार्यों के बनाये हुए हैं।" (ચર્ચાસાગરસમીક્ષા પૃ૦. ૫૦૪)

ખુશી થવા જેવું છે કે—દિગમ્બર સમાજ પાસે ભલે આચાર્યોએ બનાવેલ ગ્રંથો હોય, કિંતુ તીર્થંકરની મૂળ વાણી રૂપ આગમોનો સર્વથા વિચ્છેદ થયો નથી. એ શ્રુતજ્ઞાન—એ આગમો શ્વેતામ્બરો પાસે વિદ્યમાન છે અને એ જિનવાણી ત્રણે કાળમાં વિદ્યમાન રહેશે અને પાંચમા આરાના અંતસુધી જગતનું કલ્યાણ કરશે. એ જ વિશ્વાસ પૂર્વક વિરમું છું.

# શ્રી જીરાવલા તીર્થ

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

(ગતાંકથી ચાલુ)

દેરી નં. ૨૦માં ભારવટિયા ઉપર ચાર પંક્તિનો લેખ છે, પરન્તુ બરાબર વંચાતો નથી એટલે નથી લેવાયો. પરન્તુ ડાબી બાજુની બારશાખ ઉપર લેખ છે, જે આ પ્રમાણે છે.

॥ ६० ॥ संवत १४८—
३ वर्षे भादरवा वदि
७ गुरुदिने श्रीधर्म-
घोषगच्छे श्रीमल-
यचंद्रसूरिपट्टे
श्रीविजयचंद्र—
सूरि नाहर गो-
त्रे उवएसवं-
शे सा० आलूहा पुत्र सालूहा भा०—
र्या मणीका-
ई पुत्र सं. र—
त्नसिंह पुत्र पा-
सराज कल-
वर्ग्गा वास्तव्य
श्रीजीराउला
भुवने चतु-
ष्किका शिखरं
कारापितं
॥ सुभं भव-
तु ॥ श्रीपार्श्व-
नाथप्रसा-
दात्

**ભાવાર્થ**—સં. ૧૪૮૩માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે ધર્મઘોષગચ્છમાં આ૦ શ્રીમલયચંદ્રસૂરિજીના પટ્ટધર શ્રીવિજયચંદ્રસૂરિજીના ઉપદેશથી કલવર્ગા ગ્રામવાસી ઓસવાલ વંશીય નહાર ગોત્રના સા૦ આલ્હા, તેમના પુત્ર સાલ્હા,– તેમનાં પત્ની મણીકાઈ (મણીબેન) તેમના પુત્ર સં. રતનસિંહના પુત્ર પાસરાજે શ્રીજીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ચતુષ્કિકાશિખર કરાવ્યું.

દેરી નં. ૨૧માં બન્ને બાજુ–જમણી અને ડાબી બાજુ–લેખ છે. તેમાં જમણી બાજુનો લેખ નીચે પ્રમાણે છે.

॥ संवत् १४—
८३ वर्षे भा-
द्रवावदि ७ गु—
रुदिने कृष्णपक्षे
श्रीकृष्णर्षि-
गच्छे तपापक्षे
श्री पुण्यप्रभ-
सूरिगच्छ ना-
यक श्री जयसिंह-
सूरि उपदेशेन
कलवर्ग्गा
वास्तव्य गांधी-
गोत्रे उकेश
वंशे सा. ढा-
ल पुत्र सं. ले—
इग पुत्र सा०
आमा भा खी-
माइ पुत्र सा०
अजेसिंह बांधव
सं० आसु श्री-
जीराउला सु-
वने चतुष्किका शिखरंकारापितं ॥ सु—
भं भवतु ॥

ભાવાર્થ ૧૪૮૩માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે કૃષ્ણર્ષિ ગચ્છના, તપાપક્ષના આ શ્રી પુણ્યપ્રભસૂરિજીના પટ્ટધર ગચ્છનાયક શ્રી જયસિંહસૂરિજીના ઉપદેશથી કલ-વર્ગ્રાગ્રામવાસિ ઓસવાલ વંશના (ઉકેશવંશીય) ગાંધી સાદાક, તેમના પુત્ર સં. લોઇંગ પુત્ર સા. આમા, તેમની પત્ની ખીમાઇ, તેમના પુત્ર સા. અજેસિંહ તેમના ભાઈ સં. આસુ વગેરેએ શ્રી જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ચતુ-ષ્કિકાશિખર કરાવ્યું.

ડાબી બાજુમાં લેખ નીચે પ્રમાણે છે,

॥ संवत् १४८७ वर्षे
चैत्र सुदि ६ सोम-
पुत्रवारे श्रीसार्द्ध-
पूर्णिमागच्छमंडन
श्रीकुलचंद्रसूरि
पट्टे गच्छनायक ×

× × ×

આ લેખ કુલ ૧૮ પંક્તિનો છે, પણ અહીંથી આગળનો ભાગ વંચાતો નથી.

**ભાવાર્થ**—સં. ૧૪૮૭મા ચૈત્ર સુદિ ૬ ને બુધવારે ( સોમપુત્રવાર=બુધ ) શ્રી સાર્દ્ધ પૂર્ણિમા ગચ્છમંડન શ્રીકુલચંદ્રસૂરિપટ્ટધર ગચ્છનાયક.

× × ×

દેરી નં. ૨૨ માં પણ જમણી બાજુ અને ડાબી બાજું બન્ને બાજુ લેખ છે, તેમાં જમણી બાજુ ઊભો બે પંક્તિનો લેખ છે.

॥ संवत १४२४ वर्षे वैशाखवदि
३ गुरौ वराणउद्र वास्तव्य
उपकेश ज्ञातीय ×××

બીજી પંક્તિમાંનો લેખ નથી ઉકલતો.

**ભાવાર્થ**–સં. ૧૪૨૪માં વૈશાખ વદિ ૩ ને ગુરુવારે ઉપકેશજ્ઞાતીય × × આગળ નથી વંચાતું.

આ દેરીમાં ડાબી બાજુમાં લેખ નીચે પ્રમાણે છે.

॥ सं. १४८३
वर्षे भाद्रवा वदि
७ गुरु श्री म-
लधारी ग-
च्छे श्रीमतिसा-
गर सूरिपट्टे
श्री विद्यासाग-
र सूरि उपदे-
शेन कलवर्ग्रा वा-
स्तव्य × × गोत्रे
सा० दुलह पु-
त्र सा० पोमा पु-
त्र सं० सुआ भा०
संघविणी राजु
पु० उकदे सं.
हीदे उसवाल
ज्ञातीय श्री जी-
राउला भुवने च-
तुष्कीका शीखरं
कारापितं सु-
भं भवतु ॥ ६ ॥

**ભાવાર્થ**—સં. ૧૪૮૩ માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે મલધારી ગચ્છના આ. શ્રીમતિ-સાગરસૂરિજીના પટ્ટધર શ્રીવિદ્યાસાગરસૂરિજીના ઉપદેશથી કલવર્ગ્રા નિવાસી ઓસવાલ જ્ઞાતીય × × ગોત્રના સાદુલહ, તેમના પુત્ર સં. સુઆ, તેમની પત્ની સંઘવણ રાજુલાદેવી, તેમના પુત્ર ઉકદે, તેમના પુત્ર સં. હીદે વગેરેએ શ્રી જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ચતુષ્કિકા શિખર કરાવ્યુ.

દેરી નં. ૨૩માં ડાબી બાજુમાં નીચે પ્રમાણેનો લેખ છે.

॥ सं. १४८३
वर्षे भाद्रवा व-
दि. ७ गुरु श्री-
तपागच्छनायक
श्रीदेवसुंदर
सूरिपट्टे श्री सो-
मसुंदरसूरि श्री-
मुनिसुंदरसूरि
श्रीजयचंद्रसूरि
श्रीभुवनसुंदरसूरि
उपदेशेन क--
लवर्गानगरे श्री-
माल ज्ञातीय सा०
डुंगर भा० चंपाई
पुत्र मोख(घ)सी रत्न-
सि. श्रीजीराउला
भुवने चतुष्किका-
शिखरं
कारापितं ॥ सु-
भं भवतु ॥

**ભાવાર્થ**—સં. ૧૪૮૩માં ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રી તપાગચ્છનાયક શ્રી દેવસુંદરસૂરિજી, તેમના પટ્ટધર શ્રી સોમસુંદરસૂરિજી, તેમના પટ્ટધર શ્રી મુનિસુંદરસૂરિજી, તેમના પટ્ટધર શ્રી જયચંદ્રસૂરિજી, તેમના પટ્ટધર ભુવનસુંદરસૂરિજીના ઉપદેશથી કલવર્ગાનગર નિવાસી શ્રીમાલી જ્ઞાતીય સા. ડુંગરજી; તેમની પત્ની ચંપાબહેન, તેમના પુત્ર મોખસી, રતનસિ વગેરેએ જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ચતુષ્કિકાશિખર કરાવ્યું.

દેરી નં. ૨૪માં ડાબી બાજુમાં બાર પંક્તિનો લેખ છે પણ થોડો જ વંચાયો છે.

॥९॥ स्वस्ति संवत्
१४९३ वर्षे माग-
सर सुदि ६ बुधे श्री

**ભાવાર્થ**—સં. ૧૪૯૩માં માગશર સુદિ ૬ ને બુધવારે.

૨૫ મી અને ૨૬મી દેરીમાં લેખ નથી.

૨૭ મી દેરીમાં જમણી બાજુમાં નીચે પ્રમાણે લેખ છે.

॥ सं १४८७
अर्हँ नमः गुंदीकर
पीप्पलकगच्छी त्रीतवी
या श्रीधर्मशेखरसु-
रि शिष्य वा० देवचंद्र
नित्यं प्रणमति मुद्रण-
कलसहिता ॥

**ભાવાર્થ**—સં. ૧૪૮૭માં; અર્હંતને નમસ્કાર; ગુંદીકર પિપાલક ગચ્છીય ત્રીતવીયા શ્રીધર્મશેખરસૂરિ શિષ્ય વા(ચક) દેવચંદ્ર હાથ જોડીને નિત્ય નમે છે.

આ દેરીના ડાબા થાંભલા ઉપર નીચે પ્રમાણે લેખ છે.

अर्हँ नमः
तालध्वजाय-
वा, संहजसुदर नित्यं
प्रणमति अर्हँ नमः
नमो जिणाणं

**ભાવાર્થ**—અરિહંતને નમસ્કાર. તાલધ્વજાયનમઃ, વાચક સહજસુંદર નિત્ય નમે છે. અર્હં નમઃ જિનેશ્વરને નમસ્કાર.

દેરી નં. ૨૮માં જમણી અને ડાબી એમ બન્ને બાજુ લેખ છે. તેમાં જમણી બાજુ નીચે પ્રમાણે લેખ છે—

॥ संवत् १४-
८३ वर्षे
विशा [ख] वदि
१३ गुरेउ
सवंसे दु-
घडशाखा
अंचल
गच्छे श्री
जयकीर्ति
सूरेसा-
ह लषम
सि साह
भीमल
साह देव
ल साह
सारंग सा-
हजाजा भार्याबा-
इ मेवू
साह पू-
जाभाजा

**ભાવાર્થ**—સં. ૧૪૮૩માં વૈશાખ વદિ ૧૩ને ગુરુવારે અંચલગચ્છીય આચાર્ય જયકીર્તિસૂરિજીના ઉપદેશથી ઓસવાલ વંશે દુઘડશાખાના શાહ લષમસિંહ; તેમના પુત્ર ભીમલશાહ, તેમના પુત્ર સાહ દેવલ શા; તેમના સારંગસા, તેમના જાજા તેમનાં પત્ની બાઇ મેઘુ અને તેમના પુત્ર શા જામજા. એમણે આ દેરી કરાવી હશે. (લેખની--લીપી અને ભાષા અર્વાચીન જેવી લાગે છે.)

૨૮મી દેરીની ડાબી બાજુનો લેખ વંચાતો નથી.

દેરી નં. ૨૯માં જમણી બાજુ નો લેખ તો દેરી. નં. ૨૮ના જમણી બાજુ જેવો જ છે. એટલે મૂળ માત્ર જ લેખ આપું છું.

॥ संवत् १४८३ वर्षे विशावदि १३-
गुरु उसवंसे दुघडशाखा अंचल-
गच्छे श्री जयकीर्तिसूरे साह लषम
सिंह साह जाजा भार्या बाइ
सारंग साह जाजा भार्या बाइ
मेघु साह पू. जामजा.

જ્યારે ડાબી બાજુ નીચે પ્રમાણે લેખ વંચાય છે.

संवत् १४८३ वर्षे विषा वदि—१३
गुरु अंचलगच्छे आचार्यश्री-
जयकीर्तिसूरि.

આગળ બરાબર વંચાતું નથી. દેરી નં. ૩૦નો લેખ પણ નથી વંચાતો. ઘસાઈ ગયો છે.

(ચાલુ)

( ટાઇટલ પાન ૨જાનું ચાલુ ) વખારની હોય તે વખારનો અહીં

શુ ગમે તે કૂંચી કાઢી લે અને તે કાઢેલી કૂંચી જે વખારની હોય તે વખારનો અહીં વહીવટદાર અને વાણોતરો

માલ તને ભેટ. આ જોઇ મુનિમજી અને મહેતાજી ચમક્યા. વહીવટદાર અને વાણોતરો

આભા બની ગયા. અરે ખુદ કાસદને પણ એમ થયું કે હું સ્વપ્નમાં તો નથી ને ?

: ૩ :

કાસદે કૂંચીઓના ઝૂમખામાંથી સૌથી મોટી કૂંચી જોઇને તે ઉપાડી. શેઠ સમજ્યા

બહુ ભોળો માણસ આ મોટી કૂંચી જોઇને ભોળવાયો છે. એટલે પ્રેમથી કહ્યું: ભાઇ તું

ભૂલ્યો છે, હજી ભૂલ સુધારીને બીજી કૂંચી લે.

કાસદ મનમાં વિચારે છે: શેઠ બોલતા તો બોલી ગયા અને આપતા તો કૂંચીઓ

આપી દીધી, પણ એમનો જીવ નથી ચાલતો લાગતો. એટલે મને કહે છે બીજી કૂંચી પકડી

લે અને આ મૂકી દે. પણ હું એમ ન મૂકું.

એટલે એ કહે છે શેઠજી, મેં તો આ લીધી તે જ બરાબર છે. હવે બદલવી નથી.

ભલા શેઠજીએ પુનઃ કહ્યું: 'ભાઈ! મારું કહ્યું માન!

વખારમાં ખૂબ જ કીમતી માલ–ઝવેરાત જ ભર્યું હશે. બસ હું તો એજ લઇ જાઉં.

હવે કૂંચી બદલવી નથી. એટલે ફરીથી કહે છે: શેઠજી આપની દયા છે એટલે બસ છે.

હું તો આ મોટી કૂંચી જ ઉપાડું છું.

આખરે શેઠ રામજી ગંધારિયાએ મોટી કૂંચીવાળી વખાર ઉઘડાવી. અંદર વહાણ

બાંધવાના દોરડાં–દોરીઓ–સુતળીઓ જ ભરી હતી. " ભાગ્યહીનકો ક્યા મીલે..." આ ઉક્તિ

અહીં ચરિતાર્થ થઇ. આ જોઇ બધાય મનમાં હસ્યા. કાસદ પોતાના દુર્ભાગ્યને રડવા લાગ્યો

પણ હવે પશ્ચાત્તાપ કરવાથી–પાછળથી પસ્તાવાથી શું વળે ?

પરંતુ રામજી શેઠ દયાના દેવ હતા. મહાદાની અને કૃતજ્ઞ હતા. એમણે ઉદારતાથી કહ્યું:

આ રાંઢવા, દોરડાને એ શું કરશે ? એના વેચાણની જે કિંમત આવે તે કિંમત કાસદને આપી દો.

આખી વખારનાં બધાં રાંઢવાં–દોરડાં–દોરીઓની કિંમત અંકાવતાં 'અગિયાર લાખ ને બાવન

હજાર રૂપિયા.' ઉપજ્યા. આ દોરડાં વગેરે પાંચ સો વહાણને ઉપયોગમાં આવે તેવાં હતાં.

એટલે તેનાં દોરડાં વગેરેની આટલી કિંમત ઉપજે એમાં આશ્ચર્ય જેવું નથી.

શેઠે અગિયાર લાખ ને બાવન હજાર રૂપિયા કાસદને વધામણીમાં ભેટ આપ્યા.

ધન્ય છે શેઠની ઉદારતાને, એમની મહાનુભાવતાને અને એમના સૌજન્યને. સાથે જ

એમનો ધર્મપ્રેમ, ગુરુમહારાજ ઉપરની ભક્તિ અને શ્રદ્ધા પણ ખૂબ જ પ્રશંસનીય અને

પરમ અનુમોદનીય છે. જ્યાં આવી શ્રદ્ધા, આવી ભક્તિ, આવી ઉદારતા અને સૌજન્ય

હોય ત્યાં શ્રાવકપણું દીપે એમાં આશ્ચર્ય પણ શું છે ? ધન્ય છે એ શ્રાવકોને અને ધન્ય છે

એમની શ્રદ્ધાને.

પછી તો સૂરિજીમહારાજનો દેવોને પણ દુર્લભ એવો પ્રવેશોત્સવ કરાવ્યો અને તે

દિવસે સોનામહોરોની પ્રભાવના કરી શેઠે પોતાની સંપત્તિને ધન્ય બનાવી.

# દરેકે વસાવવા યોગ્ય



## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦: વિક્રમ-વિશેષાંક**

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક:—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશક:—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ




વર્ષ ૧૪ : અંક ૧૧ ] અમદાવાદ : તા. ૧૫-૮-૪૯ [ ક્રમાંક ૧૬૭

## વિષય-દર્શન



શ્રી પર્યુષણા મહાપર્વના આરાધન પ્રસંગે શ્રી સંઘની આ સમિતિને અને આ માસિકને મદદ કરવાની ચતુર્વિધ શ્રી સંઘને વિનંતિ છે.

લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# વિજ્ઞપ્તિ

છાપકામ અને કાગળની દિવસે દિવસે વધતી જતી ભારી મોંઘવારીના સમયમાં પણ “ જૈન સત્ય પ્રકાશ ” માસિક ગ્રાહકોને માત્ર બે રૂપિયા જેટલા નજીવા લવાજમમાં અને પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને વગર લવાજમે આપવાનું અમે ચાલુ રાખ્યું છે, અને ભવિષ્યમાં પણ એ મુજબ જ અમે એ ચાલુ રાખવા માગીએ છીએ. આ રીતે માસિક અમે આપી શકયા છીએ એનું મુખ્ય કારણ શ્રીસંઘ તરફથી અમને સમયે સમયે મળતી રહેલી ઉદાર મદદ છે; આવી મદદ ન મળે તો આ રીતે માસિક આપી શકાય નહીં.

અત્યારે છેલ્લે છેલ્લે વધેલી મોંઘવારીના કારણે અમારે થોડીક નાણાંભીડ ભોગવવી પડે છે; અને તેથી સમસ્ત શ્રીસંઘ સમક્ષ અમે અમારી એ વાત રજુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે અત્યાર સુધીની જેમ આ વખતે પણ શ્રીસંઘ અમારી માગણી જરૂર પૂરી કરશે.

ચતુર્માસના ધાર્મિક પર્વોના દિવસો આવે છે. તે વખતે આ માસિકને અને સમિતિને દરેક પ્રસંગે યાદ રાખવા અમે દરેક ગામના જૈન સંઘને તેમજ તે તે ગામમાં બિરાજતા મુનિવરોને વિનંતિ કરીએ છીએ.

—વ્ય૦

॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४ | વિક્રમ સં. ૨૦૦૫ : વીરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ११ | શ્રાવણ વદિ ૬ : સોમવાર : ૧૫મી ઓગષ્ટ | १६७ |


## શ્રી કાલિકાચાર્ય ઉપર અઘટિત આક્ષેપો

તા. ૩૦-૭-૪૯ ને શનિવારના રોજ રાતના ૧૦ વાગતાં દિલ્હીના ઓલ ઈન્ડીયા રેડીઓના મથકેથી 'શકવિજય' નામક એક નાટિકા હિન્દી ભાષામાં બ્રોડકાસ્ટ કરવામાં આવી છે. આ નાટિકાના લેખકનું નામ છે પં. શ્રી ઉદયશંકર ભટ્ટ. આ નાટિકામાં આપણા મહાન આચાર્ય કાલિકસૂરિ ઉપર દેશદ્રોહ કરવાનો અઘટિત આક્ષેપ કરવામાં આવ્યો છે. શ્રી કાલિકાચાર્ય જૈન સંઘના પ્રભાવક અને મહાન જ્યોતિર્ધર આચાર્યોમાંના એક છે; અને તેમના પ્રત્યે જૈન સંઘ ખૂબ ભક્તિભાવ અને પૂજ્યભાવ ધરાવે છે. અધર્મની સામે થવામાં એ મહાન સૂરિપુંગવે જે પુરુષાર્થ કર્યો હતો તે તો ઇતિહાસમાં સુવર્ણ-અક્ષરે અંકિત થવા યોગ્ય છે. આમ છતાં તેમના ઉપર દેશદ્રોહીપણાનો આક્ષેપ મૂકવામાં આવે એ ભારે શોચનીય છે; અને વિશેષ શોચનીય વાત તો એ છે કે આવા આક્ષેપો ઓલ ઇન્ડિયા રેડીઓ ઉપરથી વહેતા કરવામાં આવ્યા છે. ધાર્મિક સન્માન અને સહિષ્ણુતાની દૃષ્ટિએ, આવા આક્ષેપો કરવામાં આવે એ કોઈ પણ રીતે સંગત ન ગણાય.

તેથી અમે ઇચ્છીએ છીએ કે એ નાટિકાના લેખક મહાશય તેમજ ઓલ ઇન્ડિયા રેડિયો-દિલ્હીના અધિકારીઓ આ અંગે સત્વર ઘટતો ખુલાસો કરશે. જૈન સંઘે પણ આની સામે ઘટતાં પગલાં તરત લેવાં જોઈએ.

અમે એ નાટિકાનું અસલ લખાણ મેળવવા માટે પત્ર લખ્યો છે. એ જોયા પછી આ અંગે વિશેષ જ્ઞાતવ્ય કંઈ હશે તો તે પ્રગટ કરીશું.

—તંત્રી.

# ગિરનાર ઉપરનાં જિનમંદિરો અંગેના

# સમાધાનનું કરારનામું

[ તા. ૧૯-૭-૪૯ના રોજ ગિરનાર પર્વત ઉપરના જિનમંદિરોની માલિકી વગેરે સંબંધમાં સૌરાષ્ટ્ર સરકાર અને શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢી વચ્ચે જે સમાધાનના કરારો થયા છે તે અહીં આપવામાં આવે છે. મૂળ કરારનામું અંગ્રેજીમાં થયેલું હોવાથી શરૂઆતમાં એ અંગ્રેજી મુસદ્દો આપવામાં આવ્યો છે, અને પાછળ એનું ગુજરાતી ભાષાંતર આપવામાં આવ્યું છે,

મૂળ કરારનામાની પાછળ ત્રણ પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે, તેમાં પરિશિષ્ટ 'अ' માં કરારનામાની જમીનનો નકશો આપવામાં આવ્યો છે અને પરિશિષ્ટ 'ब' તથા 'क' માં જુદાં જુદાં સ્થળોની યાદી આપવામાં આવી છે.

—તંત્રી ]

મૂળ અંગ્રેજી કરાર આ પ્રમાણે છે—

This Agreement made this nineteenth day of July 1949, between the Government of the United State of Saurashtra (hereinafter referred to as the Government) and Sheth Shri Kasturbhai Lalbhai the President of the Firm of Sheth Devchand Laxmichand of Ahmedabad representing the Jain Swetamber Murtipujak Community of India (hereinafter referred to as the Managing Representatives) witnesseth as follows :—

WHEREAS there have been certain disputes regarding possession, enjoyment, use or ownership of lands, buildings, and other properties upon the Girnar Hill (hereinafter referred to as the said premises) and other matters connected with the same;

AND WHEREAS the Managing Representatives by a petition dated the 22nd November, 1948, addressed to the then Administrator and the Executive Council of the Junagadh State (now integrated with the United State of Saurashtra) requested for an amicable settlement of their disputes with the Junagadh State regarding their claims over the said premises on the Girnar Hill;

AND WHEREAS a settlement was arrived at between the parties on the 23rd January, 1949;

NOW, THEREFORE, it is hereby declared and agreed between the parties as follows;

1. The whole of the Girnar Hill is the sole and absolute property of the United State of Saurashtra, save as otherwise hereinafter provided.

2. The Government shall and does hereby guarantee to the Managing Representatives on behalf of the Jain Swetamber Murtipujak Community of India, peaceful and quiet possession and ownership over such lands, buildings, areas and properties, including the whole of the enclosure known as the Gadh on the first peak of the Girnar Hill, with all temples, lands, buildings, structures, kunds, and other places, situated within the area bounded by the said enclosure, with the enclosing wall on the Girnar Hill, (hereinafter referred to as the said premises) as more particularly delineated on the site plan appended hereto (Appendix A), subject to the claims established by any third party provided—

(a) that the kot bungalow on the entrance gate with the four rooms below it (two on each side) shall vest in the Government,

(b) that the road shown in yellow colour on the said site plan between the southern and eastern gates of this enclosure shall remain public property and its management and control shall vest in the Government,

(c) that free access to the Bhim Kund (Survey No. 34) shown on the said site plan is allowed to the public.

3 Within the limits so shown in red colour in the said site plan, the Managing Representatives shall be at liberty to make any additions, alterations or repairs; and the management of the said premises shall vest in the Managing Repre-

sentatives on behalf of the Jain Swetamber Murtipujak Community of India.

4. The possession and ownership of the Otta Bungalow with shops below it, shown on the said site plan, is hereby transferred to the Managing Representatives in consideration of rupees ten thousand (Rs. 10,000/-) paid by the Managing Representatives to the Government, the receipt whereof is hereby acknowledged.

5. The management and control of all religious buildings and places or other institutions on the Girnar Hill in which third parties are interested, more particularly specified in Appendix B, shall vest in the persons managing the same with the approval of the Government, subject to the rights, if any, of the Jain Swetamber Murtipujak Community of India.

6. The management and control of all public places more particularly specified in Appendix C, shall vest in the Government; provided that the Managing Representatives shall be at liberty to repair them and to distribute food and water thereat.

7. It is hereby expressly agreed and declared by and between the parties hereto that when the Managing Representatives, distribute water at any of the places specified in Appendix B or C, they shall distribute it to all communities alike.

8. The managing Representatives are at liberty to quarry stone from suitable sites on the Girnar Hill free of royalty for use within the limits with the said premises in their possession on the Girnar Hill and for roads, staircases and public places on the Girnar Hill.

9. The Managing Representatives are at liberty to send their own labourers to collect dead fuel free of charge from unreserved areas within the limits of the Girnar Hill for the bonafide purposes of the Karkhana on the Girnar Hill and of pilgrims entertained by the Karkhana.

10. If any Jain images have been or be hereafter found on or within the limits of the Girnar Hill, they shall be handed over to the Managing Representatives free of charge. They shall also be at liberty to remove from and to bring into the limits of the said premises on the Girnar Hill, any Jain images.

11. And it is hereby agreed and declared that the cost of stamp duty payable on this agreement shall be borne by the Government.

12. This agreement has been arrived at in satisfaction of all pending claims and settlement of all pending disputes regarding possession, enjoyment, use or ownership of the said premises on the Girnar Hill between the old Junagadh State and the Jain Swetamber Murtipujak Community of India

In testimony whereof the Chief Secretary to the Government of the United State of Saurashtra on behalf of the Government and Sheth Shri Kasturbhai Lalbhai president of the Firm of Sheth Devchand Laxmichand of Ahmedabad, on behalf of the Jain Swetamber Murtipujak Community of India, have hereunto set their hands and seal this Nineteenth day of July, 1949.

(sd) V. Isvaran

Chief Secretary to Government of the United State of Saurashtra.

(sd) Kasturbhai Lalbhai

President of the Firm of Sheth Devchand Laxmichand of Ahmedabad.

(sd) Ratilal V. Shah

(sd) Nagardas Kasturchand Shah

WITNESSES

## APPENDIX "B"

1. Chandani Vao, Bawa's Place at the Talaty, Servey No 2/1-2.
2. Bhartru Hari's Cave, Thakor Mandir, Paglan Otto and Devi Otto ( No 14/1-2-3-4 ).
3. Mali Parab's place, Kothar, Mandir, Tank and Laxman Pond ( Nos. 15/2-2-3-4-5 and 16 ).
4. Pancheshwar's place, room, cave, Mandir, tank and pond ( No. 21/1-2-3-4-5 ).
5. Humad's Dharamshala in Fort ( No. 50 ) in possession of third party.
6. Humad's temples outside the Fort ( No. 56 ) in possession of third party.
7. Kan Fatta Bawa's place and Pagla Otto on Gaumukh road ( No. 60/1-2 ).
8. Gaumukh's place-Dharamshala, Dehri, three ponds, Mahadev's temples ( No. 61/1-2-3-4-5-6-7 ) free access is allowed to Shravak Pujari and pilgrims to worship 48 Paglans in the cavity ( No. 62/2. c ) near stone cow ( Gaumukh Proper ).
9. Hanuman Swarup's place Dehra, Bhandar and paglan Otto ( No. 61/1-2-3-4 ).
10. Nagar's Dharamshala in possession of third party ( No. 62 kh ).
11. Sevadas' place, cave otta Kothar, rooms, two ponds, and Bhandar ( No. 79/1-2-3-4-5-6-7 ).
12. Ramanaj Swami's place, paglan otto, Dharamshala, Ordi, Bhandar and Ram Chandraji's mandir-(No.80-81-82-83-92 / 1-2)
13. Pathar Chatti's place with ordo and Mandir (Nos. 84 and 85).
14. Ramchora's place ( No. 93 ).
15. Ramchandraji's Dehri, Paglan Otto and Makan at Sesavan (No. 87/1-2-3 4 ) and Site Kund (No. 87/c.)
16. Hanuman Dhara's place with Dehri, oto and kund ( No. 90/1-2-3-4 ).

17. Bharatvan with Mandir, Otto, room, Bhandar and two ponds ( No. 91/1-2-3-4 ).
18. Sacha Kaka's place on the Mataji Road ( No. 67 )
19. Amba Mata's place with Dehra, tank, room Nag Deri and Dharamshala ( No. 68/1-2-3-4-5 ).
20. Gorakhnath's Deri with Bawa's room and Katcha makan ( No. 71/1-3-4 ).
21. Oghad's place ( No. 74 )
22. Guru Dattatrai's place ( No. 75 ) with free access to all.
23. Kamandal's place with Paglans otto and two ponds ( Nos. 76/1-2-3, 77/1-2-3 ).
24. Kalika Mata's place ( No. 78 ).

## APPENDIX "C"

**List of public places :—**

1. Panch Pandav's Dehri (Survey No. 5/1-2-3-4).
2. Chuna Dehri alias single Dehri (No. 6).
3. Chhodia Deri (No. 7).
4. Valu Ambli oto (No. 8).
5. Vanki Ran Otas (No. 9/1/2).
6. Jatashanker's Deri (No. 10).
7. Dholi Deri (No. 11).
8. Visama Ota (No. 12)
9. Kali Deri (No. 13).
10. Visama ota (No. 17)
11. Dhola Kund (No. 18)
12. Visama ota (No. 19)
13. Suvavdi Parab (No. 20)
14. Ottas outside the southern entrance of the fort on both sides (Nos. 24/2, 53/2).
15. Satpuda Pond (No. 65).
16. Palitana tank on Gorakh road (No. 69).
17. Ordo on Gorakh Road (No. 70).
18. Visama Oto on Dattatrai Road (No. 71)
19. -do- -do- (No. 72)
20. Road between the entrance gate and Gaumukh Gate in the Fort (Nos. 94 & 95)

# ગિરનાર ઉપરનાં જિનમંદિરો અંગેના અંગ્રેજી કરારનામાનું ભાષાંતર

**આ ભાષાંતર તા. ૩૦-૭-૪૯ના 'જૈન' પત્રમાંથી (કેટલાક ફેરફાર સાથે) સાભાર ઉદ્ધૃત કરવામાં આવ્યું છે**

આ કબૂલાત તા. ૧૯ જુલાઇ ૧૯૪૯ના રોજ, સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની સરકાર (આમાં હવે પછી 'સરકાર' જણાવેલ) અને હિન્દુસ્તાનની જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમના પ્રતિનિધિ તરીકે, અમદાવાદની શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢીના પ્રમુખ શેઠ શ્રી. કસ્તુરભાઈ લાલભાઈ (આમાં હવે પછી 'વહીવટી પ્રતિનિધિઓ જણાવેલ) વચ્ચે થઈ તે નીચે મુજબ:-

ગિરનાર ડુંગર (આમાં હવે પછી જણાવેલ 'ઉપર લખેલ જગા') પરની જમીન, મકાનો અને બીજી મિલ્કતના કબજા, ભોગવટા, વપરાશ અથવા માલીકીને લગતી, તથા તે સંબંધી બીજી કેટલીક બાબતોને લગતી, કેટલીક તકરારો હોવાથી,

અને તા. ૨૨ મી નવેમ્બર, ૧૯૪૯ના રોજ વહીવટી પ્રતિનિધિઓએ જૂનાગઢ રાજ્ય (હાલ સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યમાં જોડાયેલ) ના તે વખતના એડમિનિસ્ટ્રેટરને તથા કારોબારી કાઉન્સીલને, ઉપર લખેલ જગા ગિરનાર ડુંગર પરના તેમના દાવાઓનું સંતોષકારક સમાધાન કરવા માટે અરજી કરેલ હોવાથી,

અને તા. ૨૩ મી જાન્યુઆરી ૧૯૪૯ના રોજ બન્ને પક્ષોએ સમાધાન કરેલ હોવાથી,

તેથી હવે અમે બન્ને પક્ષો વચ્ચે નીચે પ્રમાણે કબુલાત થયેલ હોવાનું, આથી જાહેર કરીએ છીએ.

૧. આમાં નીચે બીજી રીતે જણાવ્યું હોય તે સિવાય, આખો ગિરનાર ડુંગર ફક્ત સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની સંપૂર્ણ મિલ્કત રહેશે.

૨. સરકાર હિન્દુસ્તાનની જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમના વહિવટી પ્રતિનિધિઓને ખાતરી આપશે, અને આથી ખાતરી આપે છે કે ગિરનાર ડુંગરની પહેલી ટુંક પર 'ગઢ'ના નામે ઓળખાતી જગા-તેનાં મંદિરો, જમીન, મકાનો, બાંધકામ, કુંડો અને બીજી જગાઓ-જે કે ગિરનાર ડુંગર (હવે પછી આમાં 'ઉપર લખેલ જગા' એમ જણાવેલ) ની દીવાલની અંદરના વિસ્તારમાં આવેલ છે, અને ખાસ કરીને આ સાથેના નકશામાં (પરિશિષ્ટ અ માં) બતાવેલ છે, તે જગા, મકાનો, વિસ્તાર અને મિલ્કતનો શાંતિભર્યો કબજો અને માલિકી તેમની રહેશે-સિવાય કે કોઈ ત્રીજા પક્ષનો દાવો સાબીત થાય, અને તે નીચેની શરતોએ.

(અ) દાખલ થવાના દરવાજા પરના કોટ બંગલાની તથા નીચેના ચાર ઓરડાની (બન્ને બાજુએ બબ્બે) માલિકી સરકારની રહેશે.

(બ) આ વિસ્તારના દક્ષિણ અને પૂર્વના દરવાજાઓ વચ્ચે આવેલ રસ્તો કે જે ઉપર જણાવેલ નકશામાં પીળા રંગથી બતાવેલ છે તે, જાહેર મિલકત રહેશે અને તેનો વહીવટ અને અંકુશ સરકાર હસ્તક રહેશે.

(ક) નકશામાં બતાવેલ ભીમકુંડ (સર્વે નં. ૬૪) તરફ સ્વતંત્રપણે જવાની જાહેર જનતાને છૂટ રહેશે.

૩ ઉપર જણાવેલ નકશામાં લાલ રંગથી બતાવેલ મર્યાદાઓમાં રહીને કોઈપણ જાતના વધારા, ફેરફાર કે સમારકામ કરાવવાની વહીવટી પ્રતિનિધિઓને છૂટ રહેશે. અને તે ઉપર લખેલ જગાઓનો વહીવટ, હિન્દુસ્તાનની જૈન કોમ વતી વહીવટી પ્રતિનિધિઓના હાથમાં રહેશે.

૪ વહીવટી પ્રતિનિધિઓએ રૂપિયા દશ હજાર (રૂા. ૧૦૦૦૦) સરકાર-ને આપેલ હોવાથી, જંગલાના ઓટા નીચેની દુકાનો સહિતનો કબજો તથા માલિકી આથી વહીવટી પ્રતિનિધિઓને આપવામાં આવે છે. આથી રૂપિયા મળ્યાનું સ્વીકારીએ છીએ.

૫ ગિરનાર ડુંગર પરનાં ધાર્મિક સ્થાનો અને જગાઓ અથવા બીજી સંસ્થાઓનો, ખાસ કરીને પરિશિષ્ટ ब માં જણાવેલનો, વહીવટ અને અંકુશ હિંદુસ્તાનની જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમના કોઈ હક્કો હોય તે બાદ કરીને, હાલના વહીવટ કર્તાઓના હાથમાં સરકારની સંમતિથી રહેશે.

૬ બધાં જાહેર સ્થળોનો, અને ખાસ કરીને પરિશિષ્ટ क માં જણાવેલ સ્થળોનો વહીવટ અને અંકુશ સરકાર હસ્તક રહેશે, અલબત્ત વહીવટી પ્રતિનિધિ-ઓ તે સ્થળોમાં ખાવાનું તથા પાણી વહેંચી શકશે અને સમારકામ કરાવી શકશે.

૭ આથી બન્ને પક્ષો સ્પષ્ટપણે કબૂલ કરીએ છીએ અને જાહેર કરીએ છીએ કે વહીવટી પ્રતિનિધિઓ, પરિશિષ્ટ ब કે क માં જણાવેલ કોઈ પણ જગાએ પાણી વહેંચશે તો તે બધી કોમને સરખી રીતે વહેંચશે.

૮ ગિરનાર ડુંગર પરની તેમના કબજામાં આવેલ ઉપર લખેલ જગાઓ-માંના વપરાશ માટે, અને ગિરનારના રસ્તાઓ, પગથિયા અને જાહેર સ્થળો માટે, વહીવટી પ્રતિનિધિઓ યોગ્ય સ્થળોમાંથી વિના મૂલ્યે (રોયલ્ટી આપ્યા વિના) પથરો ખોદાવી શકાશે.

૯ ગિરનાર ડુંગર પરના કારખાનાના ઉપયોગ માટે અને કારખાનામાં યાત્રાળુઓના ઉપયોગ માટે, અનામત નહિ રાખેલ જગામાંથી, બળતણ મફત વીણવા માટે, વહીવટી પ્રતિનિધિઓ પોતાના મજૂરોને મોકલી શકશે.

૧૦. ગિરનાર ડુંગર પરની જગામાંથી જો કોઇ જૈન મૂર્તિ મળી હોય કે હવે પછી મળી આવશે તો તે વહીવટી પ્રતિનિધિઓને વિના સૂચે સોંપવામાં આવશે. તેઓ ઉપર જણાવેલ ગિરનાર ડુંગર પરની જગામાંથી જૈન મૂર્તિઓ દૂર પણ કરી શકશે અને લાવી પણ શકશે.

૧૧ આથી અમે કબૂલ કરીએ છીએ અને જાહેર કરીએ છીએ કે આ કબૂલાત-પત્રના સ્ટેમ્પ ડયુટીનો ખર્ચ સરકાર આપશે.

૧૨ હિન્દુસ્તાનની જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોમ અને જૂના જૂનાગઢ રાજ્ય વચ્ચેના, ઉપર જણાવેલ ગિરનાર ડુંગર પરની જગાઓનાં કબજો, ભોગવટો, વપરાશ કે માલિકીને લગતી બધી તકરારો અને દાવાઓનું આ સંતોષકારક રીતે કબૂલાત(એગ્રીમેન્ટ) થયેલ છે.

તેની સાબિતી તરીકે, સરકાર વતી, સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની સરકારના ચીફ સેક્રેટરીએ અને હિન્દુસ્તાનની જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમ વતી, અમદાવાદની શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢીના પ્રમુખ શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇએ તા. ૧૯ મી જુલાઈ ૧૯૪૯ના રોજ અહીં સહી સિક્કા કરેલ છે.

(સહી.) વી. ઇશ્વરન
સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની સરકારના ચીફ સેક્રેટરી

સાખીઓ.
(સહી) રતિલાલ વી. શાહ
(સહી) નાગરદાસ કસ્તુરચંદ શાહ

(સહી.) કસ્તુરભાઈ લાલભાઇ
શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢીના પ્રમુખ

[ આગળ જણાવ્યા મુજબ આ કરારનામા સાથે ત્રણ પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે. તેમાં પરિશિષ્ટ अ માં નકશો છે તે અહીં આપી શકાયો નથી. બાકીનાં બે પરિશિષ્ટ ब અને क નીચે મુજબ છે. —તંત્રી.]

પરિશિષ્ટ ब

૧ ચાંદની વાવ, તળેટી પર બાવાની જગા. સર્વે નં ૨/૧-૨

૨ ભતૃહરિની ગુફા, ઠાકોર મંદિર, પગલાં ઓટો અને દેવી ઓટો (નં. ૧૪/૧-૨-૩-૪)

૩ માલી પરબની જગા, કોઠાર, મંદિર, વાવ અને લક્ષ્મણ તળાવ (નં. ૧૫/૨-૨-૩-૪-૫ અને ૧૬)

૪ પંચેશ્વરની જગા, ઓરડો, ગુફા, મંદિર, વાવ, અને તળાવ (નં. ૨૧/૧-૨-૩-૪-૫)

૫ કિલ્લાની અંદર હુસડની ધર્મશાળા (નં. ૫૦) ત્રીજા પક્ષના કબજામાં.

૬ કિલ્લાની બહાર હુસડનાં મંદિરો (નં. ૫૬) ત્રીજા પક્ષના કબજામાં.

૭ કાનફટા બાવાની જગા અને ગૌમુખ રોડ પર પગલા-ઓટો (નં. ૬૦/૧-૨)

૮ ગૌમુખની જગા-ધર્મશાળા, દેરી, ત્રણ તળાવો, સાધવનાં મંદિરો. (નં. ૬૧/૧-૨-૩-૪-૫-૬-૭) (બરાબર ગૌમુખની જગાએ જ) પત્થરની ગાય પાસેના ખાડામાં (ન. ૬૨/૨. સી) આવેલ ૪૮

પગલાંઓની પૂજા માટે પૂજારી તથા યાત્રાળુઓને જવાની સંપૂર્ણ છૂટ રહેશે.

૯ હનુમાન સ્વરૂપની જગા, દેરા, ભંડાર અને પગલાં ઓટો (નં. ૬૧/૧-૨-૩-૪)

૧૦ નાગરની ધર્મશાળા ત્રીજા પક્ષના કબજામાં (નં. ૬૨. ૫ k1)

૧૧ સેવાદાસની જગા. ગુફા, ઓટા, કોઠાર, ઓરડાં, બે તળાવ અને ભંડાર. (નં. ૭૯/૧-૨-૩-૪-૫-૬-૭)

૧૨ રામાનુજ સ્વામીની જગા, પગલાં, ઓટો, ધર્મશાળા, ઓરડી, ભંડાર અને રામચન્દ્રજીનું મંદિર (નં. ૮૦-૮૧-૮૨-૮૩-૯૨) ૧-૨

૧૩ પથાર અટ્ટીની જગા, ઓરડો અને મંદિર સહિત (નં. ૮૪ અને ૮૫)

૧૪ રામ ઓરાની જગા (નં. ૯૩)

૧૫ રામચન્દ્રજીની દેરી, પગલાં ઓટો અને સેસાવનમાં મકાન (નં. ૮૭/૧-૨-૩-૪)

૧૬ હનુમાન ધારાની જગા-દેરી, ઓટો અને કુંડ સહિત (નં. ૯૦/૧-૨-૩-૪)

૧૭ ભરતવન-મંદિર, ઓટો, ઓરડો, ભંડાર અને બે તળાવ સહિત (નં. ૯૧/૧-૨-૩-૪)

૧૮ માતાજી શેઠ પર સાચા કાકાની જગા (નં. ૬૭)

૧૯ અંબા માતાની જગા-દેરા, વાવ, ઓરડા, નાગદેરી અને ધર્મશાળા સહિત (નં. ૬૮/૧-૨-૩-૪-૫)

૨૦ ગોરખનાથની દેરી—બાવાનો ઓરડો તથા કાચા મકાન સહિત (નં. ૭૧/૧-૩-૪)

૨૧ ઓઘડની જગા (નં. ૭૪)

૨૨ ગુરુદત્તાત્રયની જગા (નં. ૭૫) સૌને જવાની છૂટ.

૨૩ કમંડળની જગા-પગલાં, ઓટો, અને બે તળાવ સહિત (નં. ૭૬/૧-૨-૩, ૭૭/૧-૨-૩)

૨૪ કાલિકા માતાની જગા (નં. ૭૮)

## પરિશિષ્ટ ક

જાહેર સ્થળોનું લિસ્ટ:—

૧ પાંચ પાંડવની દેરી. (સર્વે. નં. ૫/૧-૨-૩-૪)

૨ ચૂના દેરી ઉર્ફે એક દેરી (નં. ૬)

૩ છોડીયા દેરી (નં. ૭)

૪ વાણુ આંબલી ઓટો (નં. ૮)

૫ વાંકી રાણ ઓટા (નં. ૯/૧/૨)

૬ જટાશંકરની દેરી (નં. ૧૦)

૭ ધોળી દેરી (નં. ૧૧)

૮ વિસામા ઓટો (નં. ૧૨)

૯ કાળી દેરી (નં. ૧૩)

૧૦ વિસામા ઓટા (નં. ૧૭)

૧૧ ધોળા કુંડ (નં. ૧૮)

૧૨ વિસામા ઓટા (નં. ૧૯)

૧૩ સુવાવડી પરબ (નં. ૨૦)

૧૪ કિલ્લાના દક્ષિણ દરવાજાની બહાર બંને બાજુના ઓટા (નં. ૨૪/૨, ૫૩/૨)

૧૫ સાતપુડા તળાવ (નં. ૬૫)

૧૬ ગોરખશેઠ પર પાલીતાણા વાવ (નં. ૬૯)

૧૭ ગોરખ શેઠ પર ઓરડો (નં. ૭૦)

૧૮ દત્તાત્રય શેઠ પર વિસામા ઓટો (નં. ૭૧)

૧૯ દત્તાત્રય શેઠ પર વિસામા ઓટો (નં. ૭૨)

૨૦ કિલ્લામાં ગૌમુખ દરવાજો અને દાખલ થવાના દરવાજા વચ્ચેનો રસ્તો (નં. ૯૪ અને ૯૫)

# મહામંત્રી શકટાલ

લેખક–સુધાકર

નંદ વંશના છેલ્લા પ્રતાપી રાજા નંદના મહામાત્યપદે શકટાલ મંત્રી હતા. નંદવંશમાં નવ રાજાઓ થયા એમાં એકથી એક ચઢિયાતા અને પ્રતાપી રાજાઓ થયા. અને એ દરેકના રાજ્યત્વકાલમાં કલ્પકના વંશજો જ મંત્રીપદે મહામાત્ય તરીકે રહેતા. શકટાલ મહામુત્સદ્દી, ધીર, ઉદાર અને ધર્માત્મા પુરુષ હતા. જ્ઞાતિએ બ્રાહ્મણ અને ધર્મે જૈન હોવાથી આ કુટુંબમાં બ્રાહ્મણત્વ અને જૈનત્વનો સુંદર મેળ સધાયો હતો. શકટાલનું વિશાલ કુટુંબ જૈન ધર્મ પાળતું, એ કેટલાક બ્રાહ્મણોથી ન ખમાયું. એ એમ ન સમજી શક્યા કે બ્રાહ્મણત્વના મૂળમાં જૈનત્વ જરૂરી છે. **स्वधर्मे निधनं श्रेयः** ને માનનાર રૂઢિવાદી બ્રાહ્મણો સ્વધર્મનો ઉદાર અર્થ અને એમાં રહેલી ઉદાર ભાવના ભૂલ્યા અને શકટાલનું કાસળ કાઢવા કટીબદ્ધ થયા. અને આ કાવતરામાં પાટલીપુત્રના મહાન પંડિત વરરુચિને શકટાલની સામે હાથા રૂપે ઉપયોગ કરવા રજુ કર્યા.

મહામાત્ય શકટાલે નંદરાજાનો પ્રતાપ અને વૈભવ વધાર્યાં, એની કીર્તી ફેલાવી અને વિજયવાહિની સેના મગધની બહાર દૂર સુદૂર ફેલાઈ મગધાની આણ ફેલાવી રહી હતી. શકટાલને બે પુત્રરત્નો અને સાત કન્યાઓ હતી. એ બધાંયને જૈન ધર્મના દૃઢ સંસ્કાર અને શિક્ષણ મળ્યાં હતાં. એ પુત્રોમાં મોટા સ્થૂલિભદ્રજી હતા અને નાના પુત્રનું નામ શ્રીયક હતું. સાત પુત્રીઓનાં નામ યક્ષા, યક્ષદત્તા ભૂતા, ભૂતદત્તા, એણિકા (સેણા), વેણા, રેણા હતાં. સ્થૂલિભદ્રજી બહુ ભણી ગણી તૈયાર થયા પછી ત્યાગ, વૈરાગ્ય અને તત્ત્વચિંતનમાં જ સમય કાઢતા, તેથી પિતાએ એને વ્યવહારકુશલ કરવા કોશા વેશ્યાને ત્યાં રાખ્યા, પરંતુ સ્થૂલિભદ્રજી તો કોશ્યાના પ્રેમમાં એવા બંધાઈ ગયા કે એ હમેશાં માટે કોશાને ત્યાં જ રહેવા લાગ્યા છે. આમ કરતાં એમણે બાર વર્ષ કોશાવેશ્યાને ત્યાં જ ગાળ્યાં.

શકટાલ મંત્રીની સામે વિરોધમાં ઊભેલા વરરુચિએ ખૂબ ધમપછાડા શરૂ કર્યા: તેણે બ્રાહ્મણોને ઉશ્કેર્યા, રાજાના કાન ભંભેરવા માંડ્યા અને સામંતોને ફોડવા માંડ્યા. બીજી બાજુ રાજાના લોભનો ક્યાંય અંત નહોતો. મને કે કમને મંત્રીને તેમાં ભાગ લેવો પડતો, રાજાએ લોભને વશીભૂત બની શ્રીમંતો અને ધનાઢ્યોને લૂટવા માંડ્યાં, નવા નવા કરવેરા નાંખી પ્રજાને ચૂસવા માંડી. વરરુચિ આ તકનો લાભ લઇ પ્રજાને ઉશ્કેરતો હતો. પ્રજામાં રાજા પ્રતિ, રાજ્ય પ્રતિ, મંત્રી પ્રતિ અભાવ, અણગમો અને અનાદર પેદા કર્યા કાલચક્રનું ખપ્પર ભરવા જાણે રાજપરિવર્તનની નોબત ગગડી ઊઠી. નવ નવ પેઢી રાજ કર્યા પછી નંદવંશના રાજ્યમાં ક્રાન્તિ અને પરિવર્તનની ભયંકર કાળખંજરી બજી રહી; વરરુચિ શકટાલ અને નંદરાજ તો એ પરિવર્તનનાં માત્ર પાસાં જ હતાં. ખરી વાત તો એ હતી કે રાજાના મર્યાદા ભંગના કારણે પરિવર્તન અનિવાર્ય બની ગયું હતું અને એ ભયંકર રીતે પાર પડવાનું હતું.

વરરુચિ રોજ ૧૦૮ શ્લોક નવા બનાવી લાવતો, અને રાજાની પ્રશંસા કરતો હતો. પરંતુ કાવ્યવિશારદ અને કવિજનના પારખુ મંત્રી શકટાલને આ કાવ્યો ગમતા નહિ એટલે એ એની

પ્રશંસા કરતો નહિ. સાથે એને વરરુચિના પ્રપંચનો પણ ખ્યાલ આવી ગયો હતો. મિથ્યા દૃષ્ટિ અને મિથ્યા અભિમાની વરરુચિને શકટાલ ગણકારતો નહિ. એવાને તો એ હાથી પાછળ ભસતાં કૂતરાં ગણતો. વરરુચિએ ઇનામની લાલસા ઘણી રાખી, આખરે ભલીભોળી અને ધર્માત્મા મંત્રીપત્ની લક્ષ્મીદેવીને યાચના કરી, મંત્રીશ્વર પોતાના શ્લોકો વખાણે અને રાજા પાસે ઇનામ અપાવે, માન સન્માન અપાવે એમ કરાવ્યું. પત્નીના આગ્રહથી મંત્રીશ્વરે વરરુચિના શ્લોકને સભા વચ્ચે વખાણ્યા. રાજાએ તેને ૧૦૮ સોનામહોરનું ઇનામ આપ્યું, વરરુચિ રાજી થયો. રોજ નવા નવા શ્લોકો બનાવી લાવે અને રાજા ૧૦૮ સોનામહોર ઇનામ આપે. આમ ઘણા દિવસ ચાલ્યું, પછી મંત્રીશ્વરે વિચાર્યું રાજા પ્રજાને ચૂસી ચૂસી આવા રાજવિરોધીને હમેશાં પોષ્યા કરે એ ઉચિત નથી. એટલે એક વાર રાજાને મંત્રીએ કહ્યું કે આ વરરુચિ પંડિત જે શ્લોકો બનાવે છે-બોલે છે તે મારી પુત્રીઓને પણ મોઢે આવડે છે. બીજે દિવસે રાજસભામાં પોતાની કન્યાઓ હાજર રાખી વરરુચિ જે શ્લોક બોલ્યા તે મંત્રીશ્વરની સાતે સરસ્વતી સમ કુશાગ્ર બુદ્ધિસ્મૃતિ વાળી કન્યાઓએ પણ ક્રમશઃ બોલી બતાવ્યા. આથી વરરુચિ ભોંઠો પડ્યો અને રાજાએ ઇનામ ના આપ્યું. પરન્તુ વરરુચિ કાચી માયા ન હતો. કપટકલાકુશલ વરરુચિએ ગંગાનદીના મધ્ય ભાગમાં એક નળી ગોઠવી, એની નીચે એક થેલીમાં ૧૦૮ સોનામહોરો ભરેલી થેલી દાટી દીધી. પછી પોતે નદીમાં જઈ જાણે ગંગાનદીનું આહ્વાન-આરાધન કરતો હોય તેમ મંત્ર જપતો. ધીમે ધીમે નળી ઊંચી થતી અને છેવટે નળી નીચેની કોથળી દેખાઈ આવતી એટલે વરરુચિ કોથળી બહાર કાઢી લઇ ભોળી ભલી જનતાને ઉદ્દેશીને કહેતો: ભલે શકટાલ દાન ન અપાવે, ભલે નંદ રાજા દાન ન આપે, પરન્તુ ગંગામા તો ઇનામ આપે જ છે.

આ વાત વાયુવેગે પાટલીપુત્રમાં ફેલાઈ, રાજા અને મંત્રીને કાને પણ આ વસ્તુ ચમત્કારભરી વાણીમાં પહોંચી ગઇ. વાત આખા નગરમાં હેરતભરી રીતે ફેલાઇ ગઇ હતી. મંત્રીને બોલાવી રાજાએ જાતે જોવા જવાનું કહેવરાવ્યું. મંત્રીશ્વરે રાતોરાત પોતાના ગુપ્તચરો ગોઠવ્યા. રાતના બાર વાગતાં પંડિત વરરુચિ ગુપ્ત વેશે નદીમાં ગયો, નળી ગોઠવી, નીચે સોનામહોરોની કોથળી દાબી દીધી અને બોલ્યો: હે પાર્વતીપતિ ભોળા શંભુ! કાલે મારી આબરૂ જાળવજે! એમ બોલી જય ગંગે, જય અંબે, જય ભોળાનાથ બોલતો એ ઘેર ગયો. ગુપ્તચરોએ ગંગામાં જઈ નળી નીચેથી કોથળી કાઢી લીધી અને મંત્રીશ્વરને આશ્ચર્ય થયું. સાથે જ વરરુચિના કપટ પ્રતિ મંત્રીશ્વરને તિરસ્કાર વછૂટ્યો. નળી નીચે પથ્થર ભરાવરાવી નળી ગોઠવાવી દીધી. એના આવા ઢોંગ પ્રતિ દયા આવી.

પ્રાતઃકાલમાં રાજા, પ્રજા, સેના બધાં ગંગા કિનારે એકઠાં થયાં. આજે વરરુચિની પરીક્ષા થવાની હતી; એના ચમત્કારની કસોટી થવાની હતી, સાથે સાથે ગંગામાતાના સતની પણ પરીક્ષા હતી. યથાસમયે વરરુચિ પોતાની ભક્તમંડળી સાથે આવી પહોંચ્યો. રાજા, મંત્રીશ્વર અને પ્રજા સામું જોઇ મનમાં હસી સૂર્યનારાયણને અને ગંગા નદીને નમસ્કાર કરી આગળ વધ્યો. એણે સ્તુતિ પ્રારંભી ગંગાષ્ટક લલકાર્યું, પાર્વતીની સ્તુતિ લલકારી, મંત્ર જપ્યા, નળી દબાવી પણ કોથળી ન નીકળી, પુનઃ સ્તુતિ આરંભી, નળી ઊંચી નીચી થાય પણ થેલી ન દેખાય. આખરે નીચે હાથ નાખ્યો. કોથળીને બદલે પથ્થર દેખાયો. એનું મોઢું ઊતરી ગયું. એની આંખો અકળાતરી થવા માંડી. ત્યાં તો મંત્રીશ્વરે આશ્વાસન આપતાં

કહ્યુંઃ પંડિતજી, ગભરાશો નહિં. આ સોનામહોરોની કોથળી લ્યો બસ. પંડિતજી શરમાયા, રાજા અને પ્રજા વિમાસણમાં પડી ગયા. મંત્રીશ્વરે ધીર, વીર, ગંભીર વાણીથી સંક્ષેપમાં આખી ઘટનાનો ઘટસ્ફોટ કરી જનતાને આવા દંભ, ઢોંગ અને પાખંડથી બચવા સમજાવી. સાથે જ વરરુચિને શિખામણ આપતાં કહ્યુંઃ પંડિતજી, આવા દંભ, માયા અને પાખંડ તમને નથી શોભતાં, બ્રહ્મતત્ત્વની શોધ મૂકી તમે ક્યાં આ ઉપાધિમાં પડ્યા? જાઓ, હવે ફરી કદી આવું ન કરશો. માયા મૂકી બ્રહ્મની શોધમાં પડો. લ્યો આ તમારી કોથળી લઇ જાઓ, તમારી સોનામહોરો અનામત છે, આ બીજી કોથળી મારા તરફથી ઇનામ આપું છું. આ સાંભળી વરરુચિનો ગુસ્સો વધ્યો. તેણે મનથી દૃઢ સંકલ્પ કર્યો કે આને જડ મૂળથી ઉખાડું તો જ હું ખરો બ્રાહ્મણ. જનતા વિખરાઇ ગઇ, રાજા અને મંત્રી મહેલમાં ગયા. એકલો બનેલો વરરુચિ ખિન્નચિત્તે ઘેર પહોંચ્યો.

× × × × × ×

આ પ્રસંગને કેટલોક સમય વીત્યો. જનતા એ પ્રસંગને ભૂલવા લાગી, ત્યાં મંત્રીશ્વરને ઘેર સીરીયક (શ્રીયક) ના લગ્નનો પ્રસંગ આવ્યો. એણે મુકુટ, છત્ર, શસ્ત્રો બનાવ્યાં. નંદરાજને પોતાને આંગણે પધરાવવાનો એનો મનોરથ હતો. બધું પોતાના મહેલમાં બની રહ્યું હતું. વરરુચિને ગુપ્ત સમાચાર મળ્યા કે મંત્રીશ્વર મુગટ, કુંડલ, છત્ર, શસ્ત્રો બનાવે છે. બસ, એના હાથમાં છિદ્ર આવ્યું. છોકરાંનાં ટોળાં એકઠાં કરી તેમને ખાવાનું વહેંચી તેમની પાસે ગવરાવ્યું.

न वेत्ति राजा यदसौ शकटालः करिष्यति ।
व्यापाद्य नन्दं तद्राज्ये श्रीयकं स्थापयिष्यति ॥

અહો, બિચારા નંદરાજ જાણતા નથી કે શકટાલ શું કરશે ? તે તો નંદરાજાને મારી રાજગાદી ઉપર શ્રીયકને સ્થાપશે.

આ ગાથા શેરીએ શેરીએ, ચકલે ને ચૌટે છોકરાંઓ બોલવા લાગ્યા. રાજાને કાને પણ આ ગાથા પડી. રાજા ચમક્યો.

રાજાએ તપાસ કરાવી. મંત્રીએ પણ સત્ય હકીકત જણાવી. છતાંયે "વિનાશ કાલે વિપરીત બુદ્ધિ". રાજાને સત્ય ન જ સમજાયું. એને એમ જ ઠસી ગયું કે મંત્રી બળવાન બન્યો છે, અને મને મારી એના પુત્રને જ ગાદી ઉપર બેસારશે. બીજા દીવસે રાજસભામાં મંત્રી ગયા. રાજાએ એના સત્કારની સામે ન જોયું. મંત્રીએ ઘેર આવી પુત્રને જણાવ્યુંઃ વત્સ ! સમય એવો વિલક્ષણ ઉપસ્થિત થયો છે કે આવતી કાલે તું તારી પોતાની તલવારથી ભર રાજસભામાં મારું માથુ ઉડાવી દઈશ તો જ આપણી અને આપણા કુટુંબની આબરૂ જળવાઇ રહેશે. માટે બેટા, કાલે રાજસભામાં જ મારું માથું તલવારથી ઉડાવી દેતાં અચકાતો નહીં. પુત્રે પૂછ્યું કેમ ? મંત્રીએ સમજાવ્યું કે આપણી દશા આ તણા પૂર્વજ કલ્પક મંત્રી જેવી ન થાય અને આપણું કુટુમ્બ બચી જાય તે માટે મારા જેવા વૃદ્ધનું બલિદાન આપવું એ ઉચિત છે બેટા, મને લાગે છે કે હવે નંદવંશનો સમય ભરાઈ ગયો છે. કોઈ પ્રતાપી પુણ્યશાલી રાજા

આવશે. પણ તું સાવધ રહેજે. મંત્રીપણાનો મોહ ન રાખીશ. વરરુચિ ઉપર પણ વૈર ન
રાખીશ. શાંતિ, ક્ષમા અને સમભાવ રાખજે અને થોડી મુદતમાં જ રાજ્ય છોડી આત્મકલ્યાણના
માર્ગે વળજે: આ કીચડમાં ન પડતો. શ્રીયકે પિતાની આ વાણીમાં ભવિષ્યવેત્તાનું દર્શન કર્યું.

વળતે દિવસે પિતાની આજ્ઞા અનુસાર, નંદરાજની રાજસભામાં શકટાલ મંત્રી રાજાને
નમવા જાય છે ત્યાં જ પુત્રે તલવારથી પિતાનું માથું ઉડાવી દીધું. લોહીના ફુવારા છૂટયા.
રાજાએ શ્રીયકને પૂછયું: તેં આ શું કર્યું ? શ્રીયકે સાચી વાત રાજાને કહી પિતાની નિર્દોષતા
સાબીત કરી આપી. માત્ર આપનો વહેમ ટાળવા જ પિતા મૃત્યુ પામ્યા. આખા કુટુમ્બને
અને રાજાને બચાવી લીધું. નંદ રાજાને પોતાની સ્વાર્થપરતા, વહેમી વૃત્તિ અને અનુદારતા
માટે પશ્ચાત્તાપ થયો. એની આંખમાંથી આવા નિમકહલાલ સેવક–રાજા અને પ્રજાને
માન્ય સેવક–ના મૃત્યુ બાદ આંસુની ધારા વહી. પ્રજા રડી. ચંદનની ચિતામાં સન્માન
પૂર્વક મંત્રીશ્વરના દેહનો અગ્નિસંસ્કાર કર્યો.

મગધના મહામાત્ય શકટાલના મૃત્યુ પછી શ્રીયક મંત્રી બને છે. બીજી તરફ વરરુચિ
પંડિત પણ રાજ્યમાં લાગવગ વાપરી અવરજવર વધારે છે. શકટાલના મૃત્યુ પછી રાજ્યમાં
અવ્યવસ્થા વધે છે. માથાભારે સામંતો સ્વતંત્ર થવા માંડયા. પ્રજામાં પણ પોકાર વધ્યો.
મતિમંદ રાજાને હવે શકટાલનું મહત્ત્વ યાદ આવવા લાગ્યું: શ્રીયકને કહે છે, જો આ કટો-
કટીમાં શકટાલ હોત તો વધુ ઠીક રહેત. સીરીયકથી શાન્ત ન રહેવાયું. એણે દુઃખ પૂર્વક કહ્યું:
આ બધું કૃત્ય પેલા પંડિત વરરુચિનું છે. એના જેવા વ્યસની અને અસદાચારીનું વચન
આપને ગમ્યું, આપ નારાજ થયા અને પરિણામે પિતાજીનું મૃત્યુ થયું, રાજા કહેઃ શું
વરરુચિ દારૂ પીવે છે ? શ્રીયક કહે, વેશ્યાને ત્યાં જઈને દારૂ પી આવે છે. આપ કહો તો
કાલે જ બતાવું.

અકસ્માત બીજે દિવસે બન્યું પણ એવું જ કે વરરુચિ ખૂબ દારૂ ઢીંચીને આવ્યો હતો.
ગુપ્તચરો દ્વારા સીરીયકને સમાચાર મલ્યા. એણે એક પ્રયોગથી રાજસભામાં જ વરરુચિને ઊલટી
કરાવી અને એમાંથી તાજો જ દારૂ નીકળ્યો. રાજા અને પ્રજાએ એ જોયું અને જાણ્યું કે આણે
વેશ્યાને ત્યાંથી દારૂ પીધો હતો. ભાવિ આપત્તિના ઓળા પ્રજા અને રાજા સમજી ગયા
હતા. સીરીયકે મંત્રીપદ છોડી સાધુપણું સ્વીકાર્યું.

બીજા બ્રાહ્મણ પંડિતો અને વરરુચિ આગળ આવ્યા. રાજ્યમાં એક વાર મોટો યજ્ઞ ચાલતો
હતો એમાં ચાણક્ય નામક પંડિત રાજસભામાં આવ્યો. બીજા પંડિતો અને રાજા દ્વારા
એનું સન્માન ન જળવાયું. ક્રોધના આવેશમાં ચાણક્ય પંડિત ત્યાંથી ચાલી નીકળ્યા
અને પ્રતિજ્ઞા કરી કે નંદ વંશને હું જડમૂળથી ઉખાડીશ ત્યારે જ આ ચોટલી બાંધીશ. એમ
કહી ચોટલી છૂટી મૂકી ચાણક્ય ચાલ્યા ગયા.

પછીનો ઇતિહાસ કહે છે કે થોડાંક વર્ષોમાં જ નંદવંશના રાજ્યનો અંત આવ્યો.

# પ્રશ્નોત્તર-કિરણાવલી

પ્રયોજક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

( ક્રમાંક ૧૬૬ થી ચાલુ )

૫-પ્રશ્ન—પ્રતિવાસુદેવે રાવણનું મૂળ નામ 'દશમુખ' પડવાનું શું કારણ?

ઉત્તર—રત્નશ્રવાની કૈકસી રાણીએ યોગ્ય સમયે પુત્રને જન્મ આપ્યો. સૂતિકાગૃહની શય્યામાં ઊછળતો અને અતિપરાક્રમવાળો તે પુત્ર ચરણકમળને ઉછાળતો ઊભો થયો અને પડખે રહેલા કરંડયામાંથી પૂર્વે ભીમેન્દ્રે ( રાક્ષસનિકાયના ઇંદ્રે ) આપેલો નવ (૯) માણિક્યમય હાર પોતાના હાથે બહાર કાઢયો. પછી પોતાની સહજ ચપળતાથી તે બાળકે તે હાર પોતાના કંઠમાં પહેર્યો. તે જોઇ કૈકસી અને તેનો પરિવાર પણ બહુ જ આશ્ચર્ય પામ્યો. રાવણની માતા કૈકસીએ તેના (બાલકના) પિતા રત્નશ્રવાને કહ્યું કે-" હે નાથ! પૂર્વે રાક્ષસેન્દ્રે તમારા પૂર્વજ મેઘવાહન રાજાને જે હાર આપ્યો હતો, અને તમારા પૂર્વજોએ આજસુધી દેવતાની જેમ જેની પૂજા કરી હતી, અને નવ માણિક્યથી રચેલો ( બનાવેલો ) જે હાર કોઇથી પણ ધારણ કરી શકાતો નહોતો અને નિધાનની જેમ એક હજાર નાગકુમાર દેવો જેને સાચવતા હતા, તે હાર તમારા બાળકે કરંડિયામાંથી ખેંચી કાઢીને પોતાના ગળામાં હાથે પહેર્યો છે." તે બાલકના મુખનું નવે (૯) માણિક્યમાં જુદું જુદું પ્રતિબિંબ પડયું હતું, તે જોઇને તે જ વખતે તે બાળકના પિતા રત્નશ્રવાએ તેનું "દશમુખ" એવું નામ પાડયું અને કહ્યું કે મેરુ પર્વતની ઉપર ચૈત્યવંદન કરવાને ગયેલા મુસાળાં પિતાએ કોઈ મુનિને પૂછ્યું હતું ત્યારે ચાર જ્ઞાનધારી તે મુનિએ કહ્યું હતું કે, 'તમારા પૂર્વજનો નવ માણિક્યનો હાર જે ઉપાડી પહેરશે, તે પ્રતિવાસુદેવ થશે. ૧° બાળક પોતાનું મોઢું, રથી ૧૦ હારના નવ માણિક્યમાં તેનાં મુખના પડેલા નવ પ્રતિબિંબ મુખ, આ રીતે રાવણના દશ મોઢાં ગણીને તેના પિતાએ "દશમુખ" નામ પાડયું. ૫

૬-પ્રશ્ન-તે દશમુખ પ્રતિવાસુદેવ કાલાંતરે રાવણ નામથી વધારે પ્રસિદ્ધિ પામ્યો તેનું શું કારણ?

ઉત્તર-એક વખત રાવણ, નિત્યાલોક નામના નગરમાં નિત્યાલોક નામના રાજાની રત્નાવળી નામની કન્યાને પરણવા ચાલ્યો. રસ્તામાં અષ્ટાપદ પર્વતની ઉપર આવતાં તેનું પુષ્પક વિમાન, જેમ કિલ્લાની પાસે શત્રુઓનું લશ્કર સ્ખલિત થાય તેમ, સ્ખલિત થયું ( અટકી ગયું ). સાગરમાં નાંગર નાંખાવથી અટકેલા વહાણની જેમ અને બાંધી લીધેલા હાથીની જેમ પોતાના વિમાનને અટકેલું જોઈ રાવણને બહુ કોપ ચઢયો. 'આ મારા વિમાનને અટકાવનાર કયો પુરુષ યમરાજના મોંઢામાં પેસવાને ચાહે છે?' આ પ્રમાણે કહેતા રાવણે નીચે ઊતરી પર્વતના શિખર પર જોયું તો ત્યાં કાયોત્સર્ગ ધ્યાનમાં રહેલા વાલી મુનિને પોતાના વિમાનની નીચે જોયા, એટલે રાવણે તેમને કહ્યું કે, " અરે વાલી મુનિ! શું તું હજુ સુધી પણ મારી ઉપર ક્રોધ રાખે છે? અને શું આ જગતને છેતરવા માટે કપટથી સાધુ થઇને બેઠો છે? આગાઉ પણ કોઇ પણ પ્રકારની માયા વડે

મને ઉપાડીને ફેરવ્યો હતો. પછી 'આ મારા કરેલાનો બદલો વાળશે' એવી શંકાથી તેં દીક્ષા લીધી. પણ હાલ પણ હું રાવણ તેનો તે જ છું અને મારી ભુજાઓ પણ તેની તે જ છે. હવે મારો વખત આવ્યો છે તો જોઈ લે હું તારા કરેલાનો બદલો વાળું છું; જેમ ચંદ્રહાસ તરવાર સહિત મને ઉપાડીને તું ચારે સમુદ્ર ફરતો ફર્યો હતો, તેમ હવે તને આ પર્વત સહિત ઉપાડીને લવણ સમુદ્રમાં નાંખી દઉં છું." એમ કહી રાવણ પૃથ્વીને ફાડી અષ્ટાપદ પર્વતની નીચે પેઠો. પછી એક સાથે હજાર વિદ્યાનું સ્મરણ કરી પર્વતને ઉપાડ્યો. તે સમયે તેના તડતડાટ શબ્દોથી વ્યંતરો ત્રાસ પામ્યા. સમુદ્ર તથા હાથી વગેરે ક્ષોભ પામ્યા (ખળભળ્યા), વૃક્ષો ભાંગી ગયા. અવધિજ્ઞાની અને લબ્ધિનિધાન એવા વાલિમુનિએ આ બનાવ જોઈને વિચાર્યું કે "મારી ઈર્ષ્યાથી આ રાવણ ઘણાં જીવોનો અને ચૈત્યોનો અકાળે સંહાર કરવા તૈયાર થયો છે. તે તીર્થ, ચૈત્ય તથા જીવોને બચાવવા નિઃસંગ એવા પણ મારે રાવણને શિક્ષા કરવી જોઈએ." આવો વિચાર કરી ભગવાન વાલી મુનિએ પગના અંગુઠા વડે અષ્ટાપદ પર્વતના શિખરને જરા દબાવ્યું. તેથી રાવણના શરીરના હાથ વગેરે અવયવો સંકોચાવા લાગ્યા, તેના મોઢામાંથી લોહીની ઊલટી થવા લાગી. તેથી રાવણ રાડ પાડીને રોવા લાગ્યો. ત્યારથી તે રાવણ નામથી પ્રસિદ્ધિ પામ્યો. તેનું મૂળ નામ તો દશમુખ હતું. તે બીના પહેલાં કહી દીધી છે. ૬

**૭-પ્રશ્ન**-રાવણનું આયુષ્ય કેટલું હતું ?

**ઉત્તર**-તેનું ૧૪ હજાર વર્ષનું આયુષ્ય હતું. તેના અંતે જેઠ વદ અગિયારસના પાછલા પહોરે લક્ષ્મણ વાસુદેવના હાથે મરીને રાવણ ચોથી નરકે ગયો. ૭

**૮-પ્રશ્ન**-શ્રી. રામચંદ્રજી કેટલાં વર્ષો સુધી કેવલીપણે વિચર્યા ?

**ઉત્તર**-શ્રી. રામચંદ્ર કેવલી પચ્ચીસ વર્ષ સુધી કેવલીપણે મહીતલમાં વિચરી, ભવ્ય જીવોને પ્રતિબોધી પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સિદ્ધિપદને પામ્યા. એમ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ ૭માના ૧૦મા સર્ગમાં કહ્યું છે. ૮

**૯-પ્રશ્ન**-ઇંદ્રો બધા સમ્યગ્દૃષ્ટિ જ હોય, તો મિથ્યાદૃષ્ટિ તામલિતાપસ ઈશાનેન્દ્રપણું પામ્યો તે બીના કઈ રીતે ઘટી શકે ?

**ઉત્તર**-અંત્ય કાલે અનશન ભાવમાં રહેલા મિથ્યાદૃષ્ટિ તામલિ તાપસે નિર્મલ આઠ પ્રવચન માતા સ્વરૂપ સંયમના સાધક મુનિરાજને જોઈને, સાધુધર્મની અનુમોદના કરતાં સમ્યક્ત્વ પામી સમ્યગ્દૃષ્ટિ થઈને ઇંદ્રપણું મેળવ્યું છે, એમ શ્રી કથાકોશાદિ ગ્રંથોમાં જણાવ્યું છે. ૯

**૧૦-પ્રશ્ન**—આ અવસર્પિણીમાં થયેલા ૧૨ ચક્રવર્તીઓમાંના પહેલા ભરત ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧ નામ-ભરત ચક્રવર્તી; ૨ જન્મભૂમિ-અયોધ્યા નગરી; ૩ પિતાનું નામ-શ્રીઋષભદેવ; ૪ માતાનું નામ-સુમંગલા; ૫ ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય; ૬ શરીરની ઊંચાઈ ૫૦૦ ધનુષ્યની; ૭ કુંવરપણામાં ૭૭ લાખ પૂર્વો, ૮ મંડલિક રાજાપણામાં ૧૦૦૦

વર્ષો, ૯ દિગ્વિજય કરવામાં ગયેલા વર્ષો ૬૦ હજાર, ૧૦ ચક્રવર્તિપણું એક હજાર વર્ષ ન્યૂન ૬ લાખપૂર્વ સુધી ભોગવ્યું; ૧૧ સ્ત્રીરત્નનું નામ સુભદ્રા; ૧૨ દીક્ષાપર્યાય આરીસા ભુવનમાં ગૃહસ્થપણે કેવલી થઈને મુનિવેષ ધારણ કરી વિચર્યા, તેથી લાખ પૂર્વ સુધીનો જે કેવલીપર્યાય તે જ દીક્ષાપર્યાય જાણવો, ૧૩ અંતે સિદ્ધ થયા, ૧૪ શ્રીઋષભદેવ પ્રભુના સમયે તે થયા. ૧૦

૧૧–પ્રશ્ન–બીજા સગર ચક્રવર્તિના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧ નામ–સગર ચક્રવર્તી ૨; જન્મભૂમિ–અયોધ્યા નગરી; ૩ તેમના પિતા સુમિત્ર નામે હતા; ૪ માતાનું નામ યશોમતી; ૫ આયુષ્ય ૭૨ લાખ પૂર્વો; ૬ ૪૫૦ ધનુષ્યપ્રમાણ શરીરની ઊંચાઈ; ૭ કુંવરપણામાં ૫૦ હજાર પૂર્વો; ૮ મંડલિકપણામાં ૫૦ હજાર પૂર્વો; ૯ દિગ્વિજય કરવામાં ૩૦ હજાર વર્ષો ગયાં; ૧૦ ચક્રવર્તિપણામાં ૭૦ લાખ પૂર્વો; ૧૧ સ્ત્રીરત્નનું નામ–ભદ્રા; ૧૨ દીક્ષા પર્યાય–૧ લાખ પૂર્વ સુધી; સગર ચક્રવર્તિએ પોતાની જિંદગીના ૭૧ લાખ પૂર્વો વીત્યા બાદ વિચાર કર્યો કે પરોપાધિની પૂર્ણતા એ બીજાની પાસેથી કારણ સર માંગી લાવેલાં ઘરેણાં જેવી છે, તેથી તે આત્માને મુક્તિનાં સુખ દઈ શકે જ નહિ. અને જે સ્વાભાવિક એટલે જ્ઞાનાદિ ગુણોની પૂર્ણતા તે જાતિવંત રત્નના જેવી છે માટે તે જ મોક્ષનાં **સુખ દેવા સમર્થ** છે. ચક્રવર્તિપણાની આ દેખાતી ઋદ્ધિ, **સ્ત્રી અને દેહ** વગેરેની મોહજાળમાં ફસાઈને હું આત્મહિતના પંથે હવે પણ જો **પ્રયાણ ન કરૂં તો, મારી મૂર્ખાઈ કહેવાય. માટે હવે ચેતીને દીક્ષા લેવી એ જ ઉચિત છે. હું એકલો જન્મ્યો છું ને એકલો જ મરવાનો છું. મારું કોઈ નથી ને હું કોઈનો નથી. મારી વસ્તુ** મારી પાસે જ છે એટલે હું સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર સ્વરૂપ છું બાહ્ય પદાર્થોનો કર્તા કે સંરક્ષક હું નથી. કારણ કે તે પદાર્થો સંયોગલક્ષણ (સંયોગસ્વરૂપ) છે એટલે ખોટા મમત્વભાવને ઉપજાવનારા છે. તે જ મમત્વભાવને આધીન થઈને મેં ચતુર્ગતિક અનાદિ સંસારમાં ઘણા કાળ સુધી વિવિધ વિડંબનાઓ ભોગવી છે. તેની વિભાવ દશાનો નાશ કરી નિજસ્વરૂપમાં રમણ કરવા રૂપ ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરવાનું અસાધારણ સાધન જે પરમ ઉલ્લાસથી નિર્મલ સંયમની આરાધના કરવી તે જ છે. આવી ઉત્તમ ભાવનાથી ચક્રવર્તિપણાનો ત્યાગ કરી મહાનુભાવ સગર ચક્રવર્તિએ ઊભે પગે સંસારમાંથી નીકળી શ્રી જૈનેન્દ્રી પ્રવ્રજ્યા અંગીકાર કરી એક લાખ પૂર્વ સુધી તેની નિર્મલ આરાધના કરી સ્વપર તારક બની, ઘાતિ કર્મોનો નાશ કરી કેવલજ્ઞાન મેળવ્યું. ૧૩ અંતસમયે યોગનિરોધ કરી શૈલેશી ભાવમાં શેષ અઘાતિ કર્મોનો નાશ કરી તે રાજર્ષિ સગર મુનિમહારાજ મુક્તિનાં અવ્યાબાધ સુખ પામ્યાં. ૧૪ આ સગર ચક્રવર્તિ શ્રીઅજિતનાથ પ્રભુના સમયમાં થયા એમ જાણવું. કારણ કે તેમણે તે પ્રભુના ઉપદેશથી જ પ્રભુની પાસે દીક્ષા લીધી હતી. ૧૧

૧૨–પ્રશ્ન—ત્રીજા મઘવા ચક્રવર્તિના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

ઉત્તર—૧ નામ મઘવા ચક્રવર્તી; ૨ જન્મભૂમિ શ્રાવસ્તિ નગરી; ૩ પિતાનું નામ સમુદ્રવિજય રાજા; ૪ માતાનું નામ ભદ્રા રાણી; ૫ તેમનું આયુષ્ય પાંચ લાખ વર્ષનું હતું; ૬ શરીરનું પ્રમાણ સાડી બેંતાલીસ ધનુષ્ય; ૭ તે પચીસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા; ૮. પચીસ હજાર વર્ષ સુધી મંડલિકપણે રહ્યા, ૯ દસ હજાર વર્ષો સુધી છ ખંડની સાધના

કરી; ૧૦ તેમણે ત્રણ લાખને એંસી હજાર વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું; ૧૧ સ્ત્રી-
રત્નનું નામ સુનંદા રાણી; ૧૨ મઘવા ચક્રવર્તી પોતાની ચાર લાખ પચાસ હજાર વર્ષ
પ્રમાણ જિંદગી વીત્યા બાદ ચક્રવર્તીપણાની સાહ્યબીને અનિત્ય અને દુર્ગતિનાં ભયંકર
દુઃખને દેનારી જાણીને સંયમ અંગીકાર કરી તેમણે પચાસ હજાર વર્ષ સુધી પરમ
ઉલ્લાસથી સંયમની નિર્મલ સાધના કરી. ૧૩ ત્રીજા સનત્કુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન
થયા; ૧૪ આ મઘવા ચક્રવર્તી પંદરમા તીર્થંકર શ્રીધર્મનાથના તીર્થમાં થયા. ૧૨

૧૩-પ્રશ્ન-ચોથા સનત્કુમાર ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

ઉત્તર-૧ નામ સનત્કુમાર ચક્રવર્તી; ૨ જન્મભૂમિ હસ્તિનાપુરનગર; ૩ પિતાનું નામ
અશ્વસેન રાજા; ૪ માતાનું નામ સહદેવી રાણી; ૫ તેમનું ત્રણ લાખ વર્ષનું આયુષ્ય હતું;
૬ શરીરનું પ્રમાણ સાડીએકતાલીસ ધનુષ્ય; ૭ પચાસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા;
૮ પચાસ હજાર વર્ષ સુધી મંડલિકપણે રહ્યા; ૯ છ ખંડની સાધનામાં એક હજાર વર્ષો ગયાં
૧૦ તેમણે નવાણું હજાર વર્ષો સુધી ચક્રવર્તિપણાની સાહ્યબી ભોગવી હતી, ૧૧ સ્ત્રીરત્ન-
નું નામ જયા રાણી; ૧૨ બે લાખ વર્ષની ઉંમર વીત્યા બાદ સનત્કુમાર ચક્રવર્તીએ
ચક્રવર્તીપણાનો ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરી એક લાખ વરસો સુધી તેની નિર્મળ
સાધના કરી; ૧૩ અંતિમ સમયે સમાધિમરણ પામી ત્રીજા સનત્કુમાર દેવપણે ઉત્પન્ન
થયા. આ સનત્કુમાર ચક્રવર્તી પંદરમા તીર્થંકર શ્રી ધર્મનાથના તીર્થમાં થયા. ૧૩

૧૪-પ્રશ્ન-પાંચમા શાંતિનાથ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુદ્દાઓ કયા કયા?

ઉત્તર-૧ નામ શાંતિનાથ ચક્રવર્તી; ૨ જન્મભૂમિ હસ્તિનાપુરનગર; ૩ પિતાનું નામ
વિશ્વસેન રાજા; ૪ માતાનું નામ અચિરરાણી; ૫ તેમનું એક લાખ વર્ષનું આયુષ્ય હતું;
૬ શરીરનું પ્રમાણ ચાલીશ ધનુષ્ય; ૭ પચીસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા; ૮ પચીસ
હજાર વર્ષ મંડલિક રાજાપણે રહ્યા; ૯ છ ખંડની સાધનામાં આઠસો વર્ષો ગયાં; ૧૦
ચોવીસ હજાર બસો વર્ષ સુધી ચક્રવર્તી રાજાપણે રહ્યા; ૧૧ સ્ત્રીરત્નનું નામ વિજયા-
રાણી; ૧૨ પંચોતેર હજાર વર્ષની ઉંમર વીત્યા બાદ શાંતિનાથ ચક્રવર્તીએ દીક્ષા અંગીકાર
કરી; પચીસ હજાર વર્ષો સુધી તેની નિર્મલ આરાધના કરી; ૧૩ અંતિમ સમયે સર્વ
કર્મનો નાશ કરીને મોક્ષે ગયા. પોતે તીર્થંકર પણ હતા. ૧૪

(ચાલુ)

# શ્રી જીરાવલા તીર્થ

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

(ગતાંકથી ચાલુ)

દેરી નં ૩૧માં ડાબી બાજુમાં નીચે પ્રમાણે લેખ વંચાય છે.

॥ संवत् १४८३ वर्षे
प्रथम वैशाख सुदि १३
गुरौ श्री अंचलग छे
श्रीमेरुतुंगसूरीणां पट्टोद्ध–
रण श्रीनयकीर्तिसूरीश्व
र सुगुरूपदेशेन पत्तन·
वास्तव्य ओसवाल ज्ञाती–
य मीरडीया सा० संग्रा
म सुत सा० सलखण सुत
सा०तेजा भार्या तेजल
देऽनयोः पुत्राः सा०डी–
डा, सा० खीमा सा० भूरा
सा० काला सा० गांगा
सा० डीडा सुत सा० नाग–
राज, सा०काला सुत सा०
पासा, सा० जीवराज सा०
जीणदास ॥ सा० तेजा द्वि–
तीय भ्राता सा० नरसिं–
ह भार्या कौंतगदे तयोः
पुत्रौ सा० पासदत्त सा०
देवदत्त श्रीजीराउला
पार्श्वनाथस्य चैत्ये देह·
रि (३) कारापिता श्रीदेव·
गुरु प्रसादात् प्रवर्द्धमान
भद्रं मांगलिकं भूयात्

ભાવાર્થ—સં. ૧૪૮૩માં પ્રથમ વૈશાખ-શુદિ ૧૩ને ગુરુવારે અંચલગચ્છના સુપ્રસિદ્ધ આ. શ્રીમેરુતુંગાચાર્યજી, તેમના પટ્ટધર શ્રી જયકીર્તિસૂરીશ્વરજીના ઉપદેશથી પાટણ નિવાસી ઓસવાલજ્ઞાતીય, મીરડીયા સા૦ સંગ્રામ, સલખણ, તેમના પુત્ર તેજાજી, તેમનાં પત્ની તેજલદે, તેમના પુત્રો સા૦ ડીડા, સા૦ ખીમા, સા૦ ભૂરા, સા૦ કાલા, સા૦ ગાંગા આમાં, સા૦ ડીડાના પુત્ર નાગરાજ, સા૦ કાલાના પુત્રો સા૦ પાસા, સા૦ જીવરાજ, અને સા૦ જિણદાસ, અને તેજાજીના બીજા બંધુ નરસિંહ તેમનાં પત્ની કૌંતગદે તેમના બન્ને પુત્ર સા૦ પાસદત્ત, અને સા૦ દેવદત્ત આ કુટુમ્બે શ્રી જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાં ત્રણ દેરીઓ કરાવી, દેવગુરુ કૃપાથી તેમની વૃદ્ધિ થાઓ, તેમનું મંગલિક થાઓ.

દેરી નં. ૩૨માં ૩૪ પંક્તિનો લેખ છે પરન્તુ અક્ષરશઃ વંચાતો ન હોવાથી માત્ર ભાવ સમજાયો છે. તે આ પ્રમાણે છે.

सं. १४८३ प्रथम वैशाख सुदि १३ गुरु अंचलगच्छीय मेरुतुंगसूरि पट्टघर श्री जयकीर्तिसूरि ।

આગળ નથી વંચાતું. ભાવ સ્પષ્ટ છે.

દેરી નં. ૩૩માં ભારવટિયા (છાજલી)માં લેખ છે પરંતુ વંચાતો નથી. જમણી બાજુ દશ પંક્તિનો લેખ છે પણ પૂરો વંચાતો નથી. ભાવ ઉપર પ્રમાણે છે.

૧૪૮૩માં અંચલગચ્છીય આચાર્ય જયકીર્તિસૂરિજીના ઉપદેશથી. વગેરે વગેરે.

કદાચ ૩૧, ૩૨ અને ૩૩ એ ત્રણે દેરીઓનો લેખ એક જ હોય. પરન્તુ ઘસાયેલા હોવાથી સાફ દેખાતા નથી માટે ઉતાર્યા નથી. આ પછીની ઘણી દેરીઓમાં લેખ સાફ ન વંચાતા હોવાથી અને અમારે પણ સમય અને સાધનનો અભાવ વગેરે કારણો હોવાથી અક્ષરશઃ બધા લેખ નથી લેવાયા. કેટલીક દેરીઓના લેખોનો માત્ર ભાવ જ લીધો છે જે નીચે આપું છું:-

દેરી નં. ૩૪નો ડાબી બાજુનો લેખ

सं. १४८२ वर्षे वैशाख शुदि १२ गुरौ खरतरगच्छीय भट्टारक श्रीजिनवर्द्धनसूरि।

લેખ ચૌદ પંક્તિનો છે. પૂરો વંચાતો નથી.

દેરી નં. ૩૫માં બાવીશ પંક્તિનો લેખ છે. વંચાતો નથી.

सं. १४८२ અને अंचलगच्छीय आचार्य. આટલું જ સમજાયું છે.

દેરી નં. ૩૬ ૧૯ પંક્તિનો લેખ છે.

सं. १४८२ वर्षे प्रथम वैशाख सुदि ६ गुरौ अंचलगच्छे मेरुतुंगसंतानीय श्री जयकीर्तिसूरि।

આટલો ભાવ સમજાયો છે.

દેરી નં. ૩૭-૩૮-૩૯ના લેખ નથી વંચાયા.

દેરી નં. ૪૦માં છાજલીમાં ત્રણ પંક્તિનો લેખ છે જે આ પ્રમાણે છે.

[१] ॥ ९ ॥ १४५१ वर्षे ज्येष्ट शुदि १० बुधवारे मूल नक्षत्रे सिद्धिनामयोगे श्री उपकेशज्ञातीय चिंचटगोत्रे विसत्र्प्रसयो साह सलखण सुत आजडात्मज साह गोसल सुत० ॥

[२] ॥ देसल भार्या भोली पुत्राः सा० सहज सा० साहण सा० समर, साहण भार्या साध्वी भावलदे पु० संघना सा० कडुआ सा० लींबा सा० भगीनि बाइ मुक्ता समस्त साध्वी भावलदेवीभिरात्मश्रेयसे ।

[३] ॥ श्रीपार्श्वनाथXX [भुवने] देवकुलिका कारिता । उपकेशगच्छे । श्रीककुदाचार्यसंताने श्रीकक्कसूरीणां पट्टालंकार श्रीदेवगुप्तसूरीणामुपदेशेन ॥ शुभं भवतु ॥ ६ ॥

ભાવાર્થ—સં. ૧૪૫૧માં જેઠ શુદિ ૧૦ બુધવાર, મૂલ નક્ષત્રમાં અને સિદ્ધિ યોગમાં, ઉપકેશગચ્છના શ્રી કકુદાચાર્યજીના સંતાનીય આચાર્ય શ્રી કક્કસૂરિજી તેમના પટ્ટાલંકાર આ. શ્રી દેવગુપ્તસૂરીશ્વરજીના ઉપદેશથી; ઉપકેશ જ્ઞાતીય ચિંચોટા ગોત્રના વિસ્રય શાહ સલખણ, તેમના પુત્ર સાહ ગોસલ, તેમના પુત્ર દેસલ તેમના પત્ની ભોળીબાઇ તેમના સુપુત્રો સા૦ સહજ, સા૦ સાહણ અને સા૦ સમર, તેમાં સાહણનાં સતીસાધ્વી પત્ની ભાવલદે તેમના પુત્ર સં૦ ધના સા, કડુઆસા, અને લીંબાસા, અને તેમનાં બહેન મુક્તાબાઇ આદિ સમસ્ત કુટુંબે તેમના માતા સતી સાધ્વી બાઇ ભાવલદેના આત્મકલ્યાણ માટે શ્રી જીરાવલાપાર્શ્વનાથજીના મંદિરમાં દેરી કરાવી છે. શુભં ભવતુ કલ્યાણ થાઓ.।

આ જ દેરીમાં ડાબી બાજુ લેખ છે પણ પૂરો વંચાતો નથી. તેનો ભાવ આ પ્રમાણે છે.

સં. ૧૪૮૩ શ્રી તપાગચ્છીય સોમસુંદરસૂરિજી વગેરેના ઉપદેશથી શ્રીમાલ જ્ઞાતીય શ્રાવકે આ દેરી કરાવી છે.

દેરી નં. ૪૧ માં છાજલીમાં નીચે પ્રમાણે ચાર પંક્તિનો લેખ છે.

[१] ॥९॥ स्वस्ती श्रीजयोभ्युदयश्च ॥ प्रतिष्ठ नृपनंदन सुसीमांगसत्रोविसु ॥ पद्मप्रभजिन पउराक्रात्यलद्दल्यति ॥

संवत् १४२१ वर्षे

[२] कार्तिकशुदि ५ रवौ हस्तनक्षत्रे कोडीनारनगरवास्तव्य मोढज्ञातीय आगमीक गच्छ भक्तसुश्रावक व ॥ जातो

[३] यजमदेव ॥ बावने सा० संघवी-अजतेन भार्या सुदेन्नादय प्रभृति कुटुम्बकलितेन ध्रुव जयता श्रेयसे पद्मप्रभुजिन । विराज करितं ।

[४] प्रतिष्ठाविधाने च दे जयसे श्री-पार्श्वनाथ ॥ चैत्ये देवकुलिका कारिता ॥ आगामिकगच्छीय सान हस्तेन ॥ सुभं भूआत् ॥ श्री माः स्वाप्तती ॥

ભાવાર્થ—લેખની લીપી અને ભાષા બન્ને વિચિત્ર છે. અશુદ્ધિ પણ ઘણી છે. લેખનો ભાવ એટલો છે કે સં. ૧૪૨૧માં કાર્તિક શુદિ ૫ ને રવિવારે હસ્તનક્ષત્રમાં કોડીનગર નિવાસી (સૌરાષ્ટ્રમાં આવેલા) મોઢજ્ઞાતીના આગમિકગચ્છના ભક્તશ્રેષ્ઠ સુશ્રાવક સંઘવી જયતાના કુટુમ્બે જયતાનાં પુત્ર સંઘવી અજતા, તેમનાં પત્ની સુદન્ના વગેરે કુટુમ્બે જયતાના કલ્યાણ અર્થે શ્રીજીરાવલ્લા પાર્શ્વનાથજીના ચૈત્યમાં દેવકુલિકા કરાવી છે અને તેમાં શ્રીપદ્મપ્રભુ જિનેશ્વર બિરાજમાન કરી પ્રતિષ્ઠા કરવી છે. પ્રતિષ્ઠાપક આગમિકગચ્છના આચાર્ય છે.

આ જ દેરીમાં ડાબી બાજુ લેખ છે તે પૂરો વંચાતો નથી, પરન્તુ તેનો ભાવ એટલો છે કે. સં ૧૪૮૩માં તપાગચ્છીય આ શ્રી સોમસુંદરસુરિજી વગેરે વગેરે

દેરી નં. ૪૨માંનો લેખ વંચાતો નથી.

દેરી નં. ૪૩માં સં ૧૪૮૩નો લેખ છે. આખો લેખ વંચાતો નથી.

દેરી નં. ૪૪માં પણ સં ૧૪૮૩ અને સોમસુંદરસૂરિજીનો લેખ છે, પણ તે આખો વંચાતો નથી.

દેરી નં. ૪૫માં છાજલીમાં લેખ છે પણ વંચાતો નથી. પરંતુ ડાબી બાજુ લેખ છે તે વંચાય છે, જે આ પ્રમાણે છે—

॥ ९ ॥ सं. १४८३
वर्षे भाद्रवा
वदि ७ गुरु श्री
तपागच्छनायक
श्रीदेवसुंदर
सूरिपट्टे
श्रीसोमसुंदर
सूरि श्रीमुनिसुं-
दरसूरि श्रीजय
चंद्रसूरि श्री—
भुवनसुन्दरसू-
रि उपदेशेन सं
भाइतवास्तव्य
ओसवाल ज्ञा—
तीय सोनीवरि
श्री पुत्र सा० लख
मसिंह भा० सा०
माल्यणदे श्री—
जीराउलाभुव—
ने चतुष्किकाशि
ख रं कारापि—
तं ॥

**ભાવાર્થ**—સં. ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રી દેવસુંદરસૂરિ તેમના પટ્ટધર શ્રી સોમસુંદરસૂરિ, તેમના પટ્ટધર શ્રી જયચંદ્રસૂરિ, તેમના પટ્ટધર શ્રી ભુવનસુંદરસૂરિજીના ઉપદેશથી ખંભાત નગર નિવાસી, ઓસવાલ જ્ઞાતીય સોની વરિશ્રી તેમના પુત્ર લખમસિંહ અને તેમની પત્ની સતી સાધ્વી મલ્યણદે વગેરે કુટુંબે શ્રી જીરાવલાપાર્શ્વનાથજીના મંદિરમાં ચતુષ્કિકા શિખર કરાવ્યું છે.

દેરી નં. ૪૬માં લેખ નથી.

દેરી નં. ૪૭માં છાજલી ઉપર લેખ છે. આખો નથી વંચાતો પરંતુ સંવત વગેરે વંચાયું છે જે નીચે આપું છું.

॥૪॥ સં. ૧૪૧૫વર્ષે ×××
बृहद्गच्छीय श्रीदेवेन्द्रसूरिपट्टे
श्री जिनचंद्रसूरिपट्टालंकार श्री रामचंद्रसूरिं
भिरात्मश्रेयसे श्री पार्श्वनाथभुवन ××

(આગળ વંચાતુ નથી)

**ભાવાર્થ**—સં ૧૪૧૫માં બૃહદ્ગચ્છીય શ્રી દેવેંદ્રસૂરિજી અને તેમના પટ્ટાલંકાર શ્રીરામચંદ્ર સૂરીશ્વરજીએ પોતાના કલ્યાણ માટે શ્રી પાર્શ્વનાથ જીના મંદિરમાં (ઉપદેશ આપીને દેરી કરાવી છે. વગેરે)

દેરી નં. ૪૮ માં છાજલીમાં લેખ છે. અધૂરો વંચાયો છે.

॥૧॥ संवत् १४११ वर्षे चैत्र वदि ६ बुधे अनुराधा नक्षत्रे बृहद्गच्छीय श्री देवेंद्रसूरि शिष्य श्री जिनचंद्रसूरीणां पट्टालंकार श्री रामचंद्रसूरिभि ×××

**ભાવાર્થ**—સં. ૧૪૧૧માં ચૈતર વદિ ૬ ને બુધવારે અનુરાધા નક્ષત્રમાં બૃહદ્ગચ્છીય આચાર્ય શ્રી દેવેંદ્રસૂરિજી અને તેમના પટ્ટાલંકાર શ્રી રામચંદ્રસૂરિજીના (ઉપદેશથી)

દેરી નં. ૪૯ માં છાજલીમાં લેખ છે. સંવત વગેરે કશું નથી વંચાતું. માત્ર ઉપદેશક આચાર્ય "श्रीरत्नाकरसूरि" એટલું જ વંચાયું છે

દેરી નં. ૫૦માં જમણી બાજુ લેખ છે. આખો વંચાતો નથી પરંતુ સં. ૧૪૮૩ અને તપા શ્રીસોમસુંદરસૂરિ એટલું વંચાયું છે.

દેરી નં. ૫૧માં લેખ જ નથી.

દેરી નં. ૫૨માં જમણી બાજુ ૧૪૯૨ નો લેખ છે અને છાજલીમાં ૧૪૮૩ નો લેખ છે. બન્નેની લીપી અને ભાષા તદ્દન અર્વાચીન છે. તેમ જ લેખ પૂરો બરાબર વંચાતો પણ નથી.

રંગમંડપના બે થાંભલામાં મારવાડી ભાષામાં અને એવી જ મોડી લીપીમાં લેખ છે. બરાબર વંચાતા નથી પરંતુ ભાવાર્થ નીચે પ્રમાણે છે.

સંવત્ ૧૮૫૧ અષાડ શુદિ ૧૫ ભટ્ટારક શ્રી રંગવિમલસૂરિજી તેમના ઉપદેશથી જીર્ણોદ્ધાર થયો છે. આ લેખ પંદર પંક્તિનો છે. બીજા થાંભલામાં પણ સં. ૧૮૫૧ ભટ્ટારક શ્રીજિનેંદ્રસાગરસૂરિ અને શ્રી સૌભાગ્યસાગરજી વંચાય છે. આ પણ જીર્ણોદ્ધારનો લેખ છે.

આ સિવાય પ્રાચીન શિલાલેખો પણ છે જેમાં સંવત ૩૨૭, ૭૬૩, અને ૧૦૩૭ છે. આગળ વંચાતું નથી; ઘસાઈ ગયેલ છે.

હમણાં ધર્મશાળા માટે ખોદાણ કામ કરતાં એક પ્રાચીન સુંદર જિનમૂર્તિ નીકળી છે જે ધર્મશાળાના ઓરડામાં બિરાજમાન છે. ખોદકામ કરતાં એક જૂના થાંભલામાં પણ લેખ હાથ આવ્યો છે.

(ચાલુ)

❋

## મુગલસમ્રાટ અકબર બાદશાહ પ્રતિબોધક

# જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીની સજ્ઝાય

[ રચયિતા—શ્રી વિજયસેનસૂરિશિષ્ય ભક્તિ મુનિવિજયજી ]

સં.—પૂજ્ય મુનિમહારાજ શ્રી ચંદ્રપ્રભવિજયજી, કપડવંજ

સરસ્વતી[1] સુમતિને વિનવું, સદ્ગુરુ લાગુંજી પાય;
વાણી આપોજી નિરમલી, ગાશું તપગચ્છરાય;
તેં મન મોહ્યું રે, ગુરુ હીરજી .... .... .... ...॥૧॥

કિણ બાઈ વેરાવ્યા લાડુઆ, કિણ બાઈ વેરાવે પુત્ર;
શ્રીચંદે[2] વેરાવ્યા લાડુઆ, નાથીબાઇ વેરાવ્યા પુત્ર....તેં. ॥૨॥
ધન વાડી ધન ઠીકુઓ[3], ધન શાહ સાદીરો[4] પુત્ર;
ધન બાઈ નાથીરો જીવીઓ, હીરજી સરીખાજી પુત્ર....તેં....॥૩॥
લાખ ટકારો જી ગુધરો, ઝમક્યો આઝમ રાત;
ઝબકે ગુરુજી જાગીયા, પુસ્તક જમણે હાથ....તેં....॥૪॥
અકબર કાગળીયા મોકલે, બીરબલ હસ્તના જોય;
તુંજ મુંજ મિલવા આવજો વહેલા, વિલંબ ન કીજેજી કોય....તેં....॥૫॥
અકબર કરેજી વિનંતિ, ટોડરમલ લાગેજી પાય;
પૂજ્ય ચોમાસું અઠે કરો, હોશે ધર્મરો સવાય....તેં...॥૬॥
તેજી ઘોડાજી અતિ ઘણાં, પાયક સંખ્યા નવિ પાર;
મહાજન આવેજી અતિ ઘણાં, આવે થાનસિંહ ઉદાર....તેં....॥૭॥
સામા મેલુંજી પૂજ્ય પાલખી, મોતિડે નવસરો હાર;
એક ચોમાસો અઠે કરો, વિનતિ છે વારંવાર...તેં....॥૮॥
વિચરંતા ગુરુજી પધારીયા, આયા સીમારે માંહ;
સિમે વખાણ્યા સીમાડીયે, ધનધન મોટા મુનિ એહ....તેં...॥૯॥
ગુરુ જીવાગામે આવીયા, મલીઓ સનકારો સાથ;
પાય લાગી કરે વંદણા, પધારો કૃપાનાથ....તે....॥૧૦॥
આગરાની પોળ રળીયામણી, વસમાં સુખ દોય ચાર;
ઓયાં તોરણ બાંધીયા, બાંધ્યા નવ લખા હાર...તેં...॥૧૧॥
આયા ગુરુજી મોરએ, સન્મુખ આવ્યો સહુ સંઘ;
અકબર ફોજેથી આવતો, વધ્યો હર્ષ ઉમંગ...તેં...॥૧૨॥

---

૧. પાઠાંતરે—બે કર જોડી વિનવું, શારદા લાગું પાય.

૨ તથા ૪. પૂજ્યશ્રીના પિતા તો કુંરા શાહ છે એમ સૂરીશ્વર અને સમ્રાટ, જગદ્ગુરુ-કાવ્યાદિમાં જણાવેલ છે. તો આ કોણ? તજ્જ્ઞો ન જણાવે?

૩ પાઠાંતરે—કેવડો.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ૭ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક**

સમ્રાટ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા બારમા તથા તેરમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા પાકીના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી કાંતિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશકઃ—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ



વર્ષ ૧૪ : અંક ૧૨ ] અમદાવાદ : તા. ૧૫-૯-૪૯ [ ક્રમાંક ૧૬૮


## વિષય-દર્શન



## લવાજમ સંબંધી સૂચના

ઘણાખરા ગ્રાહક ભાઈઓનું લવાજમ આ અંકે પૂરું થાય છે. તો જેમનું લવાજમ પૂરું થતું હોય તેમણે પોતાના લવાજમના બે રૂપિયા મોકલી આપવા. લવાજમ નહીં મળે તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે. તે સ્વીકારી લેવા વિનંતિ છે.

—તંત્રી


લવાજમ-વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય-ત્રણ આના

# નિવેદન

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના આ અંકે માસિકનું ૧૪મું વર્ષ પૂરું થાય છે, તે પ્રસંગે ગત વર્ષ દરમ્યાન સમિતિ તથા માસિકને આર્થિક તેમજ લેખો વગેરે દ્વારા સહકાર આપનાર સર્વ કોઈનો અમે હાર્દિક આભાર માનીએ છીએ, અને ભવિષ્યમાં પણ એવો જ સહકાર આપતા રહેવાની વિનંતી કરીએ છીએ.

આવતા અંકે માસિકનું પંદરમું વર્ષ શરૂ થાય છે, ત્યારથી માસિકમાં વધારે રુચિકર સાહિત્ય પ્રગટ કરવાનો તેમજ બીજી કેટલીક જરૂરી માહિતીઓ આપતા રહેવાનો અમારો ઇરાદો છે. છાપકામ તેમજ કાગળ વગેરેમાં ફેરફાર કરીને માસિકને બને તેટલું સુવાચ્ય અને સરસ બનાવવાની અમે ઉમેદ રાખીએ છીએ.

આપણા પૂ. આચાર્ય મહારાજ આદિ સર્વ વિદ્વાન મુનિવરો તેમજ અન્ય સાક્ષરો અમને અમારા આ કાર્યમાં સહકાર આપે એવી અમારી વિનંતી છે. માસિકને આકર્ષક બનાવવા માટેની સૂચનાઓ અમને લખી મોકલવામાં આવશે તો તેનો સાભાર સ્વીકાર કરીને તેનો શકય તેટલો અમલ કરવા અમે પ્રયત્ન કરીશું.

પ્રતીકારને યોગ્ય લખાણ પણ સમયે સમયે પ્રગટ કરી શકાય એ માટે એવા આક્ષેપાત્મક લખાણો પ્રત્યે અમારું ધ્યાન દોરવા અમે સૌ કોઈને વિનવીએ છીએ.

આવતા અંકથી માસિકમાં નીચેની બાબતો આપવામાં આવશે.

(૧) સમિતિ ઉપર મોકલવામાં આવતાં પુસ્તકોનો સ્વીકાર.

(૨) શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સમાજના દીક્ષા, પ્રતિષ્ઠા તેમજ બીજા મહત્ત્વના સમાચારો ( સંક્ષેપમાં ).

(૩) શ્વે૦ મૂ૦ જૈન સમાજ સિવાયના બીજા જૈન ફિરકાઓના ખાસ મહત્ત્વના સમાચારો.

(૪) દેશની કે દુનિયાની ખાસ નોંધપાત્ર ઘટનાઓ.

આશા છે કે જૈન સમાજના મહત્ત્વના સમાચાર હવે પછી અમને લખી મોકલવાની સૌ કોઈ કૃપા કરશે.

માસિક માટે જનરુચિનું પોષણ કરે તેમજ સાથે સાથે જૈન સંસ્કૃતિનું ગૌરવ પ્રગટ કરે તેવું સાહિત્ય લખી મોકલવા અમારું સર્વ વિદ્વાનોને હાર્દિક આમંત્રણ છે. —વ્યવસ્થાપક

॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष १४<br>अंक १२ | વિક્રમ સં. ૨૦૦૫ : વિરનિ. સં. ૨૪૭૫ : ઈ. સ. ૧૯૪૯<br>ભાદરવા વદિ ૮ : ગુરુવાર : ૧૫ સપ્ટેમ્બર | क्रमांक<br>१६८ |
|---|---|---|


# "अपराध–क्षमा–स्तोत्र" પર વધુ પ્રકાશ

લેખક—સુધાકર

શ્રી વીર સેવા મંદિર દિલ્હી તરફથી પં. શ્રી. જુગલકિશોરજી મુખ્તારના તંત્રીપણા
નીચે પ્રગટ થતા 'અનેકાન્ત' નામક હિન્દી ભાષાના દિગમ્બર સમ્પ્રદાયના માસિકપત્રના
ગત ઓગસ્ટ માસના અંકમાં પહેલા લેખ તરીકે, "અપરાધ-ક્ષમા-સ્તોત્ર" નામક એક
સંસ્કૃત સ્તોત્રનું સંપાદન દિગંબર સમ્પ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન અને લેખક બાબુ શ્રી
જુગલકિશોર મુખ્તાર મહાશયે કર્યું છે. આ અપરાધ-ક્ષમા-સ્તોત્રમાં શ્વેતાંબર સમાજમાં
સુપ્રસિદ્ધ અને ખૂબ જ પ્રચલિત 'રત્નાકરપચ્ચીશી' આપવામાં આવેલ છે. આ સ્તોત્ર
બાબુજીને દિલ્હીના નવા દિગંબર મંદિરના પુસ્તકભંડારમાંથી પ્રાપ્ત થયું છે. અને
બાબુજી લખે છે કે કોઈ રત્નાકર નામના વિદ્વાનની આ કૃતિ છે. ખુશી થવા જેવું છે કે
બાબુજીને આ સ્તોત્ર ખૂબ જ ગમ્યું છે. તેઓ લખે છે કે,—

"स्तोत्र बडा सुन्दर तथा भावपूर्ण है और सच्चे हृदयसे जिनेन्द्र–प्रतिमादिकके
सन्मुख इसका पाठ आत्माको ऊंचा उठानेवाला है, अतः इसे हिन्दी अनुवादके साथ यहां
दिया जाता है।"

અહીં આ લેખ બાબુજીના મન્તવ્ય ઉપર થોડો વધુ પ્રકાશ પાડવા ખાતર જ લખ્યો
છે. મેં ઉપર લખ્યું તેમ બાબુજીએ હિંદી અનુવાદ સાથે श्रेयःश्रियां मंगलकेलि-
सद्म" થી શરૂ થતું જે સ્તોત્ર આપ્યું છે તે શ્વેતાંબર સમાજમાં ખૂબ જ પ્રચલિત અને
પ્રસિદ્ધ રત્નાકરપચ્ચીશી છે. આ સ્તોત્ર લગભગ અર્ધી સદી પહેલાં છપાયેલ પંચ પ્રતિ-
ક્રમણ અને બીજા પ્રકરણસંગ્રહોમાં છપાયેલું છે અને હજુ પણ છપાયે જ જાય છે.
સંસ્કૃતના જાણકારો અને બીજાઓ પણ આ સ્તોત્રનાં પદ્યોનો નિરંતર સ્તુતિ, આત્મનિંદા,
આત્મ–આલોચનામાં ઉપયોગ કરે છે. સંસ્કૃતથી અનભિજ્ઞ બાલ જીવો માટે આ રત્નાકર-
પચ્ચીશીનો માસ્તર શામજીભાઈ હેમચંદે કરેલો પદ્યમય ગુજરાતી અનુવાદ ખૂબ પ્રસિદ્ધ છે.
"મંદિર છો મુક્તિ તણા માંગલ્ય ક્રીડાના પ્રભુ" થી શરૂ થતી પ્રથમ ગાથા તો દરેક જિન-
મંદિરમાં બાળકો, બહેનો પાસેથી પણ વારંવાર સંભળાય છે. જિનેશ્વરદેવ સન્મુખ બોલાતી
સ્તુતિમાં ગુજરાતી પદ્યનો ખૂબ જ ઉપયોગ થાય છે. આ ગુજરાતી સ્તુતિનો ઉપયોગ હિન્દી
ભાષાભાષી બહેનો પણ કરે છે. આ રત્નાકરપચ્ચીશી સ્તોત્રનો હિન્દી અનુવાદ પણ થયેલો છે.

કેટલાક અર્થસહિત હિન્દી પંચ પ્રતિક્રમણનાં પુસ્તકોમાં આ સ્તોત્ર મળી આવે છે. કોઈ વિદ્વાન કવિએ તો આ સ્તોત્રની પ્રથમ ગાથાનાં ચાર પદો લઈ પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ (થોય) પણ બનાવી છે. વળી રત્નાકરપચ્ચીશી ઉપર જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પ્રશિષ્ય કનકકુશલે ટીકા પણ રચી છે. અને સ્વ૦ સાહિત્યસેવી શ્રી કેશવલાલ પ્રેમચંદ મોદીએ અંગ્રેજી ભાષાંતર પણ "જૈન સાહિત્ય સંશોધક" (પુ. ૧ અંક ૧, પૃ. ૧૫-૧૧) માં મોદીએ તૈયાર કરેલ ઇ. સ. ૧૯૨૦ માં છપાયું છે.

જાણુજીની જાણકારી ખાતર આ પચ્ચીશીના રચયિતા આ. શ્રી રત્નાકરસૂરીશ્વરજી મહારાજ ક્યારે થયા અને આ સ્તોત્ર કઈ રીતે બનાવ્યું તેનો પણ ટૂંક પરિચય આપું છું:–

આ. શ્રી રત્નાકરસૂરિજી ચૌદમી સદીમાં થઇ ગયા. સૂરિજીએ પ્રસિદ્ધ શત્રુંજય તીર્થના ઉદ્ધારક શ્રી સમરાશાહને શત્રુંજયતીર્થના ઉદ્ધારનો ઉપદેશ આપ્યો હતો અને વિ. સં. ૧૩૭૧ માં શ્રી શત્રુંજયગિરિ ઉપર પ્રતિષ્ઠા સમયે પોતે વિદ્યમાન હતા. શ્રી વીરવંશાવલીકારના કથન મુજબ તો આચાર્યશ્રીએ આ રત્નાકરપચ્ચીસીસ્તોત્ર ગિરિરાજ ઉપર શ્રીઋષભદેવ પ્રભુની સમક્ષ જ બનાવ્યું હતું. સૂરિજી મહારાજ માટે એક દંતકથા બહુ જ પ્રસિદ્ધ છે કે—

સૂરિજી મહારાજ બહુ જબર ઉપદેશક અને પ્રખર વ્યાખ્યાતા હતા. તેમના ઉપદેશના પ્રભાવથી ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામી વૈરાગ્યરંગથી રંગાતા હતા. પરંતુ સૂરિજી મહારાજ પોતે પરિગ્રહ ધારી હતા. સૂરિજીએ ઘણા મોતીઓનો સંગ્રહ કર્યો હતો. પોતે બીજા જીવોનો પરિગ્રહ છોડાવતા હતા, પરંતુ પોતે પરિગ્રહનો ત્યાગ કરતા નહોતા. એક વાર સૂરિજી વાલીમાં હતા ત્યારે ધોળકાનો એક સુશ્રાવક ગુરુજી પાસે પહોંચ્યો. ગુરુજીને બહુ જ ભકિતથી નમસ્કાર કરતો અને ગુરુ સમક્ષ સુંદર ઉપમા ભરેલી ભકિતથી સ્તુતિઓ બોલતો તે શ્રાવક ગુરુજીને કહે–મને ઉપદેશ આપી પરિગ્રહ છોડાવો તો આપશ્રીનો મોટો ઉપકાર માનીશ. સૂરિજી નિરંતર એને ઉપદેશ આપે છે, પરંતુ તેને કાંઇ જ અસર ન થઈ. પોતે રૂનો વ્યાપારી હતો. વ્યાપાર કરતો, કમાતો અને ઉપદેશ સાંભળતો હતો. છ મહિના ઉપદેશ ચાલ્યો કિન્તુ શ્રાવકને પરિગ્રહત્યાગના ઉપદેશની અસર જ ન થઇ. આથી એક દિવસે સૂરિજી મહારાજે ખૂબ જ ચિંતવન કરી મર્મ શોધી કાઢ્યો અને પોતાની પાસે રહેલા મોતીઓનો ઢગલો કરાવી તેને પીસાવી નાખ્યા (કહે છે કે રેતીમાં ભેળવી પરઠી દીધાં) અને નિષ્પરિગ્રહી થયા. આથી શ્રાવકને ત્યારપછી ઉપદેશની અસર થઈ અને તે પ્રતિબોધ પામ્યો. પછી સૂરિજીએ પોતાના શિષ્યને ગચ્છનો ભાર સોંપ્યો અને સંઘની આજ્ઞા લઈ પરમ નિસ્પૃહી બની પોતે ચાલી નીકળ્યા. અનુક્રમે વિહાર કરતા સૂરિજી મહારાજ ચિત્તોડ આવ્યા. આ વખતે ભારતવર્ષમાં મુસલમાન સમ્રાટ અલ્લાઉદ્દીન ખીલજીનું સામ્રાજ્ય હતું. મ્લેચ્છોએ શ્રી સિદ્ધાચલજી ઉપરનાં મંદિરો તોડયાં હતાં અને જીર્ણોદ્ધારની જરૂર હતી. શ્રી રત્નાકરસૂરિજી મહારાજે સમરાશાહને પાત્ર જાણી શ્રી શત્રુંજયતીર્થના જીર્ણોદ્ધાર માટે પ્રેરણા કરી. સમરાશાહે ગુરૂપદેશ શિરસાવંદ્ય કર્યો અને જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠા સમયે પણ અન્ય આચાર્ય મહારાજોની સાથે શ્રી રત્નાકરસૂરિજી પણ ત્યાં વિદ્યમાન હતા. એ જ સમયે આત્માનંદ, અને આત્મજાગ્રતંથી ભરેલ રત્નાકર પચ્ચીસી સ્તોત્ર તેમણે બનાવ્યું, જે આજલગી પ્રસિદ્ધ છે.

આ. શ્રી રત્નાકરસૂરિજી બૃહત્તપાગચ્છના હતા અને તેમનો સ્વર્ગવાસ ૧૩૮૪ માં થયો છે. સૂરિજી મહારાજની પ્રશંસા માટે નિમ્ન શ્લોક બહુ જ ઉપયુક્ત છે—

महयाडंबरजुत्तो सूरि पयंवडापल्लीए जायं ।
रयणायरसूरीनामेण जाओ सासणंमि सिणगारो ॥

શ્રી મુખ્તારજીએ આ સ્તોત્રના ચોવીશ શ્લોકો આપ્યા છે, પણ ખરી રીતે એ રત્નાકર-પચ્ચીશી કહેવાય છે અને તેના પચ્ચીશ શ્લોકો ઉપલબ્ધ પણ છે. એટલે હું માનું છું કે એ અંતમાં કદાચ એક શ્લોક લખાવો જ રહી ગયો હશે અથવા પ્રેસકોપી કરનાર ભાઈ શ્લોક ઉતારવો ભૂલી ગયા હોય, મુખ્તારજીએ છપાવેલા સ્તોત્રમાં નિમ્ન શ્લોક રહી ગયો છે—

कृतं मयाऽमुत्र हितं न चेह, लोकेऽपि लोकेश सुखं न मेऽभूत् ।
अस्मादृशां केवलमेव जन्म, जिनेश जज्ञे भवपूरणाय ॥ ६ ॥

આવી જ રીતે કોઈ કોઈ શ્લોકોમાં અશુદ્ધિ પણ આવી રહી છે. બાબુજીએ આપેલા અગિયારમા શ્લોકના ચોથા ચરણમાં જે શંકાચિહ્ન મૂક્યું છે ત્યાં–"**दुर्वांछि हि नाथमति-भ्रमो मे**" પાઠથી શંકા નિકળી જશે. આવી જ રીતે બાબુજીએ આપેલા બારમા શ્લોકના ચોથા ચરણમાં પણ અશુદ્ધિ છે; ત્યાં "**कटीतटीयाः सुदृशां विलासाः**" જોઈએ. તેમજ બાબુજીએ આપેલા ચૌદમા શ્લોકના ત્રીજા ચરણમાં "**स्फुरत्प्रभा न प्रभुता च कापि**" જોઈએ. તથા બાબુજીએ આપેલા વીસમા શ્લોકના બીજા ચરણમાં "**परोपकारन्न यशोऽर्जितं च**" પાઠ જોઈએ. અને બાબુજીએ આપેલા બાવીશમા શ્લોકના ચોથા ચરણમાં "**भूतोऽप्यवन्ध्याविभवत्रयीश**" પાઠ જોઈએ. આ પાઠો બરાબર બંધબેસતા અને શુદ્ધ છે.

બાબુજી રહી ગયેલી અશુદ્ધિઓ અને બાકી રહી ગયેલો એક શ્લોક ઉમેરી લે અને તેનો પદ્યમય હિન્દી ભાવાનુવાદ કરાવે તે બહુ જ સારું છે. આજના સમભાવી યુગમાં આપણે બધાયે આવી રીતે એક બીજાના નિકટ સંપર્કમાં આવીએ તે આપણા શુભ ભાવિની નિશાની છે. દિગંબર સમાજે શ્વેતાંબરાચાર્યકૃત શ્રી ભક્તામર, કલ્યાણમંદિર વગેરે સ્તોત્રો અપનાવ્યાં છે તેમ આ અપરાધ-ક્ષમાપનારૂપ રત્નાકર પચ્ચીશી અને એવાં જ બીજાં સ્તોત્રોને અપનાવી તેનો પ્રચાર કરે અને આપણામાં આ રીતે પ્રેમગાંઠ બંધાય તે ખુશી થવા જેવું છે.

અન્તમાં આવી સુંદર સ્તુતિને 'અનેકાન્ત' પ્રગટ કરી દિગંબર સમાજમાં પ્રકાશિત કરવા બદલ હું બાબુજીને હૃદયનાં અભિનંદન આપી વિરમું છું.

## કુત્તિયાવણ[1] [ સં. કુત્રિકાપણ તથા કુત્રિજાપણ ]

(લે. પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.)

ઉલ્લેખ–'કુત્તિયાવણ' એ અદ્ધમાગહી (સં. અર્ધમાગધી) ભાષાનો શબ્દ છે, કેમકે આ ભાષામાં રચાયેલા જૈન આગમોમાં એ મળે છે. દાખલા તરીકે **વિયાહપણ્ણત્તિ** નામના પાંચમા અંગમાં સ. ૨, ઉ. ૫ (સુત્ત ૧૦૭)માં અને સ. ૯, ઉ. ૩૩ (સુત્ત ૩૮૫) માં અને **નાયાધમ્મકહા** નામના છઠ્ઠા અંગમાં સુય૦ ૧, અ. ૧ (સુત્ત ૨૪) માં 'કુત્તિયાવણ' શબ્દ વપરાયો છે.

---

૧ 'આગમોનું દિગ્દર્શન' એ નામની મારી કૃતિમાં પૃ. ૨૧૫ માં જે મેં લેખ છપાશે એમ લખ્યું છે તે આ લેખ છે.

**અર્થ અને ઉપમા**—વિયાહ૦માં પાર્શ્વાપત્ય સ્થવિરના વર્ણનમાં સુત્ત ૧૦૭માં એમનો **કુત્તિયાવણભૂયા** તરીકે નિર્દેશ છે. નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિએ આ અંગની વૃત્તિ(પત્ર ૨૪૧," રતલામની આવૃત્તિ)માં આ સંબંધમાં નીચે મુજબ સ્પષ્ટીકરણ આપ્યું છેઃ—

"कुत्रिकम्—स्वर्ग–मर्त्य–पाताललक्षणं भूमित्रयं तत्सम्भवं वस्त्वपि कुत्रिकम्, तत्सम्पादक आपणः—हट्टः कुत्रिकापणः, तद्भूताः—समीहितार्थसम्पादनलब्धियुक्तत्वेन सकलगुणोपेतत्वेन वा तदुपमाः ॥"

આનો અર્થ એ છે કે કુ–ત્રિક એટલે સ્વર્ગ, મર્ત્ય અને પાતાળરૂપ ત્રણ ભૂમિ યાને પૃથ્વી. એ ત્રણે પૃથ્વીમાં—લોકમાં મળતી ચીજ પણ 'કુત્રિક' કહેવાય. એ જે 'આપણ' યાને હાટમાંથી—દુકાનેથી મળે તે 'કુત્રિકાપણ' છે. એના જેવા અર્થાત્ વાંછિત અર્થની પ્રાપ્તિ માટેની લબ્ધિથી યુક્ત હોવાને લીધે અથવા સર્વ ગુણોથી અલંકૃત હોવાને લીધે કુત્રિકાપણની એટલે વિશાળ વસ્તુભંડારની ઉપમાવાળા સમજવા. આમ આ વૃત્તિ 'કુત્તિયાવણ' માટેનું સંસ્કૃત રૂપ (કુત્રિકાપણ), એનો અર્થ અને એનો ઉપમાર્થે કરેલો ઉપયોગ એ ત્રણ બાબત પર પ્રકાશ પાડે છે.

**મૂલ્ય અને અધિષ્ઠાતા**—વિયાહ૦માં જમાલિના અધિકારમાં દીક્ષા લેવાની એમને એમના માતપિતા તરફથી અનુજ્ઞા મળતાં એમના પિતા કૌટુંબિક પુરુષોને કહે છે કે શ્રીગૃહ(ભંડાર)માંથી ત્રણ લાખ (સોનૈયા) લઈ કુત્રિકાપણથી બે લાખ (સોનૈયા)નું રજોહરણ અને એક પ્રતિગ્રહ (પાત્ર) ખરીદી લાવો. આમ જે આ અધિકારમાં 'કુત્તિયાવણ' શબ્દ વપરાયેલો છે તે સમજાવતાં અભયદેવસૂરિએ પત્ર ૪૭૬ આ ( આ૦ સમિતિની આવૃત્તિ )માં કહ્યું છે કેઃ—

"कुत्रिकम्—स्वर्ग–मर्त्य–पाताललक्षणं भूत्रयम्, तत्सम्भवि वस्त्वपि कुत्रिकम्, तत्सम्पादको य आपणः—हट्टो देवाधिष्ठितत्वेनासौ कुत्रिकापणः ॥"

આમાં પણ પહેલાની જેમ કુત્રિકાપણનો અર્થ અપાયો છે. વિશેષમાં આ મહા-દુકાનનો અધિષ્ઠાતા દેવ છે એ વાતનો અહિં ઉલ્લેખ કરાયો છે

**નાયા૦**માં સુત્ત ૨૪માં[2] મેઘકુમારની દીક્ષાનો અધિકાર છે. એમના પિતા શ્રેણિક નરેશ્વર કૌટુંબિક પુરુષોને ઉપર મુજબ ત્રણ લાખ (સોનૈયા) ભંડારમાંથી લઈ કુત્રિકાપણે જઈ ત્યાંથી બે લાખ (સોનૈયા) વડે એક રજોહરણ અને એક પ્રતિગ્રહક લઈ આપવા કહે છે. આ પ્રસંગે જે 'કુત્તિયાવણ' શબ્દ વપરાયેલો છે તે સમજાવતાં અભયદેવસૂરિ આને અંગેની વિ. સં ૧૧૨૦માં રચાયેલી વૃત્તિ (પત્ર ૫૧ અ)માં નીચે મુજબ સ્પષ્ટીકરણ આપે છેઃ—

"देवताधिष्ठितत्वेन स्वर्गमर्त्यपाताललक्षणभूत्रितयसम्भवि वस्तुसम्पादक आपणः—हट्टः कुत्रिकापणः ॥"

આ ઉપરથી જોઈ શકાય છે કે સ્વર્ગાદિ ત્રણે લોકની વસ્તુઓ આ મહાદુકાને મળે છે, કેમકે એ દેવતા વડે અધિષ્ઠિત છે.

---

[2] ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પર્વ ૧૦, સ. ૬ શ્લો. ૨૮૭)માં 'કુત્રિકાપણ'નો ઉલ્લેખ છે.

**ઓવવાઇય** નામના અને પ્રથમ ઉવંગ તરીકે ઓળખાવાતા આગમ (સુ. ૧૬)માં **કુત્તિયાવણભૂયા**નો ઉલ્લેખ છે. આ ઉવંગ ઉપરની મલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૩૪ અ)માં આ સંબંધે નીચે મુજબ સ્પષ્ટીકરણ છે—

"कुत्तिआवणभूअ त्ति कुत्रिकम्—स्वर्गमर्त्यपाताललक्षणं भूमित्रयम्, तत्सम्भवं वस्त्वपि कुत्रिकम्, तत्सम्पादक आपणः—हट्टः कुत्रिकापणः, तद्भूताः—समीहितार्थ-सम्पादनलब्धियुक्तत्वेन तदुपमाः ॥"

કહેવાની મતલબ એ છે કે સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ ભૂમિમાં સંભવતી વસ્તુ જે દુકાનેથી મળે તે 'કુત્રિકાપણ' છે. વાંછિત અર્થને પૂરી પાડનારી લબ્ધિથી યુક્ત હોવાથી કુત્રિકાપણની એમને ઉપમા અપાઇ છે

"सिरिगुत्तेण छलुगो छम्मास विकड्ढिऊग वाए जिओ ।
आहरणकुत्तियावण चोयालसएण पुच्छाणं ॥"

આ ગાથા **વિસેસાવસ્સયભાસ**માં ૨૪૮૯મી ગાથા તરીકે છે.૩ એ **આવસ્સય**ના મૂલ ભાસની ૧૩૬મી ગાથા છે. તેમાં હરિભદ્રસૂરિકૃત વૃત્તિ સહિત જે **આવસ્સય** છપાયેલ છે તેમાં કંઇક પાઠભેદપૂર્વક આ જોવાય છે, ત્યાં એ નીચે મુજબ છે:—

"सिरिगुत्तेणऽवि छलुगो छम्मासे कड्ढिऊग वाय जिओ ।
आहारणकुत्तियावण चोयलसएण पुच्छाणं ॥"

આ ગાથાગત 'કુત્તિયાવણ' શબ્દ હરિભદ્રસૂરિએ સમજાવ્યો નથી. **આવસ્સયની** ચુણ્ણિ (પત્ર ૪૨૬)માં આ સંબંધમાં 'કુત્તિયાવણ' શબ્દ વપરાયો છે ખરો, પણ એની વ્યુત્પત્તિ સમજાવાઈ નથી. અલબત્ત અહીં એના સ્વરૂપ પરત્વે એટલો ઉલ્લેખ છે ખરો કે અહીં સર્વે દ્રવ્યો હોય છે.

**આવસ્સયની** ટીકામાં મલયગિરિસૂરિએ 'કુત્તિયાવણનો' અર્થ સમજાવતાં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

"स्वर्गमर्त्यपातालभूमीनां त्रिकं कुत्रिकम्, 'तात्स्थ्यात् तद्व्यपदेशः' इति भुवनत्रयेऽपि यद् वस्तु जातं तत् कुत्रिकमित्युच्यते, तस्य पणाया निमित्तमापणः हट्टः कुत्रिकापणः, यदि वा कौ—पृथिव्यां त्रिकस्य—जीवधातुमूलात्मकस्य समस्तलोकभाविणो वस्तुजातस्यापणः कुत्रिकापणः ॥"

આમ એમણે 'કુત્રિકાપણ' શબ્દ બે રીતે સમજાવ્યો છે: (૧) સ્વર્ગ, મર્ત્ય અને પાતાળરૂપ ત્રણ ભૂમિમાં રહેલી સમસ્ત વસ્તુ વેચનારી દુકાન અને (૨) પૃથ્વીને વિષે જીવ, ધાતુ અને મૂળ રૂપ અને સમસ્ત લોકમાં હોનારી વસ્તુઓના સમૂહને પૂરી પાડનારી દુકાન. વિશેષમાં એમણે અહીં એવો નિર્દેશ કર્યો છે કે આ કુત્રિકાપણમાં કોઈક વણિક મંત્ર વડે

૩ આની સમજૂતી તરીકે એવો ઉલ્લેખ મળે છે કે વદી, અતિવાદી, રાજા અને સભ્યો એક કુત્રિકાપણમાં ગયા. અને તેમણે ૧૪૪ ઉદાહરણોના પ્રશ્નો વડે જુદી જુદી વસ્તુઓ માગી. તેમાં જીવ અને અજીવથી ભિન્ન નોજીવ માગતા એ ન મળતાં રોહગુપ્તની હાર થઈ.

આરાધેલો કોઈ સિદ્ધ વ્યન્તર દેવ ગ્રાહકની (ધરાકની) ઇચ્છા મુજબની સર્વે વસ્તુઓ કોઈક સ્થળેથી લઈ આવી તેને આપે છે અને એનું મૂલ્ય વણિક લે છે. આ સંબંધમાં મતાંતરની નોંધ લેતા એમણે કહ્યું છે કે કેટલાક એમ કહે છે કે આ દુકાનોના અધિષ્ઠાતા વણિક નથી, પણ દેવો છે અને વસ્તુનું મૂલ્ય એ વ્યંતર દેવ જ લે છે. વળી એમણે એ બાબતનો પણ ઉલ્લેખ કર્યો છે કે આ કુત્રિકાપણો અમુક જ નગરોમાં હોય છે, નહિ કે સર્વત્ર.

ઠાણ (ઠા. ૭, સુ. ૫૮૭)ની અભયદેવસૂરિકૃત ટીકા (પત્ર ૪૧૩આ) માં 'કુત્રિકાપણ' શબ્દ વપરાયો છે. એવી રીતે 'કુત્તિયાવણ' શબ્દ આવસ્સયની હારિભદ્રીય ટીકા (પત્ર ૩૨૦ અ)માં અને ઉત્તરજ્ઝયણની વાદિવેતાલ શાન્તિસૂરિકૃત પાઇય ટીકા (પત્ર ૧૯૧ આ)માં છે.

**કુત્તિયાવણ-ચચ્ચરી**—આવો પ્રયોગ[4] દસવેયાલિયની હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૫૮ આ) માં છે. 'કુત્તિયાવણ'-ચચ્ચરી' માટેનું સંસ્કૃત સમીકરણ કુત્રિકાપણ-ચર્ચરી છે. અહીં 'ચર્ચરી'થી ચર્ચા, પ્રસંગ એમ અર્થ કરવાનો છે. આ પ્રસંગ તે શ્રીગુપ્તની પહુલક સાથેની ચર્ચા છે.

**કુત્રિજાપણ એવું અન્ય સમીકરણ**-વિશેષા૦ની પૂર્વોક્ત ૨૪/૯મી ગાથા સમજાવતાં મલધારી હેમચંદ્રસૂરિએ 'કુત્તિયાવણ'ને અંગે નીચે મુજબ સ્પષ્ટીકરણ કર્યું છે:-

"कूनाम्—स्वर्गमर्त्यपातालभूमीनां त्रिकम्, 'तात्स्थ्यात् तद्व्यपदेशः' इति कृत्वा तल्लोका अपि कुत्रिकमुच्यते। कुत्रिकमावणायति—व्यवहरति यत्र हट्टेऽसौ कुत्रिकापणः, अथवा धातुमूलजीवलक्षणैस्त्रिभ्यो जातं त्रिजातम्, सर्वमपि वस्त्वित्यर्थः, कौ—पृथिव्यां त्रिजमापणाययति—व्यवहरति यत्र हट्टेऽसौ कुत्रिजापणः॥"

આનો અર્થ એ છે કે 'કુ' એટલે સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ રૂપ ભૂમિ. એ ત્રિપુટીમાં રહેલા લોકો પણ 'કુત્રિક' કહેવાય છે, કેમકે જે જ્યાં રહે તે ઉપરથી તેનું પણ તે નામ પડાય છે. જે દુકાનમાં કુત્રિકનો વેપાર કરાય છે તે 'કુત્રિકાપણ' કહેવાય છે. અથવા ધાતુ, મૂળ અને જીવ એ ત્રણથી ઉત્પન્ન થયેલ (વસ્તુ) તે 'ત્રિજાત,' છે એટલે કે એનો અર્થ સર્વે વસ્તુઓ છે. 'કુ' એટલે પૃથ્વી. એને વિષે 'ત્રિજ'નો વેપાર જે હાટમાં થાય તે 'કુત્રિજાપણ' કહેવાય છે.

આમ અહીં કુત્રિકાપણ અને કુત્રિજાપણ એમ બે સમીકરણો 'કુત્તિયાવણ' ને અંગે અપાયાં છે.

**કુત્રિકાપણવાળાં સ્થળ**—વિશેષમાં આ ટીકામાં કહ્યું છે કે ઉજ્જેણ, ભરુચ ઇત્યાદિ કેટલાંક પ્રતિનિયત નગરોમાં જ 'કુત્તિયાવણ' હતાં એમ આગમમાં કહ્યું છે.

**મતાંતર**—આ ઉપરાંત અહીં એ પણ મતાંતરની નોંધ છે કે કોઈક વણિકે મંત્ર વડે વશ કરેલો વ્યંતર દેવ ત્રિભુવનમાં રહેલી સર્વ વસ્તુઓ લાવીને એને પૂરી પાડતો. એથી ગ્રાહકને જે કંઈ જોઈએ તે સર્વ આ વણિકને ત્યાંથી 'કુત્તિયાવણ' માંથી મળતું. વેચેલી વસ્તુનું દ્રવ્ય આ વણિક લેતો.

અન્ય આચાર્ય એમ કહે છે કે કુત્રિકાપણો વણિકની નહિ પણ દેવોની માલિકીની હોય છે. કેવળ દેવાધિષ્ઠિત હોય છે એટલે વેચેલી વસ્તુઓનું મૂલ્ય એ દેવો જ ગ્રહણ કરે છે.

---

[4] દસવેયાલીયની ચુણ્ણિ (પત્ર ૧૭)માં 'કુત્તિયાવણ' એવો પ્રયોગ છે, પણ આ નથી.

**કુત્રિજાપણ**—કોટ્યાચાર્યે વિસેસા૦ ઉપર ટીકા રચી છે અને એ મલધારી હેમચંદ્રસૂરિકૃત વૃત્તિ કરતાં પ્રાચીન છે. આ ટીકા સહિત વિસેસા૦ છપાયેલ છે તેમાં વિસેસા૦ની ઉપર્યુક્ત ગાથા ૨૯૮૯મી ગાથા રૂપે જોવાય છે. અહીં ૨૯૮૬મી ગાથામાં તેમજ ૨૯૮૭માં પણ 'કુત્તિયાવણ' શબ્દ વપરાયો છે. આ શબ્દની નીચે મુજબ સમજૂતી કોટ્યાચાર્યે ૭૧૯મા પત્રમાં આપી છેઃ—

" कुः-भूमिस्तासां कूलां त्रिकं कुत्रिकं त्रिभूमिगृहवत् त्रयो लोकाः, कुत्रिके स्थिताः पदार्थाः कुत्रिकाः, तात्स्थ्यात् तद्व्यपदेशः, कुत्रिकमापणायते इति कुत्रिकापणः, सर्वद्रव्यविक्रयी देवः पुण्याराधितभाण्डागारिकवत्, धातुमूलजीवेषु वा जातं त्रिजम्, (कौ) भूम्यां त्रिजं कुत्रिजम्, तदापणः ॥ "

એનો અર્થ એ છે કે 'કુ' એટલે ભૂમિ. ત્રણ ભૂમિનો સમુદાય તે 'કુત્રિક'. ત્રણ માળના ઘરના જેવા ત્રણ લોક છે. કુત્રિકમાં રહેલા પદાર્થો 'કુત્રિક' કહેવાય, કેમકે સ્થાન ઉપરથી એ સ્થાનમાં રહેલનો નિર્દેશ કરાય છે. જ્યાં કુત્રિકનો વેપાર કરાય છે તે 'કુત્રિકાપણ.' પુણ્યશાળી ભંડારીની પેઠે દેવ સર્વ દ્રવ્ય વેચે છે.

ધાતુ, મૂળ અને જીવથી ઉત્પન્ન થયેલ તે 'ત્રિજ.' પૃથ્વીનું ત્રિજ તે 'કુત્રિજ'. એની દુકાન તે 'કુત્રિજાપણ.' આમ કુત્રિજાપણ એવું કુત્તિયાવણનું અન્ય સમીકરણ આપનાર તરીકે કોટ્યાચાર્ય પ્રથમ છે એમ જણાય છે.

**કુત્તિયઆવણ**—કુત્તિય-આવણ એવો પ્રયોગ કપ્પ (ઉ. ૩) ના ભાસમાં કે પછી નિજ્જુત્તિ ગણી શકાય તેમ હોય તો એમાં નીચે મુજબની ગાથામાં કરાયો છેઃ—

" वत्था व पत्ता व घरे वि हुज्जा दट्ठुं पि कुज्जा णिउणो सयं पि ।
णिज्जुत्तभंडं व रयोहरादि कोई किणे कुत्तिय आवणातो ॥ ४२१२ ॥ "

અર્થાત્ વસ્ત્રો અને પાત્રો તો ઘરમાં પણ હોય, પણ નિર્યુક્ત ભાંડ (પાત્રના પરિકરરૂપ ઉપકરણ:) કે રજોહરણ વગેરે (કે જે બીજે મળવાનો ઓછો સંભવ છે તે સાધુઓની પાસે) જોઈને કુશળ વ્યક્તિ પોતે પણ બનાવે, અને કોઈક કુત્રિકાપણથી ખરીદે.

ઉપર્યુક્ત ભાસની ૪૨૧૩મી ગાથામાં કુત્રિકાપણની પ્રરૂપણા કરાઈ છે. ઉત્કૃષ્ટ, જઘન્ય અને મધ્ય એમ મૂલ્યના ત્રણ પ્રકારો કહેવાના જોઈએ. આટલી કિંમતે કુત્રિકાપણમાં ઉપકરણની ખરીદી થઈ શકશે એવો નિર્દેશ થવો ઘટે.

ઉત્કર્ષથી એટલે સમસ્ત શ્રમણ-સંઘને યોગ્ય એવાં વસ્ત્ર, પાત્ર અને પાત્રબંધાદિ નિર્યોગ[૫] ગ્રહણ કરવાં જોઈએ. જઘન્યથી સાત નિર્યોગ (ઉપકરણ) ગ્રહણ કરવાં જોઈએ. આમ ચૂર્ણિકારનું કહેવું છે. વિશેષચૂર્ણિકારના મતે તો જઘન્યથી પોતાને યોગ્ય એક જ નિર્યોગનું ગ્રહણ કરાવું જોઈએ, અને ઉત્કર્ષથી સાત નિર્યોગોનું અને તેમાં ત્રણ પોતાને યોગ્ય અને ચાર આચાર્ય વગેરે પૂજ્ય વ્યક્તિઓની પૂજાને યોગ્ય હોવા જોઈએ.

**કુત્તિય-આવણની સમજૂતી**—જેમ 'કુત્તિયાવણ' શબ્દ અંગો જેટલો પ્રાચીન છે તેમ એના જ રૂપવાળો કુત્તિય-આવણ શબ્દ અને એની સમજૂતી કપ્પના ભાસ જેટલી તો પ્રાચીન છે જ, કેમકે આ ભાસની નિમ્નલિખિત ગાથા આ શબ્દનો અર્થ રજૂ કરે છેઃ—

૫ પાત્રને લગતાં-પાત્રના પરિવારરૂપ ઉપકરણો.

" कु त्ति पुढवीय सण्णा, जं विज्जति तत्थ चेदणमचेयं।
गहणुवभोगे य खमेयं, न तं तहिं आवणे नत्थि ॥ ४२१४ ॥ "

કહેવાની મતલબ એ છે કે કુ એટલે પૃથ્વી. એનું ત્રિક તે 'કુત્રિક' અર્થાત્ સ્વર્ગ મર્ત્ય અને પાતાળ એ ત્રણ પૃથ્વી. તેની 'આપણ' એટલે દુકાન તે 'કુત્રિકાપણ'. આ ત્રણ પૃથ્વીમાં જે સચેતન કે અચેતન પદાર્થ લોકોના ગ્રહણ કે ઉપભોગને યોગ્ય છે, તે આ દુકાનમાં–હાટમાં નથી એમ નથી.

**મૂલ્ય—** કપ્પના ભાસની ૪૨૧૫મી ગાથા ત્રણ પ્રકારનાં મૂલ્યની **સમજણ આપતાં** કહે છે કે પ્રાકૃત જનોની–સાધારણ સ્થિતિના માણસોની ઉપધિ કુત્રિકાપણમાંથી પાંચ (રૂપિયે) મળે. ઇભ્ય વગેરેની અર્થાત્ ધનિક, શેઠ અને સાર્થવાહ વગેરેને એ ઉપાધિ માટે હજાર (રૂપિયા) આપવા પડે અને ઉત્તમ પુરુષોને–ચક્રવર્તી, માંડલિક વગેરેને–એ ઉપધિના લાખ (રૂપિયા) બેસે.

આ સંબંધમાં આના ટીકાકાર ક્ષેમકીર્તિસૂરિ કહે છે કે આ મૂલ્ય તો જઘન્યથી છે. ઉત્કર્ષથી તો આ ત્રણે પ્રકારના મનુષ્યો માટેનાં મૂલ્ય અનિયત છે. અહીં પાંચ એ જઘન્ય છે, હજાર એ મધ્યમ છે અને લાખ એ ઉત્કૃષ્ટ છે.

આમ મૂલ્યમાં ફરક કેમ છે એનો ઉત્તર આની પછીની (૪૨૧૬મી) ગાથામાં એમ અપાયો છે કે જેમ વેચનારની અક્કલ પ્રમાણે રત્નનું મૂલ્ય હોય છે તેમ ગ્રાહક (ઘરાક) ને અનુલક્ષીને કુત્રિકાપણની વસ્તુનું મૂલ્ય રહે છે એટલે એ અનિયત છે.

ઉપર જે પાંચ, હજાર અને લાખ (રૂપિયા) ની વાત કરી છે તે જઘન્યથી છે. કોઈને ઇચ્છા હોય તો ઠરવેલા મૂલ્ય કરતાં એ વધારે આપે; એમાં કોઈ બાધ નડતો નથી. લોકોમાં પણ એ વાત સિદ્ધ છે કે શ્રમણના ભાંડનું મૂલ્ય પાંચ (રૂપિયા) છે. રૂપિયાના સંબંધમાં ટીકાકાર કહે છે કે જે દેશમાં જે નાણું (સં. નાણક) વ્યવહારમાં હોય તે પ્રમાણે રૂપિયો (સં. રૂપક) સમજવો.

**કુત્રિકાપણની ઉત્પત્તિ શાથી ?** —કુત્રિકાપણની ઉત્પત્તિ શાને આભારી છે એ પ્રશ્નનો ઉત્તર **કપ્પના** ભાસ (ગા. ૪૨૧૮) માં અપાયો છે. જેમ લોકોને આશ્ચર્યરૂપ એવી મહાનિધિઓ ચક્રવર્તીઓનું પ્રાતિહાર્ય કરે છે–તેમને ઇચ્છિત વસ્તુઓ પૂરી પાડે છે–તેમ પૂર્વભવના ભવાંતરની મિત્રતાવાળા દેવો (પુણ્યશાળી) મનુષ્યોને માટે એમની ઇચ્છિત વસ્તુ હાજર કરે છે.

**કુત્રિકાપણો ક્યાં ક્યાં હતાં**—કપ્પના ભાસ (ગા. ૪૨૧૯)માં કહ્યું છે કે 'ઉજ્જેણ' અને 'રાજગૃહ'માં કુત્રિકાપણ હતાં. 'તોસલી' નગરના નિવાસી (વાણિયે) ઋષિપાલ નામના (વાનવ્યંતર) ને ઉજ્જેણના કુત્રિકાપણમાંથી ખરીદી પોતાની બુદ્ધિના બળ વડે એની આરાધના કરી હતી એથી એણે 'ઋષિતડાગ' (ઋષિતળાવ) કરી આપ્યું. એવી રીતે રાજગૃહમાં શ્રેણિકના રાજ્ય દરમ્યાન શાલિભ દીક્ષા લીધી તે વેળા એમને માટેનું ઉપકરણ લાખ (રૂપિયે) ખરીદાયું હતું.

૪૨૨૦મી ગાથામાં કહ્યા પ્રમાણે (ચણ્ડ) પ્રદ્યોત રાજા (અવંતિ પર) રાજ્ય કરતો હતો તે વેળા ઉજ્જેણમાં નવ કુત્રિકાપણ હતાં. ભરુચના વણિકને ભૂત હોવા વિષે શંકા

હતી. તેણે કુત્રિકાપણે જઈ ભૂતની માગણી કરી. એટલે અઠ્ઠમ કરી ભૂત મેળવાયો અને લાખ (રૂપિયે) એ અપાયો. આની પછીની બે ગાથામાં કહ્યું છે કે આ ભૂતને જો કામ ન અપાય તો એ ગુસ્સે થઈ મારે. આને લઈને વણિક ભરુચ પાછો આવ્યો. એને જે કામ ભળાવાતું તે એ જલદી કરી દેતો. એથી ભય પામી એની પાસે વણિકે થાંભલો કરાવ્યો અને કહ્યું કે બીજું કામ ન સોંપું ત્યાં સુધી એના ઉપર ઊતર ચઢ કર્યા કર. આથી ભૂતે પોતાની હાર કબૂલ કરી. ઘોડા ઉપર જતાં જ્યાં તું નહિ જુએ ત્યાં તળાવ કરીશ (એમ કહી ભૂતે તળાવ કર્યું.)

૪૨૨૩મી ગાથામાં એમ કહ્યું છે કે 'તોસલી' (નગરનો વણિક ઉજ્જેણી આવ્યો અને અહીંના કુત્રિકાપણમાંથી) ઋષિપાલ (નામનો) વાનવ્યંતર (ખરીદી ગયો) એ હારી જતાં એણે 'ઋષિતડાગ' બનાવી આપ્યું. (વિશેષમાં) રાજગૃહમાં શાલિભદ્રનાં (રજોહરણ અને પ્રતિગ્રહ લાખ રૂપિયે ખરીદાયાં).

**કુત્રિકાપણની દુર્લભતા**—રત્નમંડનગણીએ **સુકૃતસાગર** નામનું કાવ્ય રચ્યું છે અને એમાં પેથડનું ચરિત્ર આલેખ્યું છે. આ કાવ્યના ત્રીજા તરંગમાં ૧૦૪મા પદ્યમાં જે વિવિધ દુષ્પ્રાપ્ય વસ્તુઓ ગણાવાઈ છે તેમાં કુત્રિકાપણનો પણ ઉલ્લેખ છે.

નિષ્કર્ષ—(૧) 'કુત્તિયાવણ' શબ્દ મહાવીરસ્વામીના સમય જેટલો તો પ્રાચીન છે જ. એનો ઉપમા તરીકેનો ઉપયોગ આ સમયમાં એ સુપ્રસિદ્ધ હોવાનું સૂચવે છે એટલે એ રીતે તો એ આ સમય કરતાં પણ અધિક પ્રાચીન હશે.

(૨) સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એમ ત્રણે લોકની–ત્રિભુવનની–સમસ્ત વિશ્વની સચેતન તેમજ અચેતન વસ્તુઓ મળી શકે એવા વિશાળ વસ્તુભંડારની કલ્પનાનો આ શબ્દ દ્યોતક છે. આજના મોટામાં મોટા વસ્તુભંડાર જેને અંગ્રેજીમાં 'જનરલ સ્ટોર્સ' કહેવાય તેમાં કોઈ સચેત પદાર્થ ભાગ્યે જ વેચાતો મળી શકે.

(૩) કોઈ પણ વસ્તુ જ્યારે જોઈએ ત્યારે મળે એવી મહાદુકાનનો માલિક સાધારણ મનુષ્ય ન હોઈ શકે–એનો અધિષ્ઠાતા તો 'દેવ' હોઈ શકે એ હકીકત આ કલ્પના સાથે ગુંથી લેવાઈ છે.

(૪) કુત્તિયાવણ એ રીતે સમજાવનાર તરીકે કોટ્યાચાર્ય પ્રથમ જણાય[૬] છે.

(૫) વસ્તુ ખરીદનારના સામાજિક દરજ્જા પ્રમાણે વસ્તુનો ભાવ લેવાતો એ બાબત વિલક્ષણ ગણાય.

(૬) માલ વેચાતાં એનું મૂલ્ય વણિક લેતો એમ કેટલાક માને છે તો કેટલાકને મતે એ કુત્રિકાપણનો અધિષ્ઠાતા દેવ લેતો.

(૭) કુત્રિકાપણ એક જ નહિ પણ અનેક સ્થળે ભારતવર્ષમાં હતી.

(૮) કુત્રિકાપણ જેવી કોઈ બાબત વૈદિક કે બૌદ્ધ સાહિત્યમાં હોય તો તેની તપાસ કરવાની બાકી રહે છે.

(૯) 'બાબરિયા ભૂતની' પ્રચલિત લોકવાર્તાનું મૂળ કેટલું પ્રાચીન છે તે વિષે આ લેખમાં સૂચન છે.

ગોપીપુરા, સુરત, તા. ૧૧-૩-૪૬

---

૬ આ મુદ્રિત સાહિત્યને ઉદ્દેશીને કથન છે.

# શ્રી જીરાવલા તીર્થ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

[ ક્રમાંક ૧૧૩ થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે સંપૂર્ણ ]

## શ્રી જીરાવલા પાર્શ્વનાથનાં કેટલાંક સ્તોત્રો

આપણે ગતાંકમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરમાંના ઉપલબ્ધ શિલાલેખો જોયા. આ અંકમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજી સંબંધી ઉપલબ્ધ કેટલાક સ્તોત્રોનો ટૂંક પરિચય આપું છું, જેથી વાચકોને ખાતરી થશે કે આ તીર્થ કેટલા પ્રાચીન કાળથી ચમત્કારિક અને પ્રભાવિક મનાતું હતું. આ સ્તોત્રો "મંત્રાધિરાજચિંતામણિ"-જૈન સ્તોત્ર સંદોહ ભાગ બીજામાંથી પ્રાપ્ત થયાં છે. આ પુસ્તક શ્રી. સારાભાઈ મણીલાલ નવાબે વિ. સં ૧૯૯૨માં પ્રકાશિત કર્યું છે અને એની પ્રસ્તાવના સાહિત્યરત્ન પૂ. પા. મુનિ મહારાજ શ્રી ચતુરવિજયજી મહારાજે લખી છે. તેના આધારે સ્તોત્રોનો પરિચય આપ્યો છે.

(૧) જૈન સ્તોત્ર સંદોહ. પૃ. ૧૧૫. (૨૬), શ્રીપાર્શ્વજિનસ્તોત્ર. કર્તા શ્રીસૌભાગ્યમૂર્તિ:—

> जीरापल्लिपुरोत्तमाङ्गतिलकः श्रीपार्श्वकल्पद्रुमः,
> श्रीवर्मेदिरनन्दनः शिवकरः श्रीअश्वसेनाङ्गभूः ।
> कास—श्वास—भगन्दर ज्वर—भरातीसार—संस्फोटकैः,
> श्रीदेवेन्द्र-नरेन्द्र-चन्द्रपटलैः संसेव्यमानोऽवतात् ॥ १ ॥

વામાનંદન, અશ્વસેન રાજાના પુત્ર, મંગલકારી એવા શ્રી પાર્શ્વનાથ રૂપ કલ્પવૃક્ષ, અને કાશ, શ્વાસ, ભગંદર, જ્વર અને અતીસાર આદિ રોગોને નાશ કરનાર, શ્રીદેવેંદ્ર, નરેંદ્ર અને ચંદ્રથી પૂજિત એવા જીરાપલ્લીનગરના મસ્તકમાં તિલકસમા શ્રીપાર્શ્વનાથ સૌનું રક્ષણ કરો.

> न प्रेता नैव भूता न च निचितबला मुद्गला नो पिशाचा,
> नो शाकिन्यो न चोरा न च नरपतयो विग्रहा नो ग्रहा नो ।
> नो रोगाः स्पष्टामष्टाधिकशतमितयस्तं जनं पीडयन्ति,
> श्रीजीरापल्लिपार्श्वस्मृतिरतिमहिमा स्थेयसी यस्य चित्ते ॥ २ ॥

જેમના ચિત્તમાં શ્રી જીરાપલ્લી પાર્શ્વનાથના સ્મરણના આનંદનો મહિમા વસે છે, અર્થાત્ જેમના ચિત્તમાં હર્ષોલ્લાસ પૂર્વક શ્રી જીરાપલ્લી પાર્શ્વનાથજીનું સ્મરણ સદાયે રહેલું છે તેમને પ્રેત, ભૂત, મહાન્ બળવાળા મ્લેચ્છો, પિશાચો, શાકિની, ચોર, રાજા, યુદ્ધ, ગ્રહો રોગો તેમજ ૧૦૮ વ્યાધિઓ પીડતી નથી.

આ આખું સ્તોત્ર ચાર ગાથાનું છે, પરંતુ લંબાણના ભયથી માત્ર બે જ ગાથાઓ અને તેનો ભાવાર્થ અહીં આપ્યો છે. વિશેષ જિજ્ઞાસુઓએ મૂળ ગ્રંથ જોઈ લેવો.

ત્યારપછી પૃ. ૧૧૬ માં શ્રી લક્ષ્મીસાગર[1]સૂરિવિરચિત શ્રી પાર્શ્વજિન સ્તવન અવચૂરિ અને ભાવાર્થ સહિત આપ્યું છે. હું તેમાંથી માત્ર થોડી જ ગાથાઓ અર્થ સહિત આપું છું. વિશેષ માટે તે પુસ્તક જોઇ લેવું.

श्रीवामेयं विधुमधुसुधासारसारस्वभावं, न्यायापेतोद्धतमतिचमत्कारकारिप्रभावम् ।
'जीरापल्ली' पदमविपदं वारिदच्छायदेहं, निःसन्देहं विमलकमलाकेलिगेहं स्तुवेऽहम् ॥ १ ॥

ભાવાર્થ—ચંદ્ર, મધુર વસ્તુ અને અમૃતના સારરૂપ છે સ્વભાવ જેમનો; ન્યાય રહિત ઉદ્ધત બુદ્ધિવાળાંને માટે ચમત્કારી છે પ્રભાવ જેમનો, અર્થાત અન્યાયી ઉદ્ધત બુદ્ધિવાળાને ઠેકાણે લાવે તેવા ચમત્કારી પ્રભાવવાળા, જીરાપલ્લી પદથી વિભૂષિત, જીરાપલ્લી પાર્શ્વનાથ; વિપત્તિરહિત, મેઘ સમાન શરીરની કાન્તિવાળા, નિઃસંદેહ ઉત્તમ લક્ષ્મીના ક્રીડાગૃહ રૂપ એ વામાનંદન શ્રી પાર્શ્વનાથને હું સ્તવું છું.

અર્થાત્ જેમનો સ્વભાવ, ચંદ્ર, સાકર અને અમૃતના સાર રસ જેવો શાંત, મિષ્ટ અને શાંતિપ્રદ છે; જે અન્યાયી ઉદ્ધત માણસોને ચમત્કાર બતાવી ન્યાયી અને વિનયી કરે તેવા પ્રભાવશાલી છે; જેમનું જીરાવલા પદ વિપત્તિનો નાશ કરનારું છે; જે મેઘ સમાન શ્યામ કાન્તિવાળા છે અને નિઃસંદેહ મોક્ષલક્ષ્મીના વિલાસભુવન–ક્રીડા ઘર રૂપ છે તે પાર્શ્વનાથ ભગવંતને હું સ્તવું છું. નમું છું.

બીજા શ્લોકમાં સ્તોત્રકાર મહાત્મા ભગવંતની અદ્ભુત મૂર્તિની સ્તુતિ કરે છે—

હે જિનપતિ! આપની મૂર્તિ ભયંકર નથી દેખાતી, છતાંયે તેની સ્ફુર્તિ તો અનુપમ છે; અને સમસ્ત વિશ્વમાં પ્રસિદ્ધ છે.એવી સુંદર મૂર્તિ છે. મહાન્ પરાક્રમી પુરુષોનો મહિમા એકલા એના દેખાવમાં જ નથી હોતો–જેમકે બાલક એવો પણ સિંહ–સિંહનું બચ્ચું–જબ્બર હાથીનો વિનાશ કરવામાં ધીર હોય છે. એમ આપની મૂર્તિ પણ કર્મશત્રુઓનો સંહાર કરવાવાળી છે.

ત્રીજા શ્લોકમાં ભગવંતનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે—

---

૧ આ આચાર્ય મહારાજનો ટૂંક પરિચય આ પ્રમાણે છે: જન્મ સં. ૧૪૬૪ ભા. વ. ૨, માત્ર ૭ વર્ષની બાલ ઉમ્મરે સં. ૧૪૭૦ માં ઉમાપુરમાં આ. શ્રી મુનિસુંદરસૂરિજી પાસે દીક્ષા. બાલ્યાવસ્થામાં જ મહાન્ બુદ્ધિશાલી અને તેજસ્વી હતા. અલ્પ મુદતમાં જ તેમણે અનેક શાસ્ત્રોનું સુંદર જ્ઞાન પ્રાપ્ત કર્યું અને જીર્ણદુર્ગમાં મહિપાલ રાજાને પોતાના પાંડિત્યથી પ્રસન્ન કર્યો હતો. તેમનું ૧૪૯૩ (૬) માં ગણીપદ, જે ૧૫૦૧ માં મુંડસ્થલમાં આ. શ્રી મુનિસુંદરસૂરિજીએ આપ્યું; ૧૫૦૮માં પેથાપુરમાં સૂરિપદ આપ્યું. ૧૫૧૭ માં ગચ્છનાયક પદ. ૧૫૧૮માં યુગપ્રધાન પદ. એમણે ૧૧ સાધુઓને આચાર્ય પદ આપ્યું હતું. આ સૂરિજીના હાથે ઘણી પ્રતિષ્ઠાઓ થઈ છે. જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરના શિલાલેખોમાં પણ તેમનું નામ આપણે જોયું છે. બામણવાડાજીમાં પણ તેમના લેખો ઘણા છે. ૧૫૪૭ પછી તેમનું સ્વર્ગગમન થયું છે. સૂરિજીના વિસ્તૃત જીવન ચરિત્ર માટે ગુરુગુણરત્નાકર કાવ્ય, સોમસૌભાગ્ય કાવ્ય, પટ્ટાવલીસમુચ્ચય, જૈન સ્તોત્રસંદોહની પ્રસ્તાવના વગેરે જુઓ

હે નાથ! જેમનું મન આપની ભક્તિમાં દૃઢ છે તેમને મોટા મોટા પર્વતોનું ઉલ્લંઘન ઘરના આંગણા જેવું સહેલું લાગે છે અને જે ચોરો, વાઘ અને ભયંકર પ્રાણીઓથી ભરેલાં છે તે ભયંકર જંગલોમાંથી પસાર થતાં આપના ભક્તને લગારે ભીતિ કે શંકા થતી નથી. અર્થાત્ આપની ભક્તિવાળા જીવન આપનું શરણ હોવાથી નિર્ભીક બની પહાડો અને જંગલો તે ભક્તજન સરલતાથી પસાર કરી શકે છે.

ચોથા અને પાંચમા શ્લોકમાં પણ એ જ અદ્ભુત મહિમા વર્ણવતાં કહ્યું છે—

હે ભગવન્! જેઓ આપના દર્શન કરવા જીવલાજી આવે છે તેમને બીજાને લૂંટવાના જ ધંધાવાળા અને મોટા મોટા ને બલવાન રાજા મહારાજાઓ પણ જેમનાથી કંટાળ્યા છે એવા ક્રૂર ચોરો પણ આપના ભક્તના તો ભાઈ જેવા બની જાય છે. એ ચોરો પણ એમ જાણે છે કે આપના દર્શને આવતા ભક્તને આપનું રખોપું છે. પછી અમારાથી ચોરી કે લૂંટ કેમ થાય? આપના દર્શને આવનારને રસ્તામાં કશો ભેં-ડર નથી. એ એકલો હોય તો પણ એણે રખેવાળ કે સાથની રાહ જોવાની જરૂર નથી; આપનો જ મોટો સાથ-સહારો છે તો પછી બીજાની શી જરૂર હોય? હજી આગળ કહે છે—

હે ભગવન્! આપનું ધ્યાન ધરનાર ભક્તજન દૂર દેશમાં હોય તો પણ તેના રોગ, વ્યાધિઓ, અને ઉપદ્રવો દૂર થાય છે. એવો આપનો પ્રભાવ છે. હે પ્રભુ! આમાં કાંઈ અસંભાવ્ય કે અતિશયોક્તિ નથી, કારણ કે સૂર્ય દૂર હોય છે તો પણ લોકમાં અન્ધકાર નથી રહેતો. તેમ હે ભગવન્! આપ દૂર હોવા છતાં ભક્તજનોના ઉપદ્રવો દૂર થાય છે તેવો આપનો પ્રભાવ છે તે યોગ્ય જ છે. આગળ ૬પર ૭-૮-૯ શ્લોકમાં કહ્યું છે કે—

ભગવંતના ભક્ત જનને, કે જેમની આશા વૈદ્યોએ છોડી દીધી, મોટા મોટા માંત્રિકોએ પણ નિરાશા જણાવી છે. ત્યાં-આપના અનોજ્ઞ નામના મંત્રજાપથી બધા રોગો અને ભયો નાશ પામે છે—જેમ મૂશલધાર મેઘવૃષ્ટિ થતાં દાવાનલ શાંત થઈ જાય છે તેમ.

આપના નામસ્મરણથી કાશ, શ્વાસ, માથા અને આંખોના દુઃખાવા, સળેખમ, અશક્તિ, વાત પિત્ત અને કફજન્ય વ્યાધિઓ, ખરજ, કોઢ, સોજા, તાવ, ગાંઠ (પ્લેગ), ચેપી રોગો અને પામ-ખસ વગેરે વ્યાધિઓ શાંત થાય છે.

આપના નામસ્મરણથી ભયંકર વ્યાધિઓના કષ્ટ, દાવાનલ, દુષ્ટ જંગલી પ્રાણીઓ, શાકિની, ડાકિણી વગેરે કંઈ જ ઉપદ્રવ નથી કરી શકતાં. આ તો બહુ જ પ્રસિદ્ધ છે. આ આપના અદ્ભુત મહિમાથી કાંઈ જ આશ્ચર્ય પામવા જેવું પણ નથી.

દસમા શ્લોકમાં પ્રભુનો અદ્ભુત અપૂર્વ મહિમા વર્ણવતાં કવિ કહે છે—

હે દેવાધિદેવ નાથ! જે યુગમાં-કલિકાલમાં બીજા બધા દેવતાઓ નિષ્પ્રભ થઈ ગયા છે, જેમની શક્તિ કાંઈ જ કાર્ય નથી કરી શકતિ, ત્યારે આ કલિકાલમાં પણ આપના નામનો પ્રભાવ બધું જ કરે છે-કરી શકવા સમર્થ છે, ભયંકર ગ્રીષ્મઋતુમાં બધું બળીને ભસ્મિભૂત થાય છે-વનરાજી શુષ્ક બને છે, પરંતુ મેઘરાજાના આગમનથી બધું લીલુંછમ બની જાય છે અને વનરાજી ખીલી ઊઠે છે તેમ આ કલિકાલમાં આપના નામનો મંત્ર બધું સફલ કરે છે.

અગિયારમા શ્લોકમાં ભકતજન ભકિતભરી વાણીથી સ્તવતાં વદે છે કે હે નાથ! હવે આપની કરુણાભરી એક દૃષ્ટિ નાખો, આ સેવક ઉપર અમીનજર કરો।

આપની અમી નજર થતાં મારાં તો બધાં કાર્યો સિદ્ધ જ છે. ઇંદ્ર મહારાજ જેવા પણ આપને નમે છે માટે હવે આપની કરુણાનજર કરવામાં ઉપેક્ષા કરવા જેવું નથી. અર્થાત્ આપની શકિત તો એવી છે કે દેવો અને દેવેંદ્રો સુદ્ધાં આપના ચરણે રહે છે. હવે આપ મારા ઉપર કરુણાનજર કરો તો મારી સ્વાર્થસિદ્ધ આપોઆપ થઇ જાય.

બારમા શ્લોકમાં સ્તોત્રકાર સ્તવતાં કથે છે કે—

આ તે શું કલ્પ વૃક્ષ છે, કામધેનુ છે, કામઘટ છે, ચિંતામણિ છે કે ધન્વતંરી છે? આ બધા તે શું આપવાનાં છે? પરંતુ હે પાર્શ્વનાથ ભગવાન! વામાનંદન! આપની પ્રસન્ન દૃષ્ટિ પડતાં લીલા લહેર છે, સર્વ કાર્યની સિદ્ધિ જ છે. કલ્પવૃક્ષ, કામધેનુ, કામઘટ, ચિંતામણિ કે ધન્વંતરી જે નથી આપી શકયાં તે બધું ભગવંતની દૃષ્ટિ આપે છે.

અન્તમાં આ. શ્રી લક્ષ્મીસાગરસૂરિજી મહારાજ સ્તોત્રકાર કથે છે કે—

"धीरा जीराउलीवरपुरीसारशृंगारभूतं, ये श्रीपार्श्वप्रभुमभिनवप्रीतिभाजः स्तुवन्ति।

दुःस्थावस्था खलु विफलतां याति तेषामशेषाः, सम्पद्यन्ते हृदयदयिता एव लक्ष्मीविशेषाः ॥"

ભાવાર્થ–જીરાપલ્લી નગરના શૃંગારભૂત શ્રી પાર્શ્વનાથ ભગવંતને સુંદર પ્રીતીવાળા, જે ધીર પુરુષો સ્તવે છે, તેમનાં દુઃખો જાય છે અને સમસ્ત સુખ મલે છે, લક્ષ્મી તેમની હૃદયવલ્લભા થાય છે. (બીજી રીતે તે લક્ષ્મીસાગર નામ સુચવ્યું છે.)

(૩) આ પછી શ્રી [2]ઉદયધર્મગણિ પ્રણીત "શ્રી જીરાપલ્લીપાર્શ્વનાથસ્તવનમ્" આપ્યું છે. એમાં પંદર શ્લોક છે. તેનો પહેલો શ્લોક આ પ્રમાણે છે:—

सुधाशनक्ष्माधरधीर! जीरिकापुरीपुरन्ध्रीमृगनाभिपुण्ड्रक।
अयं जनः पार्श्वविभो! त्रिभावरीविभुप्रभान् भासयते भवद्गुणान् ॥१॥

બીજા શ્લોકમાં વિદ્વાન્ કવિરાજે પોતાની લઘુતા દર્શાવતાં ત્યાં સુધી કહ્યું કે, આપની સ્તુતિ કરવાને સમસ્ત દેવ દાનવ પણ સમર્થ નથી તો મારા જેવાનું શું ગજું?

બાકીના શ્લોકમાં ગ્રંથકારે સુંદર રીતે તીર્થેશના મહિમા, શકિત, પ્રભાવ અને ચમત્કારોનો ઉલ્લેખ કરી કહ્યું છે કે—આ શ્રી જીરાવલાજીના ભકતના રોગ, શોક, ભય, આધિ, વ્યાધિ અને ઉપાધિ દૂર થાય છે અને ભકતોને સર્વ ઋદ્ધિ સિદ્ધિ, લાભ અને સુખ પ્રાપ્ત

૨ ઉદયધર્મગણિ–બૃહત્તપાગચ્છીય શ્રી રત્નાકરસૂરિજી, તેમની પરમ્પરામાં સમુદ્રસૂરિ શ્રી અભયસિંહસૂરિ, તેમના પછી જયતિલકસૂરિ. રત્નસિંહસૂરિજીના શિષ્ય હતા. પંદરમી સદીનો ઉત્તરાર્દ્ધ અને સોળમી સદીના પૂર્વાર્દ્ધમાં તેઓ વિદ્યમાન હતા. તેમણે ૧૫૦૭ માં વાકયપ્રકાશઔકિતકની રચના કરેલી છે. આ સિવાય દ્વાત્રિંશદ્દલકમળબંધ 'સપ્તભતત્રિદશ' સ્તોત્ર, મહાવીરસ્તોત્ર, આદિજિનકાવ્યસ્તવન, ચિત્રકાવ્ય તથા જીરાપલ્લી સ્તોત્ર વગેરે બનાવ્યાં છે. એમનો વિશેષ પરિચય નથી મલતો.

થાય છે, આપનો ઉપાસક જંગલમાં–ઘોરાતિઘોર અરણ્યમાં, અને સમુદ્રમાં પણ નિર્વિઘ્ને જાય છે. બુદ્ધિહીન મનુષ્યો બુદ્ધિપ્રભાવથી વિભૂષિત થાય છે. કલાનો ભંડાર બને છે.

છેલ્લા શ્લોકમાં ભક્તિભર બની જણાવે છે કે—

" एवं पन्नगराजराजितपदं पद्मावतीपूजितं,
जीरापल्लिपुरीपुरन्दरमहं पापच्छिदेऽस्तग्रहम् ।
संस्तुत्योदयधर्मभासनपरं श्रीपार्श्वतीर्थङ्करं,
नाथे नाथमिदं तदंघ्रियुगले चेतो ममालीयताम् ॥ "

નાગરાજથી વિભૂષિત પગવાળા, પદ્માવતીથી પૂજિત, જીરાવલ્લા નગરના ઇંદ્ર, પાપનો નાશ કરવામાં સૂર્યસમાન, ઉદયધર્મને શોભાવવામાં—પ્રકાશમાન કરવામાં તત્પર, એવા શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરીને હે નાથ! તમારા ચરણકમળમાં મારું મન લીન થાઓ.

(૪) ત્યાર પછી આ. શ્રી મહેંદ્રસૂરિજીવિરચિત[૩] 'શ્રી જીરિકાપલ્લીતીર્થાલંકાર શ્રી પાર્શ્વનાથ સ્તવનમ્' આવે છે. આ સ્તોત્રનો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે:—

प्रभुं जीरिकापल्लीवल्लीवसन्तं लसद्देहभासेन्द्रनीलं हसन्तम् ।
मनःकल्पितानल्पदानैकदक्षं जिनं पार्श्वमीडे कलौ कल्पवृक्षम् ॥ १ ॥

જીરાપલ્લીરૂપ વલ્લીમાં રહેતા, ઇંદ્રનીલની શોભાને પણ હસતા, મનોહર દેહવાળા, મનોવાંછિત ઘણું દાન આપવામાં કુશલ, કલિયુગમાં કલ્પવૃક્ષ સમાન એવા પ્રભુ શ્રી પાર્શ્વનાથ જિનને હું નમું છું–સ્તવું છું.

પછી બીજા શ્લોકમાં સ્તોત્રકાર મહાત્મા પોતાની લઘુતા બતાવતાં કહે છે કે 'રત્નભૂત અમૃતસમી વાણીવાળા એવા પંડિતો ક્યાં અને અલ્પ બુદ્ધિવાળો હું ક્યાં? પરંતુ હે પ્રભુ! આપના ઉપરની સારી ભક્તિ મૌન મુકાવી દે છે. વળી આગળ ગ્રંથકાર કહે છે કે હે પ્રભુ! મિથ્યાત્વરૂપ માતંગના સ્પર્શથી આ બુદ્ધિ ભૂષણ અને દૂષણમાં અસ્પૃશ્ય બની ગઈ હતી, પરન્તુ હે પ્રભુ! આપના નામના ધ્યાનરૂપી તીર્થમાં સ્નાન કરવાથી તે શુદ્ધ બની છે, શાન્ત થઇ છે અને સતીની સમાન શોભનીય થઇ છે. ત્યાર પછીના શ્લોકોમાં જિનગુણમહિમા,

---

૩ આ આચાર્યવર્ય અંચલગચ્છના છે. તેઓ અંચલગચ્છના પટ્ટમાં પટ્ટધર અને સુપ્રસિદ્ધ આ. શ્રીમેરુતુંગાચાર્યજીના ગુરુ થાય છે. એમનો જન્મ સં. ૧૩૬૩માં વડગામમાં થયો હતો. જ્ઞાતિએ ઓસવાલ, પિતાજી શેઠ આશા શાહ, માતાનું નામ જીવણદે, વિજાપુરમાં ૧૩૭૫માં દીક્ષા, નામ મહેન્દ્રપ્રભ, ૧૩૯૩માં આચાર્યપદવી અણુહીલપાટણમાં, ૧૪૧૮માં સ્થંભતીર્થમાં ગચ્છનાયક પદ; એકાશી વર્ષનું આયુષ્ય ભોગવી ૧૪૪૪માં સ્વર્ગગમન. આ આચાર્યવર્યને આસો સુદિ આઠમને દિવસે મધ્યરાત્રીએ કાઉસ્સગ્ગમાં હતા ત્યારે ભયંકર કાળો નાગ કરડ્યો હતો. પરંતુ સંયમબળે તેનું ઝેર ઉતર્યું હતું. એમણે દીક્ષિત કરેલા ભુવનતુંગસૂરિજી, અને મેરુતુંગાચાર્યજી વગેરે મહાન વિદ્વાન અને પ્રભાવક હતા. તેમણે અનેક ગ્રંથો બનાવ્યા છે. રાજામહારાજાઓને પ્રતિબોધી શાસનપ્રભાવના પણ કરી છે.

દેવ–દાનવ–ભૂત–પ્રેત–પિશાચના ઉપદ્રવોની શાંતિ, આધિવ્યાધિની શાંતિ. પ્રભુજીના અદ્‌ભુત રૂપ દેહ–લાવણ્યનું વર્ણન સુલલિત પદ્યોમાં વર્ણવ્યું છે.

લંબાણના ભયથી શ્લોકો ઉતારવાની લાલચ રોકવી પડે છે. બાકી સ્તોત્રકારે એક સહૃદયી ભક્તજનનું હૃદય ઠાલવી અદ્‌ભુત સ્તુતિ–જિનગુણગ્રામ કર્યો છે. એક એક શ્લોક વાંચતાં હૃદયના તાર હોલી ઊઠે છે. કુલ ૪૫ શ્લોકનું આ સુંદર સ્તોત્ર છે. વાણીની સરલતા અને સરસતા આમાં ઝળકી રહી છે. છેલ્લા શ્લોકમાં સ્તોત્રકાર લખે છે કે—

एवं देवाधिदेवं प्रतिदिनमपि यो जीरिकापल्लीराजं,
पार्श्वं स्तौति त्रिसन्ध्यं त्रिदशविटपनं भक्तिभाजामवन्ध्यम् ।
विश्वाविश्वाद्‌भुतास्ता नवनिधिरुचिरा ऋद्धयः सिद्धयो वा
तस्योत्सर्पंति पुंसः सपदि जगति याः श्रीमहेन्द्रस्तवार्हाः ॥ १ ॥

આવી રીતે જીરાપલ્લીમાં શોભતા–બિરાજમાન દેવાધિદેવ એવા શ્રી પાર્શ્વનાથ ભગવંતને જે ત્રિકાલ સેવે છે તે ભક્તજનોને ફલદાયક શ્રી કલ્પવૃક્ષ સ્વરૂપ છે, તેમજ તે ભક્તજનોને વિશ્વની સમસ્ત અદ્‌ભુત નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ તેની પાસે આવે છે અને જગતમાં શ્રી મહેંદ્રથી સ્તવનીય–પૂજનીય બનાવે છે. આમાં કર્તા શ્રીમહેંદ્રસૂરિજીનું નામ સૂચવાયું છે.

આ પછી સુપ્રસિદ્ધ સ્તોત્રકાર આ. શ્રી ભુવનસુંદરસૂરિજીકૃત[૪] જીરાઉલી મંડન શ્રી પાર્શ્વનાથજીનાં ત્રણ સ્તોત્રો છે, તેના નંબરો અનુક્રમે ૩૫, ૩૬ અને ૩૮ છે. ૩૫મા સ્તોત્રમાં બત્રીશ શ્લોકો છે, છત્રીશમાં શ્લોકમાં એકત્રીશ શ્લોકો છે અને આડત્રીશમા સ્તોત્રમાં ચોત્રીશ શ્લોકો છે.

(૫) પાંત્રીસમા "શ્રીજીરાઉલીમંડન શ્રીપાર્શ્વનાથજિનસ્તવન"નો પ્રથમ શ્લોક આ છે–

श्रीणां पदं सपदि दुर्विपदं विजेतुं पार्श्वप्रभुं सकलमंगलकेलिहेतुम् ।
जीराउलीनगरमण्डनतारहारं, तं संस्तुवे त्रिजगदभ्युदयावतारम् ॥ १५ ॥

તે લક્ષ્મીના સ્થાનરૂપ, સમસ્ત મંગલોની ક્રીડાના હેતુભૂત, જીરાઉલનગરને શોભાવતા, ત્રણ જગતના અભ્યુદય માટે જેમનો જન્મ છે એવા પાર્શ્વનાથ પ્રભુજીને દુઃખોના નાશને માટે હું સ્તવું છું—તમે સ્તવો.

---

૪ આ. શ્રી ભુવનસુંદરસૂરિજી–તેઓ પંદરમી સદીના સમર્થ વિદ્વાન અને ગ્રંથકાર થયા છે. તેમના ગુરુજીનું નામ પૂ. પા. આ. શ્રીસોમસુંદરસૂરિજી છે. તેઓ તપગચ્છ-પટ્ટાવલીમાં ૫૦મા પટ્ટધર છે. મહાપ્રતાપી, વિદ્વાન્ અને સમર્થ યુગપ્રધાન પુરુષ થયા છે આ સૂરિપુંગવે ઈડર, તારંગાજી, માંડવગઢ વગેરેમાં તીર્થોદ્ધારો, સ્થાપના અને પ્રતિષ્ઠાઓ કરાવી છે. અનેક ગ્રંથો પણ બનાવ્યા છે. વિશેષ માટે જુઓ સોમસૌભાગ્ય કાવ્ય વગેરે. આ. શ્રી ભુવનસુંદરસૂરિજીએ આ સ્તોત્રો ઉપરાંત ઘણા ગ્રંથો પણ બનાવ્યા છે તેમાં મુખ્ય ગ્રંથો આ પ્રમાણે છે "પરબ્રહ્મોત્થાપનસ્થલવાદગ્રંથ, મહાવિદ્યાવિડંબનવૃત્તિ, મહાવિદ્યા-વિડંબનટિપ્પન, વિવરણ, લઘુમહાવિદ્યાવિડંબન અને વ્યાખ્યાનદીપિકા વગેરે,

પછી બીજા બીજા શ્લોકોમાં ભક્તિભર અદ્‌ભુત સ્તુતિ સ્તોત્રકારે કરી છે. પરન્તુ આ સ્તોત્રના સોલમા અને સત્તરમા પદ્યમાં તો ગ્રંથકારે ભક્તિથી પૂર્ણ હૃદય ઠાલવ્યું હોય એમ જ લાગે છે. જુઓ તે બન્ને શ્લોકોઃ—

गंगाजलेषु विलुठन्तु पठन्तु वेदान्, ध्यायन्तु किंचिदथ भान्तु तपस्क्रियाभिः ।
देवान् नमन्तु विरमन्तु भवात् तथापि, त्वद्ध्यानशून्यहृदयेषु विभो ! न मुक्तिः ॥१६॥
तेपे तपो न समयोऽपि समो न पेठे, नेमे न तीर्थमथ दानगुणे न रेमे ।
कैश्चिन्नरैरलसमूर्त्तिवरैस्तथापि, त्वद्ध्यानतः शिवपदं जिनराज लेभे ॥१७॥

શ્લોકો સરલ અને સુલલિત છે એટલે અર્થ નથી આપ્યા. કેટલાક શ્લોકો તો કંઠસ્થ રાખી પ્રાતઃકાલમાં લલકારવા જેવા અને કેટલાક શ્લોકો ભક્તામરની યાદ કરાવે તેવા મનોહર તેમજ અર્થગંભીર અને સુપ્રસન્ન ભાષાલાલિત્યથી અલંકૃત છે. ૨૨–૨૪–૨૫–૨૬–૨૮–૩૦ વગેરે વગેરે પદ્યો બહુ જ હૃદયસ્પર્શી છે. અન્તિમ શ્લોક આ પ્રમાણે છે—

" श्रीसोमसुन्दरगुरूत्तमसूरिराज-शिष्याणुना भुवनसुंदरिसूरिणा त्वम् ।
देवः स्तुतः प्रवरभक्तिभरेण दद्याः सानन्दशाश्वतपदाभ्युदयस्य लक्ष्मीम् ॥ ३२ ॥

ઉત્તમ સૂરિશ્વર સોમસુંદરસૂરીના લઘુ શિષ્ય ભુવનસુંદરસૂરિએ ઉત્તમ ભક્તિથી હે દેવ ! આપની સ્તુતિ કરી છે. તેમને આનન્દમય શાશ્વતપદના અભ્યુદયની લક્ષ્મી—મોક્ષલક્ષ્મી આપો !

( ૬ ) છત્રીશમા સ્તોત્રમાં પ્રથમ પદ્ય આ પ્રમાણે છે.—

श्रियः क्रीडागेहं रुचिरुचिरदेहद्युतिभरं, त्रिलोकीविख्यातप्रकटपटुमाहात्म्यविभवम् ।
स्तुवे जीरापल्लियुवतिगुरुमल्लीयमुकुटं, प्रभुं श्रीवामेयं प्रणवमयताध्येयमनिशम् ॥ १ ॥

લક્ષ્મીના ક્રીડાઘર, ઉત્તમ કાન્તિથી શોભતા દેહવાળા, ત્રણે લોકમાં પ્રસિદ્ધ ઉત્તમ માહાત્મ્યવાળા, પ્રણવમંત્રમય ધ્યાન કરનારને ધ્યેયરૂપ, જીરાપલ્લીનગરી રૂપી યુવતીના મનોહર મુકુટરૂપ, વામાનંદન શ્રી પાર્શ્વપ્રભુને હું સ્તવું છું.

ત્યારપછીના બીજા શ્લોકો પણ ગંભીર, ભાવગાહી અને પદ લાલિત્યથી અલંકૃત છે. અનેક ચમત્કારો, પ્રભુના મહિમા, સ્તુતિ–ગુણ–ગ્રામથી ભરપૂર શ્લોકો છે. દશમા શ્લોકમાં સ્તોત્રકાર મહાત્માએ

तव स्वामिन् ! नामस्मरणवशतो यान्ति विलयम् "

માં પ્રભુના નામનો અદ્‌ભુત મહિમા વર્ણવ્યો છે. તેરમા શ્લોકમાં કવિ કહે છે —

जिन ! त्वत्तो रम्या प्रभवति सरस्वत्यमृतदा, निमित्तं शस्यानां त्वमपि सकलानां जिनपते ।
त्वदायत्तः सर्वो भुवनजनतायाः सुखभरः, पयोदस्त्वं चित्रं हरसि सकलं मेऽघपटलम् ॥

હે જિનવરેન્દ્ર! આપનાથી સરસ્વતી અમૃતદ બને છે. હે જિનપતિ, સકલ જીવોના જીવનનું-ધાન્યનું નિમિત્ત આપ છો! હે જિન, સંસારના સમસ્ત જીવોના સુખનું સાધન આપના અધીન છે. હે જિનવરેન્દ્ર, આપ મેઘરાજ હોવા છતાં મે અઘ (મમ પાપાનિ)-મારાં પાપોનો નાશ કરનાર છો. અહીં મેઘમાં શ્લેષ રહ્યો છે-મેઘ વર્ષાદ અને મેઽઘ મારાં પાપ. અહીં ઉપમા અને અલંકાર ગ્રંથકારે છૂટે હાથે વેર્યાં છે.

આવી જ રીતે ૧૬, ૧૭, ૨૦, ૨૧, ૨૨, ૨૪ શ્લોક સુંદર અને રમણીય છે. તેમાં ૨૦, ૨૧, ૨૨, શ્લોકોમા બ્રહ્મા, શંકર અને વિષ્ણુનું વાસ્તવિક ગુણનિધાન સ્વરૂપ પ્રભુમાં કેવી ઉત્તમ રીતે ઘટે છે એ સરસ રીતે બતાવ્યું છે. અને ત્યારપછી ૨૮, ૨૯ શ્લોકોમાં ભગવાનના અતિશયો-પ્રાતિહાર્યોનું રૂપક વર્ણવી જે અલંકારો, શ્લેષ ઉપમા આપી છે તેમાં કમાલ કરી છે, છેલ્લો વીશમો શ્લોક કવિ આ પ્રમાણે ભણે છે.

प्रौढश्रीगुणरत्नरोहणगिरे ! श्रीपार्श्व ! विश्वप्रभो !
त्रैलोक्याम्बुधिसोमसुन्दरगुरो ! देवेन्द्रवृन्दस्तुत ! ।
श्रीजीराउलिनामधेयनगरीशृंगारहार ! प्रभो !
भूयास्त्वं भुवनस्य वाञ्छितविधौ चिन्तामणिः सर्वदा ॥२०॥

ઉત્તમ લક્ષ્મીના ગુણરત્નના રોહણગિરિ-રોહણાચલ, ત્રણ લોકરૂપી સમુદ્ર માટે ચન્દ્રસમાન સુંદર ગુરુ, દેવેન્દ્રોના સમૂહથી વંદિત-પૂજિત જીરાવલી નગરીના શૃંગારહાર રૂપ જગત્પ્રભો! હે પાર્શ્વનાથપ્રભુ! જગતના જીવોને સદાય વાંછિત આપવામાં ચિંતામણિરૂપ બનો. અહીં ગ્રંથકારે-સ્તોત્રકારે પોતાના ગુરુ સોમસુંદરસૂરિજીની પણ સાથે જ સ્તુતિ કરી છે.

(૭) આડત્રીસમાં સ્તોત્રમાં પ્રથમ શ્લોક આ પ્રમાણે છે—

श्रियोऽभिवृद्धिं विजयोत्सवांश्च, यस्यानुभावाल्लभते जनोऽयम् ।
जीराउलीमण्डनपार्श्वनाथं, स्तोष्ये प्रभुं तं किमपि स्वभक्त्या ॥ १ ॥

લક્ષ્મીની અભિવૃદ્ધિ અને વિજયોત્સવો જેમની કૃપાથી મનુષ્યને પ્રાપ્ત થાય છે તે શ્રી જીરાવલાપાર્શ્વનાથ પ્રભુજીને હું ભક્તિથી સ્તવું છું.

છઠ્ઠા શ્લોકમાં સ્તોત્રકારે કહ્યું છે કે હે ભગવાન્, આપની ભક્તિ મનુષ્યોને જ મુક્તિનો હેતુ છે તેથી કયા કયા દેવતાઓ મનુષ્ય-અવતારની અભિલાષા નથી કરતા? અર્થાત્ મનુષ્ય-ભવમાં મુક્તિ મળતી હોવાથી દેવો પણ આપની ભક્તિવાળો મનુષ્ય-અવતાર ઇચ્છે છે.

પછી નવમા શ્લોકમાં સ્તોત્રકારે પ્રભુના અદ્ભુત દેહનું વર્ણન કર્યું છે. પછી ૧૦, ૧૪, ૧૭, ૨૦, ૩૧ વગેરે શ્લોકો સુંદર છે. છેલ્લો ૩૪ મો શ્લોક આ પ્રમાણે છેઃ—

श्रीजीरापल्लिदेव ! त्रिजगदधिपते ! प्राज्यराज्यादिलक्ष्मी—
दातस्तात ! त्वदीयामलचलनयुगोपासनावासनातः ।
स्तुत्वैवं प्रार्थये त्वां महिमदिनकरज्योतिरुद्योतिताशं,
यस्मात् त्वं प्रार्थितार्थस्फुटवदनविधौ कल्पवृक्षाधिकश्रीः ॥ ३४ ॥

હે જીરાપલ્લી પાર્શ્વનાથ, ત્રણ જગતના અધિપતિ, આપના ચરણકમલની સેવાની વાસનાથી વાસિત થયેલા જીવાને ઉત્તમ રાજ્યાદિ લક્ષ્મીને, આત્મરાજ્ય (મોક્ષ)ને દેતા હોવાથી હે તાત! ઉત્તમ દિનકર સમાન કાન્તિવાળા એવા આપને સ્તવીને હું પ્રાર્થના કરું છું કે મનોવાંચ્છિત ફલ આપવામાં કલ્પવૃક્ષથી પણ આપ અધિક છો.

**ઉપસંહાર**—આ સ્તોત્રો ઉપરથી સુજ્ઞ વાચકો સારી રીતે સમજી શક્યા હશે કે ઠેઠ ચૌદમી સદીથી આ તીર્થનો અદ્દભુત પ્રભાવ મહિમા અને ચમત્કારો ખૂબ જ પ્રસિદ્ધ હતા. એટલે આ તીર્થ પ્રાચીન અને પ્રાભાવિક છે એમાં સંદેહ નથી. મારવાડનાં પ્રાચીન તીર્થોમાં આ તીર્થનો મહિમા વધુ પ્રસિદ્ધ હતો. રેલ્વેનાં સાધનોથી દૂર આ સ્થાન આવી ગયું જેથી છેલ્લાં થોડાં વર્ષોથી યાત્રિકોને અહીં આવતાં મુશ્કેલી લાગવા માંડી. બાકી તીર્થ ખૂબ જ શાંતિનું ધામ છે. મુમુક્ષુ યાત્રિકે થોડાં કષ્ટો સહીને પણ યાત્રાનો લાભ જરૂર ઉઠાવવા જેવું છે. તેમાંયે જેઓ એકાંત અને શાંતિપ્રિય હોય તે મહાનુભાવો તીર્થયાત્રા સાથે એકાંત શાંતિનો પણ જરૂર લાભ ઉઠાવે.

આ તીર્થમાં સોળમી સદીના પ્રસિદ્ધ વિદ્વાન આ. શ્રીજિનભદ્રસૂરિજીના શિષ્ય ઉપાધ્યાયજી **શ્રી સિદ્ધાંતરુચિએ** મંત્રારાધન કરી માંડવગઢના ગ્યાસુદ્દીનશાહની સભામાં વાદિઓ સાથે વાદ કરી વિજય મેળવ્યો હતો. જૂઓ તે સંબંધીનો નીમ્ન ઉલ્લેખ—

“ श्रीखरतरगच्छेशश्रीमज्जिनभद्रसूरिशिष्याणाम् ।
जीरापल्लीपार्श्वप्रभुलब्धवरप्रसादानाम् ॥ १ ॥
श्रीग्यासदीनसाहेर्महासभालब्धवादिविजयानाम् ।
श्रीसिद्धांतरुचिमहोपाध्यायानां विनेयेन ॥ २ ॥

એટલે જીરાવલાજી અનેક રીતે મહત્ત્વનું તીર્થધામ હતું.
આ તીર્થની યાત્રા સૌ કોઈ એક વાર તો અવશ્ય કરે એ જ અભિલાષા!

સંપૂર્ણ



# મહાકવિ રામચંદ્રના
# નલવિલાસ નાટકમાંથી સંસ્કૃત પ્રસાદી*

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાન્ધી, વડોદરા ]

આચાર્ય શ્રી. હેમચંદ્રનું નામ ગૂજરાતમાં જ નહિ, જગતના વિદ્વત્-સમાજમાં સુપ્રસિદ્ધ છે, જેમણે ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની અભ્યર્થનાથી 'સિદ્ધહેમચંદ્ર' નામથી વિખ્યાત શબ્દાનુશાસનની, સ્વોપજ્ઞ લઘુ-બૃહદ્વૃત્તીઓ સાથે સાથ સુંદર રચના કરી. અષ્ટાધ્યાયીમાં ૭ અધ્યાયો સંસ્કૃત વ્યાકરણ માટે તથા ૮મો અધ્યાય પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચી અને અપભ્રંશ ભાષાના પરિજ્ઞાન માટે રચી જિજ્ઞાસુ અભ્યાસી સમાજ પર મહાન્ ઉપકાર કર્યો છે. એ જ્ઞાનને પરિપક્વ કરાવવા સંસ્કૃત, પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્યની રચના કરી ગૂજરાતના ચૌલુક્યવંશનો ઇતિહાસમાં અમર કર્યો. જેમાં તેઓએ સોલંકી મૂલરાજથી લઈ, પોતાના સમકાલીન ભક્ત નરેશ્વર સિદ્ધરાજ જયસિંહ અને પરમાર્હત કુમારપાલ ભૂપાલનો પ્રામાણિક પરિચય કરાવ્યો. સંસ્કૃત ભાષાના વિશેષ જ્ઞાન માટે ધાતુપારાયણ વગેરે અનેક ગ્રંથોની રચના કરી. સંસ્કૃત શબ્દાર્થ-જ્ઞાન માટે અભિધાન-ચિંતામણિ નામમાળા, અનેકાર્થસંગ્રહ, નિઘંટુ અને દેશી નામમાલા (પ્રાકૃત) જેવા અનેક કોશોની સરસ સુગમ રચના કરી. નામલિંગાનુશાસન, છંદોનુશાસન સાથે કાવ્યાનુશાસન જેવા અનેક ઉપકારક ગ્રંથો સ્વોપજ્ઞ વૃત્તિઓ સાથે રચી સાહિત્ય-સેવીઓ પર અસાધારણ ઉપકાર કર્યો છે.

જેમણે મહારાજા કુમારપાળની પ્રાર્થનાને લક્ષ્યમાં લઈ વીતરાગસ્તોત્ર, સ્વોપજ્ઞ વિવરણ સાથે અધ્યાત્મોપનિષદ્ અપરનામવાળું યોગશાસ્ત્ર અને બીજા અનેક ઉપયોગી અર્થગંભીર દ્વાત્રિંશિકાઓ, પ્રમાણમીમાંસા વગેરે સંસ્કૃત ગ્રંથો રચી ગૂજરાતનું ગૌરવ વધાર્યું અને સમસ્ત પ્રજાજનોને ચિરસ્મરણીય અમૂલ્ય ભેટ આપી છે; એ જ મહારાજાની પ્રાર્થનાથી તેઓએ સંસ્કૃતમાં રચેલા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર મહાકાવ્યનું (૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો, ૯ બલદેવો અને ૯ પ્રતિવાસુદેવોના = ૬૩ મહા પુરુષોના ચરિત્રોનું ) શ્લોક-પ્રમાણ ૩૨૦૦૦થી વધારે ગણાય છે, જેનું અંગ્રેજી ભાષાંતર અમેરિકન વિદુષી ડૉ.મિસ હેલન એમ. જ્હોનસન વર્ષોથી કરી રહી છે, જેમાંના ૪ ભાગો અહીંની આપણી સુપ્રસિદ્ધ ગાયકવાડ પ્રાચ્ય-ગ્રંથમાલા દ્વારા પ્રકાશમાં આવ્યા છે.

ગૂજરાતના એ મહાન્ વિદ્વાન્ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યના પટ્ટને વિભૂષિત કરનાર તેમના સુયોગ્ય વિદ્વાન શિષ્ય મહાકવિ શ્રી રામચંદ્રસૂરિએ પણ ગુરુજીના કાર્યની પૂર્તિ કરીને ગુજરાતની સંસ્કૃત કવિત્વશક્તિને દેદીપ્યમાન કરી છે; આજથી આઠસો વર્ષો પહેલાં ગૂજરાતની સાહિત્ય-સમૃદ્ધિને નવપલ્લવિત કરી છે. ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણમાં મહારાજા કુમારપાળે કરાવેલા 'કુમાર-વિહાર' નામાંકિત પાર્શ્વનાથ જૈનમંદિરનું જે સરસ

* તા.૨૪-૬-૪૬ રાત્રે ઑલ ઇન્ડિયા રેડિયો, વડોદરા સ્ટેશનથી થયેલ પ્રવચન.

વર્ણન તેમણે કુમાર–વિહાર–શતક કાવ્યદ્વારા કર્યું છે તે વાંચી વિચારી અનેક વિદ્વજ્જનો તેમની કવિત્વશકિતના પ્રશંસક બન્યા છે. માલવાના મહારાજા મુંજની વિદ્વત્‌–સભાના એક વિદ્વદ્રત્ન ધનિક ધનંજયે નાટકોના ૧૦ પ્રકારો દર્શાવતા દશરૂપક નામના ગ્રંથની રચના કરી હતી. તેવા જ વિષયના સ્વરૂપને વિશિષ્ટ પદ્ધતિથી સમજાવનાર ૧૨ રૂપકોનું વિવેચન કરનાર નાટ્યદર્પણ જેવા સરસ ગ્રંથની અમૂલ્ય ભેટ ગુજરાતના આ વિશિષ્ટ વિદ્વાને આપી છે, જેમાં ઉદ્ધૃત કરેલાં ૪૦ જેટલાં અપ્રગટ નાટકો–રૂપકોની શોધ વિદ્વાનોએ હજી કરવાની છે. આ નાટ્યદર્પણ ગ્રંથ ગાયકવાડ–પ્રાચ્ય–ગ્રંથમાલાના ગ્રં. ૪૮ તરીકે વીશ વર્ષો પહેલાં પ્રસિદ્ધ થયેલ છે.

ગૂજરાતના આ મહાન્‌ કવિ અને નાટકકાર રામચંદ્રસૂરિ સ્વાતંત્ર્ય–પ્રેમી હતા, સ્વતંત્ર રચના કરનારા હતા. તેમણે પોતાની રચનાઓને સ્વતંત્ર, સ્વાતંત્ર્યપદથી અલંકૃત કરેલી છે. પ્રબંધશતકાર તરીકે તેમની પ્રસિદ્ધિ છે. 'प्रबंधशतकर्तुर्महाकवे रामचंद्रस्य' એવા ઉલ્લેખો એમના સંબંધમાં મળે છે. એમણે સંસ્કૃત પ્રાકૃત ભાષામય નાટક, પ્રકરણ આદિ અનેક રૂપકોની રચના કરી જણાય છે, જેમાંથી બહુ થોડાં પ્રાપ્ત થયાં છે. એમણે રચેલ સત્યહરિશ્ચંદ્ર નાટક, કૌમુદી–મિત્રાણંદ પ્રકરણ, નિર્ભયભીમવ્યાયોગ વગેરે અન્યત્ર પ્રકટ થઈ ચૂક્યાં છે.

તેમણે રચેલું રસમય નલવિલાસ નાટક, વૈદર્ભી રીતિથી વિશિષ્ટ પ્રાસાદિક રચનાવાળું છે અને કાવ્યાલંકારોથી અલંકૃત છે, તે ગાયકવાડ–પ્રાચ્યગ્રંથમાલાના ગ્રં. ૨૯ તરીકે સદ્‌ગત મહારાજા સયાજીરાવના સુવર્ણ મહોત્સવ–પ્રસંગે પ્રકાશિત થયેલ છે. તેની સંસ્કૃત પ્રસ્તાવનામાં અમે એ મહાકવિ નાટકકાર સંબંધમાં, અને એમની રચનાઓ વગેરે સંબંધમાં વિસ્તારથી વક્તવ્ય કર્યું છે. અહિં એ નાટકમાંથી થોડી સંસ્કૃત પ્રસાદી પીરસવા ઇચ્છું છું।

તેના બીજા અંકમાં કવિએ કલહંસદ્વારા નલ રાજા આગળ દમયંતીનું વર્ણન કરાવ્યું છે કે—

> " काव्यं चेत् सरसं किमर्थममृतं ? वक्त्रं कुरङ्गीदृशां,
> चेत् कन्दर्पविपाण्डुगण्डफलकं राकाशशाङ्केन किम् ? ।
> स्वातन्त्र्यं यदि जीवितावधि मुधा स्वर्भूर्भुवो वैभवं,
> वैदर्भी यदि वद्धयौवनभरा प्रीत्या रत्याऽपि किम् ॥ "

ભાવાર્થ–હે મહારાજા ! જો કાવ્ય સરસ હોય, તો પછી અમૃત શા માટે ? અમૃતની શી જરૂર છે ? અર્થાત્‌ સરસ કાવ્ય એ જ અમૃત છે. અમૃતનું કાર્ય–પ્રયોજન એથી સરે છે. તથા કામદેવથી વિશેષ ઉજ્જ્વળ બનેલ કપોલ (ગાલ)–પ્રદેશવાળું મૃગનયના–સુંદરીનું સુંદર મુખ હોય તો પછી પૂર્ણિમાના ચંદ્રની શી જરૂર છે ? જો જીવિત (જીવન)–પર્યંત સ્વાતંત્ર્ય (સ્વતંત્રતા) હોય, તો સ્વર્ગ, મર્ત્ય અને પાતાળનું–ત્રણે લોકનું વૈભવ(વિભુત્વ) ફોકટ–નકામું છે અને જો ભરજોબનવંતી વૈદર્ભી (દમયંતી) પ્રાપ્ત થાય તો રતિ સાથે પ્રીતિનું (કામદેવની મનાતી પત્નીઓનું) શું પ્રયોજન છે ? અર્થાત્‌ તે બન્નેનું કાર્ય દમયંતી જ બજાવશે.

આગળ વર્ણન કરતાં તે જણાવે છે કે—

" विश्वस्य श्रवणेन्द्रियं सफलतां नेतुं पुरा भारती,
वाचां रूपमुपास्य निर्मितवती वासं विदर्भक्षितौ ।
बद्धेर्ष्येव नरेन्द्रभीमतनयावेषं विधृत्याधुना,
साफल्यं नयनेन्द्रियं गमयितुं देवी स्मरस्य प्रिया ॥ "

ભાવાર્થ—પહેલાં ભારતી દેવીએ વિશ્વની શ્રવણેન્દ્રિયને સફલ કરવા માટે વાણી (સરસ્વતી) ના રૂપની ઉપાસના કરીને વિદર્ભ દેશની ભૂમિમાં વાસ કર્યો હતો, એથી ઈર્ષ્યાવાળી થઈ હોય તેમ, કામદેવની પ્રિયા (રતિ) દેવીએ વિશ્વની નયન ઇન્દ્રિયને (આંખોને) સફળ કરવા માટે મહારાજા ભીમની પુત્રી (દમયંતી) નો વેષ ધારણ કરીને હાલમાં વિદર્ભદેશની ભૂમિમાં વાસ કર્યો જણાય છે.

ત્રીજા અંકમાં રાજા અને કલહંસના સંવાદ દ્વારા કવિએ ગીત-નાદ સંબંધમાં ઉચ્ચરાવ્યું છે કે—

" अजल्प्यं जल्पामः किमपि किल पाषाणसुहृदां,
सदा तेषां भूयाज्जगति पुरुषाणामजननिः ।
असारं संसारं विदधति न सारं प्रति मुहुः,
पिबन्तो ये सूक्तीरथ च कलगीतीर्मधुमुचः ॥ "

ભાવાર્થ:—ન બોલવા યોગ્ય-ન કહેવા યોગ્ય એવું પણ કંઈક અમે ખરેખર કહીએ છીએ કે—પાષાણ (પથ્થર) જેવા જડ હૃદયના તેવા પુરુષોની ઉત્પત્તિ જગતમાં સર્વદા (કદાપિ) ન હો—ન થાઓ; કે જેઓ મધ ઝરતી સૂક્તિઓનું-સુંદર ઉક્તિઓનું (સુભાષિતોનું) અને મધુર ગીતિઓનું વારંવાર પાન કરતાં છતાં અસાર સંસારને સારરૂપ બનાવતા નથી.

વિશેષમાં આગળ કહે છે કે—

" न गीतशास्त्रमर्मज्ञा, न तत्त्वज्ञाश्च ये किल ।
अपौर-पशुदेश्येभ्यस्तेभ्यः पुम्भ्यो नमो नमः ॥ "

ભાવાર્થ—જેઓ ગીતશાસ્ત્રના મર્મને જાણતા નથી, અને જેઓ ખરેખર તત્ત્વોના જાણકાર નથી; તેવા અનાગરિક, પશુ-પ્રાય પુરુષોને [દૂરથી] નમન હો ! નમન હો !

આગળ વધી કલહંસ કહે છે કે—

" आस्तां मर्म-परिज्ञानं, येषां गीत-स्पृहाऽपि न ।
कुरङ्गेभ्योऽपि हीनेषु, मर्त्यत्वं तेषु वैशसम् ॥ "

ભાવાર્થ—મર્મનું પરિજ્ઞાન દૂર રહો, જેમને ગીતો પ્રત્યે સ્પૃહા પણ ન હોય, તેવા કુરંગો (હરણો) કરતાં પણ હીન મનુષ્યોમાં મનુષ્યત્વ લજ્જાસ્પદ કિંવા અનુચિત ગણાય.

પ્રથમ અંકમાં રાજા, કલહંસ, કાપાલિક અને વિદૂષકના સંવાદ-પ્રસંગમાં વિદૂષક (મહોપાધ્યાય)ની દરિદ્રતા જોઈ કાપાલિક તેનો ઉપહાસ કરતાં કહે છે કે તેનું મહોપાધ્યાયપણું તેની સંપત્તિથી પણ નિવેદિત થઈ જાય છે. તેના પ્રત્યુત્તરમાં રાજા સહજ હસીને કહે છે કે

'અલ્પ સંપત્તિવાળા હોવું એ મહોપાધ્યાય ન હોવામાં હેતુ નથી, કારણ કે વિદ્યાજીવીઓ -વિદ્યાથી આજીવિકા ચલાવનારા-પ્રાયે અલ્પ વેતનવાળા (ટૂંકા પગારવાળા) હોય છે- **'अल्पवेतना हि विद्याजीविनः प्रायेण.'** એના કારણની ચર્ચા કરતાં આગળ કહે છે કે—

" देवीं वाचमविक्रेयां विक्रीणीते धनेन यः ।
क्रुद्धेव तस्मै सा मूल्यमल्यल्पमुपढौकयेत् ॥ "

ભાવાર્થઃ—ન વેચવા યોગ્ય એવી વાગ્દેવીને જે ધનવડે વેચે છે, તેના અર્થે જાણે કોપાયમાન થયેલી હોય તેમ તે વાગ્દેવી (શારદા) તેને અત્યંત અલ્પ મૂલ્ય અપાવે છે.

સાતમા અંકમાં દમયંતીનો ફરી મેલાપ થયા પછી નલરાજા તેને ઉદ્દેશીને કહે છે કે જો તારા પ્રેમ વડે પણ પ્રસન્ન ન થાઉં તો હું સર્વથા ખરેખર ખલ-પ્રકૃતિવાળો છું એમ ગણાઉં. એ પ્રસંગમાં કવિએ દુર્જન-સ્વભાવ સંબંધમાં કથન કર્યું છે કે-

" न प्रेम नौषधं नाज्ञा, न सेवा न गुणो न धीः ।
न कुलं न बलं ना श्रीर्दुर्जनस्य प्रशान्त( सत्त )ये "

ભાવાર્થ—દુર્જનને પ્રશાંત કરવા માટે કે પ્રસન્ન કરવા માટે પ્રેમ, ઔષધ, આજ્ઞા, સેવા, ગુણ, બુદ્ધિ, કુળ, બળ કે લક્ષ્મી એમાંનું કાંઈ પણ ઉપયોગી થતું નથી.
આગળ કહે છે કે—

" छिन्नेषु रावणे तुष्टः, शम्भुर्दशसु मूर्धसु ।
शतेऽपि शिरसां छिन्ने, दुर्जनस्तु न तुष्यति ॥ "

ભાવાર્થ—દસ મસ્તકો કપાતાં રાવણ ઉપર શંભુ તુષ્ટ થયા; પરંતુ સો માથાં કપાવા છતાં પણ દુર્જન તુષ્ટ થતો નથી.

નાટકના અંતમાં કવિએ યુક્તિથી પોતાનું નામ સૂચવતું સ્વતંત્ર-પદથી અંકિત કરેલ આશીર્વાદાત્મક પદ્ય કલહંસ દ્વારા નલરાજાને ઉદ્દેશી આવી રીતે ઉચ્ચાર્યું છે—

" दुरोदरकलङ्कतः कृतविराम चन्द्रोज्जवलाम् ,
अवाप्य निजसम्पदं पदमचिन्त्यशर्मश्रियः ।
यशोभिरनिशं दिशः कुमुदहासभासः सृजन् ,
अजातगणनाः समाः परमतः स्वतन्त्रो भव ॥ "

ભાવાર્થ—જુગારના કલંકથી વિરામ કરનાર (કલંક-મુક્ત) ચંદ્ર જેવા હે રાજન્! અચિન્ત્ય સુખ-લક્ષ્મીના સ્થાનરૂપ પોતાની ઉજ્જ્વલ સંપત્તિને પ્રાપ્ત કરીને, યશો વડે નિરંતર દિશાઓને કુમુદોના હાસથી (ઉલ્લાસથી) દેદીપ્યમાન કરતા છતા આપ હવે પછી ગણનાતીત વર્ષો સુધી સ્વતંત્ર થાઓ. તથાસ્તુ.

[ઓલ ઈંડિયા રેડિયો, વડોદરાના સૌજન્યથી]

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું चौदमा वर्षनुं विषय–दर्शन

## પ્રતીકાર



## સંપાદકીય



## સાહિત્ય



## ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

# મ દ દ

પૂ. મુ. મ. શ્રીદર્શનવિજયજીના સદુપદેશથી અમદાવાદમાંથી નીચે મુજબ મદદ મળી છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૫૧) | પ્રો. | સાંકળચંદ મફતલાલ શાહ. | |
| ૫૧) | શેઠ | જીવાભાઈ ચુનીલાલ કોઠાવાલા | |
| ૫૧) | ,, | સનુભાઈ જેસીંગભાઈ કાલીદાસ | |
| ૧૧) | ,, | ચન્દ્રકાન્ત છોટાલાલ ગાંધી વકીલ | ( પાંચવર્ષ માટે ) |
| ૧૧) | ,, | મગનલાલ નરસીદાસ વોરા | ,, |
| ૧૧) | ,, | રવચંદભાઈ કેવળદાસ | ,, |
| ૧૧) | ,, | મણિલાલ જેઠાલાલ | ,, |
| ૧૧) | ,, | રતિલાલ ભીખાભાઈ | ,, |
| ૧૧) | શ્રીમતી | કમલાબેન નંદુભાઈ ફોજદાર | ,, |
| ૧૧) | શેઠ | નગીનદાસ મગનલાલ | ,, |
| ૧૧) | ,, | અરુણચન્દ્ર શાંતિલાલ | ,, |
| ૧૧) | શ્રીમતી | મહાલક્ષ્મીબેન કલ્યાણભાઈ ઝવેરી મુંબઈ | ,, |
| ૧૧) | શેઠ | સુધાકરભાઈ મનસુખરામ | ,, |
| ૧૧) | ,, | રતિલાલ માણેકલાલ તેલી | ,, |
| ૧૧) | શ્રીમતી | જસુબેન રમણલાલ ફોજદાર | ,, |
| ૧૧) | શેઠ | રતીલાલ નગીનદાસ મોદી | ,, |
| ૧૧) | શ્રીમતી | ભાનુબેન ધીરજભાઈ શેઠ | |
| ૧૧) | શેઠ | લાલભાઈ ભીખાભાઈ શાહ. | |
| ૧૧) | શ્રીમતી | શાન્તાબેન શાહ | |
| ૧૧) | શેઠ | લાલભાઈ અંબાલાલ | |
| ૧૧) | ,, | ચીમનલાલ વાડીલાલ કુસુમગર | |
| ૧૧) | ,, | ઠાકોરભાઈ જેસીંગભાઈ | |
| ૧૧) | ,, | કેશવલાલ વાડીલાલ | |
| ૫) | ,, | લાલભાઈ હીરાચંદ | |

૨૦) પૂ. આ. મ. શ્રી વિજયલાવણ્યસૂરિજીના સદુપદેશથી શ્રીહરજી જૈનશાલા, જામનગર

૧૧) પૂ. આ. મ. શ્રી. વિજયકુમુદસૂરિજીના સદુપદેશથી શ્રી ખેરવાજૈન પાઠશાળા ( ખેરવા ) ( પાંચમા વર્ષના )

૧૧) પૂ. પં. મ. શ્રી કલ્યાણવિજયજીના સદુપદેશથી શ્રી જૈનસંઘ, જાલોર. ( મારવાડ )

૧૦) પૂ. મુ. મ. શ્રી કંચનવિજયજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ શાન્તિનગર સોસાયટી ( અમદાવાદ )

૧૦) પૂ. આ. મ. શ્રી વિજયકુમુદસૂરિજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ, કડી

૧૦) પૂ. પં. મ. પ્રવિણવિજયજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ. સાંગલી ( મહારાષ્ટ્ર )

૧૦) પૂ. આ. મ. શ્રી કીર્તિસાગરસૂરિજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ, પાદરા

૫) પૂ. પં. મ. શ્રી ભક્તિવિજયજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ રાંધેજા

૩) શ્રી જૈનસંઘ, લાંઘણજ

આ બધા પૂજ્ય મુનિ મહારાજો, સંઘો અને સદ્ગૃહસ્થોનો અમે આભાર માનીએ છીએ, અને બીજા ગામોના સંઘોને પોતાના તરફથી મદદ મોકલી આપવા વિનવીએ છીએ. ૪૫૦

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. જૈનધર્મ સત્યપ્રકાશ સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.